# प्रभात गायन.

[ लेखक—श्रीयुत 'मायेश' चन्दौसी ].

वर्णाश्रम स्वराज्य संघके, रक्षक रमा–रमण भगवान !

जो असुरों के दर्प दलैया
देवन की सब लाज रखैया,
वेदविदित सद्मार्ग सुझैय्या,
जो जगमें बलवान। रक्षक रमा–रमण भगवान !

ऋषि सन्तानों का अति प्यारा,
आर्यवरों का प्राण दुलारा,
वर्ण आश्रम यह संघ हमारा,
जिसका गौरव भाव महान ! रक्षक रमा–रमण भगवान !

वस्त्र स्वदेशी वेश स्वदेशी,
भाव व भाषा ज्ञान स्वदेशी,
शिक्षा सारी होय स्वदेशी,
देशी हो भोजन पान। रक्षक रमा–रमण भगवान !

निर्भय हो कर धर्म के खातिर,
धर्म के प्यारे देश के खातिर,
भारत मा की लाज के खातिर,
उठो वीर हिन्दू सन्तान ! रक्षक रमा–रमण भगवान !

वीरो आओ वीरो आओ,
धर्म निभाकर देश बचाओ,
निज पुरखों की शान रखाओ,
होगा तब कल्यान। रक्षक रमा–रमण भगवान !

वर्णाश्रम स्वराज्य सघ के, रक्षक रमा–रमण भगवान ॥

# सनातनीयोंके सुप्रसिद्ध गेय काव्य.

( "ब्राह्मण महासम्मेलन" मेंसे अनुमति समेत उद्धृत ).

## झंडा गायन.

वर्णाश्रमो विश्वका प्यारा ।
धार्मिक झण्डा उडे हमारा ॥
धार्मिक धाक जमाने वाला ।
दुष्टों को दहलाने वाला ॥
चढ दे विजय दिखाने वाला ।
मातृभूमि का अटल सहारा ॥ धार्मिक०
जन्मभूमि की जान इसी में ।
भारतका अभिमान इसी में ॥
मूर्तिमान भगवान इसी में ।
धर्मप्राण भारत का प्यारा ॥ धार्मिक०
इसको लिये प्रेमसे कर में ।
निर्भय बढते चले समर में ॥
निश्चय है स्वराज्य दम भरमें ।
भागे रणसे शत्रु बिचारा ॥ धार्मिक०
आओ वीरो इसे बढायें ।
इस पर जीवन भी बलि जायें ॥
धर्म कर्म का पाठ पढायें ।
चमका दें फिर भाग्य सितारा ॥ धार्मिक०





સ્વ. વા. ધર્મપ્રાણ શ્રી. નગીનદાસ પુ. સંઘવી

| જન્મ : | દેહોત્સર્ગ : |
| --- | --- |
| સંવત, ૧૯૨૦ ના ચૈત્ર વદ, ૧૩. | સંવત, ૧૯૯૯ના માગસર સુદ, ૧૦ |

બૃહદ્ ગુજરાતના સનાતન ધર્મના અગ્રગણ્ય સનાતની નેતા તરીકે સધરીજીનો આવો સ્મરણાંજલિ સ્મારક ગ્રન્થ આપણા મુબઈ ઇલાકામા આ પહેલવહેલો જ બહાર પડે છે એટલે એમા ઘણી ત્રુટિઓ રહી જાય એ સ્વાભાવિક છે એ ત્રુટિઓનો ખ્યાલ અમોને બરાબર છે તો પણ આવા પ્રકારના આપણા પહેલા પ્રયાસ તરીકે ઉદાર વાચક વર્ગ તેને નિભાવી લેશે એવી અમે આશા રાખિયે છિયે કવિ શ્રી ખબરદારની જ્યુબિલી પ્રસગનો સ્મારક ગ્રન્થ જેવાના સફલ પ્રયાસો જાણીતા છે આવા પ્રયાસો વડે જ અનેક હેતુઓ સાધી શકાય છે અને તે વડે સ્વર્ગસ્થનુ સ્મરણ વિશિષ્ટ અક્ષર વિભૂતિ રૂપે ચિરજીવ થાય છે

આ સ્મરણાંજલિ સ્મારક ગ્રથનુ કાર્ય હાથમા લેતા વિનતિ કર્યા પ્રમાણે કેટલાકે સધરીજી સાથેના સસ્મરણો લખી મોકલ્યા છે કેટલાકે સધરીજીના લેખો અને કાવ્યો તથા સિદ્ધાતો જ તેમના સ્મારક રૂપ છે એમ જણાવ્યુ છે તો કેટલાકે સક્ષેપમા જીવનચરિત્ર આપવાનુ પણ જણાવ્યુ છે તેથી સસ્મરણોરૂપ સ્મરણાંજલિ સાથે તેમના સુદર સદ્બોધક લેખો કાવ્યો અને સદ્વિચારો આપવામા આવ્યા છે તદ ઉપરાત તેમનુ સક્ષિપ્ત જીવન ચરિત્ર તેમને ધર્મ સસ્થાઓ તરફથી મળેલી પદવીઓ અને અભિનન્દન પત્રો પત્રકારો જાહેર સભાઓ અને સસ્થાઓ તથા સસ્મરણાંજલિ સ્મારક ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું જણાવતા સ્મારક ગ્રન્થના સપાદક ઉપર મહામડળેશ્વર ૧૦૮ સ્વામી શ્રી મહેશ્વરાનદજી દી બ સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તથા પૂજ્ય શ્રી ચરણતીર્થજી વિગેરે તરફથી અજલી આપતા આવેલા પત્રો તેમજ સધરીજીએ પોતાના જીવન દરમ્યાન લખેલા પત્રો અને તેમના ઉપર આવેલા કેટલાક પત્રો તથા તેમણે પોતાના જીવન દરમ્યાન ધર્માચાર્યો અને પડિતો વિગેરેના તેમની દ્વારા ચાલતી સભાઓ તરફથી અપાયેલા કેટલાક ભાષણોની નોંધ તથા તેમણે રચેલા ગ્રન્થોની નોંધ પરિશિષ્ટ તરીકે વાચકોની જાણ માટે ઉપયોગી હોવાથી આપવામા આવ્યા છે આ સ્મરણાંજલિ સ્મારક ગ્રથ સધરીજીના અવસાન સમયે જો પ્રસિદ્ધ કરાયો હોત તો તે પ્રસિદ્ધ કરવાને જનતાની લાગણી જોતા જરૂર

સારી રકમ મળી હોત પરન્તુ કેટલાયે વર્ષ પછી તેમના ટ્રસ્ટીઓએ પ્રસિદ્ધ કરવાનું રાખવાથી ટ્રસ્ટે ટ્રસ્ટમાંથી ખર્ચ કરી પ્રસિદ્ધ કર્યો છે. તેને જનતા જરૂર સત્કારશે.

આ સ્મારક ગ્રન્થમાં પ્રસિદ્ધ કરવાને જે અનેક ધર્માચાર્યો મહામંડળેશ્વરો, મહાનુભાવો, પંડિતો, વિદ્વાનો અને અનેક સંભાવિત સજ્જનોએ પોતાના લેખો અને કાવ્યો લખી મોકલ્યા છે તે બધાનો અમે ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ. તેમની અક્ષર વિભૂતિ વિના આ સ્મરણાંજલિ સ્મારક ગ્રન્થનું અસ્તિત્વ અને શોભા થઈ શક્યા ન જ હોત. એમની સહાનુભૂતિ કે એમનો પરિશ્રમ કે એમનો ધર્મપ્રેમ આ બધામાં કઈ બાબતની વધારે પ્રશંસા કરવી એ કહેવું ખરેખર મુશ્કેલ છે. તેથી અમે બધાનો જ આભાર માનીએ છીએ. ગ્રન્થનું કદ ધારવા કરતાં મોટું થવાથી અમે વધુ સંસ્મરણો દાખલ કરી શક્યા નથી તે માટે દિલગીર છીએ.

આ સ્મારક ગ્રન્થમાં સંઘવીજીના, તેમના ધર્મપત્ની અ સૌ. મંગલાગૌરીની સાથેના તેમજ જુદા જુદા સમયે લેવાયેલા તેમના ફોટાના બ્લોકો, તેમજ તેમના માતા પિતા અને ધર્મપત્નીના તથા સદ્ગુરુ શ્રી મન્નૃસિંહાચાર્યજીના અને શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમના બ્લોકો અમે ખાસ બનાવરાવી મૂક્યા છે અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની વિ સં. ૧૯૮૭ની કાર્ય કારિણી સમિતિનો જલગાંવમાં લેવાયેલા ફોટાનો બ્લોક બનાવરાવીને પ્રો. શ્રી દ્વારકાજીના સૌજન્યથી છાપી શક્યા છીએ. તેમજ ટેબલ આગળ બેઠેલા સંઘવીજીનો ફોટો બ્લોક બનાવવાને શ્રીયુત તનસુખલાલ હીરાલાલ નાણાવટી તરફથી મળ્યો તે માટે તેમનો તેમજ શ્રી દેવનાયકાચાર્યજી કાશી તરફથી જે ત્રણ હીન્દી કાવ્યો પ્રસિદ્ધ કરવાને પરવાનગી આપી છે તે માટે તેમનો તથા આ સ્મારક ગ્રન્થ પ્રસિદ્ધ કરવાના કાર્યમાં પંડિત શ્રી શંકરપ્રસાદ મિશ્ર, શાસ્ત્રી શ્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર, શ્રી લલ્લુભાઈ જીવણરામ ભટ્ટ, ભાઈ હરિવદન રતિલાલ પટેલ, શાસ્ત્રી હરિશંકર અંબારામ પંડ્યા, શ્રી લક્ષ્મીપ્રસાદ જ આચાર્ય વિગેરે તથા જેઓએ પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષરૂપે મદદ કરી છે તે તમામનો આભાર માનીયે છીયે. તદ્ઉપરાંત ખાસ કરીને

# આમુખ

मूकङ्करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ १ ॥

આપણા ભારત વર્ષની પવિત્ર ભૂમિની સનાતન ધર્માનુયાયી પ્રજાના માનનીય અને વિદ્વતપ્રિય ધર્મપ્રાણ નેતા સનાતન ધર્મભૂષણ શ્રી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીનો પરલોકવાસ સંવત્ ૧૯૯૯ ના માગસર સુદી ૧૦ તા. ૧૭-૧૨-૧૯૪૨ ગુરૂવારના રોજ થયો હતો. તેની અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના મંત્રી અને પછી પ્રમુખ શ્રીયુત સદાશિવ માધવરાવ પરાન્ડે રીટાયર્ડ ડીસ્ટ્રીક્ટ જજ નાગપુર દ્વારા સનાતન ધર્માનુયાયી ધાર્મિક આંદોલનોને ઝીલનાર અને જાણનાર વિવિધ પ્રાન્તના સમાજમાં અને નેતાઓમાં ખબર પડતાં ઘણી દીલગીરી ફેલાઈ. એક મોટી વિજળીના આંચકા જેવું ધાર્મિક સમાજ અને નેતાઓને લાગ્યું. સ્વર્ગસ્થને અંજલિ આપવાને અમદાવાદમાં શેઠ હરિદાસ અચરતલાલના અધ્યક્ષપદે પ્રેમાભાઈ હોલમાં નાગરિકોની સભા અને પંડિત શંકરપ્રસાદ મિશ્રના અધ્યક્ષપદે રામજી હોલમાં વિદ્વાનોની સભા મળી, તેમાં સંઘવીજીએ તન, મન અને ધનને લઈને કરેલી અનેકવિધ સેવાઓને લઈને ભવ્ય અંજલિ આપી. અને તે પ્રમાણે મુંબઈ, નાસિક, રાજકોટ, ડાકોર, વર્ધા, કાશી આદિ સ્થળોએ પણ ભવ્ય અંજલિ અપાઈ, શોક પ્રદર્શક ઠરાવો થયા. તેમાં સંઘવીજીની ન પૂરાય તેવી ખોટ પડ્યાના તથા તેમના સ્મારક સંબંધી ઠરાવો થયા. તેમજ સંઘવીજીના ટ્રસ્ટના ટ્રસ્ટીઓ જ્યારે સંઘવીજીનું સ્મારક કરે તેમાં મદદગાર થવા સંબંધી પણ વિચારવામાં આવ્યુ હતું. સંઘવીજીના ટ્રસ્ટ તરફથી સંઘવી સ્મારક ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું. અને સંઘવીજીના ઋણમાંથી કેટલેક અંશે મુક્ત થવાની ભાવના અને ફરજને લઈને સંઘવી સ્મારક ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું હાથમાં લીધું. સમસ્ત દેશના માનનીય ધર્માચાર્યો, મહામંડલેશ્વરો, પ્રખર પંડિતો, સાક્ષરો અને સદ્‌ગૃહસ્થોને પોતાના સંઘવીજી સાથેના સંસ્મરણો લખી મોકલવાને વિનંતિ કરાઈ અને તેનો સુંદર જવાબ મળ્યો છે.

(જી) એ આર્યાવર્તકુલ અગર તેના અંગની શાખામાં પરિણીત વિદ્યાર્થીઓને રાખવા કે દાખલ કરવા નહિ.

(એચ) એ આચાર્ય કુલ અગર તેના અંગની શાખામાં સહ શિક્ષણની યોજના કે પ્રથા કોઈપણ સંજોગોમાં દાખલ કરવી નહિ.

આજે સ્કુલ કોલેજોમાં સહશિક્ષણના માઠા ફળ સર્વત્ર દેખાય છે કેળવણીકારો અને સંસ્કારી આગેવાનો છોકરા છોકરીઓની શિક્ષણ સંસ્થાઓ જુદી હોવાનું માનવા લાગ્યા છે. સંઘવીજી હાલની પાશ્ચાત્ય શિક્ષણ પદ્ધતિ અને સહશિક્ષણના ઘણા વર્ષો પહેલાથી જ ખાસ વિરોધી હતા અને દારૂ અને દેવતાને ભેગા કરવાથી જે ફળ આવે તેવું ફળ આમાં માનતા. તેમના ટ્રસ્ટમાં જણાવેલા નિયમોમાં આચાર્યકુલના બ્રહ્મચારીઓને વૈદિક શિક્ષણ આદિ આપવા ઉપરાંત શરીર બળ માટે જરૂરી અને કસરતી તાલીમ ફરજીયાત આપવાનો જણાવ્યું છે. અને આચાર્યકુલ અગર તેના અંગની શાખામાં સહશિક્ષણની યોજના કે પ્રથા કોઈપણ સંજોગોમાં દાખલ નહિ કરવાનું સખ્ત ફરમાન છે.

ગુરુકુલ પદ્ધતિથી અપાતું વૈદિક શિક્ષણ અને તે આદર્શને લક્ષમાં રાખીને અપાતું શિક્ષણ એ ભારતીય શિક્ષાનો આદર્શ છે. તેનાથી તૈયાર થયેલા ધર્મોપદેશકો આચારસંપન્ન બની ભારતીય પ્રજાને આચાર સંપન્ન કરે છે અને ભારતીય પ્રજાનો ઉત્કર્ષ કરે છે. સંઘવીજી આ સર્વોત્કૃષ્ટ આદર્શ માટે જીવ્યા અને જીવનના અંતે પ્રચાર કર્યો અને તેમની હયાતી બાદ તે કરવાને તેમની લગભગ તમામ સ્થાવર જંગમ મિલ્કત સંપત્તિ સંઘવી સનાતન આચાર્ય કુલને ઉપરના હેતુ માટે આપવાને ટ્રસ્ટ કરી અર્પણ કરી છે. તેમના આદર્શો અને સંકલ્પોને પૂર્ણ કરવામાં તેમના પ્રશંસકો અને શુભેચ્છકો પણ પોતાનું કર્તવ્ય બજાવે એવી પ્રેરણા પરમાત્મા આપો.

આ સ્મારક ગ્રંથનું કાર્ય હાથમાં લીધું ત્યારે ખબર નહોતી કે ગ્રંથના ચોથા ભાગનું મુદ્રણ થયા પછી મારા ધર્મપત્ની અ. સૌ. સવિતાગૌરીબેન લકવાની ટુંકી ૧।। માસની બીમારી અને સંવત ૨૦૧૦ ના માગશર સુદી ૧ ને સોમવારના રોજના મરણમાં

સમય દરમ્યાન અને પછીથી મારે આ ગ્રન્થનું કાર્ય પુરૂં કરવું પડ્યું. આ ગ્રન્થનું કાર્ય અનેક મુશ્કેલીઓ સાથે પિતાતુલ્ય સંઘવીજી પ્રત્યેના પિતૃભાવના અનન્ય પ્રેમને લઈને તેમજ મારા ધર્મપત્નીના મરણને લઈને મારા અશ્રુબિંદુઓ સાથે પણ પૂર્ણ સિદ્ધ થઈ શક્યું છે તેને માટે પરમકૃપાળુ પરમાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માનવાનો છે. કેમકે જે મહા સંયમી મહા પુરૂષનો આ સ્મરણાંજલિ સ્મારક ગ્રન્થ છે તે ત્યાગ મૂર્તિનો પ્રભાવ કહો કે ધ્યેયની ઉત્કૃષ્ટતા કહો કે સમસ્ત દેશની સનાતન ધર્માનુયાયી જનતાની ધર્મ પ્રિયતા કહો ગમે તે મરજીમાં આવે તે કહો પણ આ ગ્રન્થ પ્રકાશનની સ્ફુરણાની શરૂઆતથી તેના પ્રકાશન સુધી જ્યારે જ્યારે મુંઝવણ આવી ત્યારે ત્યારે પરમાત્માએ પોતાની અકલ્પિત રીતે જ અમારો માર્ગ સરળ અને ઉત્સાહિત કરી દીધો છે. તે માટે પરમાત્માનો આભાર માનીએ છીએ.

વિ. સં. ૨૦૧૦
રામનવમી
તા. ૧૧-૪ ૧૯૫૪
રવીવાર

સંયોજક
સંઘવી નગીનદાસ પુરુષોત્તમદાસ ટ્રસ્ટ વતી
રતિલાલ મનસુખરામ પટેલ

# हिन्दी–हिन्दू–हिन्दुस्तान.

( लेखक—श्री रामचंद्रजी शर्मा, फौजी

कर्मवीर भारत सन्तान,
जपो निरन्तर एक जबान।
धर्म सनातन जीवन-प्रान,
हिन्दी हिन्दू हिन्दुस्तान ॥

मुनियों का अनुभव अनुमान,
सुनो ध्यान दे कर मतिमान।
प्रकृति देवि का रम्याधान,
हिन्दी हिन्दू हिन्दुस्तान ॥

देश धर्म का जिसे न ध्यान,
वह नर जग में पशू समान।
धर्मप्राणता का यह स्थान,
हिन्दी हिन्दू हिन्दुस्तान ॥

तत्त्व-सत्त्वमय साज विधान,
नेम-प्रेम का कर आह्वान।
मधुर स्वरों में गाओ गान,
हिन्दी हिन्दू हिन्दुस्तान ॥

चार वेद दश-आठ पुरान,
षट्-शास्त्रोंका इसमें ज्ञान।
'रामचन्द्र' यह मन्त्र महान,
हिन्दी हिन्दू हिन्दुस्तान ॥



# પ્રસ્તાવના

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥

( भर्तृहरि )

આપણી ભારતવર્ષની પવિત્ર ભૂમિ જ્યાં સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્મા, રામ અને કૃષ્ણાદિ રૂપે ગૌ બ્રાહ્મણ અને સાધુ સંતો મહાત્માઓનું રક્ષણ કરવાને માટે અવતાર લે છે. જ્યાં ઉચ્ચ કોટિના દેવો પણ મોક્ષ મેળવવાને માટે ભારત ભૂમિમાં જન્મ લેવાને ઇચ્છે છે અને જ્યાં ગંગા, યમુના, અલકનંદા, મંદાકિની અને સરસ્વતી આદિ પવિત્ર નદીઓ મહાન્ પાપી જીવોનો ઉદ્ધાર કરે છે. તેવા ધર્મભૂમિ ભારતવર્ષની અંદર જ્યાં દેવાસુર સંગ્રામમાં સાબરમતીના પવિત્ર કીનારે મહર્ષિ દધિચીએ પોતાના હાડકા મદદમા આપ્યા. તેવા ગુજરાતના પાટનગર અમદાવાદમાં, જેના રોમે રોમમાંથી ભગવાનનું સ્વરૂપ ગણાતા સનાતન ધર્મના પ્રચાર અને રક્ષાના સંબંધમાં રાતદિવસ ચોવીસે કલાક ધ્વનિ નિકળતો હતો; ધર્મ ઉપર આક્રમણ થતાં જે એક સિંહની માફક ગર્જી ઉઠી રક્ષણ કરતા અને કરાવતા હતા એવા લોખંડી હૃદયના નરવીર કેસરી ધર્મપ્રાણ સનાતન ધર્મભૂષણ, ધર્મવીર શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનો જન્મ વૈષ્ણવ ધર્મપરાયણ શેઠ શ્રી પુરૂષોત્તમદાસ ચતુરદાસ સંઘવીને ત્યાં વીરતાની ભાવનાવાળી ૫ મી પત્ની શ્રી મહાકોર બાઈને પેટે ઈ. સ. ૧૮૬૪ સંવત્ ૧૯૨૦ના ચઇતર વદી ૧૩ ને રવિવારે, એક સિદ્ધ મહાત્મા શ્રી હીરાપુરીજીના આશીર્વાદથી થયો હતો. સંઘવીજીના જન્મના એક દસકા પહેલા જ દેશમાં પેશવાઓ અને મુસ્લીમોની રાજ્ય સત્તા ગાજતી હતી. અંગ્રેજોએ હિંદના જુદા જુદા ભાગોમાં ફ્રેંચોએ પોન્ડીચરી, ચન્દનગર વગેરેમાં અને પોર્ટુગીઝોએ હિન્દના પૂર્વ કીનારે દીવ, દમણ, ગોવા આદિ સ્થળોએ પોતાના થાણા નાંખ્યા હતા. સુરત

અને અમદાવાદમાં અંગ્રેજોએ પોતાની કોઠીઓ વર્ષો પહેલાં નાંખી હતી, અંગ્રેજો પોતાની રાજ્ય સત્તા દેશમાં જમાવી રહ્યા હતા. આથી દેશની જુદી જુદી કોમો અને રાજ્ય સત્તાઓ, પોતાની સત્તાનો નાશ પામવાથી, પરદેશી રાજ્ય સત્તાની જમાવટ થવાના ભયે, ખૂબ અસંતુષ્ટ બની હતી. નાના ફડણવીસ, તાત્યાટોપે, ઝાંસીની શૂરવીર રાણી લક્ષ્મીબાઈ, ગાયકવાડ અને સિંધિયા સરકાર વિગેરે મળીને અંગ્રેજી કંપની સરકારની જામતી રાજ્યસત્તા નિષ્ફળ કરવાને, કારતૂસોમાં ગાયની ચરબીનો ઉપયોગ થતો હોવાથી ધર્મરક્ષાનું કારણ આગળ ધરીને સ્વતંત્રતા મેળવવાને અસંતુષ્ટ થયેલા સૈનિકો પાસે ઇ. સ. ૧૮૫૭ માં બળવો કરાવ્યો હતો. પરન્તુ તેમાં પુરતી એકસંપીનો અભાવ અને વખતસર મળી રહેવાની મદદ ન મળી શકવાથી નિષ્ફળતા મળી હતી. પણ ભારતની સ્વતંત્રતાનાં આ સમયે બીજ રોપાયાં હતાં. અને જે સમયે અંગ્રેજી નવા વિચારના સુધારક પંથો આર્યસમાજ, બ્રહ્મોસમાજ અને પ્રાર્થના સમાજની સ્થાપના થવા પામી હતી તેના થોડા જ સમયમાં સંધીજીનો જન્મ થયો હતો.

સંધીજીના પિતા જુના વિચારના હતા છોકરો શિક્ષણ લે તો વડી વટલી જાય તેથી અંગ્રેજી સ્કુલોની કેળવણી લે તેમ ઇચ્છતા નહિ હોવાથી ભણવાને પૈસા આપતા નહિ. તેઓ તેમની લેઉઆ જ્ઞાતિના તેમના મિત્ર ડૉ પ્રાણજીવનદાસ નારણદાસની જુની ચોપડીઓથી રાતના ભણતા અને દિવસે પિતાની રેશમની દુકાનમાં બેસતા બાલ્યકાળની પ્રારંભ દશામાં બુદ્ધિની મંદતાને લીધે ભણી શકતા નહિ પણ ઘંટાકરણના મંત્રની સાધના, તીવ્ર સરસ્વતીની ઉપાસના અને તેમના સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીનું શિષ્યત્વ સ્વીકારી ક્રમ શીઘ્ર પણ તેમની સંપૂર્ણ કૃપા અને અનુગ્રહને લઈને તેઓ ગુજરાતી, હિંદી, અંગ્રેજી, ફારસી, બંગાળી અને સંસ્કૃતનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા; વળી તેમણે આર્ય સમાજ, બ્રહ્મોસમાજ અને પ્રાર્થના સમાજ તેમ વિવિધ સંપ્રદાયોના સિદ્ધાન્તો અને તત્વજ્ઞાનનો સારો અભ્યાસ કર્યો હતો અને એક સમર્થ વિદ્વાન્ તરીકે તેમની યશકીર્તિની સુવાસ બૃહદ્ ગુજરાતમાં જ નહિ પણ આખા ભારતવર્ષના વિદ્વાનોમાં ફેલાઈ, અને એક સનાતન ધર્મના મહાન્

પ્રચારક અને સંરક્ષક તરીકે, તેમજ સનાતન ધર્મના એક મહાન્ નેતા તરીકે તેમની પ્રસિદ્ધિ થઇ. તેમણે રચેલા સદ્ગુરુ પ્રતિ ભક્તિના ઉદ્ગારના એક ભજનમાં સદ્ગુરુનું સામર્થ્ય બતાવતા લખે છે કે—

દેખા દેખા દેખા હે નરસિંહ મુખચંદ દેખા હે,
સદ્ગુરુ-પદ પદ્મ દેખા હે, નરસિંહ૦ ધ્રુવ૦
ઓર તો પુસ્તક હમ ન પડે હે, ગુરુપદપોથી પેખા હે.
જીનને દર્શન ભયે સદ્ગુરુકે તીનને જગત તૃણ લેખા હે૦ નર૦
ઓરકે આગે હમ નહિ યાચે, નગીન નૃસિંહ પૈ ભેખા નર૦

સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીનું શરણ લીધા પછી સતત તેમનું જ ધ્યાન ધરતા. સ્મરણ કરતા અને તે એટલે સુધી કે કોઇ પણ લેખ, કાવ્ય, નિબંધ કે પુસ્તક લખતાં તેના પ્રારંભમાં અગર તો છેવટના ભાગમાં પણ પોતાના ગુરુને નમન અગર સ્મરણ કરતાં. નાની મોટી સભાઓમાં પણ પ્રારંભમાં ગુરુદેવની સ્તુતિ કરવા કદી ચૂકતા નહિ.

સંઘરીજી શ્રીમંતના પુત્ર અને લાડમાં ઉછરેલા તેથી તેમના માતા પિતાએ ત્રણ વર્ષની વયે લગ્ન કરાવી ૧૩ વર્ષની વયે સંસાર મંડાવી લ્હાવો લીધો હતો. યુવાવસ્થામાં આવતા પહેલા જ ૧૪ વર્ષની ઉમ્મરે "નીતિવર્ધક સભા "ના પ્રમુખ થયા હતા. ૧૭ વર્ષની ઉમ્મરે ઉદ્યોગથી થતા લાભ તથા આળસથી થતી હાનિ' એ વિષે નિબંધ "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને લખી આપ્યો હતો. તેમની સાથે બીજા પાંચ ઉમેદવારોના લખેલા નિબધ હતા. તે સૌમાંથી સંઘરીજીનો નિબંધ પરીક્ષકોએ પસાર કર્યો હતો અને કચ્છ ગિબ્સ મેમોરિયલ ફંડનું રૂ. ૧૦૦૦) નું ઇનામ તેમને મળેલું. તે ઉપરાંત પ્રથમાવૃત્તિ કાઢવાનો તેમને હક્ક મળેલો. આ તેમની પ્રથમ કૃતિ તેમણે સંવત ૧૯૪૨ સને ૧૮૮૬ માં પ્રસિદ્ધ કરી હતી. સંઘરીજીએ યુવાવસ્થામાં ધધો ભાગમા કરેલો તેમાં આશરે રૂ સાઠ હજારનું મોટું નુકશાન જવાથી પિતા સાથે કલેશ થયેલો તેથી સાક્ષર શ્રી મનસુખરામ સૂર્યરામ ત્રીપાઠીની ભલામણથી ઇડર સ્ટેટમાં મહારાજા સર શ્રી કેસરીસિહજી મહારાજાને ત્યાં માસ્ટરની નોકરીએ રહેલા અને જરૂર પડતા મહારાજશ્રીના આગ્રહથી

માજીસ્ટ્રેટ, પોલીસ કમીસ્નર અને રેવન્યુ કમીસ્નર તરીકે ત્રણે ઉચ્ચ હોદ્દા સાથે ભોગવી રાજ્યની પ્રતિષ્ઠામાં વધારો કરેલો. અને તેઓ રાજા અને પ્રજાના પ્રિય થઇ પડ્યા હતા. આને અંગે એમને ફોજદારી કાયદાનું અને મહેસુલી કાયદાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થયેલું.

સંઘવીજીએ પોતાના જીવનમાં સ્વદેશી ખાંડની મીલ કાઢી અને ધંધો કરીને એક વહેપારી તરીકેનું જીવન પણ સાહિત્ય સેવા કરવા સાથે ગાળ્યું હતું દરમ્યાન પોતાના સદ્ગુરૂના પુત્ર શ્રી સુરેશ્વરાચાર્યજીની શિક્ષા સંબંધી ધ્યાન આપ્યુ હતુ. અને તેમના પાટોત્સવ પ્રસંગે અગ્રેસર ભાગ લીધો હતો

યુવાવસ્થામાં સંઘવીજી સ્વદેશની ભક્તિમાં મસ્ત બન્યા હતા. સન ૧૯૦૪ થી ૧૯૦૮ સુધી આખા ગુજરાતમાં બંગભંગની ચળવળ વખતે સ્વદેશીની ચળવળમાં જાનના જોખમે ભાગ લેતા હતા અને મસ્ત હાથીની પેઠે ઘુમતા હતા તેઓ રાજનૈતિક બાબતમાં લોકમાન્ય તિલક મહારાજના વિચારને અનુસરતા, તેથી જહાલ પક્ષના ગણાતા સુરતની કોંગ્રેસ તોડવામાં દાદાસાહેબ ખાપર્ડે અને લોકમાન્ય તિલક સાથે રહી તેમણે કાર્ય કર્યું હતું. તેઓ તે વખતે ગુજરાતના તિલક અને ક્રાન્તિવાદી પક્ષના પણ ગણાતા હતા. સરકાર તેમના ઉપર કરડી નજર રાખતી હતી આ સમય પહેલા તેમણે "વિદ્યાર્થી જીવન" નામનું રાજનૈતિક માસિક કાઢ્યુ હતુ જેમા રાષ્ટ્રને પ્રેરણા આપનારા કાવ્યો લખેલા છે. જેમા

"હું વિનો દેશનો મને કોઇ ન સતાવો;
હોય જે મારા સમા મારી કને આવો."

* * * (૨૬૭)

"મન સ્વદેશ ભક્તિ ન જામી તો મહેશ ભક્તિ નકામી"

* * * (૨૬૮)

"ભણિયારે તેમાં શું ઊકળિયુ જો પહેર્યાં ચણિયા,
રણિયા રહે, નિજ દેશ તણા તો જનની શિદ જણિયા"

* * * (૨૬૯)

"શ્રીભારતનું ભદ્ર ચહીને, જે વીરોએ અર્પ્યા પ્રાણ,
આજ લગી તે શૂરા આર્યો હજુ નથી પામ્યા નિર્વાણ."
"સ્વદેશ પર શ્રદ્ધા અમ વધજો પ્રજા પ્રકટજો વીર કુમાર;
અયમ ધન ભારતના ધુરો, થઇ જગ આર્ય તણો જયકાર."

* * * (૨૭૪)

આયા હિન્દુ મન્તાનનો સકલ્પ તો ધર્મ માટે જન્મ મરણ હોવા સબંધીની સનાતનીની દૃઢ ભાવના બતાવે છે અને "શ્રી ઈષ્ટ પ્રતિ પુકાર"નું કાવ્ય [પાનુ ૨૭૭] તો હાલની દેશની પરિસ્થિતિનુ આબેહુબ વર્ણન ભવિષ્ય રૂપે ભાખેલુ છે

આ સ્મારક ગ્રન્થમાં સધ્રીજીના રચેલા કાવ્યોમા શ્રી મહાદેવી માતૃભૂમિ ભારત વસુધરાની આરતી, ભારત વર્ષનો મહાન મહિમા બતાવે છે, અને પ્રેમોન્મત્ત, ખરી ભક્તિ, માચુ ભણતર તો સ્વદેશની લાગણી જ શ્રી ગિરાજ જયન્તી મહોત્સવ, અને વીર શ્રાવના રાષ્ટ્રિય કાવ્યો જે જનતાને રાષ્ટ્રના ઉત્થાનમા પ્રેરણા આપનાર અને શૌર્ય ઉત્પન્ન કરનાર કે તેવા કાવ્યો ભાગ્યે જ સ્વદેશ ભક્તિના કાવ્યો રચનાર કોઈ બીજાના કાવ્યોમા જોવા મળે તેમ છે આવા એક સમર્થ મરસ્વતીના અને સદ્ગુરુના કૃપાપાત્ર મ ધ્રીજીના અનેકવિધ કાવ્યો પ્રતિ પચુ નવીન વિચારના અને પ્રગતિવાદી કવિઓ અને સાહિત્યકારો જે તેમના ગદ્યપદ્ય સાહિત્ય સમધી ઉપેક્ષા રાખે છે અને અન્યાય કરે જાય છે, એ દેશનુ દુર્ભાગ્ય છે સધ્રીજી જેવા ગુજરાતી અને મસ્કૃત એમ ઉભય ભાષાજ્ઞ, સમર્થ લેખક, સારા સાહિત્યકાર, વિવેચક, શીઘ્રકવીશ્વર અને સમર્થ વક્તા જો સુધારકો અને પ્રગતિવાદીઓમા થયા હોત તો તેઓએ તેમને આસમાનમા ચડાવ્યા હોત–અને તેમની જયન્તી મનાવી આજે ગુણગાન કરતા હોત !

રણાંગણના યદ્ધો તો શસ્ત્રો અને એટમ બોમ્બથી ખેલાય છે તેમ મધ્રીજી પ્રગતિવાદી સુધારકો અને આર્ય સમાજીઓ સાથે કલમ અને વાણીથી ખેલ્યા જાહેર સભાઓ અને સમેલનોમાં સુરત, મુંબઈ, ભાવનગર, અમદાવાદ, આણદ આદિ સ્થળોએ સુધારકોની કલમ સામે કલમથી અને વાણી સામે વાણીથી ખેલ્યા સાક્ષર શ્રી રમણભાઈ મહીપતરામે "ભદ્રંભદ્ર" લખીને જુના વિચારનાઓની મશ્કરી કરી ત્યારે તેનો જડબાતોડ જવાબ "ભ્રમણ ચંદ્ર અથવા આંધળાનો ગોળીબાર" ચક્ર વૃદ્ધિ વ્યાજ સાથે લખી લખાવીને વાળવામાં આવ્યો આ સમયે સામસામી વિચારોના બાણો પત્રોની રણભૂમિ ઉપર ચ્યા

ભ્રમણચંદ્ર સંઘવીજીએ લખ્યુ છે એમ મનાયુ ભ્રમણચંદ્રના લખનાર સામે કાયદેસર પગલા લેવા દોડાદોડી થઇ પણ તેમા કંઇ નહિ વળે અને ફરીયાદ થતા કોડીમાથી કાદવ નિકળવાનુ જણાવાયુ સંઘવીજીને ભ્રમણચંદ્ર સંબંધી વાત કરતા તેઓ કહેતા કે હવે ભ્રમણચંદ્રોનો કાળ ફર્યો કાળ છે અને હવે તો ભ્રમણચંદ્રની ભરતી લખવા જેવો સમય પાકી ગયો છે અને ખરેખર આજે તેમજ દેખાય છે

સંઘવીજી હમેશા કહેતા કે धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षित જે ધર્મનુ રક્ષણ કરે છે તેનુ ધર્મ રક્ષણ કરે છે અને જે ધર્મનો નાશ કરે છે તેનો ધર્મ નાશ કરે છે વળી કહેતા કે अपूज्या यत्र पूज्यन्ते पूज्यपूजाव्यतिक्रम । त्रीणि तत्र भविष्यन्ति दुर्भिक्षं मरणं भयम् ॥ અર્થાત્ જ્યા અપૂજ્યોની પૂજા થાય છે અને પૂજનીયોની પૂજા થતી નથી અને એવો ઉલટો ક્રમ ચાલે છે ત્યા હમેશા દુર્ભાગ્ય ભય અને મરણ થતા રહે છે અને ખરેખર ભારતવર્ષની પરિસ્થિતિ વર્ષોથી તેવી થતી જોતા સંઘવીજીની ભવિષ્યવાણી સાચી જણાય છે

સંઘવીજીએ ઉદ્યોગથી થતા લાભ તથા આલસ્યથી થતી હાનિ "રેનિમેકમ,' "શિશપાલ મ મર્દન અથવા (રુકિમણી હરણ) નાટક," શ્રી "સરલ સદ્બોધ" "ચારુચિત્રા,' "ચિન્તામણિ" "ધર્મ", શ્રી "સનાતન હિંદુ ધર્મપાઠમાળા પ્રથમ મણકો," "શ્રી ગણેશ રહસ્ય" માં 'ધર્મ સંકેત " "સાપ્રત શાળા શિક્ષણ" "નવરાત્રના ગરબા," 'શ્રી સદ્ગુરોર્મહિમ્ન સ્તોત્ર,' 'પદ્ય સંઘ,' "સ્વર્ગવાસી ઓનરેબલ શેઠ શ્રી મોરારજી ગોકુળદાસ સી આઇ ઇ નુ જીવનચરિત્ર" વિગેરે ગ્રન્થો લખેલા છે, વળી તેમણે 'મહાકાલ" "વિદ્યાર્થી જીવન" 'મહાજ્યોતિ' 'ધર્મ મંગલ' આદિ પત્રોમા સંગીત ભગવદ્ગીતા, જાતિમંડન મીમાંસા વર્ણ સ્થિતિ વિવેક, ધર્મસત્તા અને રાજસત્તા, શ્રી શ્રેય સર્વસ્વ અથવા શ્રીમન્નૃસિંહાચાર્ય ચરિતામૃત, સુધારા શતશાઇ વિચારશીલ સનાતનીઓનુ કર્તવ્ય સનાતન હિંદુધર્મ, યજ્ઞોપવીત નવરાત્રિ રહસ્ય, બહુલાવે એ બોલ, શ્રી ગુરુસ્થાન નિર્ણય, મૂડી અને મજુરી,

શ્રી સદ્વિચાર સ્ફુરણ સંધ, કથા કલ્પવૃક્ષ, પરોપકારના પૂતળા, દિવ્યાંગના, (શ્રી બાણભટ્ટની કાદંબરીનું ગુજરાતી ભાષામાં અનુકરણ રૂપ એક કથા) સંબંધી વિષયો અને વાર્તાઓ તથા સંસ્કૃતમાં સ્તુતિરૂપે કાવ્યો ઉપરાંત સંસ્કૃત ભાષામાં શ્રી સદ્ગુરુ મહિમ્નઃ સ્તોત્રમ્; યોગ સંધ, અને મૃત્યુંજય મહામંત્રના સૂત્ર ઉપર ભાષ્ય કરવા માંડેલ જે અધૂરૂ છે. આ ઉપરાંત ગુજરાતી, બુદ્ધિપ્રકાશ સનાતન ધર્મ કેસરી, ગુજરાતી પંચ, ગુજરાત ગેઝેટ, રૈંકર રમણ આદિપત્રોમાં એટલું બધું ગદ્યપદ્ય સાહિત્ય લખેલું છે કે જો તે પ્રસિદ્ધ કરવામાં આવે તો તેના વોલ્યુમોના વોલ્યુમો થાય.

સંધવીજીની સને ૧૯૧૬ ના અરસામાં સ્વ. ભાઈશંકર નાનાભાઈએ શ્રી અમદાવાદ સંસ્કૃત પાઠશાળામાં મંત્રી તરીકે નીમણુંક કરાવી હતી. અને આજ સાલમાં સંધવીજીએ શ્રી સનાતન સમસ્ત હિન્દુધર્મ સભા નામની એક સનાતન ધર્મના પ્રચાર અને રક્ષા સારૂ જાણીતા નાગરિકો અને પંડિતોને સભ્યો બનાવી પ્રભાવશાળી સભાની સ્થાપના કરાવી હતી, જેના તેઓ અન્ય મંત્રીઓ સાથે મંત્રી બન્યા હતા. આ સભાદ્વારા તેમણે ગાયકવાડ સરકાર તરફથી કરાતા પુરોહિતનો કાયદો, બાળલગ્ન પ્રતિબંધક કાયદો, અને પોતાની હકુમતમાં દ્વારિકા હોવાથી શારદાપીઠનો કોઈ શંકરાચાર્ય ઉત્તરાધિકારી નીમ્યા સિવાય બ્રહ્મીભૂત થાય તો શંકરાચાર્ય નીમવાનો પોતાને અધિકાર હોવાનું જણાવેલું તેની સામે આખા ગુજરાતમાંથી તેમણે સ્માર્ત અગ્રેસરોનો સાથ મેળવી આંદોલન કરાવેલું. અને શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજને ગાદીએ બેસાડવામાં અગ્રેસર ભાગ લીધો હતો. શ્રી શં. માધવતીર્થજી પછી તેઓ આખર સુધી શ્રીરાજરાજેશ્વરાશ્રમ શંકરાચાર્યના પક્ષે રહ્યા હતા. દ્વારિકા શારદાપીઠના શંકરાચાર્યની નીમણુંક સંબંધીની કાયદેસરની શ્રી રાજરાજેશ્વરાશ્રમ મહારાજની લડતમાં શંકરાચાર્યની નીમણુંક સંબંધી જે હક્ક દ્વારિકા મહાજનને મળ્યો છે તેમાં સંધવીજીએ તનમન અને ધનની મદદ કરી હતી.

સને ૧૯૨૭માં મુબઈમાં ગોસ્વામીશ્રી વલ્લભલાલજી મહારાજના અધ્યક્ષપદે સનાતનધર્મ મહાસંમેલન ભરાયું તેની સારી સફળતા માટે

ગુજરાતમાંથી પ્રતિનિધિઓ મોકલવાને તેમણે પંડિતજી શ્રી શંકરપ્રસાદ મિશ્ર સાથે ફરીને ઘણો પ્રચાર કર્યો હતો, ગાયકવાડ સરકારે કરેલા અને કરવા ધારેલા–પુરોહિત આદિ ધર્મ વિરોધી કાયદા સામે પ્રહાર અને સમેલનમા પણ વિરોધનું મોટું આંદોલન જગાવ્યું હતું પંડિતરાજ શ્રી લક્ષ્મણ શાસ્ત્રી દ્રાવિડે કાશીમા મેળવેલા "બ્રાહ્મણ મહાસમેલન"ની સફળતા માટેના પ્રચાર કાર્યમાં મંત્રીજીએ વણી મદદ કરી હતી અને ગુજરાતમાંથી મોટી સંખ્યામાં પ્રતિનિધિઓ સાથે લઈ ગયા હતા

વડી ધારાસભામા નામદાર વિઠ્ઠલભાઈ પટેલે વર્ણાન્તર લગ્નનો ખરડો આણ્યો ત્યારે મહાજ્યોતિ અને "ગુજરાતી" પત્રમા લેખો લખીને પ્રચારનું આંદોલન જગાવેલ અને તે પાછુ ખેંચી લેવડાવવામા તેમણે ઘણો પ્રચાર કર્યો હતો મંત્રીજી સામાજીક અને ધાર્મિક કોઈપણ આંદોલન "ગુજરાતી" પત્રદ્વારા પણ વખતો વખત કરતા હતા અને તેથી "ગુજરાતીના' આદ્ય તંત્રી અમારા પિતા શ્રીયુત ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ અને અમારી સાથે પણ તેમનો નિકટનો સંબંધ રહેતો હતો

સનાતન વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના સ્થાપકો પૈકીના એક અગ્રેસર નેતા હતા દેશભરમા વિવિધ સ્થળે ભરાતા સમેલનોમા ઉત્સાહપૂર્વક ભાગ લેતા તન મન અને ધનથી મદદ કરતા દરેક અધિવેશનમા વણુ ખરૂં રૂ ૧૦૦૦) સંઘને પ્રચાર કાર્યમા આપતા દક્ષિણ ભારતના કોચીન રાજ્યમા આવેલા ગુરુવાયૂરના મંદિરમા હરિજન પ્રવેશનો પ્રશ્ન, ઉપસ્થિત થયો અને તેથી સમસ્ત દેશના મંદિરોમા હરિજન પ્રવેશ કરાવવાનો ભય ઉભો થયો ત્યારે તેઓ મુંબઈમા શ્રી દેનાયમાચાર્ય સાથે ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજને મુંબઈમા મળ્યા અને ગુરુવાયૂરમા તેમના અધ્યક્ષપદે સમેલન ભરવાનું ઠરાવ્યું હતું સમેલનના ખર્ચનો મુખ્ય પ્રશ્ન ઉભો થતા મહારાજશ્રી પાસે આજ્ઞાપત્ર કઢાવી સદ્ગૃહસ્થો વિગેરે પાસ ભિક્ષાપાત્ર લેઈને આશરે રૂા ૧૧૦૦૦) ભરાવ્યા ગુરુવાયૂર પ્રચાર ગયા જતા મોટર દ્વારા વિજય યાત્રા કાઢી હતી કાલીકટના રાજા ઝામોરીનને મળી ગુરુવાયૂરનું પદ્મનાભ ભગવાનનું પ્રસિદ્ધ મંદિર હરિજનો માટે ખુલ્લું ન મુકવા અને ફરી

તરીકે સ્વધર્મનું પાલન કરવા સમજાવ્યું હતું, અને હરિજનો માટે મંદિર ખુલ્લું નહિ મુકવા સંબંધી પ્રચાર કર્યો કરાવ્યો હતો. પરિણામે હરિજન મંદિર પ્રવેશ અટક્યો હતો. આ પછી ગાંધીજીએ મી. રંગા આયર પાસે વડી ધારાસભામાં હરિજન મંદિર પ્રવેશ બીલ અણાવ્યુ તેનો પણ દેશભરમાંથી સખ્ત વિરોધ થતાં સદર બીલ પાછું ખેંચી લેવાયું હતું. આ ઐતિહાસિક લડતમાં સંઘવીજીની તનમન અને ધનની જાનની પરવા કર્યા વગરની મદદ હતી. ગુરુવાયૂરની લડતની યોજનામાં સંઘવીજી પ્રથમ બહાર પડ્યા હતા અને તેમણે રૂ. ૧૦૦૦) મદદના આપી સક્રિય ભાગ લીધો હતો.

મુંબાઈમાં ભરાયેલા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના ૬ઠ્ઠા અધિવેશન સમયે સર મનમોહનદાસ રામજી અને શ્રીદિનાયકાચાર્યજીએ ૭મું અધિવેશન અમદાવાદ ભરવા સંઘવીજીને આમંત્રણ આપવા જણાવ્યા પ્રમાણે આમંત્રણ આપ્યું. અમદાવાદમાં અ. ભા. વર્ણાશ્રમ સ્વરાજસંઘનું ૭ મું અધિવેશન સને ૧૯૩૩માં શ્રી ૧૦૮ ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજના અધ્યક્ષપદે ગુજરાતના ઇતિહાસમાં અભૂતપૂર્વ ભરાયું. દેશભરના આગેવાનો સંખ્યાબંધ પંડિતો પ્રતિનિધિઓ મોટી સંખ્યામાં પધાર્યા, પ્રચંડ સરઘસ નીકળ્યુ, સમેલનને ઘણી સફળતા મળી. તેમાં અનેક કાર્યકર્તાઓ સાથે સંઘવીજી રાત દિવસ તનતોડ મહેનત સફળતા માટે પ્રચાર કાર્યમા કરતા હતા. તેમાં તેમણે ઘણી ટીકીટો ખપાવવા ઉપરાંત રૂ. ૧૦૦૧) સંઘને પ્રચારકાર્યના ફંડમાં સહર્ષ આપ્યા હતા.

સંઘવીજી અમદાવાદ મ્યુનિસિપાલીટીનું અગર પ્રાન્તીય કે વડી ધારાસભાનું જ્યારે ઇલેક્શન આવે ત્યારે હંમેશાં તન, મન અને ધનથી કાર્ય કરતા હતા. સને ૧૯૨૬માં રા. બ. હરીલાલ દેસાઇ ભાઇ દેસાઇએ મુંબઇની ધારાસભા માટે ઉમેદવારી બહાર પાડી અને તેમની લાગવગ અને શરમને લઇને કોંગ્રેસે તેમની સામે ઉમેદવાર ઉભો ન કર્યો ત્યારે તેમની સામે એક સ્વદેશ ભક્ત તરીકેની સંઘવીજીની ભક્તિ અને કારકીર્દીને લેઇને વૃદ્ધાવસ્થામાં એક વધુ, વાર દેશસેવા સારૂ પ્રો. સ્વામિનારાયણ વિગેરેએ આગ્રહ કરી

સંધરીજી પાસે ઉમેદવારી બહાર પડાવી. આ સમયે સંધરીજીના સાથીદારો અને અનેક સંસ્થાઓના કાર્યકર્તાઓએ પેમ્ફલેટો અને સભાઓ ભરી. તેમણે ભારે પ્રચાર કર્યો હતો. તેમણે ગાડી ઘોડા કે મોટરનું સાધન નહિ રાખવા છતાં હજારો મતો મળ્યા હતા. તેમણે પોતાના મતદારો જોગ નિવેદનમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે, મારે આ સરકારના રાજ્યમાં નોકરી લેવી નથી. ઉચ્ચ હોદ્દે જવું નથી. રાવ બહાદુર, રાવ સાહેબ કે ખાનબહાદુર થવું નથી. કોઈ ઇલ્કાબ લેવો નથી. મને જો આપ પસંદ કરીને મોકલશો તો પ્રજાહિતનાં પ્રશ્નોમાં રાતદિવસ અખંડ જાગતો રહી દેશની સેવા કરીશ. તમે ના પાડશો ત્યારે હું રાજીનામું આપી બહાર આવી આપની સેવામાં હાજર થઈશ. મારામાં તેમજ મારા પૂર્વજોમાં સરકારનું અન્ન નથી. તેથી હું આપને વફાદાર રહીશ. મારા હરીફને મોકલશો તો તે તેમ કરી શકશે નહિ. મારામાં વિશ્વાસ રાખશો, અને આપને પસ્તાવું ના પડે તેમ કરશો. સંધરીજીના આ નિવેદન સંબંધી કોંગ્રેસવાળા અને અન્ય જેઓએ લક્ષ આપ્યું નહિ તેઓને સમય જતાં પસ્તાવાનો પ્રસંગ આવ્યો હતો. બારડોલી પ્રકરણ સમયે પ્રજાએ અને કોંગ્રેસે વિરોધરૂપે રા. બ. હરિભાઈભાઈને રાજીનામું આપી ધારાસભામાંથી બહાર આવવાને ઘણું સમજાવ્યું, પત્રોએ ઘણું લખ્યું, પ્રજાએ વિરોધમાં પ્રચંડ સરઘસ કાઢીને વિરોધનો ઠરાવ કરીને રાજીનામું મોકલી આપવા રા. બ. હરિભાઈભાઈને જણાવ્યું છતાં તેઓએ રાજીનામુ ન આપ્યું અને સંધરીજીએ તેમના સંબંધમાં આપેલી ચેતવણી સાચી પડી.

સંધરીજીએ શ્રીસનાતન સમસ્ત હિંદુધર્મસભાના મંત્રી, સ્થાનિક અને મુંબઈ પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના મંત્રી, શ્રી અમદાવાદ સંસ્કૃત પાઠશાળાના મંત્રી, શ્રી. શ્રેયઃસાધક અધિકારી વર્ગ, શ્રી. અ. ભા. વ. સ્વ. સંઘ અને ભા.ધર્મ મહામંડળના એક અગ્રેસર સભાસદ તરીકે ધાર્મિક જનતાની મહાન સેવા તન મન અને ધનથી કરી છે. શ્રીમદ્-જગદ્ગુરુ. શારદાપીઠાધીશ્વર શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ સાથે પણ દેશના વિવિધ ભાગોમાં ધર્મપ્રચાર માટે ફર્યા છે. નાની મોટી સભાઓ-

સંમેલનોમાં અગ્રેસર મહાન નેતા અને સક્રિય કાર્યકર્તા તરીકે કરાંચી લાહોરથી માંડી કાલીકટ અને કલકત્તાથી સૌરાષ્ટ્રના વિશાળ પ્રદેશમાં ધર્મ અને દેશની સેવા માટે જાનની પણ પરવા રાખ્યા સિવાય ખૂબ ઘુમ્યા છે.

તેમને દેશના વિવિધ સંપ્રદાયના ધર્માચાર્યો, મહામંડળેશ્વરો. વર્ણાશ્રમ સ્વ. સંઘ જેવી ધર્મ સંસ્થાઓના ધર્મપ્રાણ લક્ષ્મણશાસ્ત્રી દ્રાવિડ, જેવા ધુરંધર પંડિતો, સર મનમોહનદાસ અને સર જગમોહનદાસ, નાણાવટી શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઈ મોલીસીટર, ગુજરાતીના આદ્ય તંત્રી શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ, સાક્ષર શ્રી, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, સાક્ષર શ્રી. રઘુ઼છોડભાઈ ઉદયરામ. શેઠ મંગળદાસ ગિરધરદાસ, શ્રી બાપુજી જગન્નાથ, શેઠ શંભુપ્રસાદ બહેચરદાસ લશ્કરી, શ્રી. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટર જેવા કેટલાય સદ્‌ગૃહસ્થો અને દેશની સંખ્યાબંધ ધાર્મિક અને દયાપ્રચારિણી જેવી ધાર્મિક સંસ્થાઓ અને તેના કાર્યકર્તાઓ સાથે ધર્મપ્રચાર અને ધર્મ રચનાના કાર્યને લઈને નિકટનો સંબંધ હતો., ધાર્મિક સંસ્થાઓ રાજ્યો અને ધાર્મિક દેશ નેતાઓ અને ધર્માચાર્યો પણ તેમની સલાહ લેતા હતા. તેમનો કઈ ધાર્મિક સંસ્થા અગર કયા ધાર્મિક નેતા સાથે સંબંધ નહોતો એ કહેવું મુશ્કેલ છે,

સંઘવીજી ગીતાજીમાં કહ્યા પ્રમાણે પૂર્વજન્મના યોગ ભ્રષ્ટ તપસ્વી અને તેમના ગુરુના અનન્ય ભક્ત હતા. મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામચંદ્રજી વેદ શાસ્ત્રની આજ્ઞાનું યથાર્થ પાલન કરતા હતા. માતા-પિતા અને ગુરુ વડીલોની આજ્ઞા માનતા અને સેવા કરવા હંમેશાં તત્પર રહેતા હતા. તે પ્રમાણે સંઘવીજી પણ ભગવાન રામચંદ્રજીની પેઠે જ માતા પિતા ગુરુ આચાર્યો અને વડીલજનોની સેવા સપ્રેમ કરવા હંમેશાં તત્પર રહેતા. ભલે કોઈ સ્વાર્થ સાધુ તેમને શ્રીમન્નૃસિંહાચાર્યજીના દીક્ષિત શિષ્ય ના કહે પણ તેમણે ગુરુની પાસેથી ક્રમ અને દીક્ષા લીધી હતી. તેઓ ગુરુના અનન્ય ભક્ત અને અજોડ શિષ્ય હતા. તેમના જેવો શ્રી શ્રેયઃ સાધક મંડળનો રખેવાળ કોઈ જોવામાં નથી. તેઓ સનાતન ધર્મ, સાધુસમાજ ગૌ અને બ્રાહ્મણના સેવક હતા. પોતાને બ્રાહ્મણોના સીપાઈ કહેવડાવતા. સનાતનધર્મને ભગવાનનું સ્વરૂપ સમજીને

એ જ નામનું નવીન નાટક રચ્યું છે. રા. રણછોડભાઈ અને રા. મણિલાલનાં હાલની શૈલીનાં નાટકની રીતે આ નાટક લખવામાં આવવા છતાં તેમાં નાટ્ય શાસ્ત્રના નિયમોની ઉપેક્ષા કરી જણાતી નથી. બીજને યથા પ્રસંગ ખિલવવામાં તેમણે બહુ સફળ પ્રયાસ કર્યો છે. પદ્ય છંદમાં નહિ પણ હાલનાં નાટકશાળાઓમાં ગવાતા ગાયનોના રાગમાં રાખ્યાં છે. ભાષામાં ગણ્યા ગાંઠ્યા સુંદર નાટકોમાંનું આ એક છે." (પૃષ્ઠ ૧૦૯).

"શ્રેયસાધક અધિકારી મંડળના રા. છોટાલાલ માસ્તર રા. નગીનદાસ પુ. સંઘવી અને કૌશિકરામ વિઘ્નહરરામ વગેરે ગુજરાતી સાહિત્યમાં દાખલ થએલી નવીનતાથી યત્નસર આઘા ને આઘા રહીને હિંદુ ધર્મના મૂળ સિદ્ધાન્તનું પ્રતિપાદન અને ધર્મ બોધ કર્યે જાય છે. તેમની શૈલી તેમની વિચાર શ્રેણી અને તેમની વિચારણા કળા દલપતસાઈ જ છે." (પૃષ્ઠ ૧૩૭)

"અમદાવાદનો જીવન-વિકાસમાં તંત્રી શ્રીયુત શંકરરાય અમૃતરાયે સંઘવીજી સંબંધી જણાવ્યું છે કે-જો કે સનાતન હિન્દુ ધર્મ સંરક્ષણ એ શ્રી નગીનદાસનું મુખ્ય જીવન કાર્ય છે, છતાં નાનપણથીજ તેમને સાહિત્ય ઉપર પણ શોખ છે. વિદ્યાર્થી તેમજ નોકરીની અવસ્થામાં તેમણે થોડાંક કાવ્યો તથા નિબંધો લખ્યા હતા. સુધારકોએ સંરક્ષક મતવાદીઓના કરેલા ઉપહાસના બદલામાં ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે સુધારકોની ઠેકડી કરવામાં તે પાછા પડ્યા નહોતા. તેમને સંસ્કૃત સાહિત્ય શાસ્ત્રનું પણ સારું જ્ઞાન હોવાથી થોડાંક સંસ્કૃત શ્લોકો તથા શ્રી પુષ્પદંતાચાર્યના શિવમહિમ્નઃસ્તોત્રની જોડી રૂપ **श्रीगुरोर्महिम्नः स्तोत्रम्** એ વૃત્તબદ્ધ કાવ્ય રચ્યું છે. તેમના પ્રસિદ્ધ પુસ્તકોમાં (૧) વર્ષા વર્ણન (૨) પદ્ય સંધ; (૩) મનહર મંજરી અને (૪) શૃંગારશતક એ બે ખંડ કાવ્યો; (૫) શિશુપાલ મદમર્દનનાટક (૬) ટેલી મેકસનું ભાષાન્તર (૭) મોરારજી ગોકળદાસ જીવનચરિત્ર ઇત્યાદિ છે.

રા. રા. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ બી. એ. શ્રી સયાજી સાહિત્યમાળાં પુષ્પ ૨૯૪ માં સદ્‌ગુરુ શ્રી. મન્નુસિંહાચાર્યજીના જીવન

ચરિત્રમાં પાને ૩૨૬ માં સંઘવીજીના જીવન અને સાહિત્ય સેવા સંબંધી લખ્યું છે કે—

દેઢેક વર્ષ પહેલાં અવસાન પામેલા વ્યાખ્યાન માર્તંડ **શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીને** એકલા સાધકો, સાહિત્યકારો કે સનાતની સમાજ જ સારી પેઠે ઓળખે છે એમ નથી. પરંતુ રાષ્ટ્રિય સંસ્થાઓની શરૂઆતના ઈતિહાસમાં ય શ્રી. સંઘવીજીનું સ્મરણ અવશ્ય સ્થાન માગી લે છે. કોમળતા અને કઠોરતાનો પોતાનામાં વિલક્ષણ સમન્વય દાખવતા, શ્રી. શ્રદ્ધામૂર્તિ અને આદર્શ શિષ્યના ચરિત્રનું ભાન કરાવનાર સિદ્ધ કવિ સંઘવી જેવા 'સ્કોલર' આજે મળવા મુશ્કેલ છે. જન્મદેહે પાટીદાર છતાં ગુરુ પરંપરા-ગૌરવ અને શાસ્ત્ર શિષ્ટાચારમાં એકનિષ્ઠ શ્રદ્ધાથી, તેઓ બ્રાહ્મણ જીવન જીવી ગયા, તેમનાં પ્રવચનોમાં, શાસ્ત્રીય લેખોમાં (મૃત્યુંજય વિદ્યા-જેવા પ્રાયોગિક વિષયોમાં પણ) મનોહર રૂપકોથી ભાવ અને વિચાર તાદૃશ ખડા કરવાનું સામર્થ્ય રહેલું છે. ગૂજરાતી સાહિત્યમાં કવિ શ્રી. નાનાલાલની કે પ્રો. ઠાકોરની વિશિષ્ટતા જેમ સર્વથી જૂદી તરી આવે છે, તેમ શાસ્ત્રસંપન્ન શ્રી. સંઘવીજીની અતિધર્મગ્રાહી વિશિષ્ટ પ્રતિભા, વર્ગ બહાર સર્વસાધક-સર્જન સાહિત્ય કારોનું તેમના તરફ ધ્યાન ખેંચી રાખતી તેમનું પિંગળજ્ઞાન ચોક્કસ અને સપ્રયોગ હતું. 'પદયાત્રા' માં ગૂજરાતી કાવ્ય રચના કરવાની શક્તિ પ્રદર્શિત થતી હોવા છતાં, તેમની સંસ્કૃત કવિતા જ તેમને સિદ્ધ સાચા કવિનું સ્થાન અપાવે છે. અનેકવિધ અલંકારોના ઐશ્વર્યથી અનુપમ તેઓનું લગભગ ૧૨૦ શ્લોકોનું '**श्रीसद्गुरुमहिम्नः स्तोत्र**' વાંચીને ઘણા સંસ્કૃતના અભ્યાસીઓએ મ્હોંમાં આંગળી ઘાલી જણાવ્યું છે કે, 'આ તો સંસ્કૃત યુગની લેખિનીનું સામર્થ્ય છે!' આ સિવાય, અનેક શાસ્ત્રીય વિષયો પરત્વે, ઊંડી દીર્ઘ ભાષ્ય શૈલીમાં, તેમના પ્રખર પાંડિત્યનો પ્રકાશ, 'મહાકાલ' આદિ માસિકોમાં વેરાયેલો પડ્યો છે; તે ગ્રન્થસ્થ થવાની ખાસ જરૂર છે. અત્રે સહજ જણાવીએ તો અયુક્ત નહિ જ ગણાય કે શ્રી. સંઘવીજીએ વિશ્વમાં પોતાની મિલકતનો મોટો ભાગ હિન્દુ ધર્મ, નીતિ અને આર્ય સંસ્કૃતિના વિશુદ્ધ-વિસ્તારના સ્તુત્ય કાર્ય માટે પરોપકારમાં અર્પ્યો છે.

વૈષ્ણવ કવિરત્ન દયારામભાઈની પુણ્યતિથિ સને ૧૯૦૪ માં સંઘવીજીના પ્રમુખપદે પ્રેમાભાઈ હૉલમા જાહેર મેળાવડો કરી ભવ્ય રીતે ઉજવવામાં આવી હતી ત્યારે તેમણે જણાવેલુ કે કવિ દયારામના કાવ્યોમા શૃગાર છે અને તેમના લખાણોમાં શુદ્ધ ભક્તિનુ પ્રાબલ્ય હોવાથી શૃગાર સુવર્ણ રૂપે થઈ જાય છે દયારામની કવિતા અનીતિને માર્ગે દોરનારી છે, એવુ ભળ ભાખડી કેળવણી લીધેલાઓએ અગાઉ કહ્યુ છે પણ હવે જેમ કેળવણીનો પ્રચાર અને ધર્મજ્ઞાન વધે છે, તેમ તે વિચાર દૂર થાય છે દયારામનુ પદ લાલિત્ય, વાત્સલ્ય રસ, શૃગાર રસ, વર્ણન શક્તિ, ભક્તિ, વૈરાગ્ય અને નિર્લોભતાના ઉત્તમ વિચાર, ભાષા ઉપરનો કાબુ, વિગેરે તેમને કવિ તરીકે પ્રથમ સ્થાને મૂકે છે આવા એક નરની યાદગીરી જાળવવી તે આપણી ફરજ છે.

કવિ ખબરદાર કનકોત્સવ અભિનદન ગ્રથમા લેખ લખી મોકલવાને સાક્ષર શ્રી ચંદ્રશકર પડ્યાએ સઘવીજીને ઇ સ ૧૯૩૧માં, તેના સપાદક તરીકે આમત્રણ આપેલુ તેમાં સઘવીજીએ જણાવ્યુ છે કે—"ચાલુ જમાનામા કવિતાની અને કાન્તાની એક સરખી દશા થઈ રહી છે, બને પોતાનુ અસલ પોત ગુમાવતી જાય છે, એમ એક પક્ષ કહે છે, ત્યારે બીજો પક્ષ વિદેશીય આવેશમાં બાંહ્યો ચઢાવી કહે છે કે કવિતા અને કાન્તા બનેની ઉન્નતિ થતી જાય છે બન્ને પ્રગતિશીલ થઈ છે, અને બંને આઝાદીના ગુલશનમા ચમન ઉડાવી રહ્યા છે પુરાતન કવિ સપ્રદાયનો એ સુનિષ્પન્ન સિદ્ધાન્ત છે, કે કવિતાનુ સાર્થક્ય આનદ આપવાની સાથે સદુપદેશ આપવો તેમાંજ રહેલુ છે બીજી તરફ નૂતન કવિવૃન્દનો એ દાવો છે, કે સાહિત્ય અથવા કવિતાનો લક્ષ્યબિંદુ માત્ર આનદ આપવાનો છે, અત્યારે કાન્તા સબધી પણ આવા બે મતો પરકીય સસ્કારની અસરથી પ્રચલિત છે એક તો એ મત છે કે–કાન્તા એ જન-જાતિઓની પરપરા નિભાવવાને **જગજ્જનની** તરીકે માનનીય છે જ્યારે બીજો નવો મત એ છે કે–સ્ત્રીનુ જનનીપદ (અર્થાત્– Child producing machine તરીકે) અત્યંત અનિષ્ટ છે, પણ તેણીનુ સર્વોચ્ચ પદ તો વિશ્વ રમણી તરીકેજ છે માનવજાતિને વારસામા મળેલા વિવેચ્ ...

નિર્ણય કરીશું, તો આપણને તરત સમજાશે કે—સ્રીને માટે **જગદ્રમણી** કરતાં **જગજ્જનનીનું** પદ વધારે ગૌરવવાળું અને પ્રતિષ્ઠા પૂર્ણ છે. ખાલી આનંદ એ ખોટી ખુશામદ જેવો હોય છે, અને તેનો જેને શોખ લાગે છે, તે મનુષ્ય વસ્તુજ્ઞાન શૂન્ય અને આખરે શ્રેયઃ પ્રેયઃથી વંચિત થાય છે. **જગજ્જનની** પદની ઉપયુક્તતા અને મહિમા કાંઇ જુદાજ પ્રકારનું ઐશ્વર્ય ધરાવે છે. જ્યારે મનના ક્ષણિક મલિન મનોવિકારોનેજ પૂછીને આપણે નિર્ણય ઉપર આવીએ છીએ, અને વિવેકને વેગળો મૂકીએ છીએ, ત્યારે જ આપણે સ્રી જાતિને **જગદ્રમણી** પદ આપવાને પ્રેરાઈએ છીએ, આ પ્રેરણામાં ક્ષુલ્લક પશુભાવનું પ્રાધાન્ય છે. પણ જગત્સ્રષ્ટાના પરમ દિવ્ય સર્જનની ઝાંકનો મોંઘામાં મોંઘો માનવ ભાવ **જગજ્જનની** પદની પ્રેરણામાં સ્ફુરી રહે છે. પ્રાચીન કવિ પરંપરા અથવા સંપ્રદાયની આ વાસના નૂતન કવિ વૃન્દની વન્ધ્યા વિલાસવૃત્તિની વાસનાની સૃષ્ટિરૂપ **વિશ્વરમણી** પદમાં રહેલી ભાવના કરતાં વધારે સંગીન અને સફળ છે. જગન્નિર્વાહને માટે અનિવાર્ય છે. તે જ પ્રમાણે કવિતા પણ એકલો આનંદ આપવાને માટે જ નિર્માણ થયેલી છે, એવો મત ગમે તેવો આપાતતઃ રમણીય ઉપલક્યિા દૃષ્ટિને જણાય તો પણ તે પરિણામ-લક્ષી વિચારની કસોટીએ ગ્રાહ્ય થઇ શકે તેમ નથી. **જે વસ્તુ ઉપયોગિતાવાળી નથી હોતી તે ગમે તેવી રસોત્પાદક આનંદજનક યાને રુચિકર હોય તો પણ તે પુરાતન કવિસંપ્રદાયને નિષ્ફલ હોવાથી અભિમત નથી,** અને તે કંઇક વધારે સંગીન મત છે. આ અન્તિમ વિવેકને ઉદ્દેશીને જ અગ્નિ પુરાણમાં કહેલું છે :–

नरत्वं दुर्लभं लोके विद्या तत्र सुदुर्लभा।
कवित्वं दुर्लभं तत्र शक्तिस्तत्र सुदुर्लभा॥
व्युत्पत्तिर्दुर्लभा तत्र विवेकस्तत्र दुर्लभः ॥४॥

ભાવાર્થ :—આ લોકમાં મનુષ્ય જન્મ દુર્લભ છે. તેમાં પણ વિદ્યા બહુ દુર્લભ છે, તેમાં પણ કવિત્વ દુર્લભ છે, તેમાં પણ શક્તિ બહુ દુર્લભ છે. તેમાં પણ વ્યુત્પત્તિ બહુ દુર્લભ છે, અને તેમાં પણ વિવેક દુર્લભ છે.

। આથી ઉપદેશરૂપ ફળ હીન અથવા દુષ્ટ ઉપદેશવાળી એટલે ફળ દૂષિત કવિતા એક તરફ અને બીજી તરફ પુરાતન કવિ સપ્રદાયના નાયક

**શ્રી મમ્મટાચાર્યના—**

**काव्य यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।**
**सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥**

ભાવાર્થ —કાવ્ય એ યશને માટે, અર્થને માટે, વ્યવહારની માહિતી માટે, અશુભના નિવારણ માટે અને સત્વર પરમ નિર્વૃત્તિ (આનદ) માટે અને પ્રિયતમાએ આપેલા ઉપદેશ જેવા મૃદુ અને મધુર ઉપદેશ માટે છે એ મત પ્રમાણે ફળ સપન્ન કવિતાનો વિવેક એ સર્વથી દુર્લભ છે, એ વાર્તા સુનિષ્પન્ન થાય છે

**કવિતાનો આત્મા તો રસ જ છે, એ વાત સર્વમાન્ય હોવા છતાં પણ સદુપદેશ ફળ વડે જ કવિતાનું સાફલ્ય છે;** આ સિદ્ધાન્ત પણ પુરાતન કવિસપ્રદાયનો નિર્વિવાદ છે સદ્યશ્રીજીએ કવિતા અને કાન્તા સબધી જે વિચારો જણાવ્યા છે તે ધ્યાનમાં રાખવા જેવા છે

**શ્રી હરિહરરાયજીના કંઠમાં સ્વતઃઆરોપાયેલો હાર**

સવજીજી સવત ૧૯૭૮ મા કાશીજી તરફ ગયા હતા ત્યાંથી ધી કેમ્પર ઇન્ડીયન સ્યુગર મેન્યુ કપની લિમિટેડ માટે ગોળની ખરીદ કરવા, તેમની પછી નવા નીમાયેલા એજન્ટો તરફથી ગયા હતા ત્યા પણ તેમણે પોતાની ધાર્મિક વ્યાખ્યાનનો પ્રયાસ ચાલુ રાખ્યો હતો. સેવાન કસબામા સ્થાપેલી શ્રી સનાતનધર્મ સભાના સ્થાપક અને ચાલક વિદ્વદ્વર્ય પંડિતજી શ્રી વિન્ધ્યેશ્વરીપ્રસાદના આમત્રણથી તેમણે કસબે સેવાનમા ત્યાની સનાતનધર્મ સભા તરફથી હિન્દીમા પાચ વ્યાખ્યાનો સનાતન હિન્દુધર્મ વિષે આપ્યા હતા તથા હિંદી નાગરી પ્રચારિણી સભાના ડેપ્યુટેશનને મેળવેલી સભામા પ્રમુખ શ્રીમાન ખાખીજીના કહેવાથી હિન્દીના પ્રચાર સબધે એક સુદર અને સચોટ વ્યાખ્યાન આપ્યુ હતું આથી થિઓસોફીની અને આર્ય સમાજની પ્રવૃત્તિથી અસંતોષ પામેલા સનાતની હિંદુઓને વિસ્મય અને આનદ પ્રાપ્ત થયો હતો.

એકદા શ્રી સંઘવીજીનો મુકામ મેરવો હતો તે દરમ્યાન તેમને શોણપુર સ્ટેશને રેલ્વે વેગનો મેળવવાની ગોઠવણ કરવા રેલ્વેના અધિકારી પાસે જવું પડયું હતું. તે કામ સિદ્ધ કર્યા પછી શોણપુરની નજીક બે માઈલ પર શ્રીહરિહર ક્ષેત્ર છે. તે તીર્થક્ષેત્રની યાત્રા કરવા શ્રીસંઘવીજી ગયા હતા. ત્યાં ગંગાજી, ગંડકી ગંગા અને શોણ એ ત્રણેનો સંગમ છે, ત્યાં વળી ગજેન્દ્રમોક્ષ તીર્થ છે. ત્યાં સ્નાન કરી પુષ્પહાર લેઈને શ્રીસંઘવીજી શ્રીહરિહર મૂર્તિના દેવાલયમાં દર્શન કરવા ગયા. બધા ઉચ્ચવર્ણના લોક ત્યાં દેવને અડકીને પૂજન કરે છે પણ તેવો રિવાજ આપણા ગુજરાતમા ન હોવાથી શ્રીસંઘવીજીને એ પ્રમાણે દેવને અડકતાં સંકોચ થયો. તેથી શ્રીહરિહરરાયજીની મૂર્તિના ચરણારવિંદમા પોતે આણેલા ફુલના હારનો લોચો કરીને ફેંક્યો; પણ તે લોચો સ્વતઃ ઉકલી જઈ હાર ભીનો જઈ શ્રીહરિહરરાયજીના કંઠમાંજ આરોપાઈ ગયો. મૂર્તિ એવી રીતે છે કે ખાસ ગોઠવીને તેના કંઠમાં હાર ચડાવે છે, તોજ બહુ પ્રયત્ને હાર કંઠમાં રહે છે, નિકર સહજમાં હાર નીચે પડી જાય છે. તેથી શ્રીસંઘવીજીને એવી પ્રતીતિ થઇ જે પ્રભુશ્રીએ સ્વતઃ તેમની તુચ્છ ભેટને શ્રીહસ્તે અંગીકાર કરી. ભક્તિના આનંદમાં શ્રી સંઘવીજીએ એક સ્તુતિનું પદ તે સમયે કવિતા કરીને ગાયુ હતુ આ સાચી ઘટના સંઘવીજીના વહેપારી જીવનના સમયમાં બનેલી છે જે મહાજ્યોતિના સવત ૧૯૭૬ ના ફાગણ-ચૈત્રના અંકમા પ્રસિદ્ધ થયેલી છે

આ પ્રસંગ, આપણને વિ. સ. ૧૫૧૨ના માગસર સુદ ૭ ને દિવસે જુનાગઢમા રાય માડલિકના દરબારમાં શ્રી. દામોદરરાયજીના સ્વરૂપે નરસિંહ મહેતાની પ્રાર્થનાથી પ્રસન્ન થઈને હજારો લોકોની મેદની વચ્ચે નરસિંહ મહેતાને પ્રત્યક્ષ હાજર થઈ ફુલની માલા કંઠમાં આરોપી હતી તેની યાદ આપે છે સ્વ. નગીનદાસજીના હૃદયનું ભક્તિબળ કેટલું દઢ હતું એનો આ એક પુરાવો છે.

આ થોડીક લાંબી પણ અગત્યની પ્રસ્તાવના લખવા માટે સ્નેહીભાઈ રતિલાલે જે કેટલીક સૂચનાઓ અને અન્ય હકીકતો પુરી પાડી છે તે

માટે તેમનો ઉપકાર અત્રે ભુલાય તેમ નથી. તેમજ પૂ. શાસ્ત્રીજી રેવાશંકર ભાઈએ પણ જે સહાય આપી છે, તેની અત્રે નોંધ લીધા વગર ચાલે તેમ નથી. એક સાહિત્ય પ્રિય, ગુજરાતી ભાષાના પ્રખર વક્તા, સનાતન આર્ય ધર્મ માટે પ્રાણાર્પણ આપવાને સદા તત્પર એવા નરવીરના સંસ્મરણોનો સંગ્રહ કરી છપાવવામાં અને પ્રકટ કરવામાં ભાઈ રતિલાલે તન, મન અને ધનનો જે ભોગ આપ્યો છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે; જો કે તેઓ નિરભિમાનપણે કહે છે કે તેમણે તો માત્ર તેમના પૂજ્ય વડીલ કાકાશ્રી પ્રત્યેનો નિરપેક્ષ ધર્મ બજાવ્યો છે. આ ગ્રંથ ગુજરાતી આર્યધર્મી સનાતની પ્રજાને માર્ગદર્શક અને પ્રેરક નિવડો એવી ઈશ્વર પ્રત્યે અને ગુરુદેવ શ્રીમન્નૃસિંહાચાર્ય પ્રત્યે પ્રાર્થના કરી વિરમું છું.

મુંબઈ વિ. સં ૨૦૧૦ ફાગણ શુક્લ પક્ષ તા. ૨૦–૩–૧૯૫૪ } નટવરલાલ ઇચ્છારામ દેશાઇ.



# અનુક્રમણિકા

## संस्कृतविभागः



## हिन्दी विभाग

## સંઘવીજીનું સાહિત્ય

# श्री सङ्घवीजी-महोदयस्य समुज्ज्वलजीवनालोकः

(पण्डितराजः श्रीराजेश्वरशास्त्री द्राविड. न्यायाचार्यः
साङ्गवेदविद्यालयः काशी)

सनातनधर्मधुरन्धराणां कैलासवासिश्रीनगीनदास पुरुषोत्तमदास संघवीमहोदयानां परिचयः प्रथमं मम कीर्तिरूपेण यस्मिन्प्रसङ्गे समभूत् सः पूजनोयास्मत्पितृचरणः सह वार्तालापाय समुपस्थितानां कैलासवासि पं. प्र. पद्मनाभशास्त्रिणां संवाद एव। सनातनधर्मसभाद्वारा कैलासवासिश्रीमदनमोहनमालवीयप्रभृतिभिः पण्डिताननादृत्य सनातनधर्मविरोधिनि कार्ये प्रस्तूयमाने इतः पर पण्डितपक्षस्य समर्थकः को वा भविष्यति धुरन्धरः इति चर्चायां प्रस्तुतायां संघवीमहोदय एव एकस्तादृशः पण्डितानां पक्षपुरस्कर्ता सनातनधर्मनेता निर्भयः सन् पण्डितपक्षं पुरस्करोतीति पद्मनाभशास्त्रिभिरुच्यमान अस्मत्पितृचरणैरपि तत्तथैवेति सहर्षमनुमोदितं दृष्टवतो मम संघवीमहोदयविषये श्रद्धारूपेण कश्चन विलक्षणः परिचयः समजनि प्रथमः। पूज्यपादानां मुखात् गीयमानयशसोऽस्य महाभागस्य दर्शनकौतुकं ह्यभूत्। तस्य परिपूर्तिः काश्यां सम्पन्ने ऐतिहासिके ब्राह्मणमहासम्मेलने समभवद्। विचारसभायां तत्र समुपस्थाय सरसतया अनुमोदनं विदधत् सङ्घवीमहोदयः दृष्टिपथमागतः सहर्षं मया अवालोक्यत। दरभङ्गानरेशस्य सम्मेलनसभापतेः काशीराजस्य स्वागताध्यक्षस्य अन्येषाञ्च समुपस्थितानां आदरणीयानां धर्माचार्याणां विद्वद्वराणां धार्मिकाणाञ्चापेक्षया को वा विशेषः संघवीमहोदयस्येति तु तदापि न स्फुटमासीत्। पण्डितपक्षपातितायास्तत्र समम् उपलभ्यमानत्वात्। इतः परमेव दिल्लीनगरे

महामहोपाध्याय- पं. गिरिधरशर्ममहोदयैः 'समाहूते' सनातनधर्म-सम्मेलने वर्णाश्रमस्वराज्यसङ्घस्य स्थापनमभूत्। तस्मिन्नवसरेऽपि सम्मिलितानां संघवीमहोदयानां पूज्यपादास्मत्पितृचरणैः सह विद्यमानस्य सौहार्दातिशयस्य परिचयावसरो मया लब्धः। सर्वस्मिन्कार्ये अवसिते सति एकान्ते श्रीमान् संघवीमहोदयः पू. अस्मत्पितृचरणानां दर्शनाय समागतः पूज्यचरणाः कातरभावेन सङ्घवीमहोदयं पृच्छन्ति स्म। नूतनस्यास्य वर्णाश्रमस्वराज्यसङ्घसंघटनस्य कीदृशं साफल्यं परिणामे भविष्यतीति। तदुत्तरे संघवीमहोदयः अकथयत्। "अभी बच्चा है लडखडाता है चलते चलते खडा हो जायगा।" अस्मिन्प्रसङ्गे संघवीमहोदयस्य गौरवपूर्णं महत्त्वं मया बुद्धम्। इतःपरं वर्णाश्रमस्वराज्यसङ्घप्रसङ्गेन सर्वत्र संघवीमहोदयस्य मूर्तिः कार्य कुर्वाणा दृश्यते स्म मया। जलगांवनगरे संवृत्ते वर्णाश्रमस्वराज्य-सङ्घाधिवेशने सबहुमानमाहृतः संघवीमहोदयः साक्षाणीमहोदयेन सह अधिवेशनकार्यसाहाय्याय प्रथममेव समागतः सनातनधर्म-विद्वेषिषु तीव्रतमः उग्रभावः एतेषां तदा मया दृष्टः। ह. भ. प. सन्तोजीमहाराजप्रभृतयः शान्तमूर्तयः अधिवेशनकार्यकर्तारः साभ्रा गान्धीमहोदयानुयायिभिः सह कथञ्चित् मण्डपादिव्यवस्थायां व्यापृताः गान्धीमहोदयचिह्नानां केषाञ्चित् तत्र स्थापनमन्वमन्यन्त। संघवी—महोदयस्तु न चक्षमे। यत्र २ तच्चिह्नानि स्थापितानि सर्वेषाम-पसारणाय संघवीमहोदयेनान्दोलनं प्रारब्धम्। चिह्नपक्षपातिभिः सह विवादप्रसङ्गे शस्त्रमाकृष्य सन्नद्धा संघवीमहोदयस्य मूर्तिः मया स्मर्यते। संस्मरणीयोऽयं प्रसङ्गः। असहयोगान्दोलनम् अत्यन्तं तीव्रत-तदानीं प्रसक्तमासीत्तत्र 'अधिवेशनादव्यवहितपूर्वमेव' तत्र राजकीय-

भवनस्य कस्यचिद् द्वारं पिधाय राजकीयैः दत्तस्य बन्धनस्य स्फुटं भङ्गं विधायान्तः प्रविष्टाः आन्दोलनकारिणो जनाः एवंविधः असहयोगान्दोलनस्योग्रभावः तदानीमासीत् । तस्मिन्विरोधिवातावरणे अधिवेशनार्थं समागता अन्ये सर्वेऽपि प्रतिनिधयः साम्नैव वार्तां कुर्वाणा दृष्टाः संघवीमहोदयास्तु शस्त्रग्राहिणो दृष्टा अयं महान्विशेषः अस्माभिरुपालक्ष्यत । कलकत्ताधिवेशनानन्तरं मुम्बई अधिवेशनाय मुम्बईनगरे समागतायां कार्यकारिण्यां सभायां तद्विचारे प्रस्तुते गुरुवायूरमन्दिरकार्यकरणाय आवश्यकधनसंग्रहं कर्तुं सर्वेषु अक्षमेषु जातेषु धीमान् संघवी-महोदयः इदं प्रथमतया भिक्षापात्रं गृहीत्वा धनयाचनाय समुपतस्थौ स्वयं च धनं ददौ । ततः परं गुरुवायूरनगरे मोटरद्वारा प्रस्थाने सर्वत्र संघवीमहोदयैः सह अस्माकं सहयात्रा सम्पन्ना । प्रतिक्षणं कापि कविता नूतना सरसा क्रियते स्म । अत्र कारणीभूतायाः प्रतिभाया लाभः कथं जात इति साश्चर्यं पृष्टेन संघवी-महोदयेन आत्मचरितमेवमुक्तम् । आचार्यकुले अन्यैः ब्रह्मचारिभिः सह अवस्थानकाले प्रथमतः स्वस्य जाड्यादिवर्णनं कृतम् । तत्र गुरुचरणैः पठता छात्राणां बहुदिनपरिचर्यानन्तरं किमपि रहस्यमुपदिश्यते स्म । संघवीमहोदयस्तु स्वकीयजाड्यातिशयेन खिन्नः कथं ज्ञानलाभो भविष्यतीतिचिन्तापरो तूष्णीं तस्थौ । अस्य विनयातिशयेन प्रसन्ना तु गुरुमाता गुरोः परोक्षं एनमबोधयत् किमर्थं खिद्यसे गृहाणेमानि-ज्योतिष्मतीबीजानि एतान्येवोपयुज्य त्वदीयो गुरुः परिचर्यान्ते विद्यार्थिनां वाग्मितां सम्पादयति इत्युक्त्वा तानि बीजानि ददौ । यथाविधि तदुपयोगानन्तरमेव संघवीमहोदयस्यैवंविधा प्रतिभा स्फुरितैव । संघवीमहोदयस्य गुरुभक्तिः फलिता वाग्मितारूपेण इति विज्ञाय तद्विषये

मम कोपि बहुमानः समभूत । गुरुवायूरनगरे प्राइवेट–सेक्रेटरीरूपेण देवनायकाचार्यस्य कार्याणि सर्वाण्यपि लेखनादीनि तरुणेभ्योपि अतिशयितेनोत्साहेन सम्पादितानि इति स्पष्टं मयावलोकितम् । वर्णाश्रम-स्वराज्यसङ्घान्दोलनेपि सर्वत्र मम विद्याचर्चायामेवाभिरुचिः अधिका आसीत् अतः कर्मानुष्ठानं एतावत्कालपर्यन्तं मया न कृतमेवासीत् । महतोत्साहेन सर्वैः धार्मिकैः क्रियमाणे सङ्घकार्ये मयैव क्रियते इति अभिमन्यमाने सति कुपितः सन् संघवी महोदयः त्वया कार्यं किमपि न क्रियत इति मां तर्जयन्नपि मया दृष्टः । येन सपद्येव ममाभिमानो न्यगलत् । अयमपि संस्मरणीय एव प्रसङ्गः समभूत् । कदाचित् केनचित्प्रसङ्गेन काशीमागतस्य संघवीमहोदयस्याभिनन्दनं गीर्वाग-वाग्वर्धिन्या समया कृतम् । साङ्गवेदविद्यालयीयवैदिकपरीक्षोत्तीर्णेभ्यो चपाधिदानाय जायमानाया अपेक्षायाः कृते देवनायकाचार्यद्वारा विज्ञापितम् संघवीमहोदयो मामकथयत् मया स्वमृत्युपत्रे एकसहस्र-रूप्यकात्मकं धनं अवश्यं स्थापयिष्यते एतद्वचनमुपाकर्ण्य वैदिकेषु अस्य महाभागस्य पक्षपातो वर्तत इति बुध्वा मम महान् हर्षः समभूत् । संघवीमहोदयस्येहलोकलीलासंवरणे सम्पन्ने खिन्नेन चेतसा तदीयट्रस्टाधिकारी श्रीमान् रतिलाल मनसुखराम महोदयः संघवीमहोदयस्य दानविषये विज्ञापितः किमपि तेन लिखितं नवेति, तदुत्तरं रतिलाल मनसुखराम महोदयेन दत्तम् यत् न्यायशास्त्रे सर्वोत्त-माय साङ्गवेदविद्यालयविद्यार्थिने पारितोषिकं दातुं संघवीमहोदयेन सहस्ररूप्यकाणि प्रदातुं मृत्युपत्रे लिखितमस्ति, यथासमयं प्रदत्तानि च तानि रतिलालमहोदयेन । अस्मिन्नेव प्रसङ्गे संघवी महोदयस्य हार्दं मयोपलब्धम् । धर्मरक्षणाय वेदरक्षणमेव प्रधानमिति मतं सर्वेषां

धार्मिकाणां यत्राभूत् तत्र धर्मरक्षणाय न्यायशास्त्ररक्षणमेव सर्वोच्चतमं कार्यमिति मतं कार्यरूपेण प्रदर्शितमेतेन महोदयेन । भारतीयराज-नीतिशास्त्रेपि मनुप्रभृतीनां यत्र धर्मरक्षणाय वेदरक्षणमेवावश्यक मिति मतं तत्र आचार्यकौटिल्यः "धर्माधर्मौ त्रय्याम् अर्थानर्थौ वार्तायां दण्डनीत्या नयानयौ बलाबले चैतासां हेतुभिरन्वीक्षमाणा लोकस्योप-करोति व्यसने अभ्युदये च बुद्धिमवस्थापयति प्रज्ञावाक्यक्रिया-वैशारद्यं च करोनि प्रदीपः सर्वविद्यानामुपायः सर्वकर्मणाम् । आश्रय. सर्वधर्माणां शश्वदान्वीक्षिकी मता ॥" इति कथयन् आन्वी-क्षिक्या एव प्राधान्य दर्शयन्नास्ते । एवंविधं मतं संघर्वामहोदय-स्यातिगूढं हृद्गतं कार्यरूपेण अस्म पुरत समागतम् । इति आन्वी-क्षिकीरक्षणे पूर्वमेव स्थिता मदीया रुचिः कौटिल्यतुल्यस्यास्य क्रियारूपेणानेन साहाय्येन पुनर्दृढीकृता समभूत् । इति हेतोः एतदीयं माहात्म्यं मयैर वर्णयितुं योग्यं नान्येन आन्वीक्षिकीरुचिहीनेन तत्पक्षपातिनापि । तदीयचरित्रगतानि इमानि संस्मरणानि संस्मरन् पुनः पुन सुखी भवामि । कीर्तिमानशरीरस्यास्य महाभागस्य इदमेव दर्शनं अस्मच्चक्षुषो पुरतः सदा तिष्ठति इत्यलम् ।

અનુવાદ

## સંઘવી મહોદયનું ઉજ્વળ જીવન દર્શન–

સનાતન ધર્મ ધુરંધર ડેરાસરવાસી સંઘવી નગીનદાસ પુરોત્તમ-દાસ મહોદયનો પરિચય પહેલાં તો મને એમની કીર્તિરૂપે પ્રાપ્ત થયો હતો. એ પરિચય જે પ્રસંગનો પ્રાપ્ત થયો તે પ્રસંગ એવો હતો કે એક દિવસ અમારા પૂજ્ય પિતાની સાથે વાર્તાલાપ કરવાને આવેલા ડેરાસરવાસી પંડિત પદ્મનાભ શાસ્ત્રીના સંવાદ રૂપ

હતો. સનાતન ધર્મ સભા દ્વારા કૈલાસવાસી શ્રી મદન મોહન માલવીય વગેરેએ સનાતન ધર્મ વિરોધી કાર્ય જે વખતે આરંભ્યું તે વખતે હવેથી આ પરિસ્થિતિમાં પંડિત પક્ષનું સમર્થન કરનાર કોણ ધુરંધર થઇ શકશે તે ચર્ચા ચાલી. તે વખતે સંઘવી મહોદય જ એકલા તેવા પ્રકારના પંડિતોના પક્ષને આગળ કરનારા છે. સનાતન ધર્મના નેતા છે અને નિર્ભય થઇને પંડિત પક્ષને આગળ મૂકે છે. એ પ્રમાણે પદ્મનાભ શાસ્ત્રીથી કહેવામાં આવેલું, અને અમારા પૂજ્ય પિતાએ આ વાત બરાબર છે એમ સહર્ષ અનુમોદન કરવામાં આવેલું જોનારા મને સંઘવી મહોદયના વિષયમાં શ્રદ્ધારૂપે કોઇએક વિલક્ષણ પ્રથમ પરિચય થયો.

ઉપરોક્ત બન્ને વડીલોના મુખથી જેમની કીર્તિ ગાવામાં આવે છે એ મહાપુરુષના દર્શનને માટે કુતૂહલ હૃદયમાં ઉત્પન્ન થયું, અને એ કુતૂહલની પરિપૂર્તિ કાશીમાં ભરાયેલા ઐતિહાસિક બ્રાહ્મણ મહા સંમેલન વખતે મને થઇ. વિચાર સભામાં ત્યાં પોતે ઉપસ્થિત થઇને સરસ રીતે અનુમોદન કરનાર સંઘવી મહોદય મારી દૃષ્ટિ ગોચર થયા, અને સહર્ષ મેં તેમનું અવલોકન કર્યું. દરભંગા નરેશ સંમેલન સભાપતિ અને સ્વાગતાધ્યક્ષ કાશીરાજ અને તે સિવાયના બીજા ઉપસ્થિત થયેલા ધર્માચાર્યો, વિદ્વાનો અને ધાર્મિક સજ્જનો એ બધાનીય અપેક્ષાએ સંઘવી મહોદયની શી વિશિષ્ટતા છે, તે તે વખતે સ્પષ્ટ જણાયું નહોતું, કારણ કે પંડિતો તરફ પક્ષપાતિપણું બધાનું એક સરખું હતું.

આ પછી દીલ્હીમાં મહામહોપાધ્યાય પંડિત ગિરિધર શર્મા મહોદયે બોલાવેલા સનાતન ધર્મ સંમેલનમાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની સ્થાપના થઇ. તે વખતે પણ મળેલા સંઘવી મહોદયના પૂજ્યપાદ અમારા પિતાની સાથે એમને ઘણો સ્નેહ હતો તે પરિચયનો અવસર મને પ્રાપ્ત થયો. જ્યારે બધું કાર્ય સમાપ્ત થયું ત્યારે શ્રીમાન સંઘવી મહોદય પૂજ્યપાદ અમારા પિતાના દર્શન કરવા આવ્યા, ત્યારે અમારા પિતાએ ભયભીત રીતે સંઘવી મહોદયને પૂછ્યું

કે, વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું નવું સંગઠન કરવામાં આવ્યું છે તેની પરિણામમાં સફળતા કેવી થશે?

તેના ઉત્તરમાં સંઘત્રીજીએ કહ્યું– **अभि बचा है लडखटता है चलते चलते खडा हो जायगा**–હજી બાળક છે. પડે છે, ઉભું થાય છે. ચાલતા ચાલતાં સ્થિર થઇ જશે. આ પ્રસંગમાં મંત્રી મહોદયનું ગૌરવપૂર્ણ મહત્વ મારા જાણવામાં આવ્યું.

ત્યાર પછી તો વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના દરેક પ્રસંગે સંઘત્રી મહોદયની મૂર્તિ કાર્ય કરતી મારા જોવામાં આવતી હતી. જલગાંવ નગરમાં ભરાયેલા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના અધિવેશનમાં ઘણા માન સાથે બોલાવવામાં આવેલા સંઘત્રીજી મહોદય સાંગાણી મહોદયની સાથે અધિવેશનના કાર્યની સહાય માટે પ્રથમથી જ આવી પહોંચ્યા હતા. તે વખતે સનાતન ધર્મના દ્વેષીઓ ઉપર અત્યંત તીવ્ર એમનો ઉગ્ર ભાવ મારા જોવામાં આવ્યો હતો. હ. ભ. પ. સન્તોજી મહારાજ વિગેરે શાન્ત મૂર્તિઓ અધિવેશનનું કાર્ય કરનારી હતી, અને શાન્તિથી ગાંધી મહોદયના અનુયાયીઓની સાથે પરાણે મંડપ વગેરેની વ્યવસ્થા કરવામાં રોકાયેલા હતા, તેમજ ગાંધી મહોદયના કેટલાક ચિન્હોને આ મંડપમાં સ્થાપન કરવાને સંમત થયા હતા, પરંતુ તે બાબત સંઘત્રી મહોદય સહન ન કરી શકયા, અને જે જે જગ્યાએ એ ચિન્હો સ્થાપન કરવામાં આવેલા તે બધા ચિન્હોને દૂર કરવાને માટે સંઘત્રી મહોદયે આંદોલન આરમ્ભ્યું હતું. ચિન્હના પક્ષપાત કરનારાની સાથે વિવાદના પ્રસંગમાં શસ્ત્ર ખેંચીને તૈયાર થયેલી સંઘત્રીજીની મૂર્તિ મને યાદ આવે છે. આ પ્રસંગ બહુ યાદ કરવા જેવો છે. અસહકારનું આંદોલન તે વખતે અત્યંત તીવ્ર ચાલતું હતું. તેમાં અધિવેશન થતાં પહેલાં તરતજ ત્યાં રાજકીય કોઇ એક મકાનના દ્વારને બંધ કરીને રાજકીય પુરૂષોએ કરેલા બંધનનો સ્પષ્ટ ભંગ કરીને આંદોલન કરનારા માણસો પેસી ગયા હતા. આવા પ્રકારના અસહકારના આંદોલનનો ઉગ્રભાવ તે વખતે હતો. તેના વિરોધી વાતાવરણમાં અધિવેશન માટે આવેલા બીજા બધા પ્રતિનિ-

ધિઓ શાન્તિથી જ વાત કરનારા' જોવામાં આવતા હતા. અને સંઘવી મહોદય તો શસ્ત્ર ગ્રહણ કરનારા જોવામાં આવતા હતા. આ એક મોટી વિશેષતા અમારા જોવામાં આવી હતી.

કલકત્તા અધિવેશન થઇ ગયા પછી મુંબઇમાં અધિવેશનને માટે મુંબઇમાં આવેલી કાર્યકારિણી સભામાં તે વિચાર શરૂ થયો તે વખતે ગુરુવાયૂર મંદિરનું કાર્ય કરવાને માટે આવશ્યક ધનનો સંગ્રહ કરવામાં બધા અસમર્થ થયા; પણ સંઘવી મહોદય તો પ્રથમ ભિક્ષાપાત્ર લઇને ધનની યાચના માટે ઉપસ્થિત થયા અને પોતે પણ ધન આપ્યું. ત્યાર પછી ગુરુવાયૂર નગર તરફ મોટર દ્વારા પ્રયાણ કરવામાં આવ્યું; ત્યાં દરેક જગ્યાએ સંઘવી મહોદયની સાથે જ અમારી યાત્રા થઇ. પ્રતિક્ષણે કોઇ નવી સરસ કવિતા કરતા હતા, આવી કવિતા બનાવવામાં કારણભૂત પ્રતિભાનો લાભ કેવી રીતે થયો તેમ આશ્ચર્ય સાથે અમે પૂછ્યું ત્યારે સંઘવી મહોદયે પોતાનું ચરિત્ર નીચે પ્રમાણે કહી સંભળાવ્યુ હતુંઃ

કે આચાર્ય કુળમાં બીજા બ્રહ્મચારીઓની સાથે નિવાસ કરતી વખતે પહેલા તો પોતાની જડતા વિગેરેનું વર્ણન કર્યું, ત્યાં ગુરુકુળમાં ભણનારા વિદ્યાર્થીઓને ઘણા દિવસની સેવા પછી કંઇક રહસ્યનો ઉપદેશ કરવામાં આવતો હતો, સંઘવી મહોદય તો પોતાની અત્યંત જડતાને લીધે ખિન્ન થયેલા. જ્ઞાનનો લાભ કેવી રીતે થશે તેની ચિંતામાં મૌન ધારણ કરતા હતા. એમના અત્યંત વિનયને લીધે પ્રસન્ન થયેલાં ગુરુ માતાએ ગુરુની ગેરહાજરીમાં તેમને સમજાવ્યું કે ખેદ શા માટે કરો છો? અને લેજરવી બીજ લો. આ બીજોનો ઉપયોગ કરીને તમારા ગુરુ-સેવા કર્યા પછી વિદ્યાર્થીઓને બોલવામાં હોશિયાર બનાવે છે. (યુક્તિયુક્ત બોલનાર વાકપટુ) એમ કહીને પેલાં બીજ આપ્યાં હતાં. વિધિ પ્રમાણે તે બીજનો ઉપયોગ કર્યા પછી જ સંઘવી મહોદયની આવા પ્રકારની પ્રતિમા સ્ફુરણ પામી હતી. સંઘવી મહોદયની ગુરુભક્તિ વક્તા રૂપે ફળભૂત —સફળ થઇ છે તે જાણીને તે વિષયમાં મને તેમના તરફ ઘણું જ માન ઉત્પન્ન થયું. ગુરુવાયૂર નગરમાં પ્રાઇવેટ સેક્રેટરી દ્વારા દેવનાયકાચાર્યના

સેક્રોપયોગી તથા રમપ્રદ લેખો પોતાની પ્રતિભાશાળી શૈલીમા લખતા હતા તેઓ માત્ર સનાતન ધર્મ તથા તત્વજ્ઞાનના સિદ્ધાંતોમા નિષ્ણાત હતા એટલુંજ નહિ પણ તે ઉપરાંત તેઓ સમાજશાસ્ત્ર તથા રાજનૈતિકશાસ્ત્ર ( Politics )ના પણ ઊંડા અભ્યાસી હતા. તેઓ 'ધર્મમંગળા'ના સંપાદક હતા ને તેમા તેઓ કસાયલી કલમથી નાસ્તિક તથા ભૌતિકવાદી લોકોના ધર્મવિરોધી ગદા પ્રચારનો જડબાતોડ રીતિથી ધ્વંસ કરવાનુ ચૂકતા ન હતા, અને તેમ કરી તેઓ સનાતન ધર્મના સત્ય ને અવિચળ સિદ્ધાંતોનો સારો પ્રચાર કરતા હતા અગ્રેજી રાજ્યના અમલમા જ્યારે જ્યારે કાયદાઓ દ્વારા હિન્દુ ધર્મ પર હસ્તક્ષેપ કરવાનો પ્રયાસ કરવામા આવતો ત્યારે ત્યારે સંઘવીજી હિંદુ ધર્મ વિરોધી કાળા કાયદાની સામે પ્રબળ ચળવળ ઉપાડતા અને કટિબદ્ધ થઈ હિંદુધર્મના રક્ષણાર્થે લોકમત તૈયાર કરતા હતા શારદા બીલના સબંધમા તેઓએ સેંકડો વિરાટ સભાઓમા ઓજસ્વી પ્રવચનો કરી તે બીલનો સખ્ત વીરોધ કર્યો હતો તેમજ વળી સન ૧૯૩૩મા જ્યારે સૌથી પહેલું શ્રીયુત રંગાએ વડી ધારાસભામા મંદિર પ્રવેશ બીલ દાખલ કર્યું હતુ ત્યારે તેના વિરોધમા એક મજબુત ચળવળ ઉપાડી હતી તે વખતે કાલીકટમા આવેલા શ્રી ગુરૂવાયુરના પવિત્ર મંદિર પાસે, પૂ પા ગો સ્વા. વલ્લભકુળ કૌસ્તુભ માનનીય શ્રી ૧૦૦૮ ગોકુળનાથજી મહારાજની અધ્યક્ષતામા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું એક વિશેષ અધિવેશન ભરવામા આવ્યુ હતુ તેમા આ લેખકને મુબઈના એક પ્રતિનિધિ તરીકે શ્રી હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટર તરફથી નિયુક્ત કરવામા આવ્યા હતા તે અધિવેશનના શ્રી સંઘવીજી સંયોજક હતા અને તેનો તમામ વહીવટ તેમને સોંપવામા આવ્યો હતો તેના સંસ્મરણો હજી મને પ્રેરણા આપી રહ્યા છે શ્રી સંઘવીજીએ સદરહુ અધિવેશનનુ તમામ કાર્ય ઘણી કાર્યદક્ષતા તથા કુશળતાથી કર્યું હતુ. તેમા તેમણે યશ તથા વિજય પ્રાપ્ત કર્યો હતો તેઓએ અધિવેશનની ખુલ્ની સભામા કરેલા ભાષણનો સિંહ ગર્જનાથી સદરહુ કાગ્રેસ મોલની તરફદારી કરનારા સુધારકમ્મન્યુઓનુ મુખમર્દન કર્યું હતુ ને એવુ વાતા

વરણુ ઉત્પન્ન કર્યું કે સદ્દ્દું બીનના સયોજક શ્રી રંગાને મદ્દ્દું બીન પાછુ ખેંચી લેવાની ફરજ પડી હતી

જ્યારે જ્યારે સુધારકમ્મન્યુઓ ધારાસભામા અવર નવર નવા નવાધર્મવિરોધિ બીલો લાવી સનાતન ધર્મના સિદ્ધાંતોને છિન્નભિન્ન કરવાને કોશીશ કરતા હતા ત્યારે સંઘવીજી તેનો સખ્ત વિરોધ કરતા હતા ને તેને માટે દેશના જુદા જુદા જેવા કે મુબઇ, મદ્રાસ, ગયા કાશી વગેરે સ્થળોએ ભરવામા આવેલા વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘના અધિવેશનોમા ઘણો આગળ પડતો ભાગ લીધો હતો ને પોતાની વૃદ્ધાવસ્થામા પણ એક જુવાનને શરમાવે એવી રીતે તન મન ને ધનથી સનાતન ધર્મની સતત સેવા કરી હતી તે ખરેખર ધન્યવાદને પાત્ર છે ને તે સેવા મદલ સનાતની પ્રજા તેમની સદા ઋણી છે જો ભારતવાસીઓ આજે પણ સઘવીજીએ દર્શાવેલા સ્વધર્મ પાલનના સહેલા ઉપાયોને પોતાના જીવનમા ઉતારી અમલ કરે તો કોંગ્રેસ સરકારના આજના ધર્મવિહોણા તથા અસપ્રદાયિક રાજ્યમા જે અધાધુની વ્યાપી ગઈ છે તથા સમાજમા જે સડો પેસી ગયો છે તે જલદી દૂર થઇ જાય ને રાકડી પ્રજા વધારે નિર્મળ જીવન ગાળે ને સુખને શાન્તિ ભોગવી શકે

અદ્દગત સઘવીજીએ સનાતન ધર્મની જે બીજી અનેરી સેવાઓ કરી છે તેમા તેઓએ શ્રી ૧૦૦૮ આદ્ય જગદ્દગુરુ પરમ હસ પરિવ્રાજક શ્રી શકરાચાર્યને વરદ હસ્તે સ્થાપિત પશ્ચિમ આમ્નાય શ્રી દ્વારકાના પીઠાધીશ્વરના નિયુક્તિ સબધમા નામદાર ગાયકવાડ સરકાર તરફથી જે દખલગીરી કરવામા આવી હતી તેનો સામનો કરી સદ્દ્ પીઠની પવિત્રતા તથા તે પીઠની ધમાધુલાથી સમસ્ત સ્માર્ત પ્રજાના પવિત્ર હક્કના રક્ષણાર્થે જે સેવા કરી હતી તે અગ્રસ્થાન ધરાવે છે હેલના બ્રહ્મીભૂત જગદ્દગુરુ શકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ તથા તેમના ગુરૂવર્ય બ્રહ્મીભૂત શ્રી માધવતીર્થ મહારાજ જેઓ પશ્ચિમ આમ્નાય દ્વારકાપીઠના અધીશ્વર હતા તથા જેમણે સારી લોકપ્રિયતા સપાદન કરી હતી. તેમના સઘવીજી અનન્ય ભક્ત હતા તપોમૂર્તિ શ્રી રાજરાજેશ્વરાશ્રમ શ્રી માધવતીર્થ કે જેઓ બ્રહ્મીભૂત થયા તેમના ઉચ્ચ કોટીના પટ્ટશિષ્ય હતા.

તેઓશ્રી સદરહુ પીઠની ગાદીના શંકરાચાર્ય તરીકે અધીશ્વર થવાને અધિકારી હતા છતાં તેનો હક્ક ઉડાવી દઈ નામદાર ગાયકવાડ સરકારે બીજાની તે પીઠ પર નિયુક્તિ કરી. પશ્ચિમામ્નાય શ્રી શારદાપીઠની હકુમતમાં દ્વારકા ઉપરાંત કાઠીયાવાડ, કચ્છ, ગુજરાત, મધ્યહિંદ, રાજસ્થાન, બનારસ વિ. હીંદુ દેશી રાજ્યોમાં નિવાસ કરતી તમામ સ્માર્ત પ્રજાને સદહું પીઠની ગાદી પર શ્રી શંકરાચાર્ય નિયુક્ત કરવાનો હક હતો તેની અવગણના કરી નામદાર ગાયકવાડ સરકારે તે પીઠ પર સરકારે નાખેલા બંધનો પાળવાની સરતે બીજાની તે ગાદીએ નિયુક્તિ કરી હતી. તેથી પ્રજાના તથા પીઠના હકકોના રક્ષણાર્થે સંઘવીજીએ શ્રી રાજરાજેશ્વરાશ્રમને તેમની સામે નડીયાદ કોરટમાં જે દાવો નામદાર ગાયકવાડ સરકારે નિયુક્ત કરેલા શંકરાચાર્યે માંડયો હતો તેમાં સારી મદદ કરી હતી. તેમજ સદહું પીઠની તથા સનાતની પ્રજાની છેવટ સુધી સારી સેવા કરી હતી. ઉપલા દાવાના સંબંધમા આ લેખક તરફથી "શ્રી શારદાપીઠના શંકરાચાર્ય તથા નામદાર શ્રી ગાયકવાડ સરકાર" એ નામનું એક નાનું પુસ્તક સન ૧૯૨૮ માં રચવામા આવ્યુ હતુ તેના પ્રકાશન કાર્યમા સંઘવીજીએ સારી મદદ કરી હતી. તે પુસ્તકના પરિશિષ્ટમા ગાયકવાડ સરકાર ને અગ્રેજ સરકારની વચ્ચે થયેની સંધી; સનદો તથા બીજા અનેક અગત્યના દસ્તાવેજો છાપવામા આવ્યા છે તેની સંખ્યા ૫૫ પચાવનની થાય છે. તે તમામ દસ્તાવેજો મેળવી તેની નકલો કરાવી તથા છપાવી ઉપલા પુસ્તકના પ્રકાશન કાર્યમા સઘવીજીએ ઘણી કીમતી મદદ કરી હતી તે બદલ હું તેમનો રૂણી છું. સદ્દગતનો મારા પ્રત્યે એક આત્મીય જેટલો પ્રેમ હતો. તે બદલ નમ્રભાવે તેઓશ્રીના અમર આત્માને હું શ્રદ્ધાજલિ અર્પું છું અને છેવટમાં પ્રભુને પ્રાર્થું છું કે સદ્દગતે જે પોતાના જીવનમા સનાતન ધર્મની કીમતી સેવા કરી છે તેથી હિન્દુભાઇઓને પ્રેરણા મળે અને તેઓ તેને પોતાના જીવનમાં ઉતારે ને તેમ કરી રાષ્ટ્રની તથા ધર્મની ઉજ્વળ સેવા કરે ઇતિશમ્

★

## સંઘવીજી વિષે કેટલુંક જાણવા લાયક

### (વ્યાખ્યાન વાચસ્પતિ પંડિત શ્રી શંકરપ્રસાદ મિશ્ર પ્રોપ્રાઈટર : સીટી હાઇસ્કુલ)

સને ૧૯૧૬ની સાલમા મારો અને સઘવીજીનો સબધ થયો હું અમદાવામા નેટીવ સ્કુલમા સસ્કૃતનો અધ્યાપક થયો તે વખતે હોમરૂલ ચળવળનો સમય હતો. મીસીસ બીસેન્ટ અને લોકમાન્ય તિલક આ બન્ને નેતાઓએ હોમરૂલની ચળવળ ઉપાડી તે વખતે રાજકીય ભાષણો આપવાનો પ્રસગ પ્રાપ્ત થયો હતો. કેટલીક સભાઓમા હું અને સઘવીજી મળતા હતા. અને રાજકીય વિચારોની આપ લે કરતા હતા. તે વખતે એમના વિચારો જાણવાના મને તક મળી અને મારા વિચારો જાણવાની તેમને તક મળી રાજકીય વ્યાખ્યાનો આપતા મારા ભાષણોમા મારી ધાર્મિકતા એમને કઈક દેખાઇ તેથી એમણે મને કહ્યુ કે હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવુ ઘણું જરૂરી જ છે અને તેને માટે નિસ્સીમ પ્રયત્નની જરૂર છે. પણ કેટલાક લોકો એમ માને છે કે પહેલા આપણે દેશને સ્વતત્ર કરી લેવો અને પછી ધાર્મિક ચર્ચા કરવી જોઈએ એ બાબતમા સઘવીજીનો મત એવો હતો કે રાજકીય સ્વતત્રતાની જોડે ધાર્મિક સ્વતંત્રતા હોવી જોઇએ કારણ કે ધર્મ વગર રાજકીય સ્વતત્રતા કામની નથી. કેટલાક દેશો સ્વતંત્ર છે પણ તે દેશોમા ધર્મ ભાવના ન હોવાથી એમની રાજકીય સ્વતત્રતા કામની નથી. કારણ કે જો પ્રજા પોતાની સસ્કૃતિ, ધર્મ અને નીતિ અને સદાચારને ભૂલી જશે તો પશુના જેવુ જીવન ગાળશે અને ધર્મ વગર અરાજકતા પણ થશે માટે રાજકીય અને ધાર્મિક આદોલન જોડે જોડે હોવુ જોઇએ. એ બાબતમા એમને દૃઢ વિશ્વાસ હતો. ઉપરોક્ત સઘવીજીની બાબતનો મે વિચાર કર્યો અને મને વિચાર કરતાં લાગ્યુ કે રાજકીય આદોલન અને ધાર્મિક આદોલન બન્નેનો નિત્ય સબધ છે. એકને બીજાની ઘણી જરૂર છે. ધર્મ અને નીતિ વગરનું

સ્વરાજ્ય પણ છે માટે આપણે બન્ને આંદોલનો ચલાવવા જોઇએ. તે વખતે શહેરમા રાજનીતિના ક્ષેત્રમા કામ કરનારાઓની સખ્યા અધિક હતી પણ ધાર્મિક ક્ષેત્રમા કામ કરનારી વ્યક્તિઓના અભાવ જેવુ હતું વૈદિક ધર્મ સુદઢ અને અને સનાતન ધર્મના સિદ્ધાન્તો સર્વવ્યાપી બને તેને માટે ખાસ એક પ્લેટફોર્મની જરૂર હતી સઘવીજીએ મે કહ્યુ કે તમારા વિચારો ઘણા સારા છે પણ જનતાનો સાથ આપણને મળતો નથી તેથી કદાચ આપણે ન ફાવીએ પણ એમણે તો એમના ક્ષત્રિય સ્વભાવ પ્રમાણે મને કહ્યુ કે તમે પડિત છો અને ભગવદ્ ગીતાનો શ્લોક તમે ભૂલી ગયા છો "क्लैब्यं मा स्म गम पार्थ नैतत्त्वय्युपपद्यते । क्षुद्र हृदयदौर्बल्य त्यक्त्वो त्तिष्ठ परतप" ॥ આ ભગવદ્ વચન સઘવીજીના મ્હોડેથી સાભળીને મને લાગ્યુ કે સફળતા મળવી ન મળવી એ ઇશ્વરાધીન છે પણ મારે તો મારો બ્રાહ્મણ ધર્મ બજાવવો જોઇએ અને એક વીર ક્ષત્રિયની જોડે બ્રાહ્મણ વૃત્તિથી કામ કરવુ એમા મારી શોભા છે. સનાતન ધર્મનો પ્રચાર કરવા માટે અમે સ્વ જેઠાલાલ વજભાઇને ત્યા મળ્યા અને તે વખતના બાપુજી કાકા, શેઠ માનાભાઇ દામોદરદાસ અને શેઠ ગિરધર માસ્તર સાથે મત્રણા કરી અને શ્રી સનાતન સમસ્ત હિંદુ ધર્મની સ્થાપના કરી

મજકુર સભાએ ગુજરાતમા અને ખાસ કરીને અમદાવાદ શહેરમા વ્યાખ્યાનો અને લેખો દ્વારા ધર્મની સારી સેવા બજાવી સ્વ વિઠ્ઠલભાઇ પટેલ વડી ધારાસભામા વર્ણાન્તર બીલ લાવ્યા હતા એ બીલનો વિરોધ કરવાને માટે અમે ગુજરાત ભરમા ફર્યા અને એ બિલના વિરોધમા ઘણી સભાઓ કરી આ બિલનો દેશમા સર્વ વ્યાપી વિરોધ હતો એટલે બિલ પસાર થઇ શક્યુ નહોતુ

એક વખતે આણદમા આર્યસમાજની કોન્ફરન્સ ભરાઇ હતી આણદના કેટલાક વૈષ્ણવો અમદાવાદ આવી સઘવીજીને મળ્યા અને કહ્યુ કે આણદમા મૂર્તિ પૂજા વિરૂદ્ધ વર્ણાશ્રમ ધર્મ વિરૂદ્ધ કોન્ફરન્સ દ્વારા ઘણો પ્રચાર ચાલી રહ્યો છે અને લોકોની વૃત્તિ

ફેરવાઈ જાય તેમ લાગે છે. તેમજ કુમળી વયના બાળકો ઉપર ઘણી ખરાબ અસર થાય એમ દેખાય છે માટે આર્યસમાજીઓની કોન્ફરન્સના સમયમાં આપણે એક કોન્ફરન્સ ભરીએ અગર સારા વિદ્વાનોને બોલાવીને એક વ્યાખ્યાનમાળા ગોઠવીએ તો આર્યસમાજની કોન્ફરન્સના ધર્મ વિરોધી પ્રચારનો યોગ્ય ઉત્તર આપી શકીએ. આણંદના ધાર્મિક વૈષ્ણવોની આ સૂચના ઘણી સારી લાગી. ટૂંક સમયમાં બીજી કોન્ફરન્સ કરવાનું મુશ્કેલ હતું. પણ કોન્ફરન્સના સમયમાં જ વિદ્વાનોને બોલાવીને સનાતન ધર્મના વ્યાખ્યાનો ગોઠવવાનું સહેલું હોવાથી આણંદમાં સનાતન ધર્મના વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યા હતા. મુંબઈથી શ્રી તેલીવાળા તેમજ બાઈ સાંકળીઆને વૈષ્ણવો તરફથી બોલાવવામાં આવ્યા. અમદાવાદથી હું અને સંઘવીજી બન્ને જણા ત્યાં ગયા હતા. વૈષ્ણવોની બેઠકમાં સભા ગોઠવવામાં આવી અને જાણીતા સનાતની વિદ્વાનોના વ્યાખ્યાનો થવા સંબંધી છુટથી હેન્ડબીલો વહેંચવામાં આવ્યા હતા. સભામાં મોટી સંખ્યામાં લોકોએ હાજરી આપી હતી. સંઘવીજીએ મને કહ્યું કે તમેજ શરૂઆત કરો ત્યારે મેં મારૂ વ્યાખ્યાન શરૂ કર્યું અને કહ્યુ કે સનાતન ધર્મના સિદ્ધાન્તો વિરૂદ્ધ કોઈને પણ શાસ્ત્રાર્થ કરવાની મરજી હોય તો આ સભામાં આવે તેમને યોગ્ય શાસ્ત્રીય ઉત્તરો આપવામાં આવશે. એટલામાં એક ભગવા વસ્ત્રધારી સન્યાસી ઉભા થયા અને તેમણે શાસ્ત્રાર્થ કરવાનું કબુલ કર્યું. ત્યારે મેં પૂછ્યું કે તમે કયા પ્રમાણો માનો છો અને કઈ વસ્તુને તમે પ્રમેય માનો છો. કેવળ બુદ્ધિવાદથી જ શાસ્ત્રાર્થ કરવા માગો છો કે તમારી પાસે શાસ્ત્રના પ્રમાણો પણ છે? માટે જે ગ્રંથોને પ્રમાણો તમે માનતા હોવ તેનું પહેલાં નિરૂપણ કરો; ત્યાર બાદ જ શાસ્ત્રાર્થ આગળ ચાલી શકે. એ બાબતમાં કેટલીક ચર્ચા થયા બાદ પેલા સન્યાસીજી ઉભા થયા અને પોતાના પ્રમાણો નિશ્ચયપૂર્વક કહી શકયા નહીં અને સભામાં હસાહસ થતાં બેસી ગયા. ત્યારબાદ સંઘવીજીએ પોતાનું ભાષણ શરૂ કર્યું અને બે કલાક સુધી વર્ણ-

બરાબર સમજી લો. ત્યારબાદ આપણે પ્રેમાભાઇ હોલમાં એક વ્યાખ્યાન ગોઠવીએ અને વેદ અપૌરૂષેય છે એ જે સિદ્ધાન્ત પૂર્વ મીમાંસા અને વેદાન્ત શાસ્ત્રનો છે તેનું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરીએ. મારૂં વ્યાખ્યાન પ્રેમાભાઇ હોલમાં રાખવામાં આવ્યું અને એ સંબંધી મેં તેમજ અન્ય વિદ્વાનોએ તે સંબંધી સ્પષ્ટતાથી ચર્ચા કરી. આવી રીતે સનાતન ધર્મના મૂળ સિદ્ધાન્તોને પ્રતિપાદન કરનારાં ઘણા વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યા હતા અને સનાતન ધર્મની જાગૃતિ કરવામાં આવી હતી.

એક વખતે મુંબાઇના માધવબાગમાં સનાતન ધર્મનું સંમેલન ગોસ્વામી શ્રી વલ્લભલાલજી મહારાજના અધ્યક્ષપદે થયું હતું. વિષય વિચારણી સભામાં અમે ભાગ લીધો, અને કેટલાક વિરોધી વિચારોવાળાનું ખંડન કરી સનાતન ધર્મને અનુકૂળ થાય તેવાજ ઠરાવો ઘડાયા. સંમેલનમાં અમદાવાદ તરફથી કોણ બોલે એ પ્રશ્ન જ્યારે આગળ આવ્યો ત્યારે સંઘવીજીએ કહ્યું કે અમદાવાદ તરફથી હું મારા પંડિત શંકરપ્રસાદનું નામ રજુ કરૂં છું. મુંબઈવાળાની વૃત્તિ સંઘવીજીને સાંભળવાની હતી. અને મને આગળ લાવવાને માટે તેઓએ તેમનું બોલવાનું સ્વીકાર્યું નહિ, અને મોટા સમેલનમાં મને પહેલીજ વાર બોલવાનો અવસર આપ્યો, આ સઘવીજીની ઉદારતાનો એક દાખલો છે.

સંઘવીજી પોતે સ્માર્ત્ત હતા પણ વૈષ્ણવો સાથે તેમને ઘણો સારો સંબંધ હતો. શુદ્ધાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત તેમજ સ્વામીનારાયણના સંપ્રદાયવાળાઓ જોડે સારા સંબંધો રાખતા હતા, તેમના તરફથી તેમને ભાષણ આપવાને નિમંત્રણ મળતા. તે સભાઓમાં શુદ્ધ બુદ્ધિથી હાજર થતા હતા અને પોતાના સિદ્ધાન્તની વિરૂદ્ધ ન આવે તેવી રીતે વૈષ્ણવો શ્રીસનાતન ધર્મનું એક અંગ છે એમ પ્રતિપાદન કરતા હતા.

### સંઘવીજીના રાજકીય વિચારો

શ્રી. સંઘવીજી કોંગ્રેસના એક જુના સભ્ય હતા, અને લોકમાન્ય તિલકના વિચારના દૃઢ અનુયાયી હતા. બંગભંગની ચળવળને

અંગે તેઓ મોખરે હતા અને વિદ્યાર્થીઓ તેમજ સામાન્ય જનતા તેમને સાંભળવાને એ વખતે બહુ આતુર રહેતી હતી. એમની વાણીનો ધારાપ્રવાહ અસ્ખલિત હતો અને એ વખતે એમના જેવા પૌઢ વક્તા ભાગ્યે જ બે ત્રણ હશે. લોકમાન્યની રાજકીય સરણી તેઓ અનુસરતા હતા અને Responsive cooperation રીસ્પોન્સીવ કોપરેશનના સિદ્ધાન્તને તેઓ માનતા હતા. સરકારની જોડે રહીને જો દેશનું ભલું થતું હોય તો તે બાબતનો તેઓ સ્વીકારતા હતા. સરકારનો વિરોધ કરવાનું જ્યાં લાગતું હોય ત્યાં તેઓ જરૂર વિરોધ પણ કરતા હતા. જો સરકાર જોડે અસહકારની જરૂર પડે તો તેઓ અસહકાર પણ કરતા હતા.

ધારાસભામાં જઇ સરકારની ખરાબ નીતિને ઉઘાડી પાડી ચળવળ કરવામા માનતા હતા. જ્યારે ગાંધીજી ધારાસભાનો બહિષ્કાર કરવા માંગતા હતા ત્યારે તે ધારાસભામાં જઇ સરકારનો વિરોધ કરવાના પક્ષના હતા. એક વખતે વિનીત પક્ષના નેતા રા. સા. હરિલાલ દેસાઇભાઇ ધારાસભા માટે ઉભા થયા તે વખતે સંઘવીજી પણ તેમની સામે ઉભા થયા હતા. હરિલાલ ભાઇને મીલોવાળા શેઠીયાઓ તરફથી કહેવાતા કોંગ્રેસીઓ તરફથી તેમજ બીજા કેટલાક બ્રિટિશ સરકારના ભક્તો તરફથી ખુબ મદદ મળી અને શહેરમાં ખુબ ગરમ વાતાવરણ ઉભું થયું તે સમયે અમે મીલ વીસ્તારથી માંડીને આખા શહેરમા આશરે ૧૦૦–૧૨૫ ભાષણો આપ્યા હતા અને બ્રિટિશ ગવર્નમેન્ટની રાજકીય નીતિને વખોડી કાઢી હતી. આ રીતે સંઘવીજી હાર કે જીતનો વિચાર ન કરતા સિદ્ધાન્તની બાબતમાં લડવાને હમેશા તૈયાર રહેતા અને પોતાના વિચારો જનતામાં પ્રચાર પામે એ સંબધી પુરતો ખ્યાલ સંઘવીજી રાખતા હતા, હારવા જીતવાનો પ્રશ્ન તો એમને માટે ઘણો તુચ્છ હતો.

અમદાવાદમાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું અધિવેશન ભરાયું હતું તે વખતે આનાકાની કર્યા વગર રૂા. ૧૦૦૦) ફંડમાં ભર્યા હતા અને બીજાની પાસે ભરાવતા હતા, એમ દરેક અધિવેશનમાં જતા

ત્યાં રૂ. ૧૦૦૦) ઘણુંખરૂં આપતા હતા. સંઘવીજી ધનનો વ્યય નિરર્થક કરતા નહોતા, અને ઘણા જ બદ્ધમુષ્ટિ હતા, પરન્તુ પોતાના ધાર્મિક અને રાજકીય વિચારોની સિદ્ધિને માટે છૂટથી પૈસા ખર્ચતા હતા. પ્રચારકોને, વિદ્વાન્ બ્રાહ્મણોને, આચાર્યકુળની સ્થાપનાને માટે તેઓ પૈસા ભેગા કરતા હતા. તેઓ જન્મે ક્ષત્રીય હોવા છતાં બ્રાહ્મણ હતા, અને બ્રાહ્મણોની જ્યાં નિંદા થતી હોય ત્યાં બ્રાહ્મણોનો પક્ષ લઈને વિરોધ કરતા હતા. બ્રાહ્મણોથી દેશનો ઉદ્ધાર થશે તે બાબતને તેઓ મક્કમતાથી માનતા હતા. મને એમના ઘણા સંસ્મરણો યાદ છે પણ એ બાબતનો અહીં સમાવેશ કરી લંબાણ ચર્ચા કરવાનો મારો આશય નથી. શંકરાચાર્યની બાબતમાં તેઓની દૃઢ માન્યતા હતી કે આ સમયમા જે વ્યક્તિ સુધારકોની સામે લડીને સનાતન ધર્મની મહત્તા વધારે તે જ વ્યક્તિ તે પદને લાયક છે. પણ ગમે તેવો વિદ્વાન્ હોય અને સુધારકોની હા મા હા મેળવે તેવી ગમે તેવી વ્યક્તિ હોય તેનો સ્પર્શ કરવાને તેઓ માગતા નહોતા.

એક નિડર લેખક તરીકે તેઓએ ઘણી જ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. જ્યારે શ્રી. રમણભાઈએ ભદ્રંભદ્ર લખીને સનાતનીઓની ઘણી મશ્કરી કરી ઉતારી પાડયા ત્યારે તેમણે ભ્રમણચંદ્ર લખીને સુધારકોના દાંત ખાટા કર્યા હતા. અને પુસ્તક હજારો માણસોએ વાંચવાથી પ્રાચીન વિચારોનો પ્રચાર થયો હતો.

બાહોશ વક્તા તરીકે શ્રી. મુનશીએ પણ તેમના વખાણ કરેલા. સંઘવી જેવા પુરુષો જગતમાં ઓછા જન્મે છે. અને તેઓ જન્મીને દેશ, ધર્મ અને જગતનું કલ્યાણ કરે છે આવા પુણ્યાત્માઓ ગુર્જર પ્રદેશમાં વધુ ને વધુ જન્મો એવી જગન્નિયંતા પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.



## કેવલાદ્વૈતવાદી નગીનભાઈ

**પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામી પ્રેમપુરીજી–હૃષીકેષ**

અન્તરિન્દ્રિય તેમજ બાહ્યેન્દ્રિય દ્વારા પરિજ્ઞાયમાન આ વિશ્વ-પ્રપંચના મૂલતત્ત્વનું સ્વરૂપ કેવું હશે? આ વસ્તુને જાણવાની અભિલાષા ચિન્તનશીલ માનવો માટે સ્વાભાવિક છે. આ જીજ્ઞાસાના ફલરૂપે દાર્શનિક વિચારોનો આર્ભાવ થયેલો છે. મૌલિક તત્ત્વનું નીરૂપણ બુદ્ધિને આધીન છે. બુદ્ધિ કર્માનુસારિણી છે. કર્મ સૌનાં સરખાં હોઇ શકે નહિ. કર્મભેદમાંથી બુદ્ધિભેદ થવો અનિવાર્ય છે. બુદ્ધિભેદ, રૂચિભેદ અથવા દૃષ્ટિભેદ દ્વારા પોતપોતાનાં મન્તવ્ય સિદ્ધાન્તોમાં પણ ભેદ ઘુસી ગયો છે. ભારતીય દર્શન શાસ્ત્રોમાં જે જે સિદ્ધાન્તોનું પ્રતિપાદન થયું છે તે સર્વનો સમાવેશ બહુત્વવાદ, દ્વૈતવાદ કે અદ્વૈતવાદ આ ત્રણમાં થઇ શકે છે. અદ્વૈતમાં પણ વિશિષ્ટા-દ્વૈત તથા કેવલાદ્વૈત નામથી પ્રસિદ્ધ બે વાદો મુખ્ય છે. આ બંનેમાંથી કેવલાદ્વૈત સત્ય સનાતન હોવાને અંગે અધિક પ્રસરિત એવં આદરણીય છે. સદ્‌ગત શ્રીયુત પ્રિયભાઇશ્રી નગીનદાસ સંઘવી મારા પરિચયમાં સારી રીતે આવેલા હતા એટલે પરિચયના આધારે હું કહી શકું છું કે સદ્‌ગત નગીનદાસભાઈ કટ્ટર સનાતન ધર્માવલંબી હતા–અર્થાત્ સત્ય સનાતન કેવલાદ્વૈતવાદી હતા. ૐ શમઃ



# સનાતન ધર્મના ધુરંધર રક્ષક ભડવીર સંઘવીજી

**શ્રીયુત વિનાયકરાવ શિવપ્રસાદ ત્રિવેદી**

પ્રોપ્રાયટર ટયુટોરિયલ હાઇસ્કુલ

ભગવાન શ્રીમન્નૃસિંહાચાર્ય વડોદરાના શ્રેય માધક અધિકારી વર્ગના સ્થાપક અને સદ્ગુરુની પરમકૃપાના પાત્ર બની પ્રાત સ્મરણીય શ્રી નગીનદાસ પુરષોત્તમદાસ સઘવીજી એક પરમ ભકત પ્રખર વકતા અને વિદ્વાન્ અને સનાતન ધર્મના ધુરધર રક્ષક થયા શ્રેય સાધક અધિકારી વર્ગમા જે અનેક વિભૂતિઓ હતી તેમા શ્રી સઘવીજી એક તેજસ્વી વિભૂતિ હતા શ્રેય સાધક અધિકારી વર્ગે સનાતન ધર્મ અને ગુજરાતી સાહિત્યની જે અમૂલ્ય સેવા કરી છે તેમા શ્રી સઘવીજીનો ફાળો નોધપાત્ર છે. ભકત ધ્રુવજીને જેમ ભગવત્કૃપાથી વેદો અને વાણી સ્ફુર્યાં તેમ શ્રી સઘવીજીને સદ્ગુરુ કૃપાથી વેદો અને વાણી સ્ફુર્યાં જ્યારે જ્યારે તેઓશ્રી સિંહગર્જનાથી પ્રવચન કરે ત્યારે તેમા પ્રેરણા અને બળ અને સાત્ત્વિક જુસ્સો હોય જ અને વાણીનો પ્રગાઢ ધોધમધ અને અસ્ખલિત હોય, સનાતન ધર્મના ધુરધર રક્ષક અને પ્રબળ પ્રચારક તરીકે તેમનુ વ્યકિતત્વ અનેરુ હતું પાશ્ચાત્ય સસ્કૃતિના પ્રચડ આક્રમણ સામે સનાતન ધર્મનુ રક્ષણ કરનાર ભડવીરોમા તેઓશ્રી અગ્રગણ્ય હતા તેમના સમયમા ધર્મની રક્ષાની અત્યત જરૂર હતી અને પ્રભુકૃપાથી તેમની સેવાઓ—સનાતન ધર્મને ચરણે યોગ્ય વખતે મળી એક સમર્થ વ્યકિત તરીકે શ્રી સઘવીજી અમર રહેશે પરમકૃપાળુ પરમાત્મા આવી વિભૂતિઓ ઐહિક અને આકસ્મિક કલ્યાણ માટે જનતાને આપતા રહે એવી વિનમ્ર પ્રાર્થના આપણે સૌ કરીએ



# શ્રી. સંઘવીજીના દિવ્ય સદ્ગુણો

## શાસ્ત્રી શ્રી વસંતરામ હરિકૃષ્ણ

બાવન વર્ષ પહેલા હુ જ્યારે અહીંની અમદાવાદ સસ્કૃત પાઠશાળામા અધ્યયન કરતો હતો, ત્યારે શ્રી સઘવીજીનો એક પરીક્ષક તરીકે પહેલવહેલો સપર્ક સાધવાનો મને લાભ મળ્યો કાવ્ય સાહિત્ય તથા વેદાન્તનુ તેમનુ જ્ઞાન વિશાન હતુ ધર્મશાસ્ત્રના તો તેઓ મર્મજ્ઞ હતા અને સનાતનધર્મીય આદર્શોને નિજ જીવનમા તેઓએ છેક છેલ્લે સુધી ઝળકતા રાખ્યા હતા વિદ્યાર્થીઓની પરીક્ષા જ્યારે તેઓ લેતા ત્યારે રઘુવશના એકાદ શ્લોક વિષે પણ બધુ ય પૂછતા શ્લોકનો છદ, સમાસ સધિ આદિ વ્યાકરણ અને અલકાર આદિ બધુ ઝીણવટથી પૂછતા હતા. એમની પરીક્ષામા ઉત્તમ ગુણાકો પ્રાપ્ત કરીને ઉત્તીર્ણ થવુ એ ગૌરવરૂપ ગણાતુ હતુ એવા એ સસ્કૃત સાહિત્યના ઉત્તમ કોટિના વિદ્વાન્ હતા સસ્કૃત ભાષામા બહુ જ છટાથી પ્રવચન કરતા, વાર્તાલાપ કરતા

બગભગના સમયથી સ્વદેશી ચળવળ ચાલી, ત્યારે ગોરી સરકારની ખફગી વહોરી લઈને પણ શ્રી. સઘવીજીએ આગમા ઝંપલાવ્યુ હતુ અને લોકમાન્ય તિલકના જહાલ પક્ષને અપનાવનારા તેઓ એક વીર પુરુષ હતા આ વખતે તેમની ક્ષત્રિયતા મૂલક નિર્ભયતા ખૂબ પ્રકાશી રહી હતી સારાય ગુજરાતમા રાજકારણમા ઉદ્દામ વિચારોના એ એક નિડર પ્રચારક હતા લેખો, કવિતાઓ અને હૃદયવેધક વક્તૃત્વથી તેમણે ગુજરાતમા લોકમાન્યના વિચારોનો વ્યાપક પ્રચાર કર્યો હતો તેમને ગાધીવાદમા જરાય શ્રદ્ધા ન હતી ગાધીજીના અસ્તિત્વમા પણ ગાધીવાદ સામે પોતાના વિચારોનો પ્રવાહ વહેતો રાખ્યો હતો પ્રબલ દલીલોથી તેમણે ગાધીવાદનુ ખડન કર્યુ હતુ એમનુ એ ખડન–સાહિત્ય વિશાલ છે અને નિષ્પક્ષ વાચકને સત્યદર્શન કરાવવાને એક સમર્થ વાઙ્મયની ગરજ સારી શકે છે

૧૯૧૬–૧૭ થી તો તેઓને રાજકીય નેતાઓ સામે મોરચો માંડવો પડયો હતો. આંતરજ્ઞાતીય લગ્નબીલથી માંડીને અત્યાર સુધીના હિંદુ સંસ્કૃતિ ઘાતક કાનૂનો સામે છેલ્લા શ્વાસ સુધી તેઓ લડયા હતા. તેઓ અહિંસાને માનતા ન હતા. 'शठं प्रति शाठ्य' એ નીતિને અનુસરતા હતા. વળી તેઓ એક ક્રાંતિકાર હતા. ગાયકવાડ સરકારે નીમેલા સુધારક શંકરાચાર્યનો સામનો કરીને, તેમણે એક પવિત્ર, ઉત્તમ ચારિત્ર્યવાળા, ધર્મ માટે પ્રાણાર્પણ કરનારા એક તપસ્વી સંન્યાસીને દ્વારકાશારદાપીઠના શંકરાચાર્ય તરીકે પશ્ચિમામ્નાયની સનાતની પ્રજાના પ્રચંડ બહુમત પાસે સ્વીકારાવ્યા હતા. બે હજાર વર્ષમાં આ એક અજોડ ક્રાંતિકારી પગલું હતું. બ્રહ્મીભૂત શ્રીશારદાપીઠાધીશ્વર શંકરાચાર્ય શ્રીરાજરાજેશ્વરાશ્રમસ્વામીજી પણ એક અદ્વિતીય ધર્માચાર્ય તરીકે જીવન જીવી ગયા અને ધર્મપ્રતિપક્ષીઓના આક્રમણનો સામનો કરતાં કરતાં સમાધિસ્થ થયા. એ ચિરસ્મરણીય બની ગયા; શ્રી. સંઘવીજીની ધાર્મિક યજ્ઞભાવનાને જ્વલંતતી રાખી ગયા.

શ્રી. સંઘવીજી આદર્શ ગુરુભક્ત હતા. બ્રહ્મીભૂત આચાર્ય શ્રી. નૃસિંહાચાર્યજીના એઓ કટ્ટર અનુયાયી હતા. ગુરુચરણમાં એમની શ્રદ્ધા અદ્વિતીય હતી. ઇતર ધર્માચાર્યો તરફ તેમની પૂજ્ય ભાવના કાંઇ થોડી ન હતી, પણ તેઓ સદ્‌ગુણપૂજક હતા. કોઈ પણ ધર્માચાર્ય કે ધર્મનેતા જો ધર્મનો ચીલો ચુકી જાય, ચારિત્ર્યને અવગણે તો શ્રી. સંઘવીજી તેને નવ ગજના નમસ્કાર કરીને તેનો બહિષ્કાર કરવા કહેતા હતા. ગુરુભક્તિનો આ ભવ્ય આદર્શ સંઘવીજીમાં પ્રત્યક્ષ દેખાતો.

તેઓ ગૃહસ્થાશ્રમી છતાં સંન્યાસી જેવા ત્યાગી હતા. ધર્મ ઉપરનું આક્રમણ તેમને અસહ્ય લાગતું. ધર્મના કોઇપણ અંગને હાનિ પહોંચાડનાર ઉપર તેમનો પ્રચંડ પુણ્યપ્રકોપ દાવાનળની જેમ ફાટી વળતો. ગમે તેવી પ્રસિદ્ધ કે પૂજ્ય ગણાતી વ્યક્તિ જો તે સનાતન ધર્મને લગતું ઘસાતું બોલે કે લખે તો તેને જડબાતોડ

જવાબ શ્રી. સંઘવીજી આપી દેતા. જરાય શરમ રાખતા નહિ. તેઓ જ્યારે પ્રાતઃકાલમાં વૈદિક વિધિનું પાલન કરતા ત્યારે બ્રાહ્મણોચિત વર્ચસ્વ તેમની ચોમેર દેખાતું. તેઓ જન્મે ક્ષત્રિય હતા, પણ ગુણકર્મો મુખ્યત્વે બ્રાહ્મણત્વનાં દર્શન કરાવતાં હતાં. વર્ણાશ્રમના મહાન્ આગ્રહી પાલક તરીકે તેઓ ચિરસ્મરણીય છે.

એમના પરલોક પ્રયાણ પછી એ સ્થાન ખાલી છે. નાનામાં નાના આચારવિચારો. સંસ્કૃતિની પ્રણાલિકાઓ. ધાર્મિક આદર્શો વગેરેની પાછળ રહેલું વિજ્ઞાન અને શ્રેય સચોટ ભાષામાં કહેનાર અને લખનાર, ગુજરાતના એક શીઘ્ર કવીશ્વર, ગુજરાતી ભાષા પર અદ્ભુત પ્રભુતા દર્શાવનારા એક સાક્ષર, એક ઓજસ્વી રાષ્ટ્રભક્ત, સુરસરસ્વતીના પરમ ઉપાસક, ધર્મવીર સંઘવીજી ભલે ચર્મચક્ષુથી ઓઝલ થયા હોય, પણ તેઓ અમર છે અને અમર રહેશે.



## શ્રી પટેલ કુલદિવાકર, વૈષ્ણવાલંકાર, સદ્ધર્મભૂષણ શ્રી પુરુષોત્તમ પ્રસૂત, સદા એકરૂપ, સનાતન વૈદિક ધર્મપ્રાણ શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીને સ્નેહાંજલિ સન્માન.

લેખક–શ્રી સદ્ધર્મ ભાસ્કર વિદ્યાવારિધિ

રા. રા. ગુલાબરાય કલ્યાણરાય હાથી, રાજ્યશાસ્ત્રી

ॐ तत्सत् श्री महापुरुषायनमः

अनृतजडविरोधिरूपमन्तत्रय–
मलदुःखता विरुद्धम् ।
अतिनिकटमविक्रियं मुरारेः
परमपदं प्रणयादभिष्टवीमि ॥ १ ॥

प्रत्यक्प्रमाणकमसत्य-पराक्प्रभेदं
प्रक्षीणकारणविकार विकारमेकम्
चैतन्यमात्रपरमार्थ–निजस्वरूपं ।
प्रत्यञ्चमच्युतमह प्रणतोऽस्मि नित्यम् ॥ २ ॥

वाग्विस्तरा यस्य बृहत्तरंगा
वेलातटं वस्तुनि तत्त्व-बोध ।
रत्नानि तर्कप्रसरप्रकारा
पुनात्वसौ व्यासपयोनिधिर्न ॥ ३ ॥

"જનની જણ તો હરિજન કાં દાતા કાં શૂર"–એ શ્રી. ભારતી અમ્માએ આણુની સામિપ્ય આવેન અમદાવાદમાં સ્વ પ્રસન્નતાથી સ્વીકાર કરેલી પ્રત્યક્ષ પ્રાર્થનાના ફળ રૂપ ભક્તિ, દાન, અને શૌર્યની મૂર્તિનું દર્શન શ્રી નગીનદાસજીના જન્મ પ્રાગટ્યનું માની શકાય છે કારણ માતૃપિતૃના વૈષ્ણવી ઉચ્ચ ભાવનમાં શ્રી રણછોડરાયજીના દર્શન માટે ડાકોર સ્વજનોને લઈ જઈ સઘરી અવટ કપટ વચનોને પ્રાપ્ત કરાવી આત્મોદ્ધારનો પાયો રોપાવ્યો.

શ્રી. નગીનદાસજીને વેદોક્ત વિધિથી યજ્ઞોપવીત સંસ્કાર થયા. એટલે વેદ ત્રયીમાતા ગાયત્રીના ઉપાસક છેવટ સુધી રહ્યા. અને ત્રિકાલ સંધ્યા તથા ષટ્કર્મ વિધિસર કરતા રહ્યા. તેથી પોતે ક્ષાત્ર તેજઃ પ્રભાવ છે એ જ દૃઢ માન્યતાથી પોતે વ્યવહાર કરતા રહ્યા. **यस्य ब्रह्म च क्षत्रं चोभयं भवत्योदनं** એ દિવ્ય પ્રકાશને પ્રકટાવતા **पुनन्तु मां ब्राह्मणपादपांसव :** એ માન્યતાથી **ब्राह्मणाः सन्तु निर्भयाः** એ ભાવના દર્શાવતા થયા. સૌ. શ્રી. મંગલાભિધાના પદ પામી દામ્પત્ય યોગે **यतो धर्मस्ततो जय :** ની ભાવનામાં નિયમ પ્રતે વ્યવહાર કરતા થયા અને **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** એ વિધિથી સંયમી જીવન ગાળતા થયા. **मातृदेवो भव, पितृदेवो भवः** એ વેદાનુંશાસનના વિસ્તારમાં **आचार्यदेवोभवतुं** ઋણ જાગતાં સ્વરાશીસમ શ્રી નૃસિંહાચાર્યને ગુરૂપદ અર્પી શ્રેય : સાધકાધિકાર મેળવી શ્રી વૈષ્ણવી શકિત જમના, શ્રી શાંકરી શકિત જ્ઞાનગંગામાં શ્રી સદ્દગુરૂ શકિત સરસ્વતીનો મેળ સાધી **स्वयं तीर्त्वा परान् तारयति**ના લક્ષ્યથી, મહાકાલ, મહાજ્યોતિઃ આદિ પત્રો પ્રકાશતા થયા. "ભદ્રં ભદ્રંનો ભેદ" એ તેમની રાક્ષસો આસુરી સંપત્તિના વિનાશાત્મક સાધુ બ્રાહ્મણોની રક્ષાનું બુદ્ધિનું નિર્ભય સત્યમય પ્રકાશન પ્રસર્યું. શ્રી સંઘવીજીની સાક્ષરતા સર્વાંશે શ્રી કાર્તિક સ્વામિની પરા ઉપાસનાનું ફળ દર્શાવતી હતી. ગુજરાતી, સંસ્કૃત, અંગ્રેજી ગદ્યપદ્યમાં તેમની મેધા શકિત અદભુત કૃતિમય ઝળકતી અને શિઘ્ર કવીશ્વરની કીર્તિ તેમને વરી હતી. તે તેઓશ્રીએ પ્રગટ કરેલાં પુસ્તકો તથા માસિકો વિગેરેના લેખો પુરાવા રૂપે છે.

શ્રી સંઘવીજી શ્રીમાન્ છતા આચાર વિચાર અને પોશાકમાં નિર્માન મોહરુપ હતા અને મનસા વાચા કર્મણાની એક તાપીને રમુજ ભાવે પોતામા કુદરતી છે એમ પુરવાર કરવા કહેતા કે પોતાનું નામ જ એવું પડેલું છે કે સવળે અવળે એક રૂપ જ રહેવા સૂચવે છે એટલે જ "નગીનદાસ તું સદા નગીન છે. શા માટે કર અન્ય કલ્પના; નિજ સ્વરૂપે મગ્ન રહી તું ટાળે સહુની ભ્રમણા" "એ

દેખિતા નિર્ધન પક્ષની પરા સહાયતા અર્પવા સર્વ પ્રકારે તન મન ધન અર્પી દીધા હતા.

**धर्मएव हतो हन्ति धर्मो रक्षति रक्षित** એ શાસ્ત્રોય વચન તેમના જીવનમા અસ્ખલિતરૂપે ક્રિયાત્મક હતું. તેથી તેઓ મેધાવી કાર્યદક્ષને સર્વ હિતેચ્છુ છતાં રાષ્ટ્રીય ચળવળમા જ્યારે હિન્દુ ધર્મનો મુખ્ય પાયો સ્પર્શાસ્પર્શ વિવેકને જ્યારે ઉખેડી નાખવાની પ્રવૃત્તિ શરૂ થઇ ત્યારે તેની દીર્ઘદૃષ્ટિએ તેના હૃદયમાં સર્વપ્રકારે વર્ણસંકરનાની અનર્થતા દેખાઇ તેથી **अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्** એ મૂર્ખ ચિન્હ જોઇ મહાવિરોધ શરૂ કર્યો. **स्वधर्मे निधनं श्रेयः** ને યથાર્થ માન્યું. ભારતીય અનાદિસિદ્ધ આદર્શ ધાર્મિક નૈતિક તથા સામાજિક સદા વિશ્વ કલ્યાણ કર પદ્ધતિનો વિદ્ઘંસ જોયો તેથી ચુસ્ત કટ્ટર સનાતન ધર્મ રક્ષાના કાર્યમા પૂરાબળથી ઝંપલાવ્યુ અને મોટા ભયમાથી શુદ્ધ સ્માર્ત ધર્માનુયાયી પ્રજાને દૃષ્ટાન્ત રૂપ હિતબોધક થયા. **सत्यमेव व्रतं यस्य दया भूतेषु सर्वदा** ના નિયમે માધુતા દર્શાવી પરશુરામવત્ ગર્વિષ્ટ રાજ્ય તત્ત્વના સંહારમા પરાક્રમ આદર્યા અને તે અંગે આન્દોલનો પત્રો દ્વારા, સભા દ્વારા ચલાવ્યા તેને અંગેની સૂર્યવંશ અને ચદ્રવંશના રાજકીય તત્ત્વમા ધર્મહ્રાસે બળ કરી ભારતના અષ્ટદેવાંગ નૃપતિઓ જન સેવક તરીકે રાજપાટ ખોઇ દાસ બની ગયા એ આજ સ્પષ્ટ પરિણામ જોવાય છે. શ્રી. પૂજ્યપાદ જગદગુરુશંકરાચાર્ય રાજરાજેશ્વરાશ્રમ સ્વામિ મહારાજના વિશ્વ કલ્યાણ પ્રદ મહાતપોબળને અભિવૃદ્ધિ આપવા તનમનધનથી વિના સંકોચ પશ્ચિમામ્નાય શારદાપીઠની ચાતુર્વર્ણ્ય પ્રજાના અગ્રેસર થઇ એટલે તો વધ્યા કે વિરોધિપક્ષે પૂ શ્રી. રાજરાજેશ્વરાશ્રમ સ્વામિજીને "સઘવીના શંકરાચાર્ય" તરીકે લેખાવ્યા શ્રી નગીન દાસજી આગ્લ વિદ્યાના ડીગ્રીધર ન હતા, કાયદાના સ્નાતક નહતા છતા સ્વ. શ્રી આનદશંકર બાપુભાઇ ધ્રુવ, શ્રી. રમણભાઇ નીલકંઠ જેવા મહાપ્રમાણ વિદ્વાનોના તેજમા પોતે ન અંજાતા પણ તેમના દોષો પ્રગટ કરવામા જરા પણ લજ્જા કે ભય ન માનતા. શ્રી. ધર્મ-

મંગના સાપ્તાહિક પત્ર પોતે માસિક દેહડસોના ખર્ચે ચૌદ વર્ષ એક ધારાએ ચલાવી બ્રાહ્મણ ધર્મને સંરક્ષી વિરોધીને હંફાવ્યા તે મોટું કાર્ય તેમણે કર્યું.

તેમાં "હિરણ્યમયેનપાત્રેણ સત્ય સ્યાપિહિતં મુખં તત્ત્વ પૂષન્ અપાવૃણુ સત્ય ધર્માય દૃષ્ટયે." એ ઇશાવાસ્યનું વાકય તેમને બહુ રૂચ્યું અને તે દ્વારા સત્ય, ધર્મ જ્ઞાન અને ન્યાયનાં સ્વરૂપને પ્રકાશતા ના ગાયકવાડ સરખાં મહામલિષ્ઠ રાજકીય કાનુની તત્ત્વોની ખટપટને પોતાના સચોટ સત્યદર્શક લેખોમાં જરાપણ ફાવવા દીધી નહી એ તેમની ન્યાય બુદ્ધિ અને નિષ્પક્ષપાત યથાર્થ કૃતિ દક્ષતાને બતાવતા હતા. શ્રી. ગુરૂવાયુરની ધાર્મિક રક્ષા માટેની શાસ્ત્રીય કાનુની લડતમાં પોતે અગ્રેસર થઇ શ્રી. ગોકુળનાથજી ગોસ્વામિ કુળતિલક આચાર્યને પૂરા સહાયક બન્યા હતા. વિદ્યા જ્ઞાનાય, ધન દાનાય, અને શકિતઃ રક્ષણાય એ સાધુ લક્ષણો તેમના હના તેથી બ્રહ્મચર્ય, પાઠશાળા અને પત્રિકાના પ્રચાર અર્થે સુદૃઢ નિયમાનુસાર કાર્યપરાયણ હતા. માનુષ્ય વરંજન્મ વંશવિભવ દીર્ધાયુરારોગ્યતા, સત્પાત્રદાનેરતિઃ ઇન્દ્રિજય, સૌષ્ઠવ, આર્જવ, જ્ઞાન, સ્વજનહિતબુદ્ધિ અને નારાયણની અનન્યભાવે ભક્તિમા મગ્ન જીવનનાં દુર્લભ લક્ષણો તેમના જીવનમા શોભતા હતા. તેમણે રચેલા પુસ્તકો ઘણી જ માર્મિક કાવ્ય શકિત અને શાસ્ત્રીય પ્રબોધ દર્શક સર્વમાન્ય થયા છે. પોતે પુષ્ટિમાર્ગના પરપરાના હતા તેથી શ્રી ભકતરાજ નરસિંહ મહેતાની રાહે "વૈષ્ણવ જન તો તેને કહીએ" એ ભજનમા દર્શાવેના લક્ષણો, "વાચકાચ્છ મન નિશ્ચલ રાખે, પરધન નવ ઝાલે હાથ રે સમદર્શીને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે." આદિને પોપો કુન દીપક માતૃકુખને શોભાવનાર નર રત્ન રૂપે શ્રી કૃષ્ણના જગદ્‌ગુરુ પદના મહિમાને વધારી સ્વજીવન સફળ માનતા હતા. શ્રી સંઘવીજીની સંગત સજ્જનતારૂપે મનાતી તેથી તેના મિત્રો સ્નેહીઓ તેમજ અન્ય પ્રશસકો તેમને બહુમાનથી જોતા. આધ્યાત્મિક આસ્તિક તથા નાસ્તિક સર્વ દર્શનના પોતે જ્ઞાના હતા, તેથી કોઈ

વચન સ્નેહીને સંભળાવતા. શ્રી સંઘવીજીનો ઉછેર, કેળવણી અને સામાજીક સંગતિ બહુ ઉચ્ચ પ્રકારની હોવાથી તેમાં પરમપદ પામવાનાં લક્ષણો ઘડાયાં હતાં જે માટે કવિ છોટમનાં વચનો છે કે "એ પરમ પદના અધિકારી, જેની સઘળી રીતિ સારી, add ञ १ શુભ ઈચ્છાએ સઘળે વર્તે મન ઇન્દ્રિય ને કાયા here

નીતિ નિપુણ સજ્જન એવા, ધન્ય જનની એ જાયા;
ઈશ્વરની આજ્ઞાથી ઉલટાં, કર્મ નથી આચરતા;
મહેશને જે માઠું લાગે, તેથી રહે ડરતા;
સર્વ ગુણોથી સુધરેલા, સજ્જન કેરે સંગે;
વર્તે જગમાં આનંદ અંગ ઉમંગે;
નિન્દિત કર્મ ગમે તેને નહીં દેખો પાછા નામે;
દુષ્ટ દુર્જન પાતકી પાપી ન રહે પાસે;
વિદ્યા વિનય વિવેક વિચારે, અનુભવ અર્ક પ્રકાશે;
અન્તરનો એક ચોર અવિદ્યા તે તરત નાશે.

એવા આચરણથી એ પોતે પરમ પદના અધિકારી રહી ધર્મ રક્ષા, સજ્જન સેવા અને બ્રાહ્મણ પૂજા કરતા. ક્ષાત્ર ભાવમાં બ્રહ્મ ભાવની ગતિ તેમાં હતી તેથી અસત્ય કે અનાચારથી તે એટલા બધા કોપાતા; બ્રાહ્મણના સ્વભાવ પ્રમાણે **वाग् वज्रस्य ब्राह्मणस्य** એ રીતે વાણીમાં કર્કશતા દાખવતા પણ **अपेक्षन्ते न च स्नेहं न पात्रं न दशान्तरम्। सदालोकहिते सक्ता रत्नदीपा इवोत्तमाः ॥** રત્નદીપવત્ જીવન પરહિત પરાયણ રાખતા. કાશીમાં તેમને સૂચવવામાં આવ્યું કે "સંઘવીજી આ પવિત્ર તીર્થમાં ઉદારતા રાખો મક્ષીચૂસ ન બનો." ત્યારે તેમણે જણાવ્યું મેં લાખખોનું લગભગ તમામ ધન સનાતન ધર્મ રક્ષાના કાર્ય માટે આપી દીધું હોવાથી શું થઇ શકે?" આવી તેમની ઉદારતા ધર્મ માટે હોવાની હતી. અને તેથી જ એ ધનનો ઉપયોગ સદ્‌ભાવે તેના ટ્રસ્ટીઓ કરી રહ્યા છે. સંઘવીજી પ્રખર વક્તા, ઉંડા ધાર્મિકતત્વવિજ્ઞાની હતા. તેનો એક દાખલો ઈ. સ. ૧૯૨૯માં કાશીમાં અખિલ ભારતીય

બ્રાહ્મણ મહા સમેલન મળવા વખતે એક પ્રશ્ન એવો આવ્યો કે માત્ર સાત વર્ષની કન્યાને પરણ્યા પછી તરત વૈધવ્ય આવ્યુ અક્ષત યોનિ એવી બાળાના લગ્ન યોગ્ય ન ગણાવા જોઈએ કેટલાક મહામહોપાધ્યાયોના અનુમોદન દયા ભાવે સામાજીક ધોરણ ભાવે ગણ્યા ત્યારે સંઘવીજીએ નિવેદન કર્યું કે "सकृत् कन्या प्रदीयते વાગ્દાન પણ ફોક ન થાય એ નિર્દેશ છે તેનુ શુ કરશો? માતા પિતા એ દાન આપ્યા પછી પૂર્વ જન્મ સંસ્કારની શિક્ષા તે ભોગવી છૂટે એ નિર્ણય થતા પ્રશ્ન આગળ આવ્યો જ નહિ. સંઘવીજીના જીવનમા અનેક મહાવિકટ પ્રસંગો આવ્યા. શહેરીઓમા અગ્રેસર તરીકે પોતે નાગરોના મહવાસમા હોવાથી નાગરરત્ન સમજતા તેથી જ્યારે જ્યારે પશ્ચિમાત્ય કેળવણીના ધર્મ વિરુદ્ધ સાક્ષરોના કાર્યોનુ પ્રદર્શન થાય ત્યારે ત્યારે પોતે સપ્રમાણ વેદ વિહિત માર્ગ પર રહેવા આકરી ટીકા કરતા જરા પણ સંકોચાતા નહી.

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहिता,
मित्रेऽवंचकता गुरौ विनयिता चित्तेऽतिगम्भीरता।
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेऽतिविज्ञानिता,
रूपे सुन्दरता हरौ भजनिता सत्स्वेवसदृश्यते ॥

એ સત્પુરુષોના લક્ષણ તેમના જીવનમા સદા અનુભવાતા असक्तबुद्धिःसर्वत्र जितात्मा विगतस्पृह । नैष्कर्मसिद्धिं परां सन्यासेनाधिगच्छति ॥

એ દશા પોતે સેવતા હોવાથી આપ્તકાળ આદર્શજીવન ગાળતા શ્રી દ્વારકા શારદાપીઠના પ્રકરણમા તેમણે ધર્મ નીતિ ન્યાય અને સત્યનો પક્ષ સ્વીકારી સર્વસ્વ અર્પી મહાઆત્મ ભોગે અહર્નિશ પરમ પુરુષાર્થ પરાયણ હતા તે માટે શ્રી ના ગાયકવાડ સરકારને ક્ષાત્ર ધર્મ પરિપાલનને સભાળે અને આચાર્ય ધર્મમા ડખલ ન કરે તે માટે કટી બદ્ધ થયા હતા અને અકિંચન, સ્વાશ્રયી, ગુરુ પરપરા હકની કસોટીમા વિચરતા પ્રજાને સાવધાન રાખતા.

પણ માર્મિક ધાર્મિક ધુરાને તે ઉકેલી માર્ગદર્શક રહેતા જ્યારે જ્યારે ધર્મ રક્ષા માટે તેમની જરૂર પડતી ત્યારે ત્યારે જરા પણ આળસ, પ્રમાદ કે સંકોચ કે પ્રલોભન કે આશા વિના ગમે તેવી મુશ્કેલી હોય તો પણ સત્વર તે તકે હાજર રહી મોટી સેવા અર્પતા કાશી, કલકત્તા, જગદીશાદિ મહાયાત્રાઓના પ્રસંગોમાં મહાવિદ્વાન બ્રાહ્મણ પંડિતો શાસ્ત્રીઓમાં તેમનો સહવાસ અદ્ભુત સહાયક મનાતો શ્રી સંઘવીજી બ્રાહ્મણ પદના પરમ ઉપાસક હતા તેથી કેની સાક્ષરા રાક્ષસાનો યોગ પણ તેઓ વિસરી ગયા અને તે અંગે શ્રી શારદાપીઠના અધિકાર પ્રકરણમાં **जति सर्वत्र वजयेव** એ કથન ન સ્મરતા વિપક્ષ વાસિત વ્યક્તિના હાથે સત્ય સિદ્ધાન્તની અવહેલના હતાશ થવાનો પ્રસંગ બન્યો અને સમષ્ટિગત હિતને વ્યક્તિગત હિત તરીકે ન્યાયરૂપ મનાતા ધર્મ અધર્મ બન્યો એથી સમસ્ત પશ્ચિમામ્નાય સ્માર્ત પ્રજાના હક્કને કેવળ ઢગ્કાની પ્રજામાં સંકોચ યોગ બન્યો. એથી વ્યાસે પુકાર્યું છે કે,

**ऊर्ध्वबाहुर्विरोम्यह न मा कश्चित् शृणोति भो ।**
**धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥**

એવી હતાશા શારદાપીઠની ગતિ તેમજ ભારતીય રાષ્ટ્રીય સ્વતંત્રતાની પ્રાપ્તિમ અનુભવાથી તેથી કાલનું શાસન-**मद्युगमत्पो त्वया ग्तयुगधर्मानुसारिण किमिति लिनो कलिना पीड्यन्ते साधवो जगति ॥** એ ન્યાયે કષ્ટ ધાર્મિક પ્રજાને સ્વરાજ્ય યોગમાં આ યુ

न देवे देवत्व कपटपटवस्तापसजना ।
जनो मिथ्यावादी विरलतनुवृष्टिर्जलधर ।
प्रसंगे नीचानामवनिपतयो दुष्टमनस ।
जना नष्टा भ्रष्टा अहह कलिकाल प्रभवति ॥

એ મહાનુભાવ વચનોનું ન્યાય્ય જગત હાલ પણ અનુભવે છે સર્વ મનુષ્યોના સરખા હક્કો હોવાની ઘેલછામાં આત્મ હનનનો

પરમ વિષમ યોગ પ્રસર્યો છે એ જોવા કરતા **धन्या नरा ये गता** એ ભાવિનિર્માણનુ વિધાન રચવા પોતે આ જગતમાથી સીધાવ્યા અને ધન્ય બની ગયા.

વળી **सन्तो न सन्ति सन्ति यदिवा दुःखेन जीवन्ति ते ॥** તથા **सीदन्ति सन्त विलसन्त्यसन्तः** ઇત્યાદિ વચનો કલિમાવિશેષ અનુભવાય એ સ્વાભાવિક છે. પણ **नहि कल्याणकृत्कश्चित् दुर्गति तात गच्छति ॥** એ આશ્વાસનદિવ્ય વચન સર્વને સદભાવના આદેશ આપે છે. એ ન્યાયે શ્રી સઘવીજીના મહા પ્રશસ્ય શુભદ કાર્યોના ફળો ભાવી પ્રજાના સ તાનો જરૂર અનુભવશે. એમ સુકૃતના બળને વધારતા ગયા.

આ રીતે ગર્ભશ્રીમાન્ સદ્વિદ્યાસ પન્ન, સદાચારી, સદાલોક હિતરકત, રગેરગમા સનાતન ધર્મને નિજ સ્વરૂપમા દર્શાવનાર સર્વ કર્મ સ્વત ત્ર યોગજ્ઞાનમગ્ન શ્રી નગીનદાસભાઈના પરિપૂર્ણ પુરૂષોત્તમનાં સ્વરૂપની મહા વિભૂતિ મૂર્તિ સદા સ સ્મરણીય રહે એવી શુભેચ્છા-દર્શાવી **यदल्पमपि तद् बहु** માની મધુરતા પૂર્વક સમાપ્તિના યોગે—

> विष्णुर्वा त्रिपुरान्तकोऽपि अथवा ब्रह्मासुरेन्द्रोऽपिवा
> भानुर्वा शशलक्षणोऽपि अथवा बुद्धोऽपि सिद्धोऽपि वा ।
> रागद्वेषविपातिमोहरहितः सत्त्वानुकम्पोत्थित
> यस्सर्वैरल कृतो गुणगणैर्देवाय तस्मैनमः ॥
> स्वस्ति सर्वेभ्य ॐ शान्ति शान्तिः शान्ति



## સદ્ધર્મભૂષણ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી

શ્રી સનાતન વૈદિક ધર્મપરાયણ જનતામાં **સંઘવીજીનું** નામ સુપ્રસિદ્ધ છે. **શ્રી સંઘવીજી** શ્રેયઃ સાધક અધિકારી વર્ગના અનુયાયી (શિષ્ય) હતા, અને શ્રેયઃ સાધક અધિકારી વર્ગ તરફથી પ્રકટ થતા **"મહાકાલ"** માસિક પત્રના તંત્રી હતા, તેમજ **"ધર્મ મંગલા"** નામે સાપ્તાહિક પત્ર પણ પોતે પ્રકટ કરતા હતા. આ બન્ને ધાર્મીક પત્રો તેમણે ઘણા વર્ષો સુધી પ્રકટ કરી ભારતીય સનાતન વૈદિક ધર્માનુયાયી પ્રજાની અમૂલ્ય સેવા બજાવી છે. તે ભારતીય જનતાથી ભૂલી શકાય તેમ નથી. તેમના પત્રોમાં ધર્મોન્નતિ કરનારા લેખોને ખાસ અગ્રગણ્ય સ્થાન મળતું હતું. ઉપરોક્ત બન્ને પત્રોમાં **સંઘવીજીના** ધર્મ પ્રચારાર્થે અનેક મનનીય લેખો પ્રકટ થયેલા છે, એટલું જ નહીં પરંતુ તેઓશ્રી ઉત્તમ વક્તા હતા અને તેમનાં વ્યાખ્યાનો ધાર્મીક જનતાને ઘણાં જ લાભકારક હતાં. તેઓશ્રી ધર્મ પ્રચારાર્થે ઘણો જ પરિશ્રમ ઉઠાવતા હતા, તેમના લેખો–પત્રો વ્યાખ્યાનો વગેરે મેં વાંચેલા છે એટલું જ નહિં પણ તેમનો પ્રત્યક્ષ અનુભવ પણ મને અનેક પ્રસંગે થયેલો છે. તેઓશ્રીએ સંવત્ ૧૯૯૫ના ચૈત્ર સુદિ ૪ થી ૧૧ સુધી **શ્રી સનાતન રામમલી હૉલ-અમદાવાદમાં** શ્રી ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિ હિતવર્ધક સભા (દરિયાપુર શાહપુર વૉર્ડ) અમદાવાદ તરફથી અનેક આચાર્યો, વિદ્વાનો અને સ્વધર્મનિષ્ઠ જનતાનો સહકાર મેળવી **શ્રીસનાતન ધર્મવ્યાખ્યાન સપ્તાહની** યોજના કરી વ્યાખ્યાનમાળા યોજી હતી. એ પ્રસંગનો લાભ મને પણ મળ્યો હતો, અને **"સનાતન ધર્મ અને સ્વરાજ્ય"** તથા **"પ્રેમલક્ષણા ભક્તિ અને મોક્ષ"** એ બે વિષયો પર મારાં પણ વ્યાખ્યાન–રામાનુજ સમ્પ્રદાયના વિદ્વાન્ આચાર્ય **શ્રી ભાગવતાચાર્યજી** મહારાજ તથા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના ઉપપ્રમુખ **સનાતન ધર્મ ભૂષણ શ્રી નારાયણજી પુરૂષોત્તમ સાંગાણીજી** પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. આ બંને વ્યાખ્યાનો સંઘવીજીએ "મહાકાલ"

પત્રના પુસ્તક રૂપના અંક ૪ થી ૭માં સંપૂર્ણ પ્રકટ કરેલાં છે. કોઇ પણ વ્યકિત તરફથી 'સનાતન ધર્મ' ઉપર આક્ષેપ થતો તો સંઘવીજી તરતજ તેનો પરિહાર પોતાના પત્રમાં કરતા અથવા કોઇ પણ વિદ્વાન્ વ્યકિત તરફથી ધર્મ ઉપર થતા આક્ષેપોનું ખંડન લખવામાં આવતું તો તરત જ સંઘવીજી તે લેખોને પોતાના પત્રમાં અગ્રગણ્ય સ્થાન આપતા હતા.

ધર્મપ્રાણ ભારતવર્ષમાં મનુષ્યજન્મ ધારણ કરેલી વ્યકિત પોતાનું શ્રેય શી રીતે સાધી ભગવત્પ્રાપ્તિ કરી શકે? એજ લક્ષ્યમાં રાખી સંઘવીજી **'કર્મ જ્ઞાન અને ભકિત'** વિષયક લેખોને મુખ્ય સ્થાન આપતા હતા. સંઘવીજીના લેખો અને પુસ્તકો ખરેખર મનનીય છે. આ ધર્મપ્રાણ ભારતવર્ષ, ધર્મપ્રિય સ્વધર્મનિષ્ઠ સંઘવીજીને કદાપિ ભૂલે તેમ નથી. સંઘવીજીના સ્મારકમાં ખરેખર યાદગાર કોઇ ગ્રન્થ પ્રકટ કરી તેમનું નામ અમર બનાવવાની જરૂર છે. **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** (સ્વધર્મમાં મરણ થાય એ કલ્યાણકારક છે પરંતુ પરધર્મ ભયને પ્રાપ્ત કરનાર છે.) એ સંઘવીજીનું ધ્યેય હતું. શ્રીહરિ સદા સર્વદા તેમના અમર આત્માને સ્વચરણારવિન્દમાં નિવાસ કરાવે એજ અન્તિમ પ્રાર્થનાપૂર્વક વિરમું છું.

સંઘવીજીનો સદાનો શુભચિંતક—

**શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી ઊમરેઠ નિવાસી.**

મહામહોપદેશક—શુદ્ધાદ્વૈતભૂષણ—સત્સિદ્ધાન્તવિશારદ દૈવજ્ઞભૂષણ—સંસ્કૃતમણિ. લાડવાડા—પેટલાદ

★

## સ્વ. રા. રા. શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીનો સંક્ષિપ્ત પરિચય.

શાસ્ત્રી અનુપરામ સદાશિવ
દૈવજ્ઞમાર્ત્તંડ દર્શનકેસરી વિદ્યાવાચસ્પતિ

સ્વ. સાક્ષરવર્ય શ્રીમાન સંઘવીજીનો પરિચય આપવો-એ સૂર્યનારાયણનું દીપકથી દર્શન કરાવવા જેવું.છે. કારણ કે-સંઘવીજીના નામને અગર તેમને મળેલી ધાર્મિક ઉપાધિઓ (ટાઇટલો) ને તો ઘણા ખરા લોકો નહિ જાણતા હોય, પરન્તુ ભારત અને ભારતેતર વર્ષની આબાલવૃદ્ધ જનતા અમદાવાદના સંઘવીજીને તેમની દેશ સેવા અને ધર્મ સેવાથી જાણીતી જ છે. ધર્મવીરોની ગણના વખતે અમદાવાદના સંઘવી અને સંઘવીના અમદાવાદનું પ્રથમ જ સ્મરણ સાંભળવામાં આવતું અને આજે પણ આવે છે. **स जातो येन जातेन याति वंशः समुन्नतिम्** એમાં વંશની જગાએ **देश** શબ્દ મૂકયો હોય તો અગર બન્ને શબ્દોનો અર્થ સંઘવીજીના જીવનમાં જોવામાં આવતો હતો. નહિ તોઃ **परिवर्त्तिनि संसारे मृतः को वा न जायते** પરિવર્તનશીલ આ સંસારમાં કેટલાય જનમ અને મરણ પામ્યા તેનું નામ નિશાન પણ કોઇ જાણતું નથી.

### સદ્ધર્મ ભાસ્કર અને ધર્મવીર

જ્યારે જ્યારે ધર્મરક્ષા અને તે દ્વારા દેશરક્ષાનો પ્રસંગ ઉપસ્થિત થતો. ત્યારે ત્યારે સૂર્યની માફક શ્રી સંઘવીજી પ્રકાશી ઉઠતા હતા. અને ગમે તેવા વિકટ પ્રસંગોમાં વિરૂદ્ધ વાતાવરણમાં કે પ્રતિપક્ષીઓના સમુદાયમાં પણ નીડરતાથી મહાવીર હનુમાનજીની માફક કૂદી પડતા હતા. અને હનુમાનજીએ જેમ કહ્યું હતું તે પ્રમાણે
**न साम रक्षःसुफलाय कल्पते न दानमर्थोपचितेषु युज्यते।**
**न भेदसाध्या बलदर्पिता जनाः पराक्रमस्त्वेष ममेह रोचते ॥**
પરાક્રમ કરી બતાવતા હતા. પણ ધર્માભાસથી ઠગાતા નહિ. જેથી

તેમની પદવીમાં ધર્મની સાથે સતશબ્દ જોડવામાં આવ્યો હતો. તે યોગ્ય જ છે. વિદુરજીએ ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહ્યું હતું કે:

इज्याध्ययनदानानि तपः सत्यं क्षमा घृणा ।
अलोभ इति मार्गोऽयं धर्मस्याष्टविध· स्मृतः
तत्र पूर्वश्चतुर्वर्गो दंभार्थमपि सेव्यते ।
उत्तरश्च चतुर्वर्गो नामहात्मसु तिष्ठति ॥

યજ્ઞાદિ ક્રિયાઓ વેદાધ્યયન દાન અને તપ તથા સત્ય, ક્ષમા, ધૃણા અને અલોભ ( નિર્લોભપણું ) આ પ્રમાણે ધર્મ પણ આઠ પ્રકારનો છે. તેમાં યજ્ઞથી તપ સુધીના ચાર પ્રકારો દંભ અને પાખંડને માટે પણ સેવવામાં આવે છે, પણ બાકીના સત્ય, ક્ષમા ( ક્ષાન્તિ ) ઘૃણા ( દયા ) અને નિર્લોભપણું એ ચાર પ્રકારો દંભી અગર પાખંડીમાં રહી શકતા જ નથી.

વ્યાખ્યાન માર્તંડ

સંઘવીજીના જીવનમાં દંભ અગર પાખંડ પ્રવેશ પણ કરી શકયો ન હતો. જેથી તેવા માણસો તરફ તેમને સ્વાભાવિક અનાદર થતો હતો. અને તેવાઓને જગતમાં ઉઘાડા પાડવા માટે નગ્ન સત્ય શબ્દોમા જાહેર કરતા હતા. તેથી કેટલાક લોકો તો કહેતા કે સઘવીજી ઘણી જ ઉગ્ર ભાષામાં બોલે છે. પણ તેવું કહેનાર આપ્તજનો સાથે તો મ્હારે પણ વિવાદ થતો અને હું કહેતો કે સંઘવીજી જેઓને માટે તીવ્ર શબ્દો વાપરે છે, તમો પણ તેમાંના જ જણાઓ છો. સંઘવીજીની વકતૃત્વશકિત ઘણી જ અજોડ હતી. તેમના ગયા બાદ ગુજરાતી ભાષામાં તેમના જેવો વક્તા મ્હારી નજરે હજુ સુધી કોઇ જણાયો નથી. અને ભવિષ્યને માટે તો કશું કહી શકાય નહિં. કારણ કે **कालो ह्ययंनिरवधिर्विपुलाच पृथ्वी** સંઘવીજી ગુજરાતી ભાષામાં જ ભાષણ આપી શકતા હતા એટલું જ નથી. પણ સંસ્કૃત ભાષા અને અંગ્રેજી ભાષામાં પણ માતૃભાષાની માફક ભાષણ કરી શકતાં હતા. તેથી તેમને આપવામાં આવેલી વ્યાખ્યાન માર્તંડની પદવી યથાર્થ જ હતી. અત્યારે આવી યથાર્થ પદવી ધરાવનારા ઓછા જ

પ્રમાણમા નજરે પડે છે. આ ઉપરાત સઘવીજીના વ્યાખ્યાનો સામાન્ય જનતામા જેટલા અસરકારક હતા તેટલા જ સાક્ષરામા પણ હતા.

**ધર્મરક્ષાનુ અજોડ કાર્ય**

જ્યારે ગાયકવાડ સરકારે પુરોહિતનો કાયદો કરવાને જાહેરાત કરી ત્યારે અને વડી ધારાસભામા શારદા એકટ આવ્યો ત્યારે સ્વ. સઘવીજીએજ પ્રથમ સામનો કર્યો. કાશીમા જઇ ધુરધર વિદ્વાનોને ગાઢ નિદ્રામાથી જાગૃત કરી બ્રાહ્મણ મહાસમેલન અને વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘની સ્થાપના કરવાને ઉદ્બોધન કર્યું. ગુરુવાયુર મદિરની રક્ષા વખતે કેટલાક વિદ્વાનો અને ધર્માચાર્યોને સાથે લઇને એટલો તો પ્રબલ પ્રયત્ન કર્યો અને અનેક વખત દિલ્હી અને સીમના જઇ વાયસરોય વિગેરે અધિકારી ગણને વાસ્તવિક પરિસ્થિતિથી જાગૃત કર્યો જેથી તાત્કાલિક તો મદિર પ્રવેશનો કાયદો હાસ્યાસ્પદ બની ગયો, પરતુ બ્રીટીશ સરકારે ધાર્મિક વિષયમા તટસ્થતાની નીતિનો ભગ કર્યો અને કામાક્ષીના મદિરમા અસ્પૃશ્ય પ્રવેશની છૂટ થઈ ત્યારે હવે આ સરકાર થોડા જ સમયમા નાશ પામશે એ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમા ભાવિની ઘોષણા પણ કરી દીધી હતી અને અત્યારે ભારત વર્ષમાથી બ્રીટીશ હકુમતનુ નામ નિશાન પણ રહ્યુ નથી તેથી પ્રતીત થાય છે. કે राज्ञो राष्ट्रस्य विप्राणा नाशकानि विशेषत । कर्त्राराधकयोर्नाश इति शातातपोऽब्रवीत् ॥ પાખડીઓ પ્રતિલોમ જાતિ અત્યજ જાતિ અને બીજી અસ્પૃશ્ય વ્યક્તિઓથી દેવમદિરમા પ્રવેશ કરવાથી અગર પૂજાના સાધનો પુષ્પાદિકને અગર મૂર્તિને સ્પર્શ કરવાથી તે દેશના રાજાનો રાષ્ટ્રનો વિદ્વાન્ વિપ્રોનો મદિર કર્તાનો અને પૂજા આરાધન કરનારાઓનો એ બધાનો નાશ થાય છે. આ પ્રમાણે નિર્ભીક અને નિશક રીતે શાસ્ત્રીય સિદ્ધાન્તની ઘોષણા કરનાર ધર્મવીર સઘવીજી એક જ હતા. આ ઉપરાત ધર્મના નામે ચાલતા શાસ્ત્ર વિરુદ્ધ સત્રો અને અશાસ્ત્રીય મૂર્તિઓના વિરોધમા પણ પ્રબલ આન્દોલનો ઉઠાવેલા છે.

જે જગતમા પ્રસિદ્ધ હોવાથી આ જગાએ ઉલ્લેખ કરવાની જરૂર જણાતી નથી -

## સંઘવીજીની ઉદારતા

ઘણા લોકો કહેતા કે સંઘવીજી ઉદારતાથી દ્રવ્ય વાપરતા નથી પણ મ્હારા અનુભવ પ્રમાણે જ્યારે મદિર પ્રવેશના પ્રથમ આન્દોલન વખતે અમોએ એક ધર્મ સભાની સ્થાપના કરી, અને તેમા જે જે વખતે જે જે ખર્ચ કરવાના પ્રસગો આવ્યા તે તે વખતે સઘવીજીએ જ દ્રવ્યની સહાય કરી હતી વર્ણા શ્રમના પ્રત્યેક અધિવેશનમા એક સહસ્રથી અધિક રકમનુ દાન આપતા હતા અને અમદાવાદમા વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘનુ અધિવેશન સફન બનાવવા વૃદ્ધાવસ્થાએ પહોચેના સઘવીજી યુવકને પણ શરમાવે તેટલુ કાર્ય કરતા હતા એક દિવસ તો મ્હે પૂછ્યુ કે પ્રાત કાલમા પૂજન અર્ચનથી હુ વહેલો નિવૃત્ત થઈ શકતો નથી અને પ્રતિદિન ષટ્કર્મનુ તમોને વ્યસન હોવા છતા કેવી રીતે નિવૃત્ત થઇ શકો છે તેના જવાબમા તેમણે કહ્યુ કે આવા ધર્મરક્ષા દ્વારા દેશના હિતના કાર્યમા સમયનો ઉપયોગ કરવો તેમા તમામ ધાર્મિક કાર્યોનો સમાવેશ થઈ જાય છે અને આવા કાર્યોને જ હુ જીવનનુ પરમ પવિત્ર કર્તવ્ય માનુ છુ. મારી રૂગ્ણાવસ્થા વખતે તો લગભગ આખા દિવસમા ૧૦ થી ૧૨ કલાક સુધી સભાળ રાખતા હતા અને ઔષધી પ્રયોગો પણ પોતાના જ ખર્ચે કરતા હતા. ગુજરાતમા ધર્મશાસ્ત્રીય નિર્ણયો આપવા માટે મ્હને આગ્રહ કરી કૈલાસવાસી ષડ્દર્શનાચાર્ય પૂ શ્રી પદ્મનાભશાસ્ત્રીજી દ્વારા પડિત સભાની સ્થાપના કરાવી પોતે તેના સરક્ષક સભ્ય બન્યા હતા અને દરેક પ્રસગોમા પડિત સભાને આર્થિક સહાય આપ્યા કરતા હતા. આ ઉપરથી લોકો સમજી શકે છે કે સઘવીજીને ધર્મશાસ્ત્રનુ ઘણુ જ તત્ત્વસ્પર્શીજ્ઞાન હતુ. ધર્મ શાસ્ત્રમા કહ્યુ છે કે **येऽस्वधर्मादे चेतेभ्य प्रयच्छन्त्वल्पमुद्वय । शतं वर्षाणि ते प्रेत्य**

पुरीषं भुञ्जते जना : ॥ लब्धानामपि वित्तानां बोद्धव्यौ द्वावतिक्रमौ । अपात्रे प्रतिपत्तिश्च पात्रे चाप्रतिपादनम् ॥

જે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો સ્વધર્મથી ભ્રષ્ટ થયેલાઓને દાન આપે છે તેમનો સેંકડો વર્ષો સુધી નરકમાં વાસ થાય છે. પ્રાપ્ત થયેલા દ્રવ્યનો બે રીતે ગેર ઉપયોગ થાય છે એક તો અપાત્રને દાન અપાય તે અને બીજો પાત્રને ન આપી શકાય તે.

## પત્રકારિત્વ અને કવિત્વ શક્તિ

સ્વ. સાક્ષરવર્ય સંઘવીજીનું પત્રકારિત્વ પણ સર્વાતિશાયી હતું. ધર્મ મંગલા નામનું સાપ્તાહિક પોતાની ધર્મપત્નીના સ્મરણાર્થે ગાડી ઘોડાને બદલે તેઓએ શરૂ કરેલું; ધર્મમંગલામાં ધાર્મિક વિષયોની જ ચર્ચા આવતી હતી એટલું જ નહિ પરન્તુ ધર્મના નામે ધૂર્તતા કરનારા પાખંડીઓની તો સખ્ત ઝાટકણી કહાડવામાં આવતી હતી. ધર્મમંગલાના ધર્મપ્રેમી ગ્રાહકો કરતાં તેનો વિરોધી પક્ષ તો તેની રાહ જ જોયા કરતો હતો. પ્રાસંગિક વિષયનું સમર્થન કરવામાં નૂતન શબ્દ રચના એ સંઘવીજીના લેખોની વિશિષ્ટતા હતી. અત્યારની ભેળસેળીયા નીતિ માટે તેમણે સમ્રગોલંકાર શબ્દ વાપરેલો જે વાંચી વાચકવર્ગ મુગ્ધ થયો હતો. તે જ પ્રમાણે મહાકાલમાં સંઘવીજીના લેખો દાર્શનિક પંડિતોને પણ વિચારમગ્ન કરે તેવા ઉચ્ચ કોટીની શાસ્ત્રીય શૈલીવાળા આવતા હતા. કોઈક પંડિતમન્ય પ્રોફેસરે કરેલા વેદના અપૌરુષેયત્વ વિરૂદ્ધ ભાષણનો ઉત્તર આપવા મારી પાસે ઉત્તર પક્ષનો શાસ્ત્રીય લેખ લખાવી ધર્મમંગલામાં પ્રકાશિત કર્યો અને શ્રાદ્ધની આવશ્યકતાનો શાસ્ત્રીય સિદ્ધાન્ત મહાકાલમાં પ્રકાશિત કર્યો તે દિવસથી આરંભી તેમનો મ્હારા તરફ અનન્ય પ્રેમ અને શ્રદ્ધા વધતી ગઈ હતી તે ઉપરથી તેમનું ગુણૈક પક્ષપાતિત્વ પ્રત્યક્ષ દેખાઇ આવતું હતું. જ્યારે તેમણે સન ૧૯૪૧ ના ડીસેમ્બરની ૧૪ મી તારીખે પદ્યસંઘ નામનો ગ્રંથ મ્હને ભેટ આપ્યો તે વાંચતાં જ સંઘવીજીની અપૂર્વ કવિત્વ શક્તિનો

મ્હને પરિચય થયો. આ ગ્રંથમાં પ્રત્યેક પદે પ્રાસ ઉપરાંત રસ-અલંકાર સાથે કાવ્યના તમામ ગુણો ભરપુર છે. એટલું જ નહિ પણ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિને માટે આવો અમૂલ્ય ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં બીજે કોઈ જગાએ જોવામાં જ આવતો નથી.

## અપૂર્વ પાણ્ડિત્ય

સંઘવીજીને શાંકરવેદાન્તનું ઘણું જ વિશાળ જ્ઞાન હતું. તેનો અનુભવ મ્હને એક વખત મ્હારી પાસે કોલેજનો વિદ્યાર્થી ભણવા આવતો તેને **ईक्षत्तेर्ना शब्दम्** એ સૂત્ર સમજાવતી વખતે થયો હતો તે ઉપરાંત મન્વાદિ ધર્મશાસ્ત્રો અને ચાણક્ય વિદુર અને શુક્રાદિએ રચેલા નીતિ શાસ્ત્રોનો પણ ઘણો જ ઊંડો અભ્યાસ હતો. તે ભિન્ન ભિન્ન પ્રસંગોમાં તેમણે આપેલા પ્રમાણોથી જણાઇ આવતું હતું. અને તેઓ ઘણી વખત કહેતા કે હવે દિવસે દિવસે લોકો પ્રગતિના નામે અધોગતિ તરફ જઈ રહ્યા છે અને પરિણામ એ આવશે કે– **अपूज्या यत्र पूज्यन्ते पूज्यपूजाव्यतिक्रमः। त्रीणि तत्र भविष्यन्ति दुर्भिक्षं मरणं भयम्॥** આ શ્લોક ધર્મ મંગલામાં ઘણી વખત તેઓએ લખેલો અને અત્યારે તેમાં કહ્યા પ્રમાણે દેશની પરિસ્થિતિ જોતાં તે ભવિષ્ય કથન તદ્દન સત્ય થયેલું જણાય છે. સંઘવીજી જાતે પાટીદાર હોવા છતાં તેમના જ્ઞાન અને ચારિત્ર્યથી મુગ્ધ થયેલા પંડિતો તેમને ઘણું જ માન આપતા એટલું જ નહિં પરન્તુ વિદ્યાલયોમાં પરીક્ષક તરીકે પણ તેઓને બોલાવતા હતા. છતાં સંઘવીજીમાં એ વિનય હતો કે તેઓ જે સભામાં વિદ્વાન્ બ્રાહ્મણની ઉપસ્થિતિ હોય તેમાં કોઈ દિવસ અધ્યક્ષ સ્થાને બેઠા જ નથી.

## મહાન્ આત્મભોગ

લોકમાન્ય તિલક મહારાજની સાથે સ્વરાજ્યની ચળવળમાં સંઘવીજીએ જે કાર્ય કરી બતાવ્યું હતું. તેવું કાર્ય ત્યાર પછી કોઈએ કર્યું હોય એમ જણાતું નથી. પણ જ્યારથી તે મહાસભામાં ધાર્મિક વિષયોમાં હસ્તક્ષેપ થવા લાગ્યો કે તરત જ ધર્મવીર સંઘ-

વીજીએ તેનો ત્યાગ કર્યો ને તેમાં વળગી રહ્યા હોત તો અત્યારે તેમની મૂર્તિ બનાવી મંદિરમાં સ્થાપના કરાવવામાં આવી હોત પણ ધર્મ પ્રાણ સંઘવીજીએ એ લોકૈષણાનો ત્યાગ કરી ધર્મ રક્ષા માટે પોતાના જીવનનું બલિદાન આપ્યું. અત્યારે ધર્મપ્રેમી સનાતની જનતા પ્રતિક્ષણ સંઘવીજીને હજી પણ યાદ કરે છે. અને મ્હારી પ્રવૃત્તિઓ તો સંઘવીજીના ગયા બાદ ખરેખર શિથિલજ થઇ ગઇ છે. સંઘવીજી ધર્મ કાર્ય કરનારાઓને પોતાના જ માની લેતા હતા. એમને વ્યક્તિ પરત્વે રાગ દ્વેષ નહતો પણ ગુણાનુરાગિત્વ અને ધર્મક પક્ષપાતિત્વ એ બને ગુણો તો વિશેષ પ્રકારે જોવામાં આવતા હતા.

### ઉપસંહાર

સંઘવીજીનું સ્મારક અત્યારે એક પુસ્તક રૂપે પ્રગટ થાય છે. એ પણ ભારતવર્ષનું સૌભાગ્ય છે. અને સંઘવીજીનું કૃતિરૂપી સ્મારક તો ચિરકાલ સુધી રહેવાનું છે. વસ્તુત: ભૌતિક શરીરથી સંઘવીજી અત્યારે અદૃશ્ય છે. પણ તેમના કાર્યજન્ય યશશરીરથી તો સંબંધીજનો અને ધર્મ પ્રેમી જનતાના હૃદયમાં પ્રત્યક્ષ જ છે. સંઘવીજી સંબંધે કંઇક લખી મોકલવાને મ્હને સૂચન કર્યું ત્યારે મ્હારા હૃદયમાં પૂર્વના બધા પ્રસંગો યાદ આવ્યા પરન્તુ ન છૂટકે બધા પ્રસંગો લખી શકાયા નથી. કારણ કે જેમ જેમ યાદ કરવામાં આવે છે એમ એમ ઘણાજ પ્રસંગો ઉપસ્થિત થાય છે. અને સમયનો તથા સ્થળનો ઘણો જ સંકોચ છે.

### વાંચકોને નિવેદન

અંતમા નિવેદન કરવાનું એટલું જ છે કે સંઘવીજીના જીવનમાંથી જગતને અનુકરણ કરવા યોગ્ય ઘણાજ પ્રસંગો છે. તેમાંથી લોકો થોડા ઘણા પ્રસંગોનું અનુસરણ કરશે તો પણ સંઘવીજીનો અમર આત્મા પ્રસન્ન થશે અને અનુકરણ કરનારનું જીવન ધન્ય બનશે. પરમાત્મા તેઓના આત્માને શાશ્વત શાન્તિ અર્પો એવી પ્રાર્થના છે.

*

# ગુજરાતમાં સંઘવીજીનો ધર્મ પ્રચાર

**શ્રી મનસુખરામ શાસ્ત્રી, શ્રી બાલકૃષ્ણ ગીર્વાણ વિદ્યાલય સુરત**

**સુરતમાં વ્યાખ્યાનો**

ગુજરાતના પાટનગર અમદાવાદના વતની શ્રીમાન્ નગીનદાસ સંઘવી એક પીઢ ધર્મરક્ષક હતા. આવા ધાર્મિક પુરૂષનું સ્મરણ કોઇ પણ પ્રકારે થવું જ જોઇએ. તેઓએ પોતાના જીવન સુધી ધર્મ મંગલા નામનું સાપ્તાહિક પત્ર પોતાની કસાયલી લેખીની દ્વારા લખીને સુંદર મનનીય લેખો દ્વારા લોકોની જ્ઞાનક્ષુધા નિવૃત્ત કરતા; આવા પ્રસિદ્ધ પુરૂષ લોકોને અનુકરણીય હતા. તેઓ પાટીદાર હતા પરંતુ તેઓની પોતાની ઉત્પત્તિ રામચંદ્રજીના વંશમાંથી થઇ છે. માટે અમે ક્ષાત્રય છીએ અને અમારી કોમ–કૃષિપ્રધાન કર્મ કરનારી હોવાને લીધે અમારામાંથી સંસ્કારની પ્રથા લુપ્ત થઇ છે તેથી તેઓએ વિદ્વાન્ બ્રાહ્મણોની આજ્ઞા લઇ **વ્રાત્યસ્તોમ** પ્રાયશ્ચિત કરી ઉપનયન ધારણ કર્યું હતું અને ત્યારબાદ તેઓ સંધ્યાદિ નિત્યકર્મ નિરંતર સમય પ્રમાણે આચરતા હતા તેથી ભૂમિમાં પડેલા હીરાને ઘસવાથી જેમ તેજસ્વી બનાવવામાં આવે છે તેમ તેઓ મહાન્ તેજસ્વી દેખાતા હતા. તેઓ ભાષાના તેમજ અંગ્રેજીના વિદ્વાન્ હોવા છતાં સંસ્કૃતના પણ તેઓ આગળ પડતા વિદ્વાન્ હતા. જ્યારે સુરતમાં આર્યસમાજીઓની સાથે શાસ્ત્રાર્થ કરવા સનાતન વૈદિકધર્મ સભા તરફથી શ્રી ૧૦૮ સ્વામીશ્રી આત્મસ્વરૂપજી મહારાજ–વ્યાખ્યાન વાચસ્પતિજીને બોલાવવામાં આવ્યા તે સમયે સંઘવીજી નગીનદાસભાઇને પણ બોલાવવામાં આવ્યા હતા અને તેમણે સુરત–ગંધર્વવાડીઓમાં ભરાયલી એક **સભામાં સંસ્કૃતમાં વ્યાખ્યાન કીધું હતું.** તેથી શ્રોતૃ વર્ગ પણ તેમની બોલવાની છટાથી આશ્ચર્યચકિત થયો હતો. સનાતન વૈદિક ધર્મ સભા તરફથી શ્રી બાલાજીના મંદિરમાં બહારગામથી આવેલા શાસ્ત્રાર્થ મહારથી પંડિત જ્વાલાપ્રસાદ અને સંઘવીજી વિગેરે પંડિતોના તેમજ સારા વક્તાઓના ભાષણો થયા

હતા. અને એ વખતે આર્યસમાજીઓને નિમંત્રણ આપ્યા છતાં તેઓ આવ્યા જ નહતા આ વાત ચાલીસેક વર્ષ પહેલાની છે. સુરતમા પહેલા બ્રાહ્મણોની એક બ્રાહ્મણોદય સમાજ ચાલતી હતી. જેના મંત્રી દીનમણીશંકર વેણીશંકર શાસ્ત્રી હતા. આ સભાનો એક વાર્ષિક મહોત્સવ આશરે ૧૯૬૪ ના વૈશાખ માસમા શ્રી બાલાજીના મંદિરમા થયો હતો તે વખતે પ્રમુખસ્થાન સારૂ શ્રીમાન મઘવીજીને નિમંત્રણ આપ્યુ હતું, નિમંત્રણને આધીન થઇ તેઓ સુરત મુકામે પધાર્યા હતા સાંજના પાંચ વાગે તેમણે ઘણી મોટી માનવમેદની સમક્ષ સુંદર અને પોતાની લાક્ષણિક ભાષામા એક મનનીય વ્યાખ્યાન ધર્મશાસ્ત્રોના પ્રમાણો સાથે આપ્યું હતું. તેમના વ્યાખ્યાનનો ઉદ્દેશ બ્રાહ્મણજીવન કાંઇ કેવળ પૈસા મેળવી વિલાસો ભોગવી પુરૂ કરવાનુ નથી, પણ ધર્મ સંરક્ષણાર્થ છે. બ્રાહ્મણ છે તો ધર્મ છે અને ધર્મ છે તો બ્રાહ્મણ છે. **धर्मो रक्षति रक्षित:** જો બ્રાહ્મણ થઇને ધર્મનુ રક્ષણ નહિ કરે તો ધર્મ પણ તેનુ રક્ષણ નહિ કરે સંસારના ક્ષુદ્ર કાર્યો કરવાને બ્રાહ્મણ શરીર નથી. એ તો તપશ્ચર્યા કરી જગતનુ રક્ષણ કરવા માટે છે. પ્રાચીન ઋષિ મુનીઓએ હજારો વર્ષની તપશ્ચર્યા કરી જનકલ્યાણના સાધનો રચ્યા તેને ક્રિયામા મૂકયા તેને ગ્રંથો લખી બહાર પાડયા કે જે હજુ સુધી પણ મનાય છે. એટલુ જ નહિ પણ નાસ્તિકો પણ કેટલે અંશે તો એ ઋષિ વાકયોને જરૂર સ્વીકારે છે.

## ચારવર્ણો પરસ્પર સહાયક

અત્યારે જેટલે અંશે બ્રાહ્મણવર્ગ ધર્મ વિષયમા શિથિલ થયો છે તેટલા આઘાતો આપણા ઉપર પડવા માડયા છે મઘવીજી તો તે દિવસે હાસ્યમા એવા શબ્દો બોલ્યા હતા કે આ બ્રાહ્મણો કે જેઓ ધર્મ સંરક્ષક છે તેઓ જનતાને ધર્મ વિમુખ ન થાય તેટલા માટે રેલ્વે સ્ટેશનો ઉપર પણ બ્રાહ્મણીઆ પાણી પાઈને લોકોની તૃષા શાંત કરે છે, એમા તૃષા શાંત કરવી એ જ કેવળ ઉદ્દેશ નથી પરંતુ ગમે તેવુ પાણી પીને તેના ખરાબ પરમાણુઓ શરીરમા ન પ્રસરે માટે પવિત્ર ગાળેલુ સરકારીના હાથનુ પાણી જરૂર સુબુદ્ધિ કાયમ

રાખે એવા હેતુથી પણ બ્રાહ્મણો પાણી ધર્મ સરક્ષણાર્થ આપે છે. ભોજન માટે બ્રાહ્મણના હાથનુ પવિત્ર અન્ન ભોજનમા મળે એવી ભાવનાથી ભોજનાનયો કાઢી લોકોને ગમે તેના હાથના અન્ન ખાતા પણ અટકાવે છે. આવી રીતે ધર્મ સરક્ષણ કરી બ્રાહ્મણોએ એ ધર્મ આચર્યો છે. જરૂર બ્રાહ્મણો ધર્મ સરક્ષક છે. ભાઈઓ તમે પણ તેજ માર્ગને અનુસરી ધર્મ ભાવનાને દઢ કરજો અને તેમા સહાયક તરીકે અમને પણ સાથે રાખજો કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય અને શુદ્ર ચારે વર્ણો પરસ્પર એક બીજાને સહાય કરનાર છે જો પરસ્પર એકબીજાને સહાય કરી અને રહે તો કોઇ પણ તેમના ઉપર આઘાત કરી શકે તેમ નથી આ સિવાય જ્યારે ટીનક મહારાજે સ્વદેશી હીલચાલ શરૂ કરી હતી તેમા પણ સંઘવીજીએ પોતે ભાગ લીધો હતો પણ તે સબધીના સ્મરણો મને આજે યાદ નથી

### પ્રાન્તિય સંઘના મંત્રી

વળી એક સમયે આપણી ગવર્નમેન્ટે એવો નિયમ પસાર કર્યો હતો કે હોટેલો તથા નિશાળોમા અસ્પૃશ્ય જાતીના બાળકોને સાથે બેસાડવા અને આ સબધમા જે કોઇ વાધો લેશે તેને સ્કૂલમા દાખલ કરવામા નહિ આવે, હોટલોના માલિકો જો આ સબધમા વાંધો લેશે તો તેમને દડ કરવામા આવશે. આ સમયે કાશી ના મહામહોપાધ્યાય પડિત શિરોમણી શ્રી. લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડ સ્થાપિત અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘ નામની એક મોટી ધર્મ સસ્થા ચાલતી હતી તેનુ એક અધિવેશન અમદાવાદમા પણ ભરાયુ હતુ અને તે સઘની ગુજરાત પ્રાતીય સમિતી હતી તેનુ મુખ્ય કેન્દ્ર સુરત અને અમદાવાદ હતુ. આ સસ્થાની મુખ્ય સમિતિમા તેમજ પ્રાતીય સમિતિમા સઘવીજી મત્રી અને સભ્ય હતા જ્યા જ્યા અધિવેશન ભરાયુ હતુ ત્યા ત્યા પોતે પધારતા હતા. ગુજરાત પ્રાતીય સમિતિના પ્રમુખ માનનીય શ્રી ગોસ્વામીકુલભૂષણ શ્રી વ્રજરત્નલાલજી મહારાજ હતા તેમણે અસ્પૃશ્ય જાતીની સાથે

સહશિક્ષણ તેમજ સહપાનનો ઠરાવ થયો. તેનો વિરોધ કરવા સુરતમાં એક સમિતિ મળી અને તેવે પ્રસંગે પણ સંઘવીજીએ સભામાં અગ્રગણ્ય ભાગ લઈ હજારો માણસોની સહી સાથેનો એક પત્ર ગવર્નમેન્ટના મુખ્ય ઓફિસરો ના. વાઇસરોય તે લૉ મેમ્બર વિગેરે ઉપર મોકલવામાં પોતાની સંમતિ દર્શાવી હતી અને તે પ્રમાણે કરવામાં આવ્યું હતું. એક વખતે ગુ. પ્રા. વ. સ્વરાજ્ય સંઘની સમિતિ ઉપર શ્રી જયશંકર કુબેરભાઇ ઠાકર મંત્રી ઔદીચ્ય બ્રહ્મ સમાજ કાંઝ તાલુકે વીરમગામનો તા. ૨૦–૬–૩૯ નો પત્ર આવ્યો હતો તેની તપાસ માટે સમિતિ તરફથી રા. રા. સંઘવીજીને નીમવામાં આવ્યા હતા અને સંઘવીજી જે તે સંબંધી સુચન કરે તે પ્રમાણે અગાડી વ્યવસ્થા કરવી.

## ધાર્મિક સંસ્થાઓને ઉપયોગી સંઘવીજી

આ પ્રમાણે ગુજરાત પ્રાન્તમાં ચાલતી ધાર્મિક સંસ્થાઓને અતિ ઉપયોગી ધાર્મિક પુરૂષ સંઘવીજી હતા. સંઘવીજી સ્વાત્મભોગે પણ ધર્મ સંરક્ષણ કરવા તૈયાર હતા. તેઓ પોતાના પેપરમાં ધર્મ વિઘાતક કાયદાઓ ગવર્નમેન્ટ જ્યારે પસાર કરતી ત્યારે તેના વિરોધમાં અસ્ખલિત રીતે નીડરતાથી યથાર્થ રીતે તેઓ લખતા. આવા અગ્રગણ્ય પુરૂષના સંબંધમાં મારે તો શું લખવાનું હોય. પરંતુ તા. ૧૭–૧૨–૧૯૪૨ ને દિને તેમનો સ્વર્ગવાસ થયો ત્યારે ગુ પ્રા. વ. સ્વ. સંઘની એક સમિતિ તા. ૧૧–૧–૧૯૪૩ને દિવસે મળી હતી અને તે દિવસે ગોસ્વામી શ્રી વ્રજરત્નલાલજી મહારાજશ્રીના પ્રમુખપણા હેઠળ શેઠ ઇશ્વરલાલ કીનખાબવાલાએ શ્રીમાન્ સંઘવીજીના અવસાન નિમિત્તે દીલગીરીનો ઠરાવ મૂક્યો હતો. ઠરાવમાં સંઘવીજીની ઘણી પ્રશંસા કરવામાં આવી હતી. મરનાર એક ચુસ્ત સનાતની હતા અને તેમના જવાથી ગુજરાત પ્રા. સમિતિને એક મહાન્ પુરૂષની ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે એમ જણાવવામાં આવ્યું હતું.



# સંઘવીજી સંઘના ભીષ્મ પિતામહ

## (પંચોલી હીરાલાલ શાસ્ત્રી, પ્રધાનાધ્યાપક જી. ટી. સંસ્કૃત કોલેજ.)

અનેક તીર્થ વિભૂષિત ધનધાન્ય સમૃદ્ધ શ્રી બૃહદ્ ગુજરાતના મુખ્ય નગર અમદાવાદના વતની સ્વનામધન્ય વિવિધવિદ્વાવદાત મુખકમલ સંઘવી શ્રી નગીનદાસભાઇના પરિચયમા ભારતભરનો શિષ્ટ સમાજ તેઓના જુ ! જુદા કાર્યક્ષેત્રને લઈને આવેલો છે

વિદ્વાનોએ તથા ધનાઢ્યોએ સંઘવીજીને સમાન્યા છે વીર સંઘવીજીનો સમાગમ મને ધાર્મિક અનેક કાર્યોમા થયો હતો ઘણા વર્ષો પહેલા મુબઇ પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનુ અધિવેશન નડીઆદમા ભરાયુ હતુ, ત્યારે સંઘવીજીનો સારો પરિચય થયો હતો અને તે વખતે ધાર્મિક તથા વ્યવહારિક પ્રસગોને લઇને વિદ્વાનો સાથે ચર્ચા કરતા હતા તેમ પોતે ગુણગ્રાહી હોવાથી યુકિત યુકત શાસ્ત્રીય સિદ્ધાન્તોને માન આપતા હતા.

શારદાપીઠના શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમજીના ચકનાસી આશ્રમમા સંઘવીજી સમય સમયે આવતા હતા, અને ત્યા વિદ્વાનો સાથે તેમનુ પણ પ્રસંગોચિત વ્યાખ્યાન થતુ હતુ

સંઘવીજીના જ્યા ત્યા વિદ્વત્તાપૂર્ણ અને ઓજસ્વિની ભાષામા થયેલા વ્યાખ્યાનો અત્યારે પણ કાનમા ગુંજી ઉઠે છે

સંઘવીજી કટ્ટર સનાતની હતા તેથી તેઓ ધર્મના નામે થતા આડંબરોને, સખ્ત શબ્દોમા વખોડીને ખંડન કરતા. અને પ્રાચીન આદર્શ અચવાય તે સારૂ શુદ્ધ સનાતન ધર્મના રક્ષણ કાજે તેઓએ એક બ્રહ્મચર્યાશ્રમ અમદાવાદ ખાતે બ્રહ્મચારીની વાડીમા શરૂ કર્યું હતુ (જે અત્યારે તિરોહિત દશામા છે) જેમાથી વૈદિક માર્ગને અનુસરી ઉચ્ચ કક્ષાનો અભ્યાસ કરી, દ્વિજસતાનો પુન ભારતની આર્યશોભાને પ્રકાશિત કરે, એવી તેઓની અભિલાષા હતી

પૂજ્ય લક્ષ્મણ શાસ્ત્રી દ્રવિડજીએ શરૂ કરેલા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘને આગાડી ધપાવવામા, સંઘવીજીએ અનેક રીતે મદદ કરી હતી.

માટે હિંદુ ધર્મના જુદા જુદા સંપ્રદાયોને એક થઇને તેમના યુદ્દમાં સહકાર આપવાને માટે જાહેરમાં આહ્વાહન કરતા. સનાતન ધર્મ એજ હિંદુઓનો સાચો ધર્મ છે એવી એમની અખંડ શ્રદ્ધા હતી અને તે શ્રદ્ધા એમણે જીવનપર્યંત ટકાવી હતી. તે સમયે જે સુધારકોના હુમલા સામે ગુજરાતના સનાતન ધર્મરૂપી દુર્ગને જો કોઇએ સુરક્ષીત રાખ્યો હોય તો તે સંઘવીજી છે. અલબત તેમના વ્યાખ્યાનો ઉગ્ર હતા. અને તાતી તલવાર કરતાં પણ તેમનાં વાણીના પ્રહારો વધારે કાતીલ હતા, છતાં એમના હૃદયમાં માત્ર સ્વધર્મનો પ્રેમ એજ તેમને પ્રેરણા આપનારો હતો. તે જમાનાના તે એકલા જ ખરેખર સનાતન ધર્મના અજોડ ભડવીર હતા. કેટલાક સુધારકો તેમના ભાષણોની કટુતા અને એમાં ભભકતા ક્રોધાગ્નિથી બળતા. અલબત તેમના ભાષણોમાં ક્રોધ હતો પણ એ ક્રોધ સાત્વિક હતો. અંગ્રેજીમાં જેને *Righteous indignation* કહે છે તેવા પ્રકારનો હતો. આવો એ ક્રોધ પણ ધર્મકાર્યમાં ભૂષણ રૂપ હોય છે. આમ સનાતન ધર્મના પ્રત્યે તેમનો અત્યંત પ્રેમ હોવા છતાં તેમનામાં દેશદાઝ ઓછી ન હતી. રાષ્ટ્રિય સ્વાતંત્ર્યના યુદ્દમાં પણ તેઓ ભાગ લેતા હતા. પણ ધર્મના ભોગે એ રાષ્ટ્રિય સ્વતંત્રતાને ચાહતા ન હતા. મારી જાણ મુજબ લોકમાન્ય તીલકની Home-rule ની ચળવળને તેમણે સત્કારી હતી. પણ ગાંધીજીની ચળવળની સાથે તેઓ સંમત ન હતા. વર્ણાશ્રમ વગરનું સ્વરાજ્ય એ સાચું સ્વરાજ્ય નથી એવી એમની માન્યતા હોવાથી 'વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની' સ્થાપનામાં અને તેની ચળવળમાં તેમણે ભાગ લીધેલો હતો. હું પોતે રાજકીય ચળવળથી અળગ રહેનારો છતાં સંઘવીજીના કેટલીક સભામાં આ વિષયને લગતાં વ્યાખ્યાનો મેં સાંભળેલા હતા. મારે ને એમની વચ્ચે કેટલીક બાબતોમાં મતભેદ હતો છતાં હું તેમને મુરબ્બી તરીકે માનતો. જ્યારે જ્યારે હું તેમને ઘેર જાઉં અગર રસ્તામાં મને તેમનો ભેટો થાય ત્યારે તેઓ ખુબ પ્રેમથી મારી સાથે વાતો કરતા. તેઓ વયોવૃદ્ધ હતા અને હું જુવાન છતાં પોતાના કુટુંબના માણસની તરફ

જેવી રીતે પ્રેમથી વર્તે તેવી રીતે તે મારી તરફ વર્તતા હતા. જો કે એક પ્રસંગે મેં ગાંધીજીના અમુક વિચારોને અનુમોદન આપનારો એક લેખ જાહેર વર્તમાન પત્રોમાં લખેલો તેના જવાબમાં તેમણે ઠીક ઠીક મને તેમના ધર્મ મંગળામાં ઉધળો લીધેલો; છતાં જ્યારે ફરીથી અકસ્માત રીતે અમારે બનેને મળવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમનામાં બીલકુલ કટુતા ન હતી. ઉલ્ટી એમના નેત્રોમાંથી સ્નિગ્ધતા અને વાણીમાંથી મૃદુતા ઝરતી જેને લીધે મારા હૃદયને પણ તેમણે હળવું બનાવ્યું. દયારામ ભાઇની જયંતિના વ્યાખ્યાનો જ્યારે જ્યારે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા તરફથી યોજાતાં ત્યારે સંઘવીજી તે સભામાં એક વક્તા તરીકે તો હોય જ. એમના વ્યાખ્યાનો સાંભળવા એ પણ એક લ્હાવો ગણાય. હાસ્યરસથી છલકાતાં અને છતાં વચ્ચે વચ્ચે મરચાં જેવાં તીખા વેધક વચનોને પણ ફેલાવતા. એમના ભાષણો એ એમની વિશિષ્ટતા હતી.

શ્રોતાને પોતાની દલીલ તરફ આકર્ષવાની સારી આવડત તેમનામાં હતી. એમના જીવનનું પ્રેરક બળ એમના શૌર્ય, એમના ઉત્સાહ એ બધાનું મૂળ એમનો ધર્મપ્રેમ હતું. સંસ્કૃત ભાષાના પ્રેમી હતા. એટલું જ નહિ પણ સારા જ્ઞાતા હતા. ગુજરાતી ભાષામાં જેમ શિઘ્ર કવિતા રચી શકતા તેમ સંસ્કૃતમાં પણ રચી શકતા. મારી દૃષ્ટિએ તો એ જ્ઞાતે બ્રાહ્મણ હતા, જો કે, તેઓ જન્મે ક્ષત્રિય હતા. તેમનામાં ધર્મનું ઝનૂન દેખાતું હતું. તેમના જવાથી ગુજરાતને એક સાચા સનાતન ધર્મપ્રેમી અને ભડવીરની ખોટ પડી છે.



માટે હિંદુ ધર્મના જુદા જુદા સંપ્રદાયોને એક થઇને તેમના યુદ્ધમાં સહકાર આપવાને માટે જાહેરમાં આહ્‌વાહન કરતા. સનાતન ધર્મ એજ હિંદુઓનો સાચો ધર્મ છે એવી એમની અખંડ શ્રદ્ધા હતી અને તે શ્રદ્ધા એમણે જીવનપર્યંત ટકાવી હતી. તે સમયે જો સુધારકોના હુમના સામે ગુજરાતના સનાતન ધર્મરૂપી દુર્ગને જો કોઇએ સુરક્ષીત રાખ્યો હોય તો તે સંઘવીજી છે. અનગત તેમના વ્યાખ્યાનો ઉગ્ર હતા અને તાતી તનનાર કરતા પણ તેમના વાણીના પ્રહારો વધારે કાતીન હતા, છતા એમના હૃદયમા માત્ર સ્વધર્મનો પ્રેમ એજ તેમને પ્રેરણા આપનારો હતો. તે જમાનાના તે એકના જ ખરેખર સનાતન ધર્મના અજોડ ભડવીર હતા કેટનાક સુધારકો તેમના ભાર ણોની કટુતા અને એમા ભભકતા ક્રોધાગ્નિથી ગભતા અનગત તેમના ભાષણોમા ક્રોધ હતો પણ એ ક્રોધ સાત્વિક હતો અગ્રેજીમા જેને Righteous indignation કહે છે તેવા પ્રકારનો હતો આવો એ ક્રોધ પણ ધર્મકાર્યમા ભૂષણ રૂપ હોય છે. આમ સનાતન ધર્મના અત્યે તેમનો અત્યત પ્રેમ હોવા છતા તેમનામા દેશદાઝ ઓછી ન હતી રાષ્ટ્રિય સ્વાતંત્ર્યના યુદ્ધમા પણ તેઓ ભાગ લેતા હતા પણ ધર્મના ભોગે એ રાષ્ટ્રિય સ્વતત્રતાને ચાહતા ન હતા મારી જાણ મુજબ લોકમાન્ય તીનકની Home-rule ની ચળવળને તેમણે સહકારી હતી પણ ગાધીજીની ચળવળની સાથે તેઓ સમત ન હતા વર્ણાશ્રમ વગરનું સ્વરાજ્ય એ સાચુ સ્વરાજ્ય નથી એવી એમની માન્યતા હોવાથી 'વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘની' સ્થાપનામા અને તેની ચળવળમા તેમણે ભાગ લીધેલો હતો. હુ પાતે રાજકીય ચળવળથી અનગ રહેનારો છતા સંઘવીજીના કેટલીક સભામા આ વિષયને લગતા વ્યાખ્યાનો મે સાભળેલા હતા. મારે ને એમની વચ્ચે કેટલીક બાબતોમા મતભેદ હતો છતા હુ તેમને મુરબ્બી તરીકે માનતો. જ્યારે જ્યારે હું તેમને ઘેર લઈ અગર રસ્તામા અને તેમનો ભેટો થાય ત્યારે તેઓ ખુબ પ્રેમથી મારી સાથે વાતો કરતા. તેઓ વયોવૃદ્ધ હતા અને હું જુવાનના પોતાના કુટુંબના માણસની તરફ

# કૈલાસવાસી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી

( પ્રો. જેઠાલાલ ગો. શાહ. એમ. એ. અમદાવાદ )

સદ્ધર્મભાસ્કર, વ્યાખ્યાનમાર્તંડ, કૈલાસવાસી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી જેના અંગત પરિચયમાં તો હું લગભગ ૩૦ વર્ષ પહેલાં જ્યારે હું અમદાવાદમાં મારી નોકરીના અંગે સ્થિર થયો ત્યારે જ આવ્યો. પણ તે પહેલાં એટલે મારો વિદ્યાર્થી અવસ્થામાં લગભગ ૪૦ વર્ષ પહેલાં જ્યારે હું મેટ્રીકમાં અભ્યાસ કરતો હતો ત્યારે તેમની કીર્તિ વિષે મેં ઠીક ઠીક સાંભળેલુ. એકાદ જાહેર સભામાં એમના વ્યાખ્યાનના શ્રવણનો લાભ મળેલો. પણ જે કંઇ થોડો ઘણો ખાસ પરિચય એમની સાથે થયો તે ૧૯૨૩ ની સાલ પછીનો અમદાવાદની પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના હું મંત્રી પદે હતો તે વખતે અમારી સંસ્થા તરફથી યોજાયેલી જાહેર સભાઓમાં સંઘવીજીને વ્યાખ્યાન આપવા માટે તેમ હાજરી આપવાને માટે કહેવાને હું તેમના નિવાસ સ્થાને જતો. સંઘવીજીએ તેમના જીવન દરમિયાન જે કંઇ કાર્ય કર્યું છે તે કેટલું મુશ્કેલ અને ભગીરથ કાર્ય હતું તે તો તે જમાનાની ધાર્મિક સ્થિતિ જાણતો હોય તેજ બરાબર કહી શકે. સંઘવીજીના જીવન દરમિયાન બે જબરજસ્ત હીલચાલો ભારતવર્ષમાં અને ગુજરાતમા વ્યાપતિ હતી. એક સુધારા સમાજની હીલચાલ અને બીજી રાષ્ટ્રિય સ્વતંત્રતા માટેની હીલચાલ. આ બંને હીલચાલોનો સાથે સંઘવીજી એક કે બીજી રીતે સંકળાયેલા હતા. પોતે કટ્ટર સનાતન ધર્મના પ્રેમી હતા, અને સુધારકોની હીલચાલ તેમને સનાતન ધર્મ અને આર્ય સંસ્કૃતિની વિઘાતક જણાઇ. તેની અસરને લીધે નવયુવક અને યુવતીઓ સ્વધર્મમાંથી ચ્યુત થતા હતા આથી તેમનું લોહી બહુ ઉકળી આવતું. તેમનો ધર્મ પ્રેમ એટલો બધો બળવાન હતો કે તેમને સાથ ન મળે તો પણ એકલા હાથે સુધારક મોરચાનો સામનો કરવાને માટે કટિબદ્ધ થયા હતા. તેમણે સનાતન ધર્મનું કોઇ પણ ભોગે રક્ષણ કરવાને

અને સઘવીજીને સઘના ભીષ્મપિતામહ તરીકે સૌ ઓળખતા હતા. પોતે મધને સારી રકમનુ દાન કરતા તેમ બીજાઓ પાસેયો અપાવતા હતા.

બ્રિટીશ ગવર્નમેન્ટના શાસન કાળમા ધોષિત થયેલા શારદા એકટ જેવા અધાર્મિક કાયદાઓ સામે સામનો કરવામા સઘવીજીનો ગુજરાત ભરમા ઉત્સાહ પૂર્ણ પ્રચાર થયો હતો, ત્યારબાદ અસ્પૃશ્યતા નિવારણ, વિધવાવિવાહ, મદિર પ્રવેશ, વર્ણાન્તર લગ્ન વિગેરે ધારાઓ સામે, પોતે સારા કાયદાના જાણકાર હોવાથી અનેક રીતે યુક્તિઓ સાથે પ્રચડ વિરોધ પણ જગાવ્યો હતો

સઘવીજીમા એક આદર્શ ગુણ એ હતો કે, તેઓ ગુણોના પૂર્ણ પક્ષપાતી હતા અને કર્મનિષ્ઠ વિદ્વાનોને ઘણા માનથી નિહાળતા હતા. તેમ વિદ્વાનોના સંઘર્ષમા ઘણો હર્ષ માનતા હતા. विद्वानेव विजानाति विद्वज्जनपरिश्रमम् ॥

સઘવીજીનુ મમત્વ બૃહદ્ ગુજરાત સાથે સંકળાયેલુ હતું स्वदेशो भुवनत्रयम्, जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी। उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥ આ પ્રમાણેના ઉચ્ચ આદર્શ સિદ્ધાન્તોના કસોટીથી કમાયલુ જીવન પોતે ગાળતા હતા. પોતે અમદાવાદના પાટીદાર વર્ગમા ઉચ્ચકુળમા જન્મેલા હતા અને તેઓના વડીલોના આપેલા સંસ્કારોથી અને આદર્શ વિદ્વાન બ્રાહ્મણ ગુરુઓ પાસેથી ઉચ્ચ સસ્કાર પ્રાપ્ત થવાથી અને પોતાની ઉન્નતિની ખતથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામીને આદર્શ પુરુષોમા ગણાઇ ગયા.

આ પ્રકારના આદર્શ પુરુષના સ્મરણમા અત્યારે તેઓના વડીલોથી ઉપાર્જીત કરેલી સપત્તીની સુવ્યવસ્થા કરવા નિમાયેલી ટ્રસ્ટિઓની કમિટીએ બ્રહ્મચર્યાશ્રમ આદ્યા સ્વરૂપે ચલાવવુ યોગ્ય છે અને યોગ્ય વિદ્વાનોને સન્માનપૂર્વક રાખી આશ્રમમા સારી વિદ્યા અભ્યાસ તે ઇચ્છવા જોગ છે

विद्याधनं सर्वधनप्रधानम्



## વેદાજ્ઞાના પાલનથી ભારતવર્ષનો ઉદ્ધાર

અગ્નિહોત્રી શ્રી. બાલાશંકર ભટ્ટજી મહારાજ. પાવાગઢ

માનનીય ધર્મવીર શ્રી. સંધત્રીજીના સ્મરણાંજલિ સ્મૃતિ ગ્રંથની જે પ્રવૃત્તિ તેમના ટ્રસ્ટની ફરજ રૂપે સ્વીકારી છે, તે એક ખાસ આવશ્યક અને અગત્યની ઋણાપ્રકરણ પ્રક્રિયા ગણવા યોગ્ય છે. એથી અનેક પુરુષો જેઓ તેમના સંસર્ગમાં આવ્યા છે, તેમની સાથે, ભીન્ન ભીન્ન ભુમીકાઓ—જે સદ્દગતે પોતાના જીવન પ્રસંગે ભજવેલી તે જાણવાની તક, ભાવી પ્રજાને મળી શકશે; અને તે વડે તેમની પ્રકૃતિનુ એક સાચું અને અક્ષરમય સ્મારક તૈયાર થઇ શકશે, અને તેવું સ્મારક ધાર્મીક ભાવનાવાળા, વિચારક વર્ગમાં અન્ય સ્મારકોના મુકાબલે—વધુ ચિરસ્થાયી અને માર્ગદર્શક નીવડી શકશે.

મારા અભ્યાસકાળમાં, " વિદ્યાર્થી જીવન " માસીકના સચોટ અને આર્ય સંસ્કૃતીના આંદોલન પ્રેરક, સદ્દગતના લેખોના વાચન દ્વારા મને તેમનો વાંઙ્મય પરિચય શરૂ થયેલો.

ત્યાર બાદ શ્રેયઃસાધક વર્ગ દ્વારા પ્રકાશીત થયેલ સદ્દઉપદેશ શ્રેણીયોમા તેમના **સોમવિદ્યા** સંબંધના લેખોના વાંચન અને મનનથી તેમનો વ્યક્તિગત પરિચય સાધવા, પત્રવ્યવહાર શરૂ થયેલો. તેમના જે જે પત્રો આવેલા તે, અભ્યાસ—અને માહીતીપ્રદ જણાયા છે.

તેમની સાથેના—અંગત પરિચયના વિકાસ રૂપે—**સોમવિદ્યા** ઉપરાંત **"મહામૃત્યુંજય વિદ્યા"** ના વિષયમાં હમારે ચર્ચા ઉપસ્થિત થયેલી. તેઓ ચોક્કસ પ્રમાણથી દર્શાવતા હતા કે—બ્રહ્મત્વપ્રાપ્તિ અર્થે પાવાગઢમા નિવાસ કરી શ્રી ભગવતીની ઉપાસના કરનાર મહર્ષી શ્રી વિશ્વામિત્રના ભાગીનેય અગ્નિવેશ્ય મુનિ પ્રણીત આ મહામૃત્યુંજ્ય વિદ્યા છે. અને તે વિદ્યા આચાર્ય પ્રવર શ્રીમાન્ નૃસીંહાચાર્યજીને પાવાગઢમાથી પ્રાપ્ત થયેલ—ગ્રંથરૂપે છે. સદ્દગત શ્રી સંધત્રીજીને તે ગ્રંથ ગુરુ પ્રસાદ રૂપે પ્રાપ્ત થયો છે. અને યોગ્ય પાત્રને તે ગ્રંથ શ્રી સંધત્રીએ પુરેપુરી વીગત અને ટીકાટીપ્પણી સાથે અર્પણ કરી દેવો.

# 'શીઘ્ર કવિ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી બ્રહ્મર્ષિ મહારાજનો અનુભવ

**લેખકઃ—ધર્મધુરંધર મહામહોપદેશક સદ્દગુરુદેવ વ્યાખ્યાન વાચસ્પતિ શ્રોત્રિય બ્રહ્મવિદ્ વરિષ્ઠ સનાતન ધર્મગુરુ શ્રી હરેરામ બ્રહ્મર્ષિ મહારાજ.**

સ્વર્ગસ્થ નગીનદાસ સંઘવીએ સનાતન વેદ ધર્મ પાલન કરીને પોતાના કુળને પવિત્ર કર્યું છે. પોતાની જન્મભૂમિને અને પોતાની જ્ઞાતિને દીપાવી છે. સનાતન પરબ્રહ્મ સ્વરૂપ મહાદેવ શિવશંકરનું સદા હૃદયમાં ધ્યાન ધરી પોતાના જન્મનું સાર્થક કર્યું છે.

સ્વ. નગીનદાસ સંઘવી મહાગુજરાતના પાટનગર અમદાવાદના જ્ઞાતે કુર્મિક્ષત્રિય લેઉવા પાટીદાર હતા અને તેમના સદ્દગુરુ વડોદરાના વીસનગરા નાગર શ્રીમાન્ નૃસિંહાચાર્ય મહારાજ હતા. તેમના સંસર્ગમાં આવતા તેમણે વેદ વિધિ પ્રમાણે યજ્ઞોપવિત ધારણ કરી ઉત્તમ પ્રકારે સંસ્કારો અને સદાચારો મેળવ્યા હતા.

ગુરૂ ભક્તિથી ધર્મશાસ્ત્ર, વેદાંત શાસ્ત્ર, યોગ શાસ્ત્ર, અને સ્વર વિજ્ઞાન શાસ્ત્રોનું સુન્દર જ્ઞાન જાણતા હતા, હિંદિ, ગુજરાતી, સંસ્કૃત કાવ્ય સાહિત્યના શીઘ્ર કવિ હતા. ગુજરાતના સાક્ષર વર્ગમાં ઉત્તમ સાક્ષર અને ઇડર રાજ્યમાં મેજીસ્ટ્રેટ હતા. "ધર્મ મંગલા" નામનું સાપ્તાહિક વર્તમાન પત્ર પ્રસિદ્ધ કરતા હતા. હાલના અંગ્રેજી કેળવણી પામેલા સુધારકો સામે જાહેરમાં અનેક લેખો લખી સનાતન વૈદિક ધર્મની સારી સેવા કરતા હતા.

શારદાપીઠના દ્વારકા અને ડાકોરના જગદ્દગુરૂ શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજ માટે મહાન સેવા કરતા હતા. અને પૃથ્વીના દેવ વિદ્વાન્ બ્રાહ્મણોની ભક્તિ સેવા પૂજા સન્માન સતકાર કરતા હતા. સનાતન વેદ ધર્મ પ્રમાણે નિત્ય નૈમિત્તિક વેદમંત્રોથી સન્ધ્યા દેવર્ષિ પિતૃતર્પણ અને પંચમહાયજ્ઞ વૈશ્વદેવ કરી ૐકાર અને ગાયત્રિ બ્રહ્મમંત્રનો જપ કરી અતિથિનો સત્કાર કરી વિધિ પ્રમાણે ભોજન કરતા બ્રહ્મર્ષિ મહારાજે અનેકવાર શ્રી નગીનદાસ સંઘવીને જોયા હતા.

સૌજન્ય ધન્ય, ધર્મજ્ઞાનભક્તિવંત, પરોપકારપરાયણ, સનાતન ધર્મવીર, શીઘ્ર કવિ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી સદા કીર્તિરૂપ શરીરે જીવિત જ છે.

## વેદાજ્ઞાના પાલનથી ભારતવર્ષનો ઉદ્ધાર

અગ્નિહોત્રી શ્રી. બાલાશંકર ભટ્ટજી મહારાજ. પાવાગઢ

માનનીય ધર્મવીર શ્રી સંઘવીજીના સ્મરણાંજલિ સ્મૃતિ ગ્રંથની જે પ્રવૃત્તિ તેમના ટ્રસ્ટની ફરજ રૂપે સ્વીકારી છે, તે એક ખાસ આવશ્યક અને અગત્યની ઋણાપ્રકરણ પ્રક્રિયા ગણવા યોગ્ય છે એથી અનેક પુરૂષો જેઓ તેમના સંસર્ગમાં આવ્યા છે, તેમની સાથે, ભીન્ન ભીન્ન ભુમીકાઓ—જે સદ્દગતે પોતાના જીવન પ્રસંગે ભજવેલી તે જાણવાની તક, ભાવી પ્રજાને મળી શકશે, અને તે વડે તેમની પ્રકૃતિનું એક સાચું અને અક્ષરમય સ્મારક તૈયાર થઇ શકશે, અને તેવું સ્મારક ધાર્મીક ભાવનાવાળા, વિચારક વર્ગમાં અન્ય સ્મારકોના મુકાબલે—વધુ ચિરસ્થાયી અને માર્ગદર્શક નીવડી શકશે

મારા અભ્યાસકાળમાં, "વિદ્યાર્થી જીવન' માસીકના સચોટ અને આર્ય સંસ્કૃતીના આંદોલન પ્રેરક, સદ્દગતના લેખોના વાચન દ્વારા મને તેમનો વાઙ્મય પરિચય શરૂ થયેલો

ત્યાર બાદ શ્રેય સાધક વર્ગ દ્વારા પ્રકાશીત થયેલ સદ્દઉપદેશ શ્રેણીઓમાં તેમના **સોમવિદ્યા** સંશોધનના લેખોના વાચન અને મનનથી તેમનો વ્યકિતગત પરિચય સાધવા, પત્રવ્યવહાર શરૂ થયેલો તેમના જે જે પત્રો આવેલા તે, અભ્યાસ—અને માહીતીપ્રદ જણાયા છે

તેમની સાથેના—અંગત પરિચયના વિકાસ રૂપે—**સોમવિદ્યા** ઉપરાંત "**મહામૃત્યુંજય વિદ્યા**"ના વિષયમાં હમારે ચર્ચા ઉપસ્થિત થયેલી તેઓ ચોક્કસ પ્રમાણથી દર્શાવતા હતા કે—બ્રહ્મત્વપ્રાપ્તિ અર્થે પાવાગઢમાં નિવાસ કરી શ્રી ભગવતીની ઉપાસના કરનાર મહર્ષી શ્રી વિશ્વામિત્રના **ભાગીનેય અગ્નિવેશ્ય** મુનિ પ્રણીત આ મહામૃત્યુંજય વિદ્યા છે અને તે વિદ્યા આચાર્ય પ્રવર શ્રીમાન્ નૃસીંહાચાર્યજીને પાવાગઢમાંથી પ્રાપ્ત થયેલ—ગ્રંથરૂપે છે સદ્દગત શ્રી સંઘવીજીને તે ગ્રંથ ગુરુ પ્રસાદ રૂપે પ્રાપ્ત થયો છે અને યોગ્ય પાત્રને તે ગ્રંથ શ્રી. સંઘવીએ પુરેપુરી વીગત અને ટીકાટીપ્પણી સાથે અર્પણ કરી દેવો.

એવો શ્રીમાન નૃસીંહાચાર્યજીનો તેમને (શ્રી સઘવીજીને) આદેશ છે એમ તેઓ પોતાના શબ્દોથી મને વારવાર જણાવતા હતા

પાવાગઢથી મારા પુજ્ય ગુરૂને પ્રાપ્ત થયેલ વિદ્યા પાવાગઢના જ શ્રી શકિતપીઠાધીશને અને અગ્નિહોત્ર ધર્મપરાયણ સુવ્યકિતને અર્પવાથી મારી ફરજમાંથી હુ મુકત થઇશ–એમ તેઓ વારવાર જાતે વાત ચીતમા અને પત્રો દ્વારા પણ મને જણાવતા હતા

શ્રી સુરરાયના આચાર્ય પદે અભિષિક્ત થયા પછી સદ્દગતે મહાકાળનો પુનરૂદ્ધાર કર્યો તેમા આ વિષય તેમણે મારૂ પુરૂ નામ આપ્યા સીવાય–અગ્નિહોત્રીજીને આપવાની આ વિદ્યા છે એવુ સૂચન આ વિદ્યાના લેખના પ્રારભમા કરેલ છે

તેમનુ–મને એવુ જણાવવુ થયેલુ કે "ત્રણુપા વાળી આ વિદ્યાનો બની શકશે તેટલો ખુલાસો **મહાકાળ**મા લેખ દ્વારા કરીને છેવટે એ મૂળ ગ્રથ–મારી કરેલી રહસ્યમય ટીકા ટીપ્પણી સાથે હું તમને પુરેપુરી વીગતથી અર્પણ કરીશ" મારૂ તેમના પાસે સોમ **વિદ્યા** તથા શ્રી **મહામૃત્યુજય વિદ્યા** એ ઉભય વિદ્યા તથા તેના અગે આવશ્યક જે જે રહસ્યમય વિદ્યાઓ જે તેમને ગુરુદ્વારા અને અનુભવથી પ્રાપ્ત થયેલી હોય તે તમામ મારે માગણુ હતું અગાઉ જેમ બ્રહ્મવિદ્યા ઋષિઓએ જનકાદિરાજર્ષીઓ દ્વારા પ્રાપ્ત કરેલી તે પ્રકારે–અને તે તેમણે માન્ય રાખી મારૂ ઋણ સ્વીકાર્યું હતુ.

અન્ય કેટલીએક રહસ્યમય વિદ્યાઓનો સગ્રહ તેમની પાસે હતો તેમ પણ તેમણે પોતે જણાવેલુ અને તે ક્રમસર દર્શાવવા અને આપવા વચન આપેલુ પણ એ બધુ દૈવાધીન નિવડયુ છે

**ધર્મમર્યાદા સંરક્ષક**

હવે તેમના ચારિત્રનો જે અનુભવ તેમની સાથેના અગત પરિચય તથા લેખ પરિચયથી થયેલો તેનો નિર્દેશ કરવાની તક લઉ છુ.

સનાતન વેદધર્મ પ્રતિપાદિત વર્ણાશ્રમ ધર્મના પરિપાલનના તેઓ ખાસ આગ્રહી હતા અને એક સરકાર સપન્ન દ્વિજ તરીકે

પોતાની પરિપક્વ મેધા થઇ ત્યારથી આ જીવન તેમણે તે ધર્મના આચારને પોતાના નિત્ય ક્રમમાં આગ્રહ યુક્ત જાળવી રાખ્યો હતો. શાસ્ત્ર મર્યાદા અને વેદાજ્ઞા, એ આર્ય પ્રજાના જીવનનું સુકાન છે એમ પોતે દૃઢતાથી માનતા અને આપણા આ ભારતવર્ષનો ઉદ્ધાર અને ઉત્કર્ષ, વેદાજ્ઞાના અવિરત પાલન દ્વારા જ શક્ય છે. તેવી તેમના જીવનની બળવતી ભાવના હતી.

અને તેથી વિરૂદ્ધ વર્તન જ્યાં જ્યાં જોવામાં કે જાણવામાં આવે ત્યાં તેમનો સબળ પ્રહાર, એક વીર કેસરી તરીકે અવિરતપણે તૈયાર જ રહેતો, ધર્મના સિદ્ધાંતોના પાલન અને સંરક્ષણ વિરૂદ્ધ વર્તનાર વ્યક્તિ પ્રતિભા સંપન્ન હોય, મહાત્મા નામે પ્રજામાં ઓળખાતી હોય, કે વિદ્વાન્ તરીકે પ્રસિદ્ધિ પામી ચૂકેલી હોય, કે સન્માન પ્રાપ્ત કરી ચુકેલો હોય પરંતુ તેના ધર્મ સ્ખલન પ્રસંગે ધર્મવીર શ્રી સંઘવીજીનો પ્રહાર તેને મોહાત્મા અને સ્વધર્મચ્યુત સિદ્ધ કરવા તૈયાર જ હોય તે બાબત લેશ માત્ર સંકોચ કે પક્ષપાત કે શરમ શેહ હોઇ શકે જ નહીં. આ બાબત સિદ્ધ કરવા અને પ્રજામાં ધર્મના સંસ્કારો ટકાવી રાખવા સારૂ લવાજમની પણ દરકાર રાખ્યા વીના ઘરનાં વિપુલ નાણાંનો ભોગ આપીને પણ માસીકો અને સપ્તાહિકો ચાલુ રાખી પોતાની ધાર્મિક ફરજ બજાવેલી પ્રજાને સુવિદિત છે. તન મન ધનથી હરેક પ્રકારનો ભોગ આપીને પણ પોતે સ્વધર્મના સંરક્ષણને શક્ય તમામ પ્રકારથી એક વીર સાધક તરીકે સંરક્ષણ કરવા પ્રયત્નશીલ રહ્યાની તેમની કર્ત્તવ્ય નિષ્ઠા છેવટ સુધી તેમણે બજાવ્યાનું સુપ્રસિદ્ધ છે. અને ધર્મરહિત ચાલુ દેશકાળમા તેમની હાજરી અને આગેવાની ભરી ગુંબેશની એક મોટામાં મોટી ખોટ આજે જણાઇ આવે છે.

પોતાના સમર્થ સદ્ગુરૂ દ્વારા તેમણે પોતાની વ્રાત્યતા દૂર કરી દ્વિજત્વના સંસ્કારો લીધા હતા. અને આજના જમાનાના બ્રાહ્મણો પણ પોતાના નિત્યનાં આવશ્યક કાર્યો કરી શકતા નથી, તે સંધ્યાવંદનથી આરંભીને વૈશ્વદેવાદિના પદ્ધકર્મો અસ્ખલીત રીતે

યોગ્ય વિધિપૂર્વક અને પૂર્ણ શ્રદ્ધાયુક્ત કરતા, તેમના નિવાસ સ્થળે મે તેમને અનેક વખત જોયા છે. ઉપરાત અગ્નિનારાયણને વૈશ્વદેવની આહુતી આપીને શ્રી સુક્તનો હોમ પચબ્રહ્મ મત્રનો હોમ તથા બીજા કેટલા આવશ્યક કામ્ય પ્રયોગો પણ નિત્ય કરતા રહી પોતાનુ દ્વિજત્વ સભાળી રહ્યા હતા. મત્રોચ્ચાર સ્પષ્ટ અને શુદ્ધ અને અભ્યાસ પૂર્વક કરતા મે સાભળ્યા છે અને જન્માતરના કારણવશાત્ કે શ્રાવાન્દિોષવશાત પાટીદારની કોમમા જન્મ લેવા છતા અગાઉ ચોક્કસ બ્રાહ્મણ હશે અને હવે જન્મ લીધો હશે તો કોઈ સરકારી અને ધર્મકર્મપરાયણ બ્રાહ્મણ કુટુબમા જ જન્મ લીધો હશે એમ નિશ્ચયપૂર્વક કહેવુ પડશે સમગ્ર તેમને બ્રહ્મદેવ પ્રત્યે તેટલુ માન અને પૂજ્ય ભાવ હતો

सविद्यो वा अविद्यो वा ब्राह्मणो मामकी तनु ॥

એ ભગવદ્ વાકય પર તેમનો દૃઢ વિશ્વાસ હતો. વડોદરામા મારે ત્યા શ્રી યજ્ઞ નારાયણના દર્શનાર્થે સામાન્ય અગ્નિહોત્ર હોમ પ્રસગે પધાર્યા હતા તે સમયે તેમનો ધર્મ સસ્કાર મૂર્તિમત્ત થયેલો જોવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો

શ્રી મદ્ગુરૂ અને તેમના પત્નિ અને તેમની પ્રજા પ્રત્યે તેમને સપૂર્ણ શ્રદ્ધા હતી તેમની પ્રિતી સપાદન કરવા હમેશા ઉત્સાહ ધરાવતા હોવા છતા શ્રીમાન્ સુરેશ્વરાચાર્યજીના બાળકોના ઉપનયન પ્રસગે ફેનોગ્રાફ વાગતું સાભળીને તેમનાથી બોલાય જવાયુ હતુ કે "આચાર્ય સ્થાનમા અને મારા ગુરુને ત્યા આ પાશ્ચિમાત્ય વિજ્ઞાનનુ પ્રચારક વાદ્ય ન વાગવુ જોઈએ અહીં તો ઘનપાઠી બ્રાહ્મણો દ્વારા થયેલા વેદ મત્રોનો ઘોષ વ્યાપી રહેવો જોઈએ." આ ભાવનાના શબ્દો આ સ્થાનમાં મારી હાજરીમા જ તેઓ પ્રકટપણે બોલ્યા હતા. એ સારી રીતે મને યાદ છે. અને ત્યારબાદ શ્રી સુરેશ્વરાચાર્યજીના અભિષેક પ્રસગે ચારે વેદના સમર્થ વિદ્વાનોને સન્માન પૂર્વક આમંત્રણ આપવાની યોજના મારા દ્વારા જ તેમણે કરાવેલી. ધર્મ

અને વિદ્યા સંપાદન કરવા અવિરત પ્રયત્નશીલ તેઓ રહેતા હતા. ધર્મ મર્યાદાનું સંરક્ષણ કરવું એ તેમના જીવનનું મુખ્ય ધ્યેય હતું. તીવ્ર બુદ્ધિ અને શીઘ્ર કવિત્વશક્તિના ગુણો તેમનામાં પ્રગટપણે વિકાસ પામેલા હતા એ સર્વમાન્ય છે. કુતુહલ પ્રિયતા હોવાથી વિગ્રહના પ્રસંગે કેટલો સમય તટસ્થ રહી તમાસો જોવાની ટેવ હતી, પણ કોઇને દુઃખ કે પીડા થતી જોવા રાજી રહેતા નહી. તેવા પ્રસંગે વિનયથી બાજી સમેટતા અને સત્યની શોધ પાછળ ચિત્ત-વૃત્તિને યોજતા. ઉતાવળા સ્વભાવને લીધે પ્રસંગે સત્ય અભિપ્રાય જણાવનાં-અપ્રિય થવાના સંયોગોમાં મુકાતા પણ હૃદયના ઊંડાણમાં નિખાલસતાને ધારણ કરી શકતા. તેમની સાથેના પત્ર વ્યવહારની ફાઇલ જળવાઇ શકી હોત તો તેમના પોતાના શબ્દોમાં, આથી ઘણું જણાવી શકાત. કેટલાક પ્રસંગોની પણ ચર્ચા થઇ શકત; પણ હવે તો આટલો ટુંકો પરિચય જણાવી સંતોષ માનું છું.

પ્રસિદ્ધ થતા સ્મરણાંજલિ સ્મારક ગ્રંથની આ શુભ પ્રવૃત્તિમાં મહામાયા ભગવતી શ્રી આદ્યશક્તિ સફળતા અને યશ સંપાદન કરો એવી શુભેચ્છા ધરાવું છું.



## સ્વ. સદ્ધર્મપરાયણ શ્રી સંઘવીજી સાથેનો પરિચય

પ્રો નાગરદાસ કા. બ્રાહ્મણિયા એમ. એ એલ. એલ બી.

હું પૂનામા એમ એ નો અભ્યાસ કરતો હતો તે અરસામાં દક્ષિણમા ગુરુવાયુરનુ પવિત્ર ધામ એને ભ્રષ્ટ કરવા અંગેની પ્રવૃત્તિ વિધર્મીઓ તરફથી શરુ થઇ હતી તે પ્રસગે મુમ્બઇના મોટા મન્દિરવાળા નિ લી. ગો. શ્રી ગોકુલનાથજી મહારાજ તેનો વિરોધ કરવા પધારેલા માર્ગમા પૂનામા મુકામ થયેલ તે વખતે એક સનાતનીઓની મોટી સભા થયેલી. તેમા અનેક સનાતની આચાર્યો, વિદ્વાનો, તેમ સ્વ સઘવીજી જેવા ઉત્સાહી કાર્યકરોના વ્યાખ્યાનો થયેલા તે વખતે મે તેમનુ જુસ્સાભર્યું વ્યાખ્યાન પૂનામા સાભળેલુ. તે મારો તેમની સાથે પ્રથમ પ્રત્યક્ષ પરિચય. ત્યાર બાદ પરોક્ષમા એમનુ નામ અને એમનુ કામ તે કાને આવ્યા કરતા હુ એમ એ. નો અભ્યાસ પૂરો કરી અમદાવાદ આવ્યો. ત્યા થોડાક વર્ષ બાદ મારી શ્રી બ્રહ્મચારી વાડી સસ્કૃત પાઠશાળામા પ્રધાનાધ્યાપક તરીકે નિમણુક થઇ. સ્વ. સઘવીજી એ શ્રી બ્રહ્મચારી વાડીના ભૂતપૂર્વ ટ્રસ્ટી આ વાડીના પૂજારી બમ મહાદેવ અને સ્વ સઘવીજી વચ્ચે કાઇ મનમે ઉભો થતા વાત કોર્ટે ગઇ. પરિણામ એ આવ્યુ કે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલ–ગુજરાત વિદ્યાસભા) દ્વારા નિયુક્ત સમિતિને વહીવટ સોપાયો. આ નવી સમિતિના સભ્યો પ્રાય બધા નવા વિચારના એટલે તેમની પ્રવૃત્તિ સ્વ. સઘવીજી જેવા ચુસ્ત સનાતનીને ન રુચે એ સ્વાભાવિક છતા યે—અને મારે આજ વાત પર ધ્યાન દોરવાનુ છે કે—એઓ ચુસ્ત હોવા છતાં યે અધ ન હતા એમના હૃદયમા સાચો ધર્મપ્રેમ હતો અમારી સમિતિના સભ્યો પ્રત્યે તેઓને તેમનો ચાહે તે પ્રકારનો ભાવ હોય છતા અમારા પ્રત્યે તેઓને અત્યન્ત આદર હતો અમે બ્રાહ્મણો, અમે પડિતો, અને અમારી એક પણ પ્રવૃત્તિ સનાતન ધર્મ વિરુદ્ધ નહીં એ કારણે તેઓ અમારા ઉપર બહુ રાજી રહેતા, અને કહેતા કે તમારા જેવાના હાથમા પાઠશાળા પડી છે એટલે મને

જરા ય તે અંગેનો ભય નથી. મારો સ્વભાવ જરા નિવૃત્તિ પર વિશેષ એટલે વિશેષ સમ્પર્કમાં ઓછો આવું છું. છતાં યે સ્વ. સંઘવીજી સાથેના ઓછા પરિચયે પણ તેમના પ્રત્યે મારા અન્તઃકરણમાં અત્યન્ત માનની લાગણી ઊભી કરી છે, તેઓ સદ્ધર્મપરાયણ હતા, તેઓ ઉત્સાહી હતા, તેઓ નીડર હતા, અને સૌથી સુન્દર વાત તો એ છે કે તેઓ સર્વથા નિષ્કપટ હતા. તેમના મનમાં પાપનો લેશ નહીં. જેવું મનમાં એવું મ્હોમાં. **ऊपरकी अच्छी लगे और भीतरकी रामजी जाने**—આવું એમનામાં જરાયે ન મળે.

ઉપરાંત, દયારામભાઈ કવિએ ગાયું છે કે—

તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો
તારા સંગનો રંગ ન લાગે ત્યાંહાં લગી તું કાચો.

આ ઉક્તિ અનુસાર સાચો સનાતની એ કે જે બીજાનાં હૃદયમાં સનાતન ધર્મનો રંગ લગાડે. સ્વ. સંઘવીજી આ અર્થમાંયે સાચા સનાતની હતા. એક વિપ્ર યુવક માર્કંડરાય ચુનીલાલ રાવલના હૃદયમાં સનાતન ધર્મ પ્રત્યેનો રંગ સ્વ. સંઘવીજીએ લગાડેલો. આજે પોતે બ્રાહ્મણ હોવા છતાયે સ્વ. સંઘવીજીને પોતાના ગુરુ તરીકે માને છે. એટલું જ નહીં, પરંતુ બ્રાહ્મણ બાલકો કેમ સન્ધ્યાવન્દનાદિ કરતાં થાય તેને માટે પોતે એકલે હાથે તન, મન, અને ધનનો ભોગ આપી અથાગ પરિશ્રમ ઉઠાવી રહેલ છે. મારા હૃદયમાં સ્વ. સંઘવીજી પ્રત્યે ઘણાં જ માનની લાગણી જાગે છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો અને તેની મુરાદો પાર પાડો.

★

# સાક્ષરશ્રી શ્રીમાન નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનાં સંસ્મરણો

### શીઘ્રકવિ નર્મદાશંકર ગણપતરામ ઠાકર

મને ૧૯૦૮ એટલે આજથી આશરે પીસ્તાલીશેક વર્ષથી સદ્‌ગત સાક્ષરશ્રી શ્રીમાન્ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીને હું પરોક્ષભાવે પીછાનતો થયો. મને ૧૯૦૮માં જૂનાગઢમાં બહાદુરખાનજી હાઇસ્કૂલમાં મેટ્રિક કલાસમાં સદ્‌ગત્ સાક્ષરોત્તમ શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, હાઇસ્કૂલના મુખ્ય અધ્યાપકના હાથ નીચે હું વિદ્યાભ્યાસ કરતો હતો તે વખતે અમારી હાઇસ્કુલની લાયબ્રેરીમાં "મહાકાળ," "પ્રાતઃકાળ," "ધર્મધ્વજ" અને "યમદંડ" એ ચાર માસિકો આવતાં અને તેમાં ચમકતા લેખોમાં સદ્‌ગત્ સંઘવીજીના પણ જ્ઞાનસાધન આધ્યાત્મિક રસઝરપૂર લેખો આવતા મને તે વખતથી તેમના તરફ સ્વાભાવિક સદ્‌ભાવ જન્મેલો.

સદ્‌ગત્ છોટાલાલ માસ્તર, શ્રીમાન્ કણિયાજી, સદ્‌ગત્ સંઘવીજી સદ્‌ગત્ શ્રી. કૌશિકરામજી વગેરે શ્રી શ્રેયસ્સાધક અધિકારી" વર્ગના સાધકોની સંસ્કારી કલમથી તે જમાનામાં ગુર્જરગીરા વિભૂષિત થએલી હતી અને સંસ્કારી આત્માઓના સુસંસ્કારોને પોષણ આપી પ્રફુલ્લિત કરતી હતી. આ રીતે અક્ષર દેહે તે વખતથી શ્રી સંઘવીજીને મેં પીછાન્યા, મહાગુજરાત ક્ષેત્રે તે જમાનામાં એ સંતો આધ્યાત્મિક સ્થંભો સમાન દીપતા હતા. શ્રદ્ધાળુ અને આત્મોન્નતિ ઉપાસકો તે બન્નેની શરણાગતિ સ્વીકારી વ્યવહાર પરમાર્થને ઉજાળી રહ્યા હતા. સદ્‌ગુરુ નામને ધન્ય કરતા એ ગુરુવર્યો ગુર્જર દેશે આત્મજ્ઞાનની અમર સંજીવિનીનું સેવન કરાવી રહ્યા હતા.

આ હતા ગિરિ ગિરનારની તળેટીમાં આવેલ પરમાનંદનાં ધામસમા" આનંદાશ્રમ-બિલખા"માં બિરાજતા મારા પરમપૂજ્ય ગુરુદેવ શ્રીમન્નથુરામ શર્માજી, અને બીજા હતા ભૂતડીને ઝાંપે" શ્રી શ્રેયસ્સાધક આશ્રમમાં બિરાજતા વડોદરાવાસી પરમપૂજ્ય સદ્‌ગુરુ

મનુષ્યો પણ મોટા કવિમન્યો કરતાં સુંદર અને વધારે સારા કવિતા કાવ્ય પદ લખી શકયા છે. અને આજે પણ લખી શકે છે.

સંઘવીજી કેવા શીઘ્ર કવિ હતા. તેનો એક જ દૃષ્ટાંત આપું છું. જેમ એક પ્રસંગે કોઇએ તેમને અમુક વિષય ઉપર કવિતા લખવાનું કહ્યું. તો તેમણે કહ્યું કે તમારે સંસ્કૃત, ગુજરાતી હીંદી, માગધી કે અંગ્રેજી કઈ ભાષામાં જોઇએ છે. તે તથા શાર્દૂલ વિક્રિડિત, શિખરિણી, વસંત તિલકા કે કયા વૃત્તમાં જોઈએ છીએ તે કહો અને કાગળ પેનસીલ લઇને લખવા માંડો. તેમણે તરત જ તેજ વખતે પેલા ભાઇની ઇચ્છા પ્રમાણેના વિષય ઉપર સુંદર કવિતા લખાવી હતી. અને તે અપૂર્વ ભાવ તથા અપૂર્વ કાવ્ય ચમત્કૃતિવાળી હતી. આવી તો તેમની શીઘ્ર કાવ્ય કરવાની અદ્‌ભૂત શકિત હતી.

## સંઘવીજીનું ગુરુ મહિમ્નઃ

પોતાનો સંસ્કૃત ભાષા ઉપર કેટલો કાબુ હતો અને પોતે સંસ્કૃત ભાષાના કેટલા અસાધારણ વિદ્વાન્ હતા. તેમણે રચેલા ગુરુ મહિમ્ન નામના સંસ્કૃત પુસ્તક ઉપરથી સહજ જણાઇ આવે છે. આ ગુરુ મહિમ્નના એકે એક શ્લોક કાવ્ય ચમત્કૃતિવાળા, અને અપૂર્વ વિદ્વત્તાભર્યો તથા અપૂર્વ શ્રદ્ધાભક્તિયુકત છતાં તે અત્યંત સરળ છે. આ પુસ્તક વડે તેમની કીર્તી ઘણો દીર્ઘકાળ આ ભૂમિ ઉપર રહેશે. એ નિઃસંશય છે. કોઇ પણ ગુરુ ભકિતવાનને આ મહિમ્ન પરમ આનંદ આપનાર છે. સમર્થ–વિદ્વાન્ છતાં કોઈ બ્રાહ્મણ પણ ન લખી શકે તેવું પોતે પાટીદાર છતાં સંસ્કૃતમાં તેમણે આ ગુરુ માહિમ્ન લખ્યું છે. તે તેમની કેટલી મહાન્ યોગ્યતા હતી તે સ્પષ્ટ કહે છે. પોતાના ગુરુ વિષે પોતાનો કેવો અપૂર્વ ભાવ હતો તે આ પુસ્તક સ્પષ્ટ કહે છે.

## સંઘવીજીનો ગૃહસ્થાશ્રમ

ભગવાન્ નૃસિંહાચાર્યજીના જે જે અનુયાયી થયા છે, તે સર્વનો ગૃહસ્થાશ્રમ આદર્શ હતો. કલેશ જેવું તેમના જીવનમાં

જોવામાં આવ્યું નથી. માતા પિતા પ્રતિ પૂજ્યભાવ રાખી તે તેમની સેવા કરતા હતા. તે પોતાનો ધર્મ બહુ જ રીતે બજાવતા અને તેમનું ચરિત્ર ઘણું ઉચ્ચ તથા અનુકરણીય હતું. શ્રીમાન્ માસ્તર સાહેબ, શ્રીમાન્ નર્મદાશંકરભાઈ, શ્રીમાન્ કણીયાજી, શ્રીમાન્ કૌશિકરામભાઈ, શ્રીમાન્ હરિદત્ત શાસ્ત્રી, શ્રીમાન્ ઇશ્વરભાઈ, શ્રીમાન્ નગીનભાઈ મહેતા, શ્રીમાન્ નારણભાઇ સાહેબ, વગેરે વગેરે અનેક પુરૂષો થઇ ગયા છે. જેમનાં જીવન પૂર્ણ આદર્શ અને અત્યંત ઉચ્ચ કોટિનાં હતાં, તેવા જીવનવાળા પુરૂષો બીજી સંસ્થામાં મળવા દુર્લભ છે. સંઘવીજીનો ગૃહસ્થાશ્રમ પૂર્ણ સુખમય હતો અને હમેશાં એ દંપતી આનંદમાં રહેતાં.

## સંઘવીજીની ક્ષત્રિયતા

પોતે પોતાને ક્ષત્રિય માનતા, અને તેમના જીવનમા પણ ક્ષત્રિયપણું દેખાતું હતું. એકલા બોલવાનો જ નહિ પણ પ્રસંગે પ્રાણ અર્પણ કરવા પડે તો તે શૂરવીરતાથી અર્પણ કરવાને તત્પર હતા. એવા તે સાચા ક્ષત્રિય વીર હતા. તેમણે ઇડર સ્ટેટમાં પોલિસ કમીશ્નર તરીકે કામ કર્યું હતુ. અને તે બહુ યશસ્વી રીતે કર્યું હતુ.

## સંઘવીજીનો સનાતન ધર્મપ્રતિ અસાધારણ પ્રેમ

સનાતન ધર્મ પ્રતિ તેમના જેવો પ્રેમ હતો તેવો પ્રેમ કોઈનામાં જોવામા આવ્યો નથી. તે સનાતન ધર્મની રક્ષા માટે પોતાનાથી બનતું સર્વ કરતા તેમણે ધર્મને માટે જેટલો ભોગ આપ્યો છે, તેટલો ભાગ્યે બીજા કોઇએ આપ્યો હશે. તે ભાષણ કરવા ઉભા થાય ત્યારે સુધારાવાળા ગમે તેટલા વ્યવહારમાં મોટા મનાતા હોય પણ તેમની તે દરકાર જરા પણ ન રાખતા. સ્પષ્ટ બોલતા. લખવામાં પણ આમ જ હતું. તે કોઇની પણ આ બાબત શરમ ન રાખતા કે કોઇથી તે અંજવાતા નહિ. સુધારાવાળા તેમનાથી ખુબ ડરતા; અને જ્યાં સુધી તે જીવ્યા ત્યાં સુધી તેમને તેમનો ભય રહ્યો

હતો એટલા તો સારા વિદ્વાન્ હતા. તેમની સાથે કોઈ વાદવિવાદ કરતા ત્યારે તેમની વિદ્વત્તા કેટલી છે તે સમજાતું. તેમની વિદ્વત્તા એકદેશીય નહતી પણ સર્વદેશીય હતી, અર્થાત્ પૂર્ણ વિદ્વાન હતા. તેમણે કેટલાક પુસ્તકો લખેલાં છે. જે ઉપરથી તથા તેમણે મહાકાલ તથા ધર્મમંગળામાં ઘણા વિદ્વતાભર્યા લેખો લખ્યા છે, જે ઉપરથી તેમની વિદ્વત્તા કેટલા વિશેષ હતી તે સ્પષ્ટ થાય છે.

## સંઘવીજીની ગુરુભક્તિ

વડોદરામાં થઇ ગયેલા ભગવાન્ **શ્રી નૃસિંહાચાર્યજી** તેમના ગુરુ હતા. આ મહા સમર્થ ગુરુ તેમને મળવાથી સોનું અને સુગંધ મળવા જેવું થયું હતું. તેમની જેવી ગુરુભક્તિ હતી, તેમ તેવી ગુરુભક્તિ કોઇનામાં જોવામાં આવી નથી. **यस्य देवे पराभक्ति यथा देवे तथा गुरौ तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मन.** જેની જેવી ભક્તિ ઇશ્વરમાં હોય છે. તેવી ભક્તિ ગુરુમાં હોય છે તો તેને વેદશાસ્ત્રમાં રહેલા અર્થોનો યથાવત્ પ્રકાશ થાય છે. તે પ્રમાણે તેમની ગુરુભક્તિ અપૂર્વ હોવાથી તેમને વેદશાસ્ત્રોના મર્મો સહજ સ્પષ્ટ થતા. ભગવાન્ રામકૃષ્ણ પરમહંસ કહે છે કે જેની ગુરુ વિષે જેટલી શ્રદ્ધા ભક્તિ હોય છે તેટલો તેને લાભ થાય છે. તેમની સાથેની વાતચિતમાં તેમની પોતાના ગુરુ વિષે કેટલી અપૂર્વ ભક્તિ છે, તે સમજાઈ જતું. પૂજ્ય શ્રીમાન્ **માસ્તર સાહેબની** ગુરુભક્તિ ઓછી ન હતી. પરંતુ તેમની **અમેરીકાના ડી. ડી. બ્રાયન્ટ** વિષે ગુરુ બુદ્ધિ જોઇને **તેમની** સાથેનો તથા વર્ગ સાથેનો સબંધ છોડી દેવાં તેમને સંકોચ થયો ન હતો. પોતાના ગુરુ સુસમર્થ હોવાથી તેમનો ભક્તિથી શિષ્યને જે જોઇએ તે મળી શકે તેમ છે તો અમેરીકાના કોઈ પુરુષ વિષે ગુરુબુદ્ધિ કરવાની શી જરૂર છે, એમ કહીને વર્ગથી થોડા સમય દૂર રહ્યા હતા. આ અમેરીકાના ડી. ડી. બ્રાયન્ટથી નથી તો **માસ્તર સાહેબને** કંઇ લાભ થયો, કે નથી તો વર્ગને કંઇ લાભ થયો. પરંતુ ઊલટું વર્ગના પાંચ સાત લાખ

રપિયાનું પાણી થઇ વર્ગની અપ્રતીષ્ઠા થઇ હતી, અને સંઘવીજીનું કહેવું યોગ્ય ઠર્યું હતું.

પોતે જ્યારે જ્યારે ભાષણ કરવા ઉભા થતા ત્યારે ત્યારે મંગલાચરણમાં ગુરુ સ્તુતિના નવા નવા શ્લોક જ જે તે વખતે તરત જ બનાવીને બોલતાં એ તેમનો પોતાના ગુરુ વિષે કેવો ભાવ છે, તથા પોતે કેવા શીઘ્ર કવિ છે, તે દર્શાવી આપતું.

## સંઘવીજી એક ઉત્તમ શીઘ્રકવિ

આજે ઘણા મનુષ્યો કવિ અને કવિઓમાં ઉત્તમ અને કવિ સમ્રાટ ગણાય છે, પણ શોચનીય છે કે તેમને પીંગળનું પણ ભાન હોતું નથી. ને એક કવિતા આખો દિવસ મહેનત કરીને લખે છે. અને પોતે જ પોતાની કવિતા ગાઇ સંભળાવીને પોતાની સ્તુતિ પોતે જ કરે છે. ઘણા તો જેને અંગ્રેજીમાં પ્રોસાઇક પોએસ ગદ્યાત્મક પદ્ય કહે છે તેમ નહિ પદ્ય કે નહિ ગદ્ય તેવી કવિતા લખીને પોતાને કવિ કહેવરાવે છે. જે મોટા કવિઓમાં ગણાઇ ગયા છે. તેમની ચાર જણની એક ટોળી હતી, અને એકબીજાની કવિતાના વખાણ કરી બીજો ત્રીજાની કવિતાના વખાણ કરી અને એમ પરસ્પર એકબીજાની સ્તુતિ કરીને કવિમાં ગણાયા છે. આવા કવિ મિત્રોને નથી તો સંસ્કૃતનું જ્ઞાન, કે નથી તો કાવ્યનું જ્ઞાન. છતાં તેમની મોટા કવિમાં ગણત્રી થઇ છે એ સાક્ષાત આશ્ચર્ય નથી!

શ્રીમાન્ ઉપેન્દ્રાચાર્યજી જે ભગવાન નૃસિંહાચાર્યજીના જ્યેષ્ઠ પુત્ર થતા હતા તેમણે વિવિધ પ્રકારનાં કાવ્યો અને પદો એટલા તો સુંદર રચ્યાં છે કે તેનો કોઇ સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરનાર હોય તો તે બીજા ગુજરાતના ટાગોર ગણાય! પણ તેમનાં બણગાં ફુંકનાર કોઇ નહિ તેથી અને તેમના સમયના કવિઓએ પોતાની જ કૃતિને આગળ કરી આ વર્ગના સાહિત્યની જાણી જોઇને ઉપેક્ષા કરેલી છે; કે જાણે આ વર્ગનું સાહિત્ય કંઇ જ નથી! પરંતુ તે અને બીજા જાણતા નથી. કે વર્ગના મુખ્ય પુરુષો તો શું, પણ ઘણા બીજા

એ પોતે ગમે તો હિંદુ વિદ્વાન હોય પણ ધર્મ પર શ્રદ્ધા વિનાનો અથવા તો ધર્મ વિરુદ્ધ વર્તન કરનાર હોય તો તેને માટે તેમને લેશ પણ આદર નહોતો.

સન ૧૯૦૦માં ભદ્રંભદ્રનો ગ્રંથ જ્યારે સર રમણભાઈએ બહાર પાડયો ત્યારે હિંદુ ધર્મની અને હિંદુ ધર્મની રૂઢીઓ અને રિવાજોની તેમાં જે રીતે ઠેકડી કરવામાં આવી હતી અને તેને હાસ્યાસ્પદ સ્વરૂપમાં મૂકવામાં આવ્યો હતો તેથી તેની લાગણી અતિશય દુખાઇ હતી અને તે પુસ્તકના જવાબમાં ભદ્રંભદ્રનો ભોમિયો નામનું પુસ્તક બહાર પાડયું હતુ.

હિંદુ મંદિર પ્રવેશ બીલ થયું ત્યારે પણ તેમણે સખત વિરોધ કર્યો હતો અને શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજ મુંબઈવાળાને સારો સાથ આપ્યો હતો.

મહાત્મા ગાંધી જેવા પણ જ્યારે આપણા હિંદુ ધર્મની વિરુદ્ધની વાતો કરતા અને હિંદુધર્મવાળાઓની લાગણી કેટલી દુખાય છે તેનો ખ્યાલ નહીં કરતા ત્યારે આપ તેમની વિરુદ્ધ પણ પોતાના વિચારો વ્યકત કરતા.

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સભા તરફથી છોકરાઓ અને છોકરીઓને ધાર્મિક શિક્ષણ આપવા સારૂ બંદોબસ્ત થયો હતો. તેનો વાર્ષિક મેળાવડો થયો હતો. તેમાં પોતે હાજરી આપી હતી અને તેમના ધાર્મિક શિક્ષણથી પોતે આનંદ વ્યક્ત કર્યો હતો અને એટલી સૂચના આપી હતી કે સંસ્થાએ પોતાને મળતા દ્રવ્યનો પ્રામાણિકપણે વ્યય કરવો અને હીસાબ રાખવો અને તે હિસાબ પ્રગટ કરવો.

પોતે પકકા હિંદુ સનાતન ધર્મને માનનારા હતા એટલે કોઈ પણ હિંદુ સંપ્રદાયની સભા હોય તેમાં હાજરી આપતા અને આપણા સનાતન હિંદુ ધર્મનું કેવી રીતે રક્ષણ થાય તેનો અહર્નિશ વિચાર કરતા. હિંદુધર્મવાળાની રહેણી કરણી ઉત્તમ છે તેવું એ પોતે દૃઢ રીતે માનતા. હિંદુધર્મ એ હિંદુ સમાજનો પ્રાણ છે. માટે તેની રક્ષા દરેક હિંદુએ કરવી જોઇએ એમ પણ કહેતા હતા.

★

## શ્રીમાન્ નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવી

લેખકઃ પંડિતજી જગન્નાથ તંત્રીઃ પ્રાતઃકાલ તથા આત્મોદ્ધાર

### બ્રાહ્મણોને શરમાવે એવું સંઘવીજીનું જીવન

પોતે પાટીદાર છતાં યજ્ઞોપવિત ધારણ કરતા અને નિત્ય આગ્રહથી ત્રિકાલ સંધ્યા કરતા. તેમના જીવનમાં સંધ્યા કોઇ પણ દિવસ પડી હોય તેમ જોવામાં આવતુ નથી. તેમના આચાર વિચાર ઘણા જ પવિત્ર હતા. તેમણે સંધ્યાનું એક નાનું સરખું પુસ્તક પણ લખ્યું છે એમ જાણવામાં છે. તેમને સંધ્યા કરતા જુવો તો બ્રાહ્મણ જ છે એમ લાગે, પરંતુ તે પાટીદાર છે એમ અજાણ્યા માણસને કલ્પના પણ ન આવે. ગુરુદ્વારે કે પોતાને ઘેર દર વર્ષે તે બળેવને દિવસે યજ્ઞોપવિત વિધિપૂર્વક બદલતા. આચાર વિચારમાં તે એક પવિત્ર બ્રાહ્મણ જેવા હતા છતાં તેમણે કોઇ દિવસ પોતે બ્રાહ્મણ છે અથવા બ્રાહ્મણથી અધિક છે એમ કહ્યું નથી. પણ હંમેશાં પોતે બ્રાહ્મણના દાસ છે એમ કહેતા, અને બ્રાહ્મણો પ્રતિ પોતે ઘણી માનબુદ્ધિથી જોતા. પોતે ગુણમાં યથાર્થ બ્રાહ્મણ જેવા હતા છતાં કોઇ પણ દિવસ તેમણે બ્રાહ્મણોની સાથે જમવાની ઇચ્છા, કે વૃત્તિ કદી કરી નથી. પણ પોતે પોતાને ક્ષત્રિય માનતા અને વર્ણાશ્રમનું પાલન યથા વિધિ કરતા તથા તેનું પાલન સર્વત્ર આ દેશમાં થાય એમ તે ઇચ્છતા. વર્ણાશ્રમને માટે તેમનો ઘણો આગ્રહ હતો.

### સંઘવીજીની વિદ્વત્તા

તે માત્ર શીઘ્ર કવિ ન હતા પણ ઘણા ઉદાર વિદ્વાન્ હતા. ન્યાય, મીમાંસા, વેદાંત, યોગ વગેરેનું તેમને ઘણુ સારૂં જ્ઞાન હતું. તેમની બુદ્ધિ અત્યંત તેજસ્વી હતી. તે ગુરુકૃપાથી ગહનમાં ગહન શાસ્ત્રોના વિષયને સહજમાં સમજી શકતા. તે ભાષણ કરવા ઉભા થાય ત્યારે તેમની વિદ્વત્તા કેટલી છે તે લોકોને સમજાતિ. એક પ્રસંગે તે **કાશી** ગયા હતા. ત્યાં તેમણે સંસ્કૃતમાં ત્યાંના વિદ્વાનો સમક્ષ ભાષણ આપ્યું હતું જેથી પ્રસન્ન થઇને તેમણે તેમને ઇલકાબ આપ્યો

સાથે જાય છે" તેમ તેમની બાબતમાં પણ બન્યું તો પણ "કડવી વાણી પણ સત્યને ખાતર જ છે" તે વાત જાણનારા જાણતા હતા.

કેટલાંક વિદ્વાનોનાં તેમજ ધાર્મિક ટ્રસ્ટો તેમના હાથમાં હતાં. ઘણા વિદ્યાર્થીઓ, સાધુ સંતો, વિદ્વાનો ભક્તો અને સ્વદેશ સેવકોને પોતે યથાશક્તિ તન, મન, ધનથી ગુપ્ત તેમજ જાહેર મદદ કરતા. હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિના તો તેઓ એકલા જ અમદાવાદમાં આધાર સ્થંભ હતા. એક વખત એવો પણ હતો કે જ્યાં જ્યાં સંઘવીજી-ત્યાં ત્યાં જનતા.

"यदीयसौ केवलमीश्वरेच्छा" "ઇશ્વરની ઇચ્છા જ કેવળ બળવાન છે." એ ન્યાયે સંઘવીજીએ પરમકૃપાળુ પરમાત્માએ તેમની મારફત કરાવવા ધારેલું કામ તે જમાનાને અનુરૂપ પૂર્ણ પ્રેમથી કર્યું છે. આ રીતે મહાગુજરાતની વિધવિધ સેવાઓમાં તેમનો ફાળો અમૂલ્ય અને અપૂર્વ છે.

"Men may come and men may go But ever green is the good they sow."

"માણસો આવે છે ને જાય છે પરન્તુ તેઓ જે જે સારૂં કરી જાય છે તે તો હમેશાં તાજું જ રહે છે.

મહાગુજરાતના આવા એક લાડિલા સ્વદેશ સેવક, નિડર વીર, તેજસ્વી સાક્ષર, લેખક અને કવિ તન મન ધનથી દેશની અને સંસ્કૃતિની મહિષ સેવા કરનાર, સુવક સ્વાશ્રયી અને સનાતન ધર્મના પરમ ઉપાસક આપણા વચ્ચેથી આજે વર્ષોથી અદૃશ્ય થયા છે છતાં તેમનાં સત્કાર્યોથી તેઓને જ્યારે સંભારો ત્યારે મૂર્તિમંત બની આપણને સ્વકર્મનો સદેશ આપ્યા જ કરે છે.

ધન્ય તે નામ ! ધન્ય તે કામ !! ધન્ય તે સેવામય જીવન !!!

✻

# સદ્‌ગત ધર્મવીર નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી

પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ

આ હિંદુ ધર્મવીરને હું નાનપણથી ઓળખતો, કારણ કે જ્યાં જ્યાં હિન્દુ ધર્મ પર કોઈ પણ વ્યાખ્યાન હોય તો તેમની હાજરી હોય જ. હું જ્યારે અભ્યાસ કરતો હતો અને જ્યારે હું વ્યાખ્યાનો સાંભળવા જતો ત્યારે પોતે વિદ્યાર્થીઓને ઉદ્દેશીને ખાસ કહેતા કે તમે અંગ્રેજી વિદ્યા ભણજો, પણ હિંદુ ધર્મ પાળવામાં શિથિલ થશો નહીં, તમારી ધાર્મિક વૃત્તિઓ છોડી દેશો નહીં. તમારા વિશ્વવન્દ્ય હિંદુ ધર્મને તમે આદર આપજો. તમારા ધર્મ ગુરુઓને, આચાર્યોને, સન્યાસીઓને જેઓ હિંદુ ધર્મનું રક્ષણ કરે છે, હિન્દુ ધર્મનું જ્ઞાન આપે છે અને તેનો પ્રચાર કરે છે તેમના પ્રતિ તમારી અડગ શ્રદ્ધા રાખજો. વિધર્મીઓના હિંદુ ધર્મ વિરોધી પ્રચારથી ભ્રમિત થશો નહિ અને તેમના મિથ્યા બકવાદથી અને પ્રલોભનોથી ફસાશો નહિ

એક વખત એમના સહાધ્યાયી જેઓ મોટી પદવીને પામ્યા હતા અને પ્રખર સંસ્કૃતના વિદ્વાન હતા તે કહેતા કે અમારા સમયમાં સંસ્કૃતમાં શ્લોકો રચવાના પણ પ્રશ્નો પૂછાતા અને નગીનદાસભાઈ સંસ્કૃતના શ્લોકો રચીને પ્રશ્નના ઉત્તર આપતા

તેઓ પોતે શીઘ્ર કવિ હતા તેનો એક દાખલો મારા અનુભવનો કહું છું અમારી જ્ઞાતિની કુળદેવી મહાલક્ષ્મી માતા છે અને ભાદરવા વદ ૮ ને દિવસે અમારો મેળાવડો થાય છે તેને મહાલક્ષ્મી માતાના ગરબા તૈયાર કરાવવા મારા ભાઈ તેમની પાસે ગયા અને કહ્યું કે બે ત્રણ દિવસ પછી અમે આવતા આવીશું આમ અમને બે ત્રણ ગરબા તૈયાર કરી આપશો તેમણે તો કહ્યું કે " તમે બેસો અને હું તમને હમણાં જ લખાવું છું " પોતે તરત જ મારા ભાઈને ત્રણ ગરબા રચી આપ્યા અને મારા ભાઈએ લખી લીધા.

એટલું બધું જ પરાધિનતાનું પોષક છે તે મહાસત્યનો તેમણે પચ્ચાસ વર્ષ પહેલાં ઉચ્ચારેલું; એટલું જ નહીં પણ તે સત્યના પરમ ઉપાસક તરીકે અને સ્વદેશ, સ્વદેશી અને સ્વસંસ્કૃતિના સાચા પક્ષપાતી તરીકે મહા ગુજરાતની અક્રિય સેવા બજાવી ગયા છે.

પ્રાતઃસ્મરણીય તીલક મહારાજ અને ગોખલેજીના જમાનાના મહાગુજરાતના સ્વદેશ સેવકોમાંના એક અગ્રણી તરીકે સંઘવીજી ગણાતા. સ્વરાજ્ય અને સ્વદેશની ભાવનાથી તેમનું જીવન છલો છલ ભરેલું હતુ. અને જીવનનો મુખ્યધર્મ તે ભાવનાને પોષણ આપવાનો સ્વીકાર્યો હતો.

તે જમાનાની સ્વદેશી, સ્વરાજ્ય સંસ્કૃતિ કે સ્વધર્મ ગાટેની કોઈ પણ સભામા મરહૂમ સંઘવીજી મોખરેજ હોય. પોતાની તેજસ્વી વાણીથી ઘણાખરા પોતે સભાજીનતુ બિરુદ મેળવી જતા. કોઇ પણ સભામા સંઘવીજી બોલવા ઉભા થવાની સાથે જ તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામા આવતા. આ તેમના જાહેર જીવનમાં તેમના તરફના પ્રજાના પૂજ્યભાવનુ ન ભૂનાય તેવુ સત્ય છે.

સરકાર, અમલદાર કે કોઈ પણ મોટા ચમરબંધીનો પણ પરવા કર્યા વગર કડવુ પણ નમ્ર સત્ય ભરસભામા ઉચ્ચારતા તે ડરતા નહીં. નિડરતાથી વિરોધીઓની પણ ભર સભામા પોતાના વાણીરૂપી બાણથી હાજરી લઇ નાખતા; પરંતુ "કોયા ભગતની એ કડવી વાણી" કવીનાહનની કડવી ગોળી સમાન હતી. પરદેશી શાસનને પંપાળનાર અને પરદેશીના મોહમા પોતે પડી બીજાને પાડનાર આગેવાનો તેમના તરફ મો મચકોડતા એટલું જ નહીં પણ ઘણીવાર ખુલ્લી દુશ્મનાવટ દાખવતા; છતા પણ સંઘવીજી તો તેવાને તેવા જ કડક, અણનમ અને નિડર છેવટ સુધી રહ્યા

મને ૧૯૧૦ ની સાલથી અમદાવાદ આવ્યો ત્યારથી અપરોક્ષ રીતે સંઘવીજીને હું ઓળખતો થયો. તેમની સ્વદેશ ભાવના, તેમની સાંસ્કૃતિક ઉપાસના અને તેમની સ્વધર્મનિષ્ઠાએ મારા મન પર સુંદર અસર કરી છે. સને ૧૯૧૪-૧૫માં સાંકડીશેરીમાં આશાપુરી

માતા મામે શ્રી હઝરતના મેડા ઉપર હું મારો "નાઇટ સ્કુલ" ચલાવતો તે વખતે એક રાતના નવ વાગે સંઘવીજી મારી શાળામા અચાનક આવી ચઢયા મેડા ઉપર શાળા હતી. ઉપર ચઢતા જ તેઓ બે હાથ જોડી નમન કરવા લાગ્યા હું દોડીને તેમને ભેટવા જતા તેમણે મને બાથમા લઇ લીધો અને બોલ્યા "તમારા જેવા બ્રાહ્મણથી જ આ દેશ શોભે છે. તમો રાતના વખતે પણ આટલુ સુન્દર વિદ્યાદાન આપો છો તે જોઈ તમને ધન્યવાદ આપુ છું. સાચા બ્રાહ્મણના જોડા હું તો મારે માથે મુકી ફરૂ એવુ મન થઇ જાય છે." આ શબ્દો બરોબર તેમના મને અત્યારે પણ યાદ છે આ હતી તેમની બ્રાહ્મણ તરફના આદર અને ઉચ્ચ કોટિની ધર્મ ભાવના

લેઉઆ પાટીદાર કોમમા જન્મ્યા છતા સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના આશ્રમથી એક સાચાબ્રાહ્મણને પણ શરમાવે તેવુ પવિત્ર અને વૈદિક સનાતની તેમનુ જીવન હતુ. ત્રિકાલસંધ્યા, વૈશ્વદેવ, દેવાર્ચન, જપ, તપ, પૂજન, સ્વાધ્યાય, ધ્યાન, ભજન વગેરે અનેક સુસંસ્કારમય જીવન સંભારથી તેમનુ આખુ જીવન નિત્ય નૈમિત્તિક કર્મથી ભરપૂર ભરેલુ હતુ, અને તે વખતના શિષ્ટ પ્રજામા પ્રાણ પૂરેતુ.

સ્વદેશીની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાને જે જમાનામા લાખો ટન ખાંડ પરદેશથી આવતી તે જમાનામા પોતે એક સાહસ કરીને આણંદમા સ્વદેશી ખાંડનુ એક કારખાનુ નુકશાન વેઠીને પણ કરેલુ અને પ્રાય ગુજરાતમા એ પહેલુ જ સ્વદેશી ખાંડનુ કારખાનુ હતુ

સ્વરાજ્ય, સંસ્કૃતિ, સ્વદેશી અને સ્વધર્મના પોતાના વિચારોના પ્રતિબિંબ રૂપે પોતે અનેક સદ્‌ગ્રન્થોની રચના કરી છપાવેલા છે ગદ્ય અને પદ્ય ઉભયમા તેમની તેજસ્વીની કલમથી લખાએલા તે ગ્રન્થો સાક્ષરોની અમર ગ્રન્થાવલીમા દીપી રહ્યા છે હૃદયના નિખાલસ છતા રાજસ પ્રકૃતિ પૂર્ણ જરા તીખી વાણી નહોત તો સંઘવીજી તે વખતના ઘણાએ વિદ્વાનોથી વિખૂટા પડત નહીં. "પ્રાણને પ્રકૃતિ

શ્રીમન્નૃસિંહાચાર્યજી, ગુણવંતી ગુજરાતને સ્વનામ ધન્ય બનાવનાર આ બન્ને સદ્‌ગુરુદેવ પોતાની ધર્મ અને સંસ્કૃતિ પોષક શૈલીમાં અનેક બોધ ઉપદેશામૃત પૂર્ણ વ્યાખ્યાનો અને વિવિધ પ્રકારના પ્રકાશનો દ્વારા વિશેષતઃ શિષ્ય સમુદાયનું અને સામાન્યતઃ સમગ્ર ગુજરાતની પ્રજાનું પરમ કલ્યાણ સાધી રહ્યા હતા.

તે જમાનાના પીઢ સાધક, પરમ વિદ્વાન્ અને સનાતન ધર્મના ચુસ્ત પ્રેરક તે સદ્‌ગત શ્રીમાન્ નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી

કેટલાક વરસ દરબારી નોકરી કરી છતાં ખાસી લગભગ અડધી સદી ઉપરાંત મહાગુજરાતની ભિન્ન ભિન્ન રૂપે સેવા બજાવનાર તે વખતની વિરલ વ્યક્તિઓ પૈકીના શ્રી. સંઘવીજીને આજે માંડ એ મહાગુજરાત સારી રીતે પીછાને છે. ઘણાએ વિદ્વાનો અસ્ત પામી ભૂંસાઇ ગયા–ઘણાએ સેવકો ઉગી આથમી ગયા, ઘણાએ વક્તાઓનાં ભાષણો ભૂંસાઇ ગયાં પરન્તુ શ્રી. સંઘવીજીનું વ્યક્તિત્વ સનાતન ધર્મીજનોમાં પ્રાણ અને સુસંસ્કાર વાવતું જનસમુદાયના દિલમાં હજુ સુધી તાજું જ છે.

અંગ્રેજી હાપટીપની ઘેલછામાં તમામ પ્રકારે પરદેશી રીત-રીવાજોનું આંધળું અનુકરણ કરી અંધ બનતી જતી સુધારાના ચસકાવાળી પ્રજા સામે સ્વદેશી વસ્તુઓ અને સ્વદેશી રીતરસ્મ, સ્વદેશી રહેણી કહેણી અને સ્વદેશી સંસ્કૃતિની મશાલ સળગાવી એ અંધકારને દૂર કરનાર ગુજરાતના ગૌરવવંતા પ્રથમ મશાલચી શ્રી. સંઘવીજી હતા.

સનાતન સંસ્કૃતિ અને પરદેશી ફેશન એ બે વિભાગમાં પ્રજા વહેંચાતી જતી તે વખતે સંઘવીજીએ અનેક લેખો, અનેક વ્યાખ્યાનો અને અનેક પ્રકારની કલ્યાણકારી હિલચાલોથી મહા ગુજરાતનો સ્વરાજ્યનો જુસ્સો, સ્વદેશી ભાવના અને સાંસ્કૃતિક ધર્મભાવનાને જાગૃત રાખવાનું પરમ પુણ્ય પ્રાપ્ત કર્યું છે. સ્વદેશને પ્રતિકૂળ વાતાવરણમાં પડતાં બચાવવાને તેઓ ઘણું ઘણું કરી ગયા છે. આપણું અસલ તેજ કલ્યાણકારી અને સાચું છે, અને પરદેશી

મનુષ્યો પણ મોટા કવિમન્યો કરતાં સુંદર અને વધારે સારા કવિતા કાવ્ય પદ લખી શકયા છે. અને આજે પણ લખી શકે છે.

સંઘવીજી કેવા શીઘ્ર કવિ હતા. તેનો એક જ દષ્ટાંત આપું છું. જેમ એક પ્રસંગે કોઇએ તેમને અમુક વિષય ઉપર કવિતા લખવાનું કહ્યું. તો તેમણે કહ્યું કે તમારે સંસ્કૃત, ગુજરાતી હીંદી, માગધી કે અંગ્રેજી કઈ ભાષામાં જોઇએ છે. તે તથા શાર્દૂલ વિક્રિડિત, શિખરિણી, વસંત તિલકા કે કયા વૃત્તમાં જોઈએ છીએ તે કહો અને કાગળ પેનસીલ લઇને લખવા માંડો. તેમણે તરત જ તેજ વખતે પેલા ભાઇની ઇચ્છા પ્રમાણેના વિષય ઉપર સુંદર કવિતા લખાતી હતી. અને તે અપૂર્વ ભાવ તથા અપૂર્વ કાવ્યચમત્કૃતિવાળી હતી. આવી તો તેમની શીઘ્ર કાવ્ય કરવાની અદ્દભૂત શક્તિ હતી.

## સંઘવીજીનું ગુરુ મહિમ્નઃ

પોતાનો સંસ્કૃત ભાષા ઉપર કેટલો કાબુ હતો અને પોતે સંસ્કૃત ભાષાના કેટલા અસાધારણ વિદ્વાન્ હતા. તેમણે રચેલા ગુરુ મહિમ્ન નામના સંસ્કૃત પુસ્તક ઉપરથી સહજ જણાઇ આવે છે. આ ગુરુ મહિમ્નના એકે એક શ્લોક કાવ્ય ચમત્કૃતિવાળા, અને અપૂર્વ વિદ્વત્તાભર્યો તથા અપૂર્વ શ્રદ્ધાભક્તિયુક્ત છતાં તે અત્યંત સરળ છે. આ પુસ્તક વડે તેમની કીર્તી ઘણો દીર્ઘકાળ આ ભૂમિ ઉપર રહેશે. એ નિઃસંશય છે. કોઇ પણ ગુરુ ભક્તિવાનને આ મહિમ્ન પરમ આનંદ આપનાર છે. સમર્થ-વિદ્વાન્ છતાં કોઈ બ્રાહ્મણ પણ ન લખી શકે તેવું પોતે પાટીદાર છતાં સંસ્કૃતમાં તેમણે આ ગુરુ-મહિમ્ન લખ્યું છે. તે તેમની કેટલી મહાન્ યોગ્યતા હતી તે સ્પષ્ટ કહે છે. પોતાના ગુરુ વિષે પોતાનો કેવો અપૂર્વ ભાવ હતો તે આ પુસ્તક સ્પષ્ટ કહે છે.

## સંઘવીજીનો ગૃહસ્થાશ્રમ

ભગવાન્ નૃસિંહાચાર્યજીના જે જે અનુયાયી થયા છે, તે સર્વનો ગૃહસ્થાશ્રમ આદર્શ હતો. કલેશ જેવું તેમના જીવનમાં

જોવામાં આવ્યું નથી. માતા પિતા પ્રતિ પૂજ્યભાવ રાખી તે તેમની સેવા કરતા હતા. તે પોતાનો ધર્મ બહુ જ રીતે બજાવતા અને તેમનું ચરિત્ર ઘણું ઉચ્ચ તથા અનુકરણીય હતું. શ્રીમાન્ માસ્તર સાહેબ, શ્રીમાન્ નર્મદાશંકરભાઈ, શ્રીમાન્ કણીયાજી, શ્રીમાન્ કૌશિકરામભાઈ, શ્રીમાન્ હરિદત્ત શાસ્ત્રી, શ્રીમાન્ ઇશ્વરભાઈ, શ્રીમાન્ નગીનભાઈ મહેતા, શ્રીમાન્ નારણભાઇ સાહેબ, વગેરે વગેરે અનેક પુરુષો થઇ ગયા છે. જેમનાં જીવન પૂર્ણ આદર્શ અને અત્યંત ઉચ્ચ કોટિનાં હતાં, તેવા જીવનવાળા પુરુષો બીજી સંસ્થામાં મળવા દુર્લભ છે. સંઘવીજીનો ગૃહસ્થાશ્રમ પૂર્ણ સુખમય હતો અને હમેશા એ દંપતી આનંદમાં રહેતાં.

## સંઘવીજીની ક્ષત્રિયતા

પોતે પોતાને ક્ષત્રિય માનતા, અને તેમના જીવનમા પણ ક્ષત્રિયપણુ દેખાતું હતું. એકલા બોલવાનો જ નહિ પણ પ્રસંગે પ્રાણ અર્પણ કરવા પડે તો તે શુરવીરતાથી અર્પણ કરવાને તત્પર હતા. એવા તે સાચા ક્ષત્રિય વીર હતા. તેમણે ઈડર સ્ટેટમાં પોલિસ કમીશ્નર તરીકે કામ કર્યું હતુ અને તે બહુ યશસ્વી રીતે કર્યું હતુ.

## સંઘવીજીનો સનાતન ધર્મપ્રતિ અસાધારણ પ્રેમ

સનાતન ધર્મ પ્રતિ તેમના જેવો પ્રેમ હતો તેવો પ્રેમ કોઈનામા જોવામા આવ્યો નથી. તે સનાતન ધર્મની રક્ષા માટે પોતાનાથી બનતું સર્વ કરતા તેમણે ધર્મને માટે જેટલો ભોગ આપ્યો છે, તેટલો ભાગ્યે બીજા કોઇએ આપ્યો હશે. તે ભાષણ કરવા ઉભા થાય ત્યારે સુધારાવાળા ગમે તેટલા વ્યવહારમાં મોટા મનાતા હોય પણ તેમની તે દરકાર જરા પણ ન રાખતા. સ્પષ્ટ બોલતા. લખવામાં પણ આમ જ હતું. તે કોઇની પણ આ બાબત શરમ ન રાખતા કે કોઇથી તે અંજવાતા નહિ. સુધારાવાળા તેમનાથી ખુબ ડરતા; અને જયા સુધી તે જીવ્યા ત્યાં સુધી તેમને તેમનો ભય રહ્યો

હતો. છેવટે તેમનું કંઇ જ ન ચાલે ત્યારે તે તેમને સંઘવીજી તો ગાળો દે છે, એવું કહીને તેમને વગોવતા. પણ તેમના જેવો ચારિત્ર્યવાળો બીજો એક તો સુધારાવાળામાંથી કોઇ મનુષ્ય સુધારાવાળા બતાવી શકશે? એક પ્રસંગે રમણભાઇ મહીપતરામે ભદ્રંભદ્ર નામનું પુસ્તક લખીને સનાતન ધર્મની-જુના વિચારવાળાની ઘણી હાંસી તથા નિંદ્ય ટીકા કરી હતી. તે પુસ્તક તેમના વાંચવામાં આવતા તેના ઉત્તરરૂપે શ્રમણચંદ્ર નામનું પુસ્તક તરત જ લખીને છપાવીને તેમણે બહાર પાડયું હતું. અને આ લોકોનું મુખ બંધ કરી દીધું હતુ. ભલે આજે સુધારાવાળા પોતાનો વિજય થયેલો માને. પણ વસ્તુતઃ સંઘવીજીનો જ વિજય થયો છે. કૌરવ પાંડવના યુદ્ધ પ્રસંગે દ્રોણ અને ભિષ્મનો પરાજય થયો છે પણ વસ્તુતઃ આ તેમનો પરાજય નથી. પણ જય જ છે. ભગવાન્‌ને કલયુગ પ્રવર્તાવવો છે. તેમની સત્તાથી ભલે કલયુગનો પ્રચાર થાય. પરંતુ તેથી કરીને ધર્મની રક્ષા કરવાને પ્રયત્ન કરતાર પુરુષોમાં કોઇનો પણ પરાજય થયો નથી અને આજે પણ થતો નથી. કાળબળ આ સુધારાવાળાના પક્ષમાં હોવાથી તેમનો વિજય થતો લાગે છે. પણ તેથી તેમણે રાજી થવાનું નથી. કારણ તે સુધારાના પંથે વહીને અધોગતિના જ માર્ગમાં વહી રહ્યા છે અને તેમાં તેમનો વિનાશ જ છે. જે આપણે આજે પ્રત્યક્ષ જોઈ રહ્યા છીએ અને હવે પછી પણ જોઇશું. શુદ્ધ સનાતન ધર્મનું સ્વરૂપ જેણે જાણવું હોય તેણે ધર્મ મંગલામાં તથા તેમણે બીજે લખેલા લેખો જોવા જોઇએ. સંઘવીજીએ શુદ્ધ સનાતન ધર્મનું સ્વરૂપ જેવું સમજાવ્યું છે તેવું બીજા કોઇએ સમજાવ્યું નથી. આ તેમના ધર્મની સેવા સામાન્ય નથી.

## સંઘવીજીનું મંત્ર સંબંધી જ્ઞાન

શ્રીમાન્ સંઘવીજીનું મંત્ર સંબંધી જ્ઞાન પણ અપૂર્વ હતું. તે મંત્રશાસ્ત્રની ઘણી ઘણી બાબતો જાણતા હતા. તથા તેમાંથી કોઇ કોઇ તો તેમણે સાધના સાધીને સિદ્ધ પણ કરેલ હતા. જેમણે તેમની

સાથે આ બાબતમાં વાતો કરી છે તેમની ખાત્રી થઇ છે કે તેઓ મંત્ર સંબંધી ઘણું જાણે છે. ગુરુકૃપાનું આ એક ફળ જ હતું.

શ્રીમાન્ સંઘવીજી તથા ઉપર જણાવેલા મહાપુરુષો મનુષ્ય કોટિના ન હતા પણ તે સર્વ દેવ કોટિના હતા અને તે આ લોકનું પોતાનું કર્તવ્ય કરીને આલોક છોડીને ચાલ્યા ગયા છે.

તેમના વિષે ઘણું લખી શકાય તેમ છે. પણ આ લેખકની પ્રકૃતી ઠીક નથી. તેથી તથા આ લેખ લખવામાં ઘણો વિલંબ થયો છે. જેથી સ્વલ્પમાં તેમના પ્રતિના લેખકના સ્નેહને લીધે આટલી સ્વલ્પ સ્નેહાજલિ એમને અર્પીને લેખક પોતે કૃતાર્થ સમજે છે.



## સદ્‌ગુરુભક્ત સંઘવીજી

**શ્રીયુત યશોધર નર્મદાશંકર મહેતા, બાર-એટ-લૉ.**

સ્વ. શ્રી. સંઘવીજી અને મારા સ્વ. પિતા એક જ સદ્‌ગુરુના શિષ્યો. બંને વચ્ચે સંબંધ ઘણો મીઠો.

મારો પોતાનો શ્રી. ન. પુ. સંઘવીજી સાથે પ્રત્યક્ષ સંબંધ તો તેઓ મારા પિતાને મળવા આવતા અગર સ્વ. શ્રી. ઇશ્વરભાઈ પટેલને ત્યાં બધા મળતા એટલો જ. એમની વાણી ઓજસ્વાળી અને કડક. નીકરતા પણ ઘણી જ. એવા કટ્ટર અને ચારિત્ર્યશીલ માણસો તો હવે જોવા પણ મળતા નથી.

શ્રી. નૃસિંહાચાર્યજીના ત્રણ ચાર પ્રભાવશાળી તથા આગળ પડતા શિષ્યોમાંના શ્રી. સંઘવીજી એક. તેમની ગુરુભક્તિ અનુપમ હતી. અને એમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઘણું સારું હતું. તેઓ શીઘ્ર કવિ હતા અને કવિ દલપતરામની પ્રણાલિકાના હતા. આ બધું તેમના સંબંધમાં પિતા તરફથી મેં વારંવાર સાંભળેલું. એમ પણ સાંભળેલું કે ભામિનીભૂષણમાં નૃસિંહાચાર્યજીએ કેટલાક શિષ્યોમાં એમનું પણ વર્ણન કરેલું છે.

તેમની વાણી જેટલી કડક હતી તેટલું જ તેમનું અંતઃકરણ કોમલ હતું. મારા પિતાના મંદવાડ વખતે નગીનભાઇ વારંવાર જોવા આવતા અને આંખોમાં પાણી ભરાતાં. બેઉ જણા પોતાના સમર્થ ગુરુની છબીને ભક્તિભાવથી જોઇ રહેતા. મારા પિતાના ઓરડામાં શ્રી. નૃસિંહાચાર્યજીની છબી ટંગાએલી રહેતી.

શ્રી. નગીનભાઇને મારા પિતાના અવસાન બાદ હું એક બે વાર મળેલો. મારા વિચારો નવા જમાનાના (તે વખતના નવા જમાનાના) છતાં તેઓ મારી સાથે ખુબ જ હસીને તથા શાંતિથી વાતો કરતા. તેઓનું એક વાક્ય મને યાદ છે.

"નવાનો મોહ અનુભવથી આપોઆપ ઉતરી જશે."

હું માનું છું કે સંઘવીજીનાં કેટલાંક મંતવ્યો અનુભવથી સાચાં ઠરે તેમ છે.

એમના જેવા ચારિત્ર્યશીલ સત્પુરુષનું જીવનચરિત્ર લખાય છે તે બદલ હું સંતોષ અનુભવું છું. નવા જમાનાને તેમાંથી ઘણું જાણવાનું મળશે.

★

## ધર્મવીર સ્વ. શ્રી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી

### શ્રી. વિમલશંકર શાસ્ત્રી સાહિત્યાચાર્ય વિશારદ.

સ્વર્ગીય સંઘવીજી સાથેનો મારો સંબંધ લગભગ દસ વરસનો ગણાય. જો કે એમાય પ્રત્યક્ષ પરિચય તો બે વરસનો જ કહી શકાય. અને તે શારદાપીઠાધીશ્વર જગદ્ગુરુ શંકરાચાર્ય શ્રી. રાજરાજેશ્વરાશ્રમ મહારાજ દ્વારા જ થયો અને રહ્યો હતો.

સંઘવીજીનું ધર્મપાલન અથવા ધર્મસંરક્ષણની ધગશ માત્ર બહારનો દંભ નહોતો એનું મેં વારંવાર ચીવટપૂર્વક ચિંતન કર્યું છે.

મનસા, વાચા અને કર્મણા એમણે ધાર્મિક જીવન જીવી બતાવ્યુ છે. એમના અંગત નુકશાનથી અથવા અંગત આધિ–વ્યાધિથી તેઓ જેટલા નહોતા અકળાતા, નહોતા ચીડાતા એટલા અધાર્મિક આંદોલનથી અને અધાર્મિક દલીલોથી અકળાતા અને ચીડાતા.

એમનામા વૃદ્ધાવસ્થા જન્મી જ નહોતી. યુવાનને હંફાવે એટલું કામ કરતા મેં જોયા છે. એમનું વક્તૃત્વ અને એમની કલમ વચ્ચે હરીફાઇ ચાલતી. ઘણા નેતાઓમા ભાષણ કરવાની આવડત હોય છે લખવામા નબળા હોય છે ને ઘણાની કલમ ચાલતી હોય છે પરંતુ બોલવામા નબળા હોય છે.

શ્રી. સંઘવીજીમા બન્ને વસ્તુઓ હતી. ઉપરાંત ધગશ અને વિદ્વત્તા પણ હતા જ. એમનો વાદવિવાદ ક્યારેય જડ નહોતો બનતો. શાસ્ત્રીય પ્રમાણો, સુભાષિતો અને અનુભવોથી એમની ચર્ચામા ચેતનતા ઊભરાતી.

“दैवायत्तं कुले जन्म मदायत्तं तु पौरुषम्” જ્યારે કર્ણને ક્ષત્રિયેતર કુળમા જન્મ્યા બદલ ઉપાલંભ દેવામા આવ્યો, તિરસ્કાર બતાવવામા આવ્યો ત્યારે તે ઉપરોક્ત વચન બોલ્યો હતો કે :—

'કયા કુળમાં જન્મ લેવો એ તો દૈવાધીન છે પણ પુરુષાર્થ મારે અધીન છે" એટલે કે મારા જાતિ ગોત્રની વાત દૂર રાખો પણ મારી શક્તિનો પરિચય કરી જુઓ તો ખબર પડે હું કોણ છું

ખરેખર સાધ્વીજીમાં આ વસ્તુ હતી તેઓ જન્મે ભલે બ્રાહ્મણ નહોતા પરંતુ તેઓ આચાર, વિચાર, વિદ્વત્તા વાદવિવાદશની ઉપરાંત ધર્મપરાયણતાથી અને બ્રાહ્મણ કરતા આગળ વધી ગયેલા જણાતા હતા

સાધ્વીજીના ધર્મપાલનમાં અને સંરક્ષણમાં આશિક ત્યાગ ભોગ પણ અનેરા હતા એમણે ઉપદેશ પહેલા આચરવાની કળા જાણી હતી આચરણમાં કટ્ટરપણું પણ તેટલું જ હતું

એમના જીવન ચરિત્ર પરથી આપ જાણી શકશો કે એમનું શાસ્ત્રીય જ્ઞાન કેટલું ઓજસ્વી હતું, તેઓ કાશીની વિદ્વત્સભાને પણ શાંત ચિત્તે ને નિસંકોચ સંબોધતા

એમણે "ધર્મ મગના" દ્વારા ઘણું કર્યું એમણે સમગ્ર જીવન ધર્માર્થે હોમ્યું યશની કે માનની અભિલાષાના કષાય દર્શન નહોતા વિલાસ અને આનંદ માણવા માટે એમની પાસે સમય નહોતો અને એટલું ક્ષુદ્ર મન પણ નહોતું

ગુજરાતે દાનવીરો ઘણા જોયા છે યુદ્ધવીરો પણ ખૂબ જોયા છે પણ આવા ધર્મવીરો જવલ્લે જ ગુજરાતને ખોળે જન્મે છે આવા વીરના ધર્મવીર યોગીને ગુજરાતની જ નહી ભારતની ધાર્મિક જનતા જુગ જુગ યાદ કરશે નતમસ્તકે એનુ સન્માન કરશે

★

## ગુજરાતના ધર્મ સાહિત્યકાર શ્રી સંઘવીજી

### સાક્ષરશ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

શ્રેયઃસાધક અધિકારી વર્ગના સ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યજી જે સમયે વિદ્યમાન હતા અને તેમના વિચારોનો પ્રવાહ ગુજરાતીઓમાં જે સમયે ધોધમાર વહી રહ્યો હતો તે સમયે વિદ્યાર્થી વયમાં તેમનાં, શ્રી છોટાલાલનાં અને શ્રી. નગીનદાસ સંઘવીજીનાં લખાણો વાંચવાનો આ લેખકને ખૂબ મોક્કો મળેલો. ધર્મ તત્ત્વ જ્ઞાન અને આર્ય સંસ્કૃતિની છાપ તે વખતે મનમાં ખૂબ પડેલી. તે સમયે ખ્યાલ પણ નહતો કે, શ્રી સંઘવીજીનો પ્રત્યક્ષ મેળાપ અને સંસર્ગ અનુભવવાનો સમય આવશે.

૧૯૧૭ની સાલમાં જ્યારે હું મુંબાઈના પ્રસિદ્ધ 'ગુજરાતી' સાપ્તાહિકમાંથી અમદાવાદના પ્રસિદ્ધ 'ગુજરાતી પંચ'માં ઉપતંત્રીપદે આવ્યો ત્યારે સ્વ. સોમાલાલ મંગળદાસ શાહ પાસે અનેક વિદ્વાનો આવતા, જેમાં સ્વ. શ્રી સંઘવીજી પણ હતા. 'ગુજરાતી પંચ'ની ખ્યાતિ અને પત્રનીતિ ધર્મનીતિ સંરક્ષણની હતી. પરિણામે શ્રી. સંઘવીજીના અનેક લેખો 'ગુજરાતી પંચ' માટે મેળવવાનો મોક્કો મળ્યો હતો.

એમનું જ્ઞાન બેશક વિશાળ હતું. એમનો ઉત્સાહ અજબ હતો. ધર્મવિલોપનનું કાર્ય કરનારાઓ પ્રત્યે એમને જે ચીઢ ચઢતી તેને પોતાના લેખો અને વ્યાખ્યાનોમાં વાણીના અને કલમનાં સચોટ પ્રહારથી વ્યક્ત કરતા. ભાષા પરનો એમનો કાબુ અદ્દ્ભુત હતો. ઝડઝમકવાળી વેધક શૈલીમાં તેઓશ્રી ઘણીવાર સુન્દર વિચારો અર્પી દેતા,

સંઘવીજી માત્ર વાણી વિચારમાંજ નહીં બલ્કે આચારમાં ધાર્મિક હતા. એમને ત્યાં એમની પાસે લેખો લેવા અંગે અથવા કોઈ સભામાંના તેમના ભાષણની વિચાર સંકલના અંગે મારે જવાનું

થતું ત્યારે તેઓ પ્રાતઃકાલમાં પૂજાપાઠમાં બેઠેલા માલુમ પડતા. અર્થાત્ જેવા વાણી વિચાર તેવા જ તેમના અણિશુદ્ધ આચાર હતા.

એમના સમયમાં સનાતન ધર્મપ્રેમીઓમાં એક જાતનો ઔર ઉત્સાહ અને ઝલક રહેતાં. વાક્યુદ્ધમાં અથવા લેખન યુદ્ધમાં પોતે કદી કોઈની શેહશરમ રાખતા નહીં અને પોતાના દૃઢ સિદ્ધાંતોવડે પ્રતિસ્પર્ધી પર પ્રભાવ પાડતા.

જુના યુગના સાક્ષરો જેવા કે સ્વ. શ્રી. નરસિંહરાવ દિવેટિયા સ્વ. શ્રી. બ. ક. ઠાકોર આદિમાં પોતાના વિચારોને ચુસ્તપણે વળગી રહેવાની જે મક્કમતા હતી તેજ સ્વ. શ્રી. નગીનદાસ સંઘવીમાં હતી અને જેમ એ સાક્ષરોનો એક યુગ હતો તેમ સ્વ. શ્રી સંઘવીજીનો પણ એક યુગ હતો, જેનું સંસ્મરણ ગુજરાતી સાહિત્યના ધર્મ વિભાગમાં સદાકાળ રહેશે.



# શ્રી. સંઘવીજીની ધર્મવીરતા

## શાસ્ત્રી જટાશંકર કાનજી ભટ્ટ

વ્યાખ્યાનવાચસ્પતિ વ્યાખ્યાનાનંકાર શુદ્ધાદ્વૈતભૂષણ પંડિત માર્તંડ

ધર્મનિષ્ઠ નગીનદાસ પુરૂષોત્તમદાસનો મને પ્રથમ પરિચય સન ૧૯૧૬ ના માર્ચ માસમા અમદાવાદમા થયો. હું ત્યારે ઋષિકુલ બ્રહ્મચર્યાશ્રમ (શાહીબાગ) નો પ્રાધ્યાપક હતો. પ. પ્રસિદ્ધ નારાયણ મિશ્રજીની સાથે સંઘવીજીનો મને પહેલો પરિચય થયો ..તેઓ સનાતન ધર્મની રક્ષા અને સંસ્કૃતિની સર્વોત્તમતાના પૂર્ણ હિમાયતી હતા તે સમયમા આર્યસમાજી વિદ્વાનો તરફથી સનાતની પ્રજા ઉપર કે સનાતની પંડિતો ઉપર અણછાજતા પ્રહારો કરવામા આવતા.. તેવે પ્રસગે...શ્રી સંઘવીજી મોખરે હોય ..અને તે પણ—યુક્તિ અને પ્રમાણપુરઃસર વિજય જ પ્રાપ્ત કરે !

### प्रत्युत्पन्नमति

સંઘવીજીનો હાજર જવાબીનો ગુણ જબ્બર હતો ..ઈ સન ૧૯૨૨ મા આશરે એક વખત મુબઈમા મોટુ ધર્મસમ્મેલન માધવ બાગમા હતુ ...ભારતવર્ષના લગભગ ગણમાન્ય વિદ્વાનો હાજર હતા. આર્યસમાજી પંડિતો કેટનાક નિરીક્ષણાર્થ આવ્યા હતા. કંઈક ઇરાદો તેઓનો છેડતી કરી વિતંડાવાદ કરવાનો જણાયો...આર્ય પંડિતોમા મારા અભિમિત્ર શ્રી માનકૃષ્ણજી પણ હતા. મે તેમની સાથે સંસ્કૃતમા વાર્તાનાપ શરૂ કર્યો પ્રસંગોપાત. “ **साम्प्रतं मोहमय्यां प्राचीना आर्यविद्वांस कतिसङ्ख्याका विद्यन्ते ?** ” આ વાક્ય હુ બોલ્યો સંઘવીજી મારી સાથે જ હતા આર્ય પંડિતજી મને પ્રત્યુત્તર આપે તે પહેના સંઘવીજીએ કહ્યુ કે...શાસ્ત્રીજી આર્ય સમાજમા જેમ જેમ વિદ્વાન થતા જાય છે તેમ તેમ સમાજમાથી છૂટા થઇને સનાતની થઇ જાય છે કારણ કે વિદ્વાન્ થયા પછી સમાજની અપ્રિયતા થાય છે. એટલે વિદ્વાન્ ન થયો હોય ત્યા સુધી જ સમાજમા રહી શકે છે.

મારા સ્નેહી આર્ય પંડિતજી પણ હસી પડયા...આમ આ સંઘવીજીનો હાસ્ય સાથેનો યુક્તિવાદ પણ અસાધારણ હતો......

### સનાતન ધર્મ માટે સર્વસ્વાર્પણ.

સંઘવીજીનું પોતાનું લગભગ આખું જીવન સનાતન ધર્મની રક્ષા, પ્રચાર અને વિરોધીઓને યુક્તિપૂર્વક સમજાવીને, સનાતની બનાવવા માટે જ હતું. જેવા પોતે યોગ્ય હતા તેવાં જ તેમને ધર્મપત્ની પણ સાંપડયાં હતાં. તેમના સ્મારકમાં પોતે ધર્મ મંગળા નામનું કટ્ટર સાપ્તાહિક પ્રકટ કર્યું હતું...મહાત્મા ગાંધીજી પણ **સંઘવી સાંગાણીની** જોડી તરીકે સંબોધતા હતા. ગમે તેવી પરિસ્થિતિમાં સંઘવીજીએ સનાતન ધર્મ માટેની પોતાની ઉત્સુકતા સારી રીતે પાળી બતાવી હતી......

### વિદ્વત્પ્રિયતા

સંઘવીજીની વિદ્વાનો ઉપર અસાધારણ આંતરિક પ્રીતિ હતી. અને તે પણ...યથાર્થ પાલન કરી બતાવી હતી...એક વખત પટના સાહિત્ય સંમેલનથી છૂટા પડતા પંડિતો મુંબઈ જઈ રહ્યા હતા. હું પણ સાથે હતો. મેં સંઘવીજીને જયપુરથી અમને અમદાવાદ સ્ટેશને મળવા માટે તાર કર્યો...પોતે બરાબર રાત્રે હ્યા સાડાનવ વાગે અમદાવાદ સ્ટેશને અમને મળ્યા...અને અસાધારણ સદાગ્રહ કરીને અમને ૪ પંડિતોને અમદાવાદ ઉતારી લીધા. સંપૂર્ણ સત્કાર કરી બીજે દિવસે અમને જવા દીધા. આવા તો અનેક સદ્ગુણો સંઘવીજીના હતા. મારા પૂર્ણ આંતરિક સન્મિત્ર હતા ..કાશી, કલકત્તા, પ્રયાગ, દીલ્હી વગેરે મહાસંમેલનમાં પૂર્ણ તેઓશ્રી સહાયક અને માર્ગદર્શક હતા. તેઓ મહા ગુજરાતના એક મહાન્ સનાતની સાક્ષર થઈ ગયા.

✱

## સ્વર્ગસ્થ શીઘ્રકવિવર સાધકબંધુ સાધકશિરોમણિ શ્રીમાન્ નગીનદાસ સંઘવીજીના સંસ્મરણો.

### શ્રીમાન્ મોહનલાલ હરિશંકર દવે

મંત્રીશ્રી સનાતન વૈદિક ધર્મોદ્ધારિણી સભા મુંબઇ, શ્રી અધ્યાત્મબલ પોષક મંડલ લીંબડી

शिवं शुद्धं बुद्धं परमरमणीयं सुखनिधिं
चिदानंद वंदे निखिलसुरवृन्दार्चितपदम्
परं मायातीतं स्मृतिनिगमगीतं गुरुवरं
नृसिंहं मे नाथ शरणमुपयामि सुरुचिरम्

સુખપ્રદ પુણ્ય નૃહરિના પાય, નિગમ યશ જેનો નિશદિન ગાય.
જાણ્યે અજાણ્યે પણ જેનો સ્પર્શ કદી થઇ જાય.
મોહલોહપણું જાય, સુવર્ણ પ્રભાય સમાધિ–સુહાય. સુખપદ.

प्रणमाम्युपेन्द्रगुरुं सदा नरसिंहमीशमहं मुदा ।
तिलके च यत्पदसन्मृदा, प्रभवेन्मृतिक्षतिकृत् सुधा ॥

સઘવાહ.

પરમમાનનીય વદનીય સાધક શિરોમણિ સ્વર્ગસ્થ શ્રીમાન્ નગીનદાસ પુરૂષોતમ સંઘવીજીના સસ્મરણોનો લેખ લખતા પ્રારંભમા પરમ પૂજ્યપાદ સદ્ગુરુવર્ય શ્રીમન્નૃસિંહાચાર્યજીના ચરણ કમળમા શિર સાષ્ટાંગ દંડવત કરતા દંડવત પ્રણામ કરૂં છું શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન ગુરુવર્ય પણ અનેક પ્રણતિમહ નમન, વદન કરતા દંડવત પ્રણામ કરૂં છું. પરમ પૂજ્ય સુરેશ્વરાચાર્ય ભગવાનને પણ વદન કરી પ્રસ્તુત લેખ લખવાનો પ્રારંભ કરૂં છું.

શ્રીમાન્ સંઘવીજીના સુદર્શનનો અલભ્ય લાભ અમદાવાદમા જ્યારે હું વિદ્યાભ્યાસ કરવા આર્યન હાઇસ્કુલમા ઈ. સ. ૧૮૯૯મા આવ્યો ત્યારે નૃસિંહાચાર્યજીના મંદિરમા થયો હતો. તે સમયે સંઘવીજી ઇડર સ્ટેટમા પોલીસ સુપરીન્ટેન્ડન્ટના હોદ્દા પર જ્યારે નોકરીમા હતા ત્યારે તેઓશ્રી અમદાવાદમા રજા પર આવેલા ત્યારે તેમના દર્શન થયા હતા.

પ્રથમ જ્યારે તેઓશ્રીના દર્શન થયા ત્યારે તેઓશ્રીનો કાંતિ ભાવ મુખારવિંદ શરીર જોઇ મને ખરેખર આનંદ થયો. રવિવારનો દિવસ હતો તેથી સર્વે શ્રેય સાધકો શ્રીમાન્ ઝવેરભાઇ નારાયણભાઇ, ડૉકટર મોતીલાલભાઈ, ડૉ. કેશવલાલભાઇ, ડૉ. પુંજાલાલભાઇ વગેરે હતા ભજન ગવાતા હતા. સંઘવીજીએ એક ભજન એવા સુમધુર સ્વરે-રાગે ગાયું ત્યારે મને મારા મન ઉપર તેમના દિવ્ય ઓજસની છાપ પડી ભજનો ગવાયા પછી તેઓશ્રીએ ધ્યાન, સંયમ અને સાધકોએ પોતાના સાધન ક્રમમા કેવી રીતે પ્રગતિ કરવી, આગળ વધવુ તે સમજાવતા હતા. દિવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતા પણ તે દરમીયાન પધાર્યા હતા અને તેમણે પોતાની શાંત મુદ્રાથી ધ્યાનની કળા સાધકોને બતાવતા હતા

ઈ સ ૧૮૯૯ મા તે વખતે "ભદ્ર ભદ્ર" નુ પુસ્તક પ્રસિદ્ધ થયેલુ. તે વિષે અમદાવાદમા કાંઈ ઉહાપોહ થતો હતો, પરંતુ હું અભ્યાસ કરતો હતો તેથી તે પ્રતિ કાંઇ લક્ષ આપ્યુ નહિ

સ્વરૂપસ્થ શ્રીમાન્ નગીનભાઇ સંઘવીજીની સેવાઓ શ્રીશ્રેય સાધક વર્ગમા પણ ઘણી જ છે. તેઓશ્રી પરમ પૂજ્ય શ્રીમાન્ નૃસિંહાચાર્યજીના કૃપાપાત્ર શિષ્ય કોટીમા અગ્રગણ્ય પ્રખર શિષ્ય હતા બાપજીશ્રી પ્રતિ તેમનો તથા તેમના પત્નિનો અગાધ પૂજ્યભાવ પ્રેમ હતો સંઘવીજી એક વખત પોતાના પૂજાના રૂમમા ધ્યાનસ્થ સ્થીતિમા હતા ત્યારે બાપજીશ્રીએ તેઓશ્રીને દર્શન દીધા હતા બારણુ ઉઘડી ગયુ હતુ બાપજીશ્રી પ્રતિ અને પૂજ્ય ઉપેન્દ્ર ભગવાન, માજીશ્રી, દેવીબહેન, સુરરાય ભગવાન પ્રતિ અગાધ પૂજ્યભાવ હતો મહાકાલમા લેખો લખવા અને મહાકાલનુ નવુ વર્ષ શરૂ થાય ત્યારે મહાકાલમા મહેશ્વરની સ્તુતિ સંસ્કૃત શ્લોકોમા તેઓ લખતા હતા સદુપદેશ શ્રેણીઓમા તેમના અહઅહ ઉપાસના ધ્યાનની કળા વર્ણવ્યવસ્થા સાધકોનુ કર્તવ્ય વગેરે ઘણા લેખો આવતા હતા

શ્રી શ્રેયસ સાધક અધિકારી વર્ગના સંઘવીજી મહા સમર્થ સાધક હતા એટલું જ નહિ પણ બાપજીશ્રી તેમને વર્ગના હાથી કહેતા હતા સંઘવીજી પ્રખર વિદ્વાન અને વ્યાખ્યાન વાચસ્પતિ હતા.

શ્રેયસ્સાધક વર્ગનાં પ્રત્યેક ઉત્સવોમાં તેઓશ્રીનાં હૃદયંગમ પ્રવચનો થતાં હતાં. એકવાર વર્ગનો સાધન સમારંભ સુરત પાસે ઉતરાણ આગળ ભરવામાં આવ્યો હતો ત્યારે સંઘવીજીનું વ્યાખ્યાન સાંભળવાને હજારો માણસો આસપાસના ગામડામાંથી આવ્યા હતા. વળી સંઘવીજીનાં પ્રવચનો શ્રવણ કરી પૂર્ણ સંતોષ પામ્યા હતા. ઇ. સ. ૧૯૦૭ માં વર્ગનો આઠમો સાધન સમારંભ મહોત્સવ મુંબઇમાં મહાલક્ષ્મી મંદિર આગળ શેઠ શ્રીમાન્ સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીનાં બગલામાં થયો હતો. ત્યારે પણ સંઘવીજીના પ્રવચનો શ્રવણ કરવા હજારો બદકે લાખો માણસો આવતાં હતાં. અને દક્ષિણી બંધુ શ્રીમાન્ શેઠ પટવર્ધન સોલીસીટરે તેઓશ્રીનાં વ્યાખ્યાનની તારીફ કીધી હતી. સંઘવીજીએ પોતાના સદ્ગુરુને સંબોધીને મહિમ્નઃ સ્તોત્ર બનાવ્યું છે. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના સ્વરૂપાસ્થાન પછી સૂરેશ્વરાચાર્યને પટ્ટાભિષેક કરવા અર્થાત્ ગાદીએ બેસાડવામાં તેમનો મુખ્ય ફાળો હતો. તેઓશ્રીમાં મુખ્ય પ્રભા એ હતી કે જ્યાં જ્યાં જે જે વિવિધ સભાઓમાં જાય ત્યાં પોતાના વ્યાખ્યાનની શરૂઆતમાં નૃસિંહગુરુને સંબોધીને સ્તુતિ કીધા પછી જ પોતે પોતાનું પ્રવચન શરૂ કરતાં હતાં. વર્ગનાં અગ્રણીય સાધકો શ્રીમાન્ જેકીશનદાસ જેઠાભાઈ કણીયા, નર્મદાશંકર દેવશંકર મહેતા, કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, નગીનદાસ ગોકળદાસ મહેતા, હરિલાલભાઇ વકીલ અમદાવાદવાળા, દુર્ગેશ્વર નટવરજી વગેરે પ્રખર મહા વિદ્વાન્ સાધકો સંઘવીજીને ઘણું માન આપતા હતા. તેમની પ્રભા અલૌકિક હતી. ઇશ્વરભાઇ જીવાભાઇ તો તેમને ઘણાં ચાહતાં હતાં. શ્રીમાન માસ્ટર સાહેબ છોટાલાલ જીવણલાલ પર સંઘવીજીનો પૂર્ણ પૂજ્યભાવ હતો. શ્રીમાન્ માસ્ટર સાહેબ વિશ્વવંદ્યના સ્વરૂપાવસ્થાન પછી થોડા વર્ષ મહાકાલ પૂજ્ય ઉપેન્દ્ર ભગવાને ચલાવ્યું અને તેમનાં દેહોત્સર્ગ પછી મહાકાલ કેટલાક વર્ષ સંઘવીજીએ ચલાવી શ્રેયસ્સાધક વર્ગની ઘણી સારી સેવા બનાવી છે તેમાં જરા પણ સંશય નથી. શ્રેયસ્સાધક વર્ગ વિષે આટલું લખ્યા પછી સંઘવીજીની શ્રી સનાતન ધર્મની વિધવિધ દિશામાં સેવા થયેલી તેનું દિગ્દર્શન કરવા વૃત્તિ પ્રેરાય છે. શ્રીયુત્ હીરાલાલ

ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટર સાથે પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ શંકરાચાર્ય રાજરાજેશ્વરાશ્રમસ્વામીની સેવા ૩૦ વર્ષ સુધી કરી કૃતાર્થ થયાં છે. શ્રીમદ્ જગદ્ગુરુ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજ શંકરાચાર્યને અમદાવાદમાં આમંત્રણ આપી વિશાળ સભા બોલાવી તેઓશ્રીનો સત્કાર ઘણા ઠાઠમાઠથી કીધો હતો. તે સમયે કવિ સમ્રાટ શ્રીમાન્ નાનાલાલભાઇ દલપતરામ પણ હાજર હતા. અને ગુજરાતી પત્રના બીજા મંત્રી શ્રીયુત મણિલાલ ઇચ્છારામ દેસાઇને તે વખતે પત્રકારિત્વનો ઇલ્કાબ ઉપાધી શંકરાચાર્યના હસ્તે અપાવી હતી. શ્રીમાન્ સંઘવીજી સનાતન ધર્મના નેતા હતા. સ્થંભરૂપ હતા. તેઓશ્રી જ્ઞાતે પાટીદાર હતા પણ તેઓશ્રીનું જીવન બ્રાહ્મણ જેવું હતું, તેમના દેખાવ–ચહેરા તથા પહેરવેશથી કોઈ નહિ કહી શકે કે સંઘવીજી પાટીદાર હતા. તેમના ભાલમાં હમેશાં ત્રિપુંડ હોય જ. સંધ્યા ધ્યાન, જપ કર્યા વિના ભાગ્યે જ ભોજન લેતા હતા. ગુજરાત પ્રાન્તિય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ અને અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના વિવિધ સ્થળોએ સભાઓમાં, સંમેલનમાં પોતાની હાજરી મોખરે હોય જ. તેઓ સંઘની તન મન ધનથી સેવા બજાવી કૃતાર્થ થતાં હતાં.

અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના સંમેલનોમાં કાશી, કલકત્તા, નાશિક, અમદાવાદ, જલગામ, ગયા, નાગપુર, પંઢરપુર, ગુરુવાયુર, મદ્રાસ, મુંબઇ. વિરમગામ, હળવદ વગેરે લેખકને તેમાંની કેટલીક સભામાં જવાનો અવકાશ મળતાં સંઘવીજીમાં સત્સમાગમનો લાભ મળતો હતો. કાશીમાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના સંમેલનમાં સંઘવીજીને ઘણું સારૂ માન મળેલું અને કાશીના વિદ્વાનોની પંડિત સભા તરફથી ઉપાધી પણ પ્રાપ્ત થયેલી હતી. કલકત્તામાં પણ તેવું જ ઘણાં મોટા પાયા પર અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું સંમેલન શ્રીમદ્ ગોકુલનાથજી મહારાજના અધ્યક્ષ પદે ભરવામાં આવ્યું હતું. ત્યારે પણ તેઓશ્રીને ત્યાંના બંગાલી મહાશયો તરફથી સારૂં માન મળ્યું હતું.

સત્ શાસ્ત્રમાં નિષ્ણાત, સમયસૂચકતા તેમનામાં ઘણી જ તિવ્ર હતી. જ્યારે જોઈએ ત્યારે કવિત બનાવી દે. બ્રાહ્મણો પર તેઓશ્રીનો અગાધ પ્રેમ હતો. તેઓશ્રીનો સ્વભાવ હસમુખો, માયાળુ અને દયાથી ભરપૂર હતો.

સંઘવીજી ઉચ્ચ કોટીના મહાન પુરૂષ હતા.

**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते** આ તેમના મહાન ગુણ—આદર્શ જીવન. સંઘવીજી નિડર સેવાભાવી, સત્યવકતા પ્રખર વિદ્વાન્ અને નિરાભિમાની હતા. ધર્મ પ્રાણ હતાં. તેમના અંતઃકરણમાં સનાતન ધર્મના રશ્મિ કિરણો તરવરતા હતાં, **धर्मो रक्षति रक्षितः** તે તેઓશ્રીનું પ્રધાનસુત્ર હતું. આચાર વિચાર બ્રાહ્મણો જેવા જ હતા. તેના માટે તે મગરૂર રહેતા.

માનનીય, વંદનીય, સાધકવર્ય શ્રીમાન સંઘવીજી વિષે જેટલું લખાય તેટલું ઓછું જ છે. તેમના પ્રખર ધાર્મિક સ્વભાવ પ્રમાણે કદાચ કોઇને સત્યના ખાતર કડવું વચન કહેવુ પડતુ તો પણ તેઓ કહેતાં જરાપણ અચકાતા નહિ. તેમજ ધર્મના માટે લડવા મોખરે ઉભા રહેવામા જરાપણ પાછી પાની કરતાં નહિ. મહાત્માઓ પ્રતિ ભારતવર્ષના નેતાઓ પ્રતિ પોતે સન્માનનીય દૃષ્ટિ રાખતાં હતાં. પરંતુ ધર્મના સિદ્ધાંતમાં પોતે કટ્ટર ધર્માભિમાની, કટ્ટર સનાતની સર્વ શાસ્ત્રસિદ્ધાંતોમા જાણકાર હોવાથી તેમનાં વિચારોમાંથી જુદા પડતા તે દેખીતું છે. સંઘવીજી પોતાના આવા વ્યવહારથી પૂર્ણ સંતોષ રાખતા હતાં. પોતે ધનાઢ્ય સંપત્તિવાન, સમૃદ્ધ હતા, છતાં નિરભિમાની હતા. તેમના એકના એક બાહ્ય પુત્રના મૃત્યુના, અવસાનના વખતે પોતાની પત્નિ સાથે પોતાના ગુરુનું સ્મરણ કરતાં હતા, આ સમયે તેમનામા જરાપણ ક્ષોભ દેખાતો ન હતો. તેઓશ્રીનાં પત્નિ પૂર્ણ ધર્મની મૂર્તિ હતા. શ્રીમાન નૃસિંહાચાર્યજી સદ્ગુરુ પર પૂર્ણ પૂજ્યભાવ હતો, તેમના માતુશ્રી પણ તે જ ભાવનાવાળા હતાં. પોતાની લગભગ સર્વ મિલકતનું ટ્રસ્ટ બનાવી પોતાના આત્મભત્રિજા રતિલાલ ભાઇ વગેરેને સોંપી પોતાના શ્રી ઇષ્ટ નૃસિંહ સ્વરૂપ બન્યા. ઇતિ શિવમ.



## સનાતન ધર્મના વીર સૈનિક

### ધર્મપ્રાણ શાસ્ત્રી મણિશંકર મહાશંકર વ્યાખ્યાન વાચસ્પતિ

સ્વ. શ્રી સંઘરીજીની સાથેનો મારો પરિચય ઘણા સમયનો છે. તેમના પ્રસિદ્ધ સદ્‌ગુણો તે શક્તિ તેમજ ધર્માભિમાન માટે તેઓશ્રી સુવિખ્યાત હતા.

વિદ્યા તો ઘણાને વરેલી હોય છે પણ જેઓ અપ્રગલ્ભ હોય છે. એટલે પોતાની વિદ્યાનો જનતાનાં હિતાર્થે સદુપયોગ કરી સાથે બતાવી શકતા નથી પરંતુ સ્વર્ગસ્થે તો સંસ્કૃત ભાષાના સારા પંડિત–શીઘ્રકવિ–અને ઉત્તમ કોટિના સાક્ષર હોવા છતાં પોતાની વિદ્યા કે શક્તિનો ઉપયોગ લૌકિક–ધનાદિક પદાર્થો કે વૈભવ–વિલાસ પ્રાપ્ત કરવા પાછળ ન કરતાં જન–જનાર્દનસેવા દેશસેવા ધર્મ સંસ્કૃતિના રક્ષણાર્થે આ જીવન પોતાની સમગ્ર શક્તિનો સદુપયોગ કરી વિદ્યાને શોભાવી જીવન સાર્થ બનાવ્યું હતું.

શ્રી સનાતન ધર્મના એક વીર સૈનિક તરીકે તેઓશ્રી પ્રસંગ આવે એક પ્રખર અને નીડર વક્તા તરીકે વાગયુદ્ધમાં કે શાસ્ત્રાર્થમાં ઉતરી વિજયને વર્યા છે અને જનતાને પોતાની અદ્વિતીય શક્તિ, વિદ્વાનો પરિચય કરાવી લોકોમાં સારી છાપ પાડી છે.

મર્હુમ શ્રી પ્રભાશંકર પટ્ટણીના સમયમાં ભાવનગરમાં ગાંધીજી આવેલ તે સમયે વર્ણાંતર ધર્મ નાબૂદ કરવાનો પ્રચાર પૂરજોશમાં ચાલેલ તે સમયે ભાવનગરમાં સ્વ. શ્રી સંઘરીજીએ એક વીરને છાજે તેવી રીતે સનાતન ધર્મના ઝંડા નીચે ચારે વર્ણને એકત્રિત કરી વર્ણાશ્રમ ધર્મ અનાદિકાળથી છે તે સંબંધી ઠેર ઠેર ભાષણો આપીને પોતપોતાના વર્ણાશ્રમના ધર્મો પ્રમાણે વર્તવું જોઈએ તેવા આદેશો આપેલ ને રામવાડીમાં પ્રજાને ભેગી કરી. સ્વ. શ્રી પટ્ટણી સાથે પોતાને ઘટ્ટ સંબંધ હોવા છતાં ધર્મવિરુદ્ધ પ્રચાર હોઇને તે વખતે

એક વીરને છાજે તેવો પ્રચંડ વિરોધ કરેલ. તે બતાવી આપે છે તેમનો સનાતન ધર્મ પ્રત્યેનો અનન્ય પ્રેમ.

તેમની ઉદારતા વિષે તો શું કહેવું. ધર્મપ્રાણ લક્ષ્મણશાસ્ત્રી દ્રાવિડે સ્વરાજ સંઘની સ્થાપના કરી હતી તે વખતે મુખ્ય ભાગ શ્રી સંઘવીજીએ લીધેલ અને પોતાના ઉદાર હાથે તે સંસ્થાને વિના સંકોચે પોતાનાં તરફથી હજારો રૂપીઆ આપીને સંસ્થાની સેવા કરેલ છે.

સુધારકો તરફથી થતા ઉપહાસ–કટાક્ષ લેખો કે ભાષણોનો તેઓ એક વીરની જેમ સામનો કરી નિર્ભય પણે જડબાતોડ ઉત્તર આપી પ્રતિ પક્ષીઓને નિરુત્તર કરી પરાજય આપતા હતા.

શક્તિ અને વિદ્વાનો આવી રીતે સદુપયોગ કરનાર વિરલ વિભુતિઓ જન્મે છે. પરંતુ ધર્મરક્ષણ માટે એક નિષ્ઠાથી લડનાર આવા ધર્મસ્થંભ અને પ્રાણથી અમુલ્ય રત્ન લુપ્ત થતા ગુજરાતને ન ભુલાઇ શકે એવી ખોટ પડી છે.



# સનાતન ધર્મરક્ષાવ્રતી સૈનિક સંઘવીજી

## દાર્શનિક શિરોમણિ જયદત્ત શાસ્ત્રી

પ્રાચીન ધર્મમર્યાદાને અક્ષુણ્ણ બનાવી રાખવામાં ઉત્કટ પ્રયત્નશીલ અને વૈદિક માર્ગનું ચુસ્ત અભિમાન ધરાવનાર તે સમયના મુખ્ય પુરુષો પૈકીના એક શ્રીયુત નગીનદાસ પુ. સંઘવીજી હતા. તેમણે પોતાના જીવનનો મોટો ભાગ વેદમાર્ગ અને શંકરપીઠની સેવા અર્થેજ ખરચેલો. સામાજિક દરજ્જામાં ચઢીયાતો ગણાતો હોય કે અનુયાયિ વર્ગના મોટા પીઠબલને લઈ સબલ ગણાતો હોય તેવા અસાધારણ પુરુષની પણ શેહમાં અંજાયા વગર પોતાને સત્ય લાગતું હોય તે સામાને કર્ણકટુ લાગતું હોય છતાં બેધડક કહી દેવાનો તેમનો સ્વભાવ હોવાથી કેટલાકને શ્રી સંઘવીજી અપ્રિય થઇ પડતા, અને આથી સામા પક્ષ તરફથી કેટલીકવાર દુર્વ્યવહારના ભોગ તેમને થવું પડતું, છતાં તેઓ એટલા જ અડગ અને ઉત્સાહી રહી કાર્ય કરતા. તેમના નિકટના પરિચયમાં આવનારને તેઓ દ્વેષરહિત સ્પષ્ટવક્તા છે એમ લાગ્યા વગર રહેતું નહીં. દ્વારકાથી પુરી સુધી ભારતવર્ષના સ્વસમ કાલીન શાસ્ત્ર અગ્રવિદ્વાનોનો સંપર્ક શ્રી સંઘવીજી ધરાવતા અને પોતે વિદ્વાનોને યથાશક્તિ સેવા–સત્કાર કરી પોતાની જાતને કૃતકૃત્ય માનતા હતા. એટલું જ નહીં પરંતુ તત્કાલીન સનાતન ધર્મની પ્રત્યેક પ્રવૃત્તિમાં રસ ધરાવી તેઓ ધર્મસૈનિક તરીકે મોખરે રહેતા. તેમના દેહવિલયથી સનાતન ધર્મ રક્ષાવ્રતી એક સાચા સૈનિકની આજ ખોટ પડી છે.

★

# સાધક શીરોમણિ શ્રીમાન સંઘવીજી

શ્રીયુત ગોવર્ધનભાઈ ઈશ્વરભાઈ પટેલ બી. એ.

શ્રી નગીનદાસ પુરશોત્તમદાસ સંઘવી જેઓના આચાર વિચાર નિત્યકર્મકાંડ શુદ્ધ બ્રાહ્મણના કરતા પણ સવિશેષ નિયમિત અને આદર્શરૂપ હતા તેઓ પાટીદાર જ્ઞાતિના હોવા છતા ઉપવિત તથા સ્નાન સંધ્યા વિગેરે નિત્યકર્મમાં પૂર્ણશ્રદ્ધાથી સનાતન ધર્મને પાળતા હતા. શ્રીમાન્ સંઘવીજી સાધક શીરોમણિ હતા તેમના સહવાસમા અનેક વખત બાલ્યાવસ્થાથી ઘણા વર્ષ સુધી આવવાનો મને પ્રસંગ આવ્યો હતો વીરમગામમા સાધન સમારંભમા ઉત્સવમા ઘણી જાતની ચર્ચા થઈ હતી, શ્રી ઉમયાશંકરભાઇની વાડીમા સમારંભ થયેલો, કદાચ સંવત ૧૯૫૬ ના અરસામા હશે અષ્ટાવધાન શતાવધાન સબંધી ચર્ચા થયેલી તે પછી તેમણે પોતે તેનો સફળ પ્રયોગ કરી બતાવવા પ્રથમ પ્રયત્ન કરેલો મુનસરી દરવાજા તરફના રસ્તાની એક વાડીમા સજ્જનોના આમંત્રણને માન આપી તેમણે પ્રયોગ કરી બતાવ્યો હતો સાધકો તથા અન્ય આમંત્રિત ગૃહસ્થોની મંડળીઓમા તેમણે ઘણા અવધાન કરી બતાવ્યા હતા ઘટના ટકોરા વાગતા કરતા હતા અંગ્રેજી, ઉર્દૂ, ગુજરાતી, સંસ્કૃત કવિતાઓ પાદપૂર્તિઓ જુદા જુદા ગૃહસ્થ તરફથી અપાયેલી તેની એક લીટી લખાવે, વચમા કોઇ ઘટના કેટના ટકોરા વાગ્યા એમ પુછે તેને સંખ્યા ગણાવે, એમ એકી સાથે દરેક જુદા જુદા કાર્યમા મનને સાવધ રાખી સ્મરણ શક્તિનો અદ્ભૂત અનુભવ બતાવ્યો હતો. મને યાદ રહેલી થોડી હકીકત હાલ આ સ્થાને જણાવવી યોગ્ય લાગે છે. એક સજ્જને છેલ્લી લીટી કહી કે "પુત્ર વર્ષ પાંચનો ને બાપ માસ બારનો–" એની પાદપૂર્તિ કરો જુદા જુદા સજ્જનોને એક લીટી જુદી જુદી ભાષામા લખાવતા જાય અને એક લીટી આ પાદપૂર્તિની પણ લખાવતા હતા છેવટે બધુ સંકલનાપૂર્વક ગોઠવાઈ ગયા પછી દરેકે પોતપોતાની કવિતા સંપૂર્ણ વાંચી બતાવી. આ પાદપૂર્તિની છેલી કડી મને હજી સ્મરણમા છે

"અઢી 'હાથતણું' હોડકું સાગરને સોંપી
શઢતો ચઢાવે વિધા એકના સુમારનો
સંઘવી સુણાવે સુણો કાલિદાસ એજ રીતે
પુત્ર વર્ષ પાંચનો ને બાપ માસ બારનો."

એક ગઝલની પણ શીઘ્ર કવીરૂપે તેમણે તેજ વખતે રચના કરેલી જેમાં "અસાવા યે મુહસ્સાકી કદર કાસમ વના વિલ્હા" એ લીટી આવ્યા કરેલી.

તેમના આ પ્રયોગથી શ્રોતાઓ મુગ્ધ બન્યા હતા, અને ગમે તે વિષય ઉપર તેમની શીઘ્ર કવિતા રચવાની શક્તિનો અનેકને અનુભવ કરાવ્યો હતો.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના પટ્ટશિષ્યોમાં "સાક્ષરોત્તમ શીઘ્ર કવિ"નું બિરુદ તેમણે પ્રાપ્ત કર્યું હતું. સદ્‌ગુરુની આરતી તથા છંદો જે સંસ્કૃતમાં દિવ્ય અર્થ તથા ભાષાની અને શબ્દોની સંકલનાથી તેમણે રચી હતી તેનો ઘોષ હાલ પણ વડોદરાના શ્રેયઃસાધક અધિકારી વર્ગના મંદીરમાં ચાલ્યા કરે છે.

જેને અંગ્રેજીમાં "Ready wit and humour" કહે છે એ શક્તિ તેમનામાં ઘણી જ તીવ્ર સ્વરૂપમાં હતી. ગમે તેવા સ્નેહી અતિથિજન અથવા પ્રતિસ્પર્ધિને તરત અલંકારિક ભાષામાં હાસ્યરસથી આનંદિત કરતા હતા. તેમના વ્યાખ્યાનોમાં શાસ્ત્રીય વિધાલંકારોથી, સામાન્ય શ્રોતા અને બાળકો વિગેરે સર્વને સમજવાનું અને હસવાનું મળે- તેવી વિવિધ પ્રકારની બાબતોનું વર્ણન આવતું હતું. વળી જ્યારે "ચાર યુગનું ઝટકામણું" તેમની અપૂર્વ હાવભાવમય શૈલિ અને હાસ્યરસની ભાષામાં કહે ત્યારે સર્વ શ્રોતાઓને અટ્ટહાસ્યમાં ડુબાવી દેતા.

સને ૧૯૦૩માં હું મેટ્રીકની પરીક્ષા આપવા વીરમગામથી અમદાવાદ આવેલો ત્યારે તેમને ઘેર જ રહેલો. વડોદરાથી અમદાવાદ આવવું થાય ત્યારે તેમને ત્યાં જ રહેવાનો પ્રસંગ આવતો. હું તેમના દિવાનખાનામાં કાચમાં જોઈ ઠીક ઠીક માથું ઓળતો હતો. પીઠેથી પાછળથી આવી ધીમી ટપલી લગાવી હસતાં હસતાં કહેવા લાગ્યા. "છોકરીની પેઠે માથું ઓળે છે." વડોદરાના મંદીરમાં સાધકો

ભોજન સમારંભમાં હતા ત્યારે અનેક રસોઇની વસ્તુઓનું રસપ્રદ વર્ણન કરી આનંદ આપતા. એક વખત જમતાં જમતાં ચર્ચા ચાલી અને નાક અને શાકના વર્ણન થવા લાગ્યા. મારા સામું જોઈ બોલ્યા "શાકમાં શાક ભીંડાનું શાક—નાકમાં નાક ગોવર્ધનનું નાક."

તેમના પ્રતિસ્પર્ધીઓ સાથે વાદવિવાદમાં તેમનું ઉગ્ર સ્વરૂપ પ્રતીત થતું હતું. હનુમાનજીની પેઠે ગદાપ્રહાર તેમની વાણીના ધોધમાંથી ચાલતો સાંભળતાં આશ્ચર્ય થયા વિના રહેતું નહિ. એક વખત કાદંબરી અને બાણભટ્ટની ચર્ચા થઇ અને તેમણે "મહાકાલ"માં "દિવ્યાંબરા" લખી, વળી હસવામાં તે કહેતા. બાણે તો કાદંબરી (એક અર્થ દારૂનું પીઠું) લખી પણ આપણે તો "દિવ્યાંબરા" જ લખવાનું હોય. "દિવ્યાંબરા" અને "કાદમ્બરી" બંને મેં કોલેજના અભ્યાસ વખતે વાંચેલાં, ત્યારે મને બંનેમાં રહેલી કાવ્ય ચમત્કૃતિઓની ઝાંખી થયેલી. તેમનો ક્રોધ ઉગ્ર દુર્વાસા જેવો હતો. જ્યારે વાદવિવાદ કે ચર્ચામાં તેમનું ક્ષત્રિયસ્વરૂપ પ્રગટ થતું ત્યારે જોનાર સાંભળનાર ચકિત થાય એવી ઉગ્રતાથી પ્રહારો કરતા અને વાણીનો ધોધ તો અસ્ખલિત ચાલુ રહેતો. છતાં થોડી જ મીનીટ પછી શાંત સ્વરૂપે વાતચિત કરી તેમની મન ઉપરના કાબુની પ્રતિતિ કરાવતા. "સાક્ષરોત્તમ શીઘ્રકવી' એ બિરુદ એમને જે આપેલું તે તેમના લેખો, કાવ્યો, વ્યાખ્યાનો, ચર્ચા, વિવાદો અને આનંદવાર્તાથી પરિચયમા આવનાર દરેકને પ્રત્યક્ષ થયેલું હતું.

શ્રીમાન્ ઉપેન્દ્ર ભગવાનના તિરોધાન પછી કેટલોક વ્યક્તિઓએ સમેલનમા થયેલ ઠરાવોની વિરુદ્ધ જુદી રીતે પોતાના જ કાબુમાં રહે તેવું કારેલી બાગ ટ્રસ્ટ વડોદરામા કરી વર્ગની સંસ્થામાં વિખવાદ ઉપજાવી છેવટે કાવદેસર કોર્ટમા મુકદ્દમો લઈ જવાની ફરજ પાડેલી ત્યારે મારા તરફથી નડીઆદથી પત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી. સંઘવીજી નડીઆદ પણ આવી ગયા હતા. મારી પત્રિકાઓ જે ૧૯૪૧મા બહાર પાડવામાં આવેલી તે વાંચ્યા પછી તેઓશ્રીએ મને નીચે પ્રમાણે લખ્યું હતું :—

" મારો અભિપ્રાય તો આપ લખો છો તેથી પણ કઠોર છે. કેમકે મારા વિચાર પ્રમાણે તો પ્રથમથી જ ગુરુસ્થાનના ગૌરવને

હાનિ પહોંચાડનાર સાધકો નહિ પણ અપરાધકો જ એ કામમાં સામેલ છે; અને તેઓ પોતાના પાપના પ્રેર્યાં જ એ પાખંડ-દ્રસ્ટ ખડું કરવામાં સાહસિક બન્યા છે, તેમાંના દરેક પાત્રને આપજીશ્રીની સમર્થ શાસક સત્તા જગજાહેર ઉદાહરણાય શિક્ષા કર્યા વિના રહેવાની નથી. એ બાબતની મને સોએ સો ટકા ખાત્રી છે—જે-કોઇ ગુરુસ્થાનનો મહિમા ગૌણ પડે એવી કોઈ પણ કૃતિ કરશે અથવા પોષશે તેને જરૂર ભયંકર શિક્ષા થશે જ. તમારો પ્રયાસ તો ધર્મ સંમત છે, તેમાં અન્ય કોઇએ સંમત થવું જ પડશે. +++—આપના પર આક્રમણ કરનારાઓને બીજા કોઇ પણ સાધક તરફથી તેમનું જડબું તોડી નાખે એવો જવાબ શ્રીઇષ્ટપ્રેરણાથી મળશે જ, એવી મને શ્રી ઇષ્ટસત્તાથી શ્રદ્ધા છે, શ્રી ઇષ્ટનો અને શ્રી ઇષ્ટપીઠનો તથા શ્રી ઇષ્ટવંશનો ખરો પ્રભાવ નહિ જાણનારા કેટલાક સાધકે અપરાધકોની બધી દલીલો ફુદાં પકડવાની કરોળીઆ જાળ કરે છે તેવી છે. તેમાં કોઇ ગરુડ જેવો સાધક તો ફસાય તેમ નથી. મગતરાં અને ફુદાં ફસાય. સંખ્યાથી ડરવાનું નથી. સાચા મણિ થોડા હોય છે. કાચ મણિ ઘણા હોય છે. સાધક વર્ગ બધો અંતરંગ ઇતિહાસ જાણતો નથી. તેથી તો આપણા વર્ગમાંજ ખંડન મંડનની પત્રિકાઓથી સાચી હકીકત જણાવવી પડશે. તેથી જ આપને પત્રિકાથી વર્ગને ચેતવવાની ફરજ પડી છે, તે હવે પુરી બજાવજો. આપજીશ્રી આપની સાથે જ છે." (શ્રીમાન્ નગીનદાસ સંઘવી તા. ૨૦-૬-૪૧+૬-૭-૪૧.

સંઘવીજીની તુલનાશક્તિ, અડગ શ્રદ્ધા, બાજિનો દઢ વિશ્વાસ, અને સ્પષ્ટ વક્તૃત્વ ઉપરના તેમના લખાણમાં સ્પષ્ટ થાય છે.

તેમનું સ્મરણ અમુક પ્રસંગોએ ખાસ થયા કરે છે અને એવા પુરુષના જીવનનું સ્મરણ દરેકને ઉત્સાહ પ્રેરનાર છે.

તેમનો પુણ્યાત્મા સદ્ગુરુ સાંનિધ્યમાં જ દિવ્ય સ્વરૂપે બિરાજે છે અને તેમનું સ્મરણ કરનાર દરેકને તેની ઝાંખી કરાવે છે.



॥ ॐ श्रीः ॥

॥ शुद्धा हि बुद्धिः किल कामधेनुः ॥

## ધર્મવીર સંઘવીના સંસ્મરણો

**શ્રી બાલકૃષ્ણ શર્મા**

**સંસ્થાપક :—શ્રીબાલબ્રહ્મચર્યાશ્રમ—ડાકોર**

**ધર્મવીર નગીનદાસ સંઘવીજી** એટલે સનાતન ધર્મના આદર્શોનું સાચું જીવન ને જ્વલંત પ્રતીક, વૈદિક સનાતનમતાનુયાયીઓની પ્રતિષ્ઠા, આર્યધર્મ રક્ષક, આર્યસંસ્કૃતિ પ્રશંસક. આર્યત્વ ભાવના પોષક, પ્રાચીન–અર્વાચીન અને પૂર્વ–પશ્ચિમ સંસ્કૃતિની તુલા, સંસ્કારમૂર્તિ, ગુજરાતનો મહાન જ્યોતિર્ધર, સેવાની સાક્ષાત્ મૂર્તિ અને માં ભારતીનો લાડીલો સપૂત.

દષ્ટિએ પડતાં જ માન અને પ્રેમ ઉત્પન્ન થાય એવી વ્યક્તિઓ સંસારમાં ઘણી ઓછી હોય છે. મર્હૂમ સંઘવીજીનો મેળાપ ઘણા વર્ષ પર પ્રથમ અમને સુરતમાં થયો હતો. તે વખતે જ તેમણે અમારું અંતઃકરણ જીતી લીધું હતું. અમને યાદ આવે છે તે એ કે જ્યારે તેઓ રાજ્યકીય ક્ષેત્રમાં હતા ત્યારે સુરતની કોંગ્રેસ સમયે સ્વાતંત્ર્ય પર જોરદાર ભાષણ કરતા હતા. તે સભામાં લોકમાન્ય તીલક મહારાજ હાજર હતા તેમણે પણ તેમની વાગ્ધારાની પ્રશંસા કરી હતી. તે સમયનો તેમનો મિલનસાર સ્વભાવ, નમ્રતા, નિરભિમાનતા, શરીરનો સુદૃઢ બાંધો અને ચાંચલ્ય સૌ કોઇનાં ધ્યાન ખેંચતાં હતાં.

'**वसुधैव कुटुम्बकम्**'-ની ભાવના પર જીવનદોરે અને વિશ્વમાં સાચી શાન્તિ આણવા પ્રયત્ન કરે અને વૈદિકધર્મની રક્ષા થાય એવા હેતુથી તેઓશ્રી રાજકીય ક્ષેત્રમા જોડાયા હતા. તેમની રાજ્યકીય નીતિ લોકમાન્ય તીલકની વિચારશ્રેણીને અનુરૂપ હતી. પોતે નિસ્પૃહ અને નીડર કાર્યકર હોવા છતાં નમ્રતાનો નમુનો બ્રાહ્મણોના પરમ ભક્ત, ગૌ બ્રાહ્મણ પોષક અને સંરક્ષક, તેમજ જનસેવા કરવા સદાયે તત્પર રહેનાર કર્મવીર હતા.

ભારતીય ધર્મ અને તત્વજ્ઞાનમાંથી જેટલા અનામત સિદ્ધાન્તો તેમને સત્ય લાગ્યા તે તેમણે પોતાના જીવનમાં ઉતાર્યાં, એ રીતે એક મહામૂલ્યવાન સિદ્ધિ પ્રાપ્ત કરી. ધર્મ પ્રચાર માટે અવિરત કામ એજ ફત્તેહની ચાવી છે એવા સુદૃઢ વિચારોથી તેમણે ધર્મ મંગલા પત્ર પ્રસિદ્ધ કર્યું; અને તેમાં પડતી આર્થિક મુશ્કેલી-નુકસાની પોતે સહન કરીને પણ વર્ષો સુધી પ્રકાશન ચાલુ રાખ્યો, ભારતીય સંસ્કૃતિની વાઙ્ગમય સેવા કરી, અનેક સુવિચારોનો પ્રચાર કર્યો છે.

તેઓ શ્રી શિવ વિષ્ણુમા અભિન્નભાવ રાખતા હતા. અને અધ્યાત્મવિદ્યાના અભ્યાસી હોઇ એક વખત શ્રીમાન્ નૃસિંહાચાર્યજીના અનુગામી અને તેમના સિદ્ધાન્તોના પણ પ્રચારક હતા.

આપણી સંસ્કૃતિ અને સંસ્કૃત ભાષા પર તેમને બહુ માન હતું તેથી તેના પોષણ અને સંવર્ધન માટે ધ્યાન રાખતા અને આવી કેટલીક ગીર્વાણ સંસ્થાઓમા બનતી સહાય આપતા.

આશરે સને ૧૯૩૭-૩૮ ની સાલમા મહૂંમ પટેલ વિઠ્ઠલભાઇએ વડી ધારાસભામાં વર્ણાન્તર લગ્નનું બીલ રજૂ કરેલું. તે સમયે સુરતમા સનાતન ધર્મ વિધ્ય વિરૂદ્ધ પ્રચાર સામેની પ્રોટેસ્ટ કમિટી હતી. તે કમિટીના એક સંચાલક તરીકે અને સુરત સનાતન ધર્મ સભાના માનદ મહામંત્રી તરીકે અમારે તે આવેલા બીલ સામે વિરોધ ઉઠાવવાનો હતો. તેના પ્રચાર માટે એક પ્રખર વક્તાની આવશ્યકતા હતી. આ સમયે મુંબઇમાં બ્રહ્મીભૂત શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ શંકરાચાર્ય મહારાજ મહૂંમ સંઘવીજીના સહયોગથી પેલ બીલ સામે વિરોધનો પ્રચાર કરતા હતા તે વર્ણન મુંબઇના ગુજરાતી પત્રમા વાચવાથી અમારૂં ધ્યાન તેમના તરફ આકર્ષાયું અને અમોએ સુરત તેમજ સુરત જીલ્લામા પટેલ બીલ વિરૂદ્ધ પ્રચાર માટે તેઓશ્રીને નિમંત્રણ મોકલ્યું તે તરતજ સ્વીકારીને શ્રી શંકરાચાર્ય મહારાજ તથા શ્રી સંઘવીજી, અન્ય વિદ્વાન્ વક્તાઓને સાથે લઇને સુરત પધાર્યાં અને માનત્રીજીની વાડીમા અને બાલાજીના મંદિરના વિશાળ ચોકમાં તે સમયે સંઘવીજીએ જે હૃદયસ્પર્શી ભાષણો આપ્યાં હતા,

તે હજૂએ અમારા કર્ણપટ પર ગુંજારવ કરી રહ્યાં છે. તે વખતના સંઘવીજીના અસરકારક પ્રચારના પરિણામે તે બીલને તે સમયે પડતું મૂકવામાં આવ્યું હતું.

તેમના પિતા પિતામહ અને પ્રપિતામહ ડાકોરનાથ શ્રીરણછોડરાયના પરમ ભક્ત હતા. તેમના પિતામહ અમદાવાદથી સંઘ લઇ ડાકોર આવતા હતા. તે પરથી તેમની અટક સંઘવી તરીકે પ્રસિદ્ધિને પામી છે. પૂર્વગામી સંઘવીએ પોતાને ઉતરવા માટે ડાકોરમાં મકાન રાખેલુ હતું. તે મકાન સ્વ. નગીનદાસ સંઘવીજીએ પોતાનાં સ્વર્ગસ્થ પત્નિ હરિમંગળાબ્હેનની ઇચ્છા પ્રમાણે તેમના સ્મરણાર્થે ડાકોરના ધર્મનિષ્ઠ શ્રીયુત કાળીદાસ રામચંદ્ર ભટ્ટ બી. એ. એલ. એલ. બી. વકીલને બ્રહ્મપુરી દાન તરીકે એટલે રાચરચીલું અન્ન પાત્રાદિ સહિત ભરીને બ્રહ્માર્પણ કરેલ છે. એટલું જ નહિ પણ શ્રી. કાળીદાસભાઇના અભ્યાસ સમયમા પોતાનાથી બની શકે તેટલી સહાય તેમને આપેલી છે. તેમજ બીજા ઘણા વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપી ઉત્તેજન આપ્યું છે. જે ઉદાર દીલના દાતાઓને અનુકરણીય છે.

પરમોત્સાહી શ્રી. રતિલાલભાઇ મનસુખરામ પટેલે અમારા એકાંતિક જીવનમા પણ અમોને શોધી કાઢયા અને લખવાને પ્રેરણા કરી છે તે પરથી વિચાર આવે છે કે :—

पुण्य क्षेत्रे कृतं पुण्यं येन क्वाप्यतिदुष्करम् ।
तस्य पुत्रो भवेद्वश्य· समृद्धो धार्मिकः सुधीः ॥

જેણે પુણ્ય ક્ષેત્રમા દુષ્કર તપ કર્યું હોય. તેનો જ પુત્ર સમૃદ્ધિવાન, ધર્મિષ્ઠ, પિત્રાજ્ઞાપાલક અને સુબુદ્ધિમાન થાય છે તે પ્રમાણે શ્રી. રતિલાલભાઇ સંઘવીજીના ભત્રિજા થાય છે અને તેમના ટ્રસ્ટના એક ટ્રસ્ટી છે. તેમના વંશના પુણ્યથી તેમનામાં સુસંસ્કારો ઉતરી આવેલા છે. તેમના અંતઃકરણમા જન્મેલી પવિત્ર ભાવનાઓ જગતના કલ્યાણાર્થે પ્રકટ કરવા માટે તે ભગીરથ પ્રયત્ન કરે છે. અને સદ્‌ગત સંઘવીજીની ભાવનાઓને પોષવા સતત પ્રયત્નશીલ છે. તેઓ પણ અમદાવાદ રાયપુર પાઠશાળાના મહામંત્રી છે અને આ પ્રમાણે અન્ય સત્કાર્યો કરવા મર્હુમ સંઘવીજીના પગલે ચાલી. તેઓ પોતાનું જીવન ધન્ય કરી રહ્યા છે.

સ્વ. શ્રી સંઘવીજીનાં ધર્મપત્નિ હરિમંગળાબ્હેન એક આદર્શ સન્નારી હતાં. આ દંપતિએ ગુજરાતના ગૌરવમાં વધારો કર્યો છે. શ્રી સંઘવીજીના અનેરા સત્કાર્યોથી તેઓને અનેક પદ્દિદાનો પ્રાપ્ત થયાં હતાં. તેમની સ્મરણ શક્તિ, ધારણા શક્તિ, ઇચ્છા શક્તિ, ઉત્સાહ શક્તિ અને શરીર શક્તિ બહુ સુદૃઢ હતી.

असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत् ।
अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुरिति ॥
(तैति. ब्रह्मवल्ली ६, ४).

બ્રહ્મ નથી એવું જાણનારાઓ 'असत' અસંત છે. બ્રહ્મ-વિજ્ઞાન સાધ્ય છે. એવું જાણનારાઓ સન્ત છે.

'आचारलक्षणो धर्मः सन्तश्चाचारलक्षणाः'
(મહાભારત)

આચાર જ ધર્મનું લક્ષણ છે. સદાચારી હોવું એજ સન્તનું લક્ષણ છે. આ ઉચ્ચ સદ્ગુણો સંઘવીજીમાં વિશુદ્ધભાવે વિલસતા હતા. આ તેમની સુવર્ણ સ્મૃતિયો જગતમાં જગમશહુર ચિરઃસ્મરણીય અને અનુકરણીય એક સન્ત તરીકે જવલંત બની રહે એમ ઇચ્છતાં મહૂમનું વ્યષ્ટિ ચૈતન્ય પરમાત્માના સમષ્ટિ ચૈતન્યમાં વિલય પામેલ છે, તે ચેતના શક્તિ વંશજોમાં પ્રકટ થાઓ तथास्तु ॥

✶

## શ્રી સંઘવીજી સંબંધી વૃત્તાન્ત સંસ્મરણ કુસુમો

### શાસ્ત્રીજી શ્રી ત્રિભુવનશંકર લલ્લુભાઇ દ્વારા સંગૃહીત કરનાર.
### શ્રીયુત વાસુદેવપ્રસાદ ત્રિભુવનશંકર શાસ્ત્રી

શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સઘવીજી, સનાતન વૈદિક ધર્મનિષ્ઠ, સ્વધર્મમાં ચુસ્ત, સંસ્કૃત વિગેરે વિદ્યાઓમાં નિષ્ણાત અને ધર્મ પાલન કરવુ તથા કરાવવું તેમાં નીડર રહી વચમાં આવતાં વિઘ્નોને નહિ ગણકારનાર ઉદાત્ત સ્વભાવના હતા.

તેઓ સંસ્કૃતના જ્ઞાતા હોવાથી પાઠશાળામાં લેવાતી પરીક્ષાઓ ઉચ્ચ કોટિના શ્રી પ્રોફેસર આનન્દશંકરભાઇ, શ્રી કમલાશંકરભાઇ, મહામહોપાધ્યાય શ્રી હાથીભાઇ શાસ્ત્રી, શીઘ્રકવિશ્રી શંકરલાલ ભાઇ જયપુરના રાજવૈદ્ય ગંગાધર કવિશ્રી વિગેરે પરીક્ષકો જેવા હતા અને સારી સેવા બજાવતા હતા.

વળી જયારે જયારે પ્રસગો પ્રાપ્ત થાય ત્યારે સારા પંડિતોનો લાભ લેવાનું ચુકતા નહિ.

વળી પ્રયાગમાં માઘ વિગેરેમા કુંભ મેળા ઉપર સારા સારા વિદ્વાનો જેવા કે પંડિત મૂર્ધન્ય શ્રી શિવકુમાર શાસ્ત્રીજી, શ્રી લક્ષ્મણ શાસ્ત્રીજી દ્રાવિડ વિગેરેને બોલાવી તેઓ પાસે સમસ્ત પ્રજાને ધર્મનો ઉપદેશ પ્રાપ્ત થાય તે હેતુથી પ્રજા સમક્ષ વ્યાખ્યાન અપાવતા.

સાથે તેઓ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની સ્થાપના તથા તેના પ્રચાર કાર્યમાં પણ વધુ રસ લઇ તેના અધિવેશન વિગેરેમા હાજરી આપી ઘણો સ્વાર્થ ત્યાગ કરી પુરૂષાર્થ કરતા.

જળગાંવ, ગુરૂવાયુર જેવા સ્થલોએ ભરાયેલા અધિવેશનોમા પણ પોતાના ખર્ચે જઇ, બનતો ધર્મના ઉદ્ધાર માટેનો પ્રયાસ કરતા હતા.

સાથે દક્ષિણમાં ભરાએલા અધિવેશનોના પ્રસંગ વખતે ખાસ કરીને તેઓ:પોતે રહીને શ્રી ૧૦૦૮ આદ્યશંકરાચાર્યની જન્મ ભૂમિ જે કાલટી નામના ગામમાં આવેલી છે. અને જે ગામ પૂર્ણા

-નામની નદીના કિનારે છે ત્યાં ગુરુવાયુરથી મોટર મારફતે પૂ. પિતાશ્રી ત્રિભુવનશંકર શાસ્ત્રીજી વિ. સાથે તેઓ ગયેલા, ત્યાં ચાલતી વેદની પાઠશાળાની મુલાકાત લીધેલી ત્યાં સરસ્વતી દેવીનું મંદિર છે ત્યાં ભગવતી સરસ્વતીનાં દર્શન પૂજા પણ કરી હતી.

તેમની સનાતન ધર્મ પ્રત્યે કેટલી ભાવના હતી તે આવાં કષ્ટો સહન કરી જન કલ્યાણ થાય તેવા પ્રયત્નો આદરવા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

સાથે પોતે ધર્મમાં ઘણી વંખતે જણાતી અન્તર ગ્રન્થિઓ કે જેનો ઉકેલ વિદ્વાનોની સમિતિ મલી કરી શકાય તો તે પણ કરવા ચૂકતા નહિ.

તેમજ આ શૌચ વિગેરેની બાબતો પણ સ્પષ્ટ કરવા તેઓ શ્રી મહામહોપાધ્યાય શાસ્ત્રીજી શ્રી રામકૃષ્ણ હર્ષજી જેવા અગ્રગણ્ય વિદ્વાનોને સેવવા પણ ચૂકતા નહિ.

સાથે તેમનો ઉત્તમ ગુણ કે જે સ્પષ્ટ વકતૃત્વ તે તો તેમની "ધર્મ મંગલા" ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે, સાથે નિયમ છે કે મન ઇચ્છિત વેદશાસ્ત્ર સ્વીકૃત જે વસ્તુ હોય તેને જે ન માને ને વાત દીવા જેવી હોય—તો તે સમજાવવા માટે શુદ્ધ ચિત્તના માણસને ગમે તેવા કઠોર શબ્દો બોલવા અવસર પ્રાપ્ત થાય તે દેખીતું જ છે, બાકી તે ઉપર છલ્લા જ હોય છે, આન્તરિક નહિ.

મુંબઇના મનુભાઇ, સોલીસીટર હીરાલાલ ડાહ્યાભાઈ તથા મોટા મંદિરના ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજશ્રી તથા શ્રી શારદાપીઠાધીશ્વર શ્રીરાજરાજેશ્વરાશ્રમ શંકરાચાર્ય શ્રી વિગેરેની સાથે રહી યોગ્ય તીર્થસ્થાનોમાં ડાકોર જેવામાં ધર્મની જાગૃતિ કરવા આગળ આવતા; અને વૈયક્તિક પ્રેમ હોવા છતાં પણ યોગ્ય ભૂલો કહેવા વિદ્વાનો માટે પણ ખચકાતા નહિ. આચાર્યોની પણ ત્રુટિ જણાતાં સૂચવવા અટકતા નહિ એવા તેઓ નીડર રહી કાર્ય કરવા હંમેશાં ઉત્સાહી રહેતા હતા.

★

# સાક્ષરવર્ય સનાતન ધર્મભૂષણ શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના જીવનનું સંસ્મરણ

**( શ્રી. વ્રજલાલ ત્રિભુવનદાસ ધર્મરત્ન )**

હિન્દુસ્થાનના ધાર્મિક ઇતિહાસના સંકટ કાલીન સમયમાં જ્યારે જ્યારે હિંદુ જાતિ અધઃપતનની અંતિમ અવસ્થાએ પહોચી ત્યારે ત્યારે જે જે મહાપુરુષોએ ધર્મ જાતિ તથા દેશના પુનરુદ્ધારનું વ્રત ધારણ કરીને સમાજની સામે ત્યાગ અને સેવાનો જે અનુપમ આદર્શ સ્થાપિત કર્યો એવા પુરૂષના જીવનને તત્કાલ સમજવું સાધારણ મનુષ્યોને માટે અતિ કઠણ છે. ચાતુર્વર્ણ્ય પ્રજાની અનેક વિધ જાતિઓમાં ચાર્વાકો અને સુધારકોની મનોરમ્ય શબ્દજાળમાં લોભાઇને સ્વેચ્છાચારિતા અને અનુશાસન હીનતાએ જ્યારે પોતાની જડ જમાવી, માનવતાને નામે દુર્બળો અને દુઃખીઓના ઉદ્ધારની આડમાં સનાતન ધર્મ અને વર્ણાશ્રમ વ્યવસ્થાની પરંપરાનો ઉચ્છેદ કરવામાં આવ્યો, ધર્મપ્રાણ હિંદુજાતિમાં જે વખતે ધર્મ-ગ્લાનિ અને અધર્મનો અભ્યુદય અનુભવવામાં આવ્યો, રાષ્ટ્રિયતા અને સમાનતાના સિદ્ધાન્તોએ જ્યારે ધાર્મિકો ઉપર આક્રમણ કરીને અત્યારનું વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું અને આખો માનવ સમાજ અધાર્મિક, અનૈતિક અને અરાષ્ટ્રિય પ્રવૃત્તિઓને કારણે જ્યારે અવશ્યં ભાવી વિનાશના મુખમાં જઇ પડયો અને ચારેય તરફ જ્યારે ઘોર અંધકાર અને નિરાશાનું વાતાવરણ છવાઇ ગયું, તે વખતે ધર્મનું સંસ્થાપન, સમાજ અને જાતિઓનું પુનઃ સંગઠન રાષ્ટ્રનું પુનરુત્થાન કરવાની આવશ્યકતા સ્વીકારવી પડી છે. અને એવા અશાંત અને ભ્રષ્ટ વાતાવરણમાંથી સમાજને પોતાના ધર્મ અને કર્તવ્યનું ભાન કરાવી, અધોગતિ અને વિનાશના મુખમાંથી ઉગારી લેવા માટે સંસારમાં એવા મહા પુરૂષોનો આવિર્ભાવ થાય છે. અને ગમે તે જોખમે પોતાનું કર્તવ્ય પુરૂં કરી મહા પ્રયાણ કરી જાય છે. એવા પુરૂષોના જીવનમાં સ્વ સિદ્ધાંતનો આગ્રહ હોય છે. સ્વદેશ અને સ્વજાતિ પ્રત્યે સાચો પ્રેમ હોય છે તથા સ્વધર્મનું અભિમાન હોય છે. શ્રી સંઘવીજીના જીવનમાં આ ત્રણેય ગુણોનો

એક સરખો સમન્વય હતો. તેઓએ કદિ પણ લોભથી કે ભયથી સ્વસિદ્ધાંતનો ત્યાગ કર્યો નથી. તેઓ હંમેશાં સ્વદેશને માતૃભૂમિ અને જ્ઞાતિને ગંગાસ્વરૂપ સમજતા હતા, ધર્માભિમાન તો તેમના જીવનનો આધારસ્થંભ અને મુખ્ય પ્રાણ હતો. છતાં તેમનામાં ધર્માન્ધતા કે ધર્મઘેલછા ન હતી.

ધાર્મિક મનોવૃત્તિના વિકાસમા ધર્માભિમાનનું પણ વિશેષ સ્થાન છે. અને એ સર્વ સમત વાત છે કે ધર્માભિમાનને જાગૃત રાખવામાં ધર્મપ્રેમીને અધિક પ્રસન્નતા ઉપજે છે. પરંતુ અવશ્ય એ ધર્માભિમાનમાં નમ્રતામિશ્રીત હૃદયની ભાવના હોવી જરૂરી છે. ધર્મ-પ્રેમી મનુષ્ય નમ્રતામિશ્રિત ધર્માભિમાનથી ધર્માંધતાને દૂર રાખીને પોતાનો પ્રકાશ અને જાગૃતિ ફેલાવવા સફળતા મેળવી શકે છે, ધર્મજીજ્ઞાસુ વ્યક્તિઓ પણ એવા નમ્રતાપૂર્ણ સાચા ધર્માભિમાનીઓ પાસેથી પોતાની ધાર્મિક વૃત્તિઓને ઉત્સાહિત અને વિકસિત કરવાની ઈચ્છાને તૃપ્ત કરી શકે છે. નમ્રતાપૂર્ણ ધર્માભિમાન વિરોધીઓ અને વિધર્મીઓને પણ ધર્ષા અને યુદ્ધથી દૂર રાખે છે, એટલું જ નહિ પણ એવા નમ્રતાપૂર્ણ ધર્માભિમાની પુરૂષો વિધર્મીઓના હૃદયમાં પોતાના ધાર્મિક સિદ્ધાંતોને સ્થાપિત કરવામાં અને પોતાના ધર્મ પ્રત્યે આદર ઉત્પન્ન કરવામાં વિજયી બને છે. ધર્મની જ્યોતિને અખંડ પ્રજ્વલિત રાખવામાં અને લોકોના અંતઃકરણમા ધાર્મિક ભાવ જાગ્રત રાખવામાં ધર્માભિમાન જ એક માત્ર સાધન છે. જેના હૃદયમાં આવા ધર્માભિમાનની જ્યોતિ સળગતી હોય છે એના જીવનમાં ઉદારતા અને વીરતાના ગુણોનું વિરલ સંમિશ્રણ પણ હોય છે. ઉદારતા ધર્મનો પ્રકાશ ફેલાવવામાં સહાયક બને છે અને વીરતા ધર્મનું સંરક્ષણ કરવામા સફળ બનાવે છે.

સંઘવીજીનું આખું જીવન ધર્માભિમાનથી પરિપૂર્ણ હતું. એમનું હૃદય ધાર્મિક વિવેક અને નમ્રતાને કારણે સાફ અને નિર્મળ હતું. એ નિર્મળ હૃદયમા સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિના પ્રકાશપૂર્ણ દીપક જીવનની આખર ઘડી સુધી સદાય બળતા જ રહ્યા. એ દીપકના દિવ્ય પ્રકાશે કેવળ સંઘવીજીના અંતઃકરણને જ અજવાળ્યું એમ નહીં, પણ એ દિવ્ય પ્રકાશે સંઘવીજીની ઓજસ્વી

વાણી અને તેજસ્વી કલમ દ્વારા અંતઃકરણમાંથી બહાર નીકળી સનાતન ધર્મી જગતમાં અજ્ઞાન અંધકારનો નાશ કરી જ્ઞાન સૂર્યનો ઉદય કર્યો. જે વખતે વિધર્મિઓ અને નવધર્મિઓ દ્વારા ચાતુર્વર્ણ્ય વ્યવસ્થાનો વિધ્વંસ થઇ રહ્યો હતો, સત્તાધારીઓ અને સુધારકો તરફથી અનેક ધર્મ વિરોધી કાયદાઓ અને કાવત્રાઓ દ્વારા સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિ ઉપર કુઠારાઘાત થઈ રહ્યા હતા. તથા અખિલ સનાતનીઓ અને સહધર્મી સ્વાર્થસાધુઓ તરફથી વિપરીત વાતાવરણ અને ઘાતક નીતિનો પ્રચાર થઇ રહ્યો હતો; એ વખતે આ વીર પુરૂષે કેવળ ગુજરાતને જ પોતાનું કાર્યક્ષેત્ર નહી બનાવતાં અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘમાં સામેલ થઇ વિસ્તૃત ભારતને પોતાનુ કાર્યક્ષેત્ર બનાવી સ્વકર્તવ્યનુ પાલન કર્યું હતું. સનાતન ધર્મીઓમાં વખતે વખતે પારસ્પરિક સંઘર્ષ અને મતભેદની નોબત વાગતી, તે વખતે સનાતન ધર્મના સિદ્ધાંતને જરા પણ આંચ નહી આવવા દેતાં તેમજ સાંસ્કૃતિક માન્યતામાં પણ જરાય જતું કરવાની કે ઢીલું છોડવાની મનોવૃત્તિ નહીં દાખવતા, કુશળતાપૂર્વક એ સંઘર્ષનો નિકાલ લાવવામાં તેઓ સદાય પ્રયત્નશીલ રહેતા. સનાતન ધર્મના મહામાન્ય ચાણક્યોએ અ. ભા. વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના અમદાવાદ તથા નાગપુર અધિવેશનોમાં પોતાની જાળ બિછાવીને સંસ્થાને પાછળ રાખી પોતે આગળ આવવાનો પ્રયત્ન કર્યો એ વખતે શ્રીયુત સંઘવીજી અને સાગાણીજીની વીરતા અને વિચારક બુદ્ધિએ એ ચાણક્યોને કેવી રીતે પોતાના કાર્યમાં વિફળ, અશક્ત અને કર્તવ્ય–વિમૂઢ બનાવ્યા હતા-એ વાત તે અધિવેશનોમાં ભાગ લેનારા સહુ કોઇને વિદિત જ છે. સંઘવીજીનું ધર્માભિમાન અને વીરતાને કારણે, ખરૂં કહેવામા આવે તો જ્યાં જ્યા સંઘવીની ઉપસ્થિતિ જોવામાં આવતી, ત્યાં ત્યાં સનાતન ધર્મના હિત શત્રુઓ અથવા સ્વાર્થ સાધુઓ સનાતન ધર્મ અથવા હિંદુ સંસ્કૃતિ ઉપર આક્રમણ કરવાનું કે આક્ષેપ કરવાનું કદિ પણ સાહસ કરી જ ન શકતા. તેઓ સંઘવીજીની સામે ચૂપ રહેવામાં જ પોતાનું શ્રેય અને ઇજ્જત સમજતા હતા. સંઘવીજીના વૃદ્ધ શરીરની જર્જરિત

નાડીઓમાં સુવાનીનું લોહી વહેતું હતું. એમનો ઉત્સાહ, પ્રખર બુદ્ધિ અને ધર્માભિમાનની કટ્ટરતાને કારણે સનાતન ધર્મની સભાઓ અને અધિવેશનોમાં અને ખાસ કરીને વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘમાં અમુક એવા સજ્જનોનું સંગઠન અને અદ્ભુત ક્ષમતાનું પરિબળ જમાવવામાં આવ્યું હતું કે તેમની સામે સનાતન ધર્મના કાચાપોચા વિચારવાળાઓ અથવા વિરોધિયો ખુશ રાખવાની ઘાતકવૃત્તિવાળાઓનું કંઈ પણ કામ આવતું નહી. અને તેઓ સંઘવીજીના આ સંગઠનની સામે આત્મસાત અને હત પ્રભાજ જોવામાં આવતા.

સંઘવીજી સમ્પન્ન અને અન્ન વસ્ત્રની તથા કુટુમ્બની ચિંતાથી મુક્ત હતા એટલે તેઓ બીજાની સહાયનાની પરવા અથવા અપેક્ષા નહી રાખતા સનાતન ધર્મની રક્ષા અને પ્રચારના કાર્યમાં ખુલ્લા દિલથી સ્વસાધનો અને સ્વશક્તિનો ઉપયોગ કરતા. એનું પ્રબળ પ્રમાણ એ છે કે પોતાને ખર્ચે અને પોતાને એકલે હાથે માસ્તા-હિક "ધર્મ-મંગલા" નુ વર્ષો સુધી–જીવનની અંતિમ ઘડી સુધી સંચાલન કર્યું અને તેમાં કોઈની પણ સહાયના કે ગ્રાહકો પામેથી પણ લવાજમ વસુલ થાય છે કે નહિ તેની કદી પણ દરકાર ન કરી. તેમજ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના વાર્ષિક અધિવેશનમા તન, મન, ધનથી સહાયના કરીને અપૂર્વ સ્વાર્થ ત્યાગ અને હૃદયની ઉદારતાનો પરિચય આપ્યો છે. એમના ઓજસ્વી ભાષણો અને કવિત્વશક્તિ એમની સાક્ષરતાને શોભાવતા. સાક્ષરતા એ સભ્યતા અને સંસ્કૃતતાની નિશાની છે. વાણીની વિમળતા અને કનમની કોમળતા એ સાક્ષરતાના અનુપમ ગુણો છે. શ્રીયુત સંઘવીજીની વાણીમા અને ધર્મમંગલાના તંત્રીપણામા લખાયેલા તેમના લેખોમા એ ગુણોનું વારંવાર દર્શન થતું. પરંતુ સંઘવીજીની વિલક્ષણ બુદ્ધિએ એ જાણી લીધું કે સમયની લહેરને વિમળતા અને કોમળતાના ગુણો રોકવામાં અસમર્થ બને છે, ત્યારે સમય સમય પર એ ગુણોને સ્થાને ઉગ્રતા અને કઠોરતાનુ આરોપણ કરવું પડે છે. સંઘવીજીના જીવનના છેલ્લી પચીસ માં સમયની લહર બહુ જ પ્રબળ વેગથી ચાલી રહી હતી. વિરોધાયો અને વિધર્મીઓ સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિને

આત્મસાત કરવા આકાશ પાતાળ એક કરી રહ્યા હતા, શાસકો અને સુધારકો પ્રાચીન રીતરિવાજોને બદલી સમાનતા અને સ્વાધીનતાની આડમાં જાતીયતા અને વર્ણાશ્રમ વ્યવસ્થાનો વિધ્વંસ કરી રહ્યા હતા તથા મંદિરોની મર્યાદા અને સ્પર્શાસ્પર્શ વિવેકની વાડનો ઉચ્છેદ કરી રહ્યા હતા. અને વિલક્ષણ વાત તો એ હતી કે આ આનર્થ પ્રબળ પ્રવાહના આદિ સ્રોતનો ઉદ્ગમ પણ સંઘવીજીનાં જ જન્મસ્થાન અમદાવાદમા સાબરમતીને સામે કિનારેથી શરૂ થયો હતો. સંઘવીજીની કસોટીનો આ પ્રસુતિ કાળ હતો. કાંતો ચૂપ મારીને તેઓ પોતાના ઘરમાં બેસી રહે અથવા કેસરિયા કરીને ખુલ્ના મેદાનમાં યુદ્ધને માટે રણાંગણમાં ઉતરે ! સનાતન ધર્મના અજેય યોદ્ધાને માટે સમયના પ્રવાહમાં વહેવાનું તો સ્વપ્નમા પણ શક્ય ન હતું. તેમ પોતાના સ્થાનમાંથી પોતાની નજરની સામે આ ધર્મ વિપ્લવકારી અનર્થોનો દેશભરમાં પ્રચાર અને પ્રસાર થાય એ પણ તેમને માટે સહ્ય નહોતું. સાબરમતીને કિનારેથી ઉઠેની એ ઉન્માદકારી તરંગો દૂર દૂર પોતાનો પ્રભાવ ફેલાવી રહી હતી. એ વખતે આ સંઘવીજીએ સાક્ષરતાના અને સભ્યંમન્યતાના સ્વરૂપને પલટો આપ્યો. વાણીની વિમળતા અને કલમની કોમળતાના સિદ્ધાન્તનો ચોગો ફગાવી નાખી વાણી અને કલમમાં ઉગ્રતા અને કઠોરતાનું આરોપણ કર્યું. પોતે ગુંડાઓના સંઘમા નિરાપદ ન હોવા છતા નિર્ભયતા અને નિડરતા ધારણ કરી ધર્મ અને સંસ્કૃતિની રક્ષાને માટે એકલે હાથે લડયા અને આખર સુધી અણનમ રહ્યા. તેમના સ્નેહીઓને માટે એમની એ ક્ષત્રિયોચિત્ત વીરતાના ગુણોનું જવલંત ઉદાહરણ અને સુમધુર સંસ્મરણ છે. ધર્માભિમાનને છોડી ચુકેલી અને અંગ્રેજોના શાસનથી રૂંધેલી પાગલ પ્રજાને, રાષ્ટ્રિય એકતાની રસ્સીથી બાંધવામા સફળતા પ્રાપ્ત કરવા માટે સુધારકોએ અનેક નવી નવી સંસ્થાઓની સ્થાપના કરી, નવી નવી નીતિયો અને નવા નવા કાર્યક્રમોની રચના દ્વારા દેશમા જાગ્રતિના યા ગણેશ કર્યાં હતા. ઠીક એવે સમયે શ્રીયુત સંઘવીજીએ "ધર્મમંગળા"નું પ્રકાશન કરીને પ્રકૃત ભાષામાં–લોકોને રમુજી રીતે ને સચોટ ભાષામા ધાર્મિક ઉપદેશ દેવાનું શરૂ કર્યું. રાષ્ટ્રિયતા અને સમાનતાના માયાવાદનો પડદો ફાડી નાખીને સ્વરાજીઓ અને

સુધારકોના છજાને ઉઘાડો પાડવામાં સંઘવીજીએ અકાટ્ય તર્ક અને યુક્તિવાદનો આશ્રય લઈને સમયના પ્રવાહને બીજી દિશામાં વાળવા અથાક પરિશ્રમ કર્યો. એમના ભાષણો અને લેખોએ કોંગ્રેસના અન્યાયો અનાચારો અને અત્યાચારોને ઉઘાડા પાડયા. એક પ્રકારે સંઘવીજીએ કોંગ્રેસનો ઉઘાડો વિરોધ કરીને વિદ્રોહનો શંખનાદ ફુંક્યો અને ઘોષણા કરી કે ધર્મ અને સંસ્કૃતિના દ્રોહિયો કદિ પણ દેશભક્ત હોઈ શકે જ નહીં; એવા પ્રછન્ન દેશભક્તો દ્વારા સ્વાધીનતા અથવા રાષ્ટ્રિય એકતા પ્રાપ્ત થઈ શકેજ નહી. અપિતુ લોકોને ધર્મ જાતિ અને દેશનો વિલય થઇ મહાન અરાજકતા અને વિશ્વસંનાજ ભોગ બનવું પડશે. પ્રજાના સુખ સમૃદ્ધિનો નાશ થઇ પરસ્પર વિરોધ અને વિદ્વેષનો દાવાનળ સળગી ઉઠી સ્વયં પ્રજાનો પણ નાશ થશે. ખરેખર દીર્ઘદર્શી સંઘવીજીની આ ભવિષ્યવાણી સ્વતંત્રતા પ્રાપ્ત થયા પછી પણ આજ અક્ષરશઃ સાચી પડી છે.

સંઘવીજીની સનાતન ધર્મની સેવાઓ અને સહાયતાઓની કદર કરીને ભાવનગરની ધર્મપ્રાણ સનાતની પ્રજાએ પોતાના એ સાક્ષરોત્તમ ધર્મવીરને સુવર્ણપદક અને "સનાતન ધર્મભૂષણ" ની પદવી આપીને એમનું સરઘસ કાઢીને અપૂર્વ સન્માન કર્યું. ધર્માચાર્યોએ પણ તેમને "સનાતન ધર્મ માર્તંડ" આદિ પદવીઓથી અલંકૃત કર્યા. તેમજ અન્યોન્ય સનાતન ધર્મ સભાઓ અને સંસ્થાઓએ અનેક માનપત્રોથી નવાજ્યા. એવા સદ્ચારિત્ર્યવાન ધર્માત્મા કર્મનિષ્ઠ અને સ્વધર્મ તથા સ્વસિદ્ધાંતને અંત સુધી વળગી રહેનાર પુરૂષનું આદર્શજીવન ચરિત્ર છપાવીને પ્રસિદ્ધ કરવું એ ગુણગ્રાહકતા અને કૃતજ્ઞતા છે. સંઘવીજીના ટ્રસ્ટિઓએ ખરેખર આ સમયોચિત સ્તુત્ય પગલું ભર્યું છે એ માટે એમને ધન્યવાદ ઘટે છે. ખરી રીતે ઉચિત તો એ હતું અને છે કે સંઘવીજી જેવા આદર્શ પુરૂષનું સમસ્ત સનાતન ધર્મી પ્રજા તરફથી કાંઈક વિશેષ પ્રકારે સ્મારક ઉભું કરવામાં આવે અને એ સ્મારકના દર્શન સ્મરણથી ભાવી સનાતની પ્રજા પ્રેરણા અને કર્તવ્ય ભાવનાનું પાન કરી સદાય જીવતી જાગતી રહે અને સનાતન ધર્મનું પાલન રક્ષણ અને ઉત્થાન કરવા ભાગ્યશાળી બને ! અસ્તુ

*

# સિધ્ધપુરમાં શ્રી ગોકુલેશ જયન્તિ નિમિત્તે સંઘવીજીનું ભાષણ

## નિવેદક—પંડિતજી જગન્નાથ ગોપાળજી

શ્રીમાન સંઘવી નગીનદાસ પુરુષોત્તમદાસ "ધર્મમંગલા" ના તંત્રીએ સિદ્ધપુરમાં સંવત ૧૯૯૬ ની શ્રી ગોકુલેશ જયન્તિ નિમિત્તે થયેલા શ્રી ભાગવત સપ્તાહ મહોત્સવ સમયનું શ્રી ષષ્ટપીઠાધીશ્વર શ્રી વ્રજરત્નલાલ પૂજ્યપાદ ગોસ્વામીના સભાપતિત્વમાં આપેલું ભાષણ.

માર્ગશીર્ષ પૂર્ણિમાનો દિવસ હતો. ભાગવત ધર્મ પર વેદ-વેદાન્ત, ગીતા, બ્રહ્મસૂત્ર અને સમાધિ ભાષાના સમન્વય સાથે પ્રમાણ અનુષ્ઠયે વેદવાદ સુદૃઢ કરી સનાતન ધર્મને વિશ્વધર્મ રૂપે કેમ ઓળખવો તે માટે મતમતાન્તરવાદનો નિરાસ કરી શ્રીમદ્ ભાગવત પ્રમાણ મૂર્ધન્ય છે તેના સ્વીકારે જ વેદ માર્ગની રક્ષા સર્વોપરિ દર્શાવી છે. સભાપતિની આજ્ઞા મેળવી સંઘવીજી પોતાની વ્યાખ્યાન પ્રવૃત્તિનો આનંદ લેવા લાગ્યા.

પ્રમુખસહ ઉપસ્થિત વિદ્વદ સમાજ અને સર્વ સજ્જનો અને સન્નારીઓને વિનવી સનાતનના માર્મીક સિદ્ધાંતને સંક્ષેપમાં ક્રમપુરઃસર કહેવા લાગ્યા.

સનાતન ધર્મનો પાયો ઘણો મજબુત છે. ઘણા પરિવર્તનો કાળબળે થયાં અને થશે પરંતુ સનાતન ધર્મનો કદિ અન્ત કોઇ લાવી શકે તેમ નથી. એ જ એની અજબ કળા છે. એનાથી તે સંધી સાધી શકે છે. સંધ્યાકાળ દિવસરાત્રીનો ફેરફાર કરે છે તેમ સર્વસત્તાઓનો પણ ફેરફાર કરે છે. એ ફેરફાર વખતની સ્થીતિ જાળવનારા સનાતનધર્મીઓ છે. સંધિં સાધયतीतिसंध्या સધિ સાધનારી કળાનું નામ સંધ્યા છે. ऋषयो दीर्घसन्ध्यात्वात् दीर्घमायुरवाप्नुयुः प्रज्ञां यशश्च कीर्ति च ब्रह्मवर्चसमेव च ॥

દીર્ઘ આયુષ્ય માટે પ્રજ્ઞા માટે યશ માટે કીર્તિ માટે અને બ્રહ્મવર્ચસ્વ માટે ઋષિઓએ સંધ્યા પર બહુજ ધ્યાન આપ્યું

છે. અને દીર્ઘ કાળથી તેનો ઉપયોગ કરીને સનાતન ધર્મની રક્ષા કરી રહ્યા છે.

હમણાં આપણી સામે યાંત્રીક યુગ થયો છે. અને યાંત્રીક સાધનો દ્વારા પરદેશનો સંપર્ક વધી ગયો છે. વર્ણાશ્રમનું મૂલ્ય ઘટતું જાય છે. અને સનાતન પવિત્રતાનું સ્વરૂપ સ્વચ્છતામાં પરિણમતું જાય છે, પવિત્રપણું ઘણું મોઘું દેખાય છે અને સ્વચ્છતા એકદમ સોંઘી લાગે છે. પવિત્રતાએ સંકોચ સાચવ્યો છે; અને સ્વચ્છતાએ વિકાસ સાધ્યો છે. સ્વરાજ્ય મેળવવાની લડત દેશ વરસોથી લડી રહ્યા છે. પરંતુ જેલમાં જવું, જેલનું ખાવું પીવું, ધર્મ વિરૂદ્ધ માનનાર સંસ્કાર સાથે અસહકાર કરી શકતા નથી. એથી સ્વરાજ્ય લેવાની ખાતર ગાંધીજીને મોખરે આવવાનું થયું. એમણે હિંદુ સમાજની અંત્યજ શાખાને મુસ્લીમ થતી ક્રિશ્ચિયન થતી અટકાવવા સૌથી પહેલાં સ્પર્શાસ્પર્શને કાયદાથી ઉડાવી દીધો અને પૂર્વની સંસ્કૃતિનું માથું પશ્ચિમની આકૃતિમાં મેળવી દીધું છે. એથી ગભરાવા જેવું કશુંએ નથી. ઘણી કસોટીઓ થઇ ચૂકી છે તેમાં વળી આ એક પણ થઈ જવાની છે. વિશ્વાસ જ છે, પૂર્ણ શ્રદ્ધાથી કહી રહ્યો છું. એકલા ભૌતિક સુખો મોહિત મનુષ્યોને મુબારક હજો. આપણે આધ્યાત્મ વિચારોથી એ સુખોને તુચ્છ જોઇએ છીએ. આથી દૈવી દૃષ્ટિએ તો અન્ય સુખોની અવધિ પ્રત્યક્ષ દર્શાવી શકીએ છીએ.

સર્વ ભૂદેવોને ધન્યવાદ મળ્યો છે. સંધ્યોપાસનાના એક જ કર્મથી. એ કેવળ નાક કાન પકડવાના ચાળા નથી. એ છે શ્રી ગાયત્રીનું સ્વરૂપ–પૃથ્વીને જળને અગ્નિને વાયુને અને આકાશને આત્મભાવે મંત્રોચ્ચાર સાથે સાધવામાં આધ્યાત્મીક બળ એકઠું કરી શકે છે. અને એ બળ સિદ્ધ થતાં બ્રહ્મભાવિ–બ્રાહ્મણની વાણી ચમત્કારી બને છે. મ્હોટા રાજા મહારાજાઓને શાસ્ત્રની આજ્ઞા છે કે તમે કલ્યાણ ચાહતા હોવ તો બ્રાહ્મણના વચનનો કદિ ભંગ ન કરશો. અનર્થ–અસત્યનો લેશ બ્રાહ્મણની ભાષામાં આવે જ નહિ. એ સ્વરૂપ કાળ બળે બદલાયાથી સનાતન ધર્મ પર આવાન આવ્યો છે. તેમાં કોઇની મદદ જોઇતી નથી. કેવળ 'શ્રદ્ધા–વિશ્વાસ અને'

આત્મ જ્યોતિના અમૃત તત્ત્વની ભૂમીકામાં જ વિચરવાનું છે. કદિ પણ ભૂ: શક્તિ ભુવ: શાક્ત સ્વ: શક્તિ મહા શક્તિ જન: શક્તિ તપ શક્તિ અને સત્ય શક્તિ ગુમાવશો નહિ. આધિદૈવીક શક્તિનું એ નિશાન છે. જેને ઐશ્વર્યનું ભાન છે તેને વિશાદ થતો નથી. અર્જુનને ભગવાનનો સખા કહીએ છતાં પોતે પ્રભુનું ઐશ્વર્ય ભુલી ખોટું ડહાપણ કરી હાથઆર હેઠાં મુકી ગભરાવા લાગ્યો. વીર્ય સ્વામીના સ્વરૂપને ઓળખે છે. તેના વિના કોઇ ક્રિયાથી તે હસતો નથી—પણ ઓળખતાં મારો પ્રભુ અપયશનુ કાર્ય કરતો જ નથી. એ નિશ્ચયે ભય મટી જાય છે. અને તે દ્વેષ અને લોભ પ્રભુની શ્રી ઓળખતાં કદિ થતા નથી. જ્ઞાન એવી શક્તિ છે. આકાશમાં બોલેલો એકે એક બોલ પકડાયેલો સાબીત થાય છે. રેડીયોનું કામ તપાસતાં ખાત્રી થાય છે. ઘણું જાણવાનું છે. આ ભૌતિક પંચભૂતો પાસેથી.

એ કરતાં આધ્યાત્મીક પાંચ તત્ત્વો ઘણાં પ્રબલ છે. એના પર વેદમાર્ગની સનાતન પંચાયતન પૂજાના વિચારો કરવા જેવા છે. પૃથ્વીનું પ્રબલ તત્ત્વ મહાદેવ છે. જળનું પ્રબળ તત્ત્વ ગણપતિ છે. અગ્નિનું પ્રબલ તત્ત્વ દેવી છે. વાયુનું પ્રબલ તત્ત્વ સૂર્ય છે. અને આકાશનું પ્રબલ તત્ત્વ વિષ્ણુ છે. જેનામાં પૃથ્વી તત્ત્વ વિશેષ તે શીવનો ઉપાસક બને. જળ વિશેષ તે ગણપતિનો, અગ્નિ વિશેષે દેવીનો, વાયુ વિશેષે સૂર્યનો અને આકાશ વિશેષે વિષ્ણુનો ઉપાસક બને છે. ઉપાસનાને એ આધીન તત્ત્વ વ્યક્તિગત મનુષ્યની ભોગોલીક શોધનું કારણ બને છે તેથી આ સ્થળે આ સૃષ્ટિક્રમ ભૂલવાનો નથી.

**વહ્નિશ્ચેત્ પ્રકટ: સ્વાત્મા વન્હિવત્ પ્રવિશેદ્યદિ । તદૈવ સકલો બન્ધો નાશમેતિ ન ચાન્યથા ॥** આધિદૈવિકમાં આત્મ પરીક્ષા થાય છે. કાષ્ટમાં અગ્નિ છે. છતાં બે કાષ્ટ મંથન કરી અગ્નિના તણખા નીકળે છે ત્યાં સુધી મથવામાં આવે છે. એ ઉત્પન્ન થયેલો અગ્નિ આખા કાષ્ટને અગ્નિરૂપ કરી મૂકે છે, તેમ સર્વના હૃદયાકાશમાં પ્રભુ બિરાજીત છે. તેને વિરહભાવથી બહાર પ્રકટ કરી

રસત્વત્ કર્તૃત્વ સર્વરૂપત્વ, સર્વાધારત્વ વ્યાપકત્વ અને વિરુદ્ધ ધર્માશ્રય-ત્વનો અનુભવ કરનારા દૈવીજનો છે. તેમને માટે ભૂતળ પર પોતે પધારી વ્રજભૂમિ, યમુના, આચાર્ય, શ્રી ગોવર્ધન–અને શ્રી કૃષ્ણ લીલાનુભવ કરાવે છે. જ્યાં આનંદ તિરોભાવ થતો નથી, ત્યાં અખંડ લીલાનુભવ થયા કરે છે. એ કાર્ય કરીને ત્રિલોકમાં શુદ્ધ પ્રેમ પ્રકટ કર્યો છે. સર્વધર્મોનો ધ્યેય પ્રેમ પરત્વે ગુપ્તાઇ રહેતાં આસુરભાવની નિવૃત્તિ થાય છે, સ્વાર્થ અને ક્રૂરતા પલાયન કરી જાય છે. અહિંસા, સત્ય, શૌચ દયા આસ્તિકતા આપોઆપ ખીલવા લાગે છે. ખરૂ સ્વરાજ્ય સમાજ ધર્મમાં નથી. આત્મધર્મમાં જ છે. માટે સંધિ સાધનારા સનાતન ધર્મીઓએ સત્ય સંપાદન કરવા શક્તિ કેળવવી જોઇએ. શક્તિ છે આજના યાંત્રીક બળ એના આગળ તુચ્છ લાગે છે. એ સ્વભાવ વિજય કરનારી શક્તિ છે. વૈરાગ્ય પોતાનું સર્વસ્વ પ્રભુને સમર્પી પરમાર્થ સાધવામાં પાછી પાની કરતા નથી–લોક વેદ પ્રસિદ્ધ સત્યના સાધનથી પોતાના ઇષ્ટ સર્વ શક્તિમાન અને સર્વોપરિ ભાસે છે. આ સનાતન ધર્મનાં સર્વોપરિ તત્ત્વો છે. એક એવી પ્રેમાવસ્થા પ્રાપ્ત કરતાં ભેદભાવ ટળી જાય છે, સર્વત્ર બ્રહ્મ વર્તાય છે.

આ પછી સંઘવીજીએ સર્વને વંદન કરતા આપેલા શ્રમની ક્ષમા માંગી સ્વસ્થાને બેઠક લીધી.

વળી આ ઉદાર ચરિત સંઘવીજીનું સ્વાસ્થ્ય સુદૃઢ કમાવેલું અને પરિશ્રમી હતું. વિદ્વદ્ વર્ગમાં એમનું માન પુરેપુરૂં રહેતું. પોતે પોતાની કોટીમાંથી જરા પણ ડગતા નહોતા. યથાર્થ સ્વભાવ-વાળા ખપ પુરતું જ બોલે. લોકરંજનીય સામાને રાજી રાખવા જેવું બોલે. પણ આ તો છેક મસ્ત સ્વભાવના તે ભલે સામાને ખોટું લાગે પણ નિર્ભય રીતે સ્પષ્ટ કહી દેવાની ટેવવાળા હતા. જ્યાં દરો દરો સનાતન ધર્મની ઉન્નતીના કામ કરવામાં મોખરે જ રહ્યા છે. તેવા પુરૂષ પ્રાણીને વંદન કરી એમના જીતેદ્રિકને પુષ્પાંજલી અરૂપું છું.

*

# ભારતવર્ષમાં સંઘવીજીનો પુનર્જન્મ

## લેખક : વૈદ્યરાજ ભાસ્કરભાઈ મલભાઈ

શ્રી. સંઘવીજીના સ્મરણાર્થે તેમના ટ્રસ્ટીઓએ તેઓશ્રીનો સ્મરણાંજલિ સ્મારક ગ્રંથ પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે તે બહુ સ્તુત્ય પ્રયાસ છે અને અત્યારના ભ્રમયુક્ત સમાજને માર્ગદર્શક થઇ પડશે એમ હું માનું છું. શ્રી. સંઘવીજીનાં પ્રત્યક્ષ દર્શન તો મને નથી થયાં. કારણ અમો ધ્રાંગધ્રા રાજ્યમાં તેર વર્ષ સુધી રહ્યા. એક વખત પોતે રાજકોટ આવેલા ત્યારે મારા પૂ. પિતાશ્રીને મળવાનો લાભ મળેલો. પરંતુ હું તેમના દર્શનથી વંચિત રહ્યો, પરંતુ તેઓશ્રીના મુખપત્ર ધર્મમંગલાનો હું શરૂઆતથી જ ગ્રાહક હતો. અને નિયમિત વાંચતો, અને તે રીતે પત્રવ્યવહારનો પ્રસંગ મને ઘણી વખત પ્રાપ્ત થતો. તેમજ મારી તેમના પ્રત્યેની ભાવના તથા પત્ર તરફની સદ્ભાવના તથા પ્રેમને જોઇ બહુ ખુશી બતાવતા અને આશીર્વાદ આપતા. તે તો મને બરાબર યાદ છે.

આ રીતે શ્રી સંઘવીજીના અંગત પરિચયના કોઇ પ્રસંગો હું આપી શકું તેમ નથી.

પરંતુ તેઓશ્રીનાં 'ધર્મમંગલા' પત્ર તેમજ તેઓશ્રીએ રચેલ "પદ્યસંઘ" વગેરે સાહિત્ય વાંચતા તેઓશ્રીની પ્રભાવશાળી, નગ્ન સત્યને કહી, નિષ્પક્ષપાત રીતે ધર્મ સિદ્ધાંતોને નીડર રીતે બહાર પાડનારી ઓજસ્વીલેખિની હતી તેમ તો મારે કહેવુંજ જોઇએ.

જો કે કેટલાક વર્ગને તેઓશ્રીની ધર્મભાવના તરફ માનદૃષ્ટિ રહેતી છતાં તેમની વાણી તથા લેખનમાં કર્કશતા હોવાનો મત ધરાવતા. પરંતુ તે દોષ એ તેમનો આંતરિક દોષ નહોતાં પણ તેમની ધર્મ ભાવના તથા તેના સિદ્ધાંતોને નેવે મુકી આપણાં ધર્મ–સંસ્કૃતિ દેશની અવનતિમાં મુકનારાં તત્ત્વોને ખુલ્લાં પાડી પોતાના હૃદયની વરાળ જ સત્ય સ્વરૂપે કહાડતા.

સત્ય હમેશાં સામાપક્ષને કડવુ જ લાગે છે. **सत्यं ब्रुयात्प्रियं ब्रुयात् न ब्रुयात्सत्यमप्रियम्** એ સનાતન સિદ્ધાંત છે પરંતુ વ્યવહારમાં તે પૂર્ણ રીતે નથી પાળી શકાતો કે સમજી શકાતો એટલે 'સત્ય' વસ્તુવિપક્ષીને કડવીજ હંમેશાં લાગે છે. અને એ સત્યોને પચાવવાની શક્તિ સમાજમાં હોય તો અત્યારની આપણી અવનતિ શા માટે હોત ?

अपूज्या यत्र पूज्यन्ते पूज्यपूजाव्यतिक्रमः ।
त्रीणि तत्र प्रवर्तन्ते दुर्भिक्षं मरणं भयम् ॥

આ તેઓશ્રીની ચેતવણીના સૂરો બધિરતામાં પરિણમતાં, અત્યારે આપણે તેનાં ફળ જોઈ, અનુભવી રહ્યા છીએ.

બાકી તો "કાલમલ" દરેક તત્વમાં પ્રાધાન્ય ભોગવે છે અત્યારે ધર્મગ્લાનિનો સમય ચાલે છે. એટલે આવા ધર્મચુસ્ત પુરુષોનાં કથનને સાંભળ્યા નહીં અને કદર થઇ નહીં અને હજુપણ તેનું મૂલ્ય નહીં આવે પરન્તુ **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः** એ રીતે પૂર્ણ વર્તન થયા પછી જ્યારે કાલચક્ર ફરતાં ધર્મના અભ્યુત્થાનનો સમય પ્રાપ્ત થયે તેવા પુરૂષોનું જરૂર સ્મરણ થશે અને તેઓનું મૂલ્ય અંકાશે

અત્યારના કાલમાં તો તેઓશ્રી જેવાઓનું મૃત્યુ થઇ ગયું તે પણ ધન્ય જ માનવું **धन्या नरा ये मृताः** આવો સમય છે.

તેઓશ્રીના સ્મરણ સાથે તેઓના જ સહકારી અને તેમના જેવી જ ધર્મની ધગશવાળા શ્રી. સાંગાણીજીનું પણ સ્મરણ થાય છે. હમણા જ તેઓશ્રી રાજકોટ આવતાં મળેલા. અને શ્રી સંઘવીજી અને શ્રી. સાંગાણીજી એ બન્નેની જોડીની એક અનોખી પ્રતિભા હતી. જે ખંડિત થતા શ્રી. સાંગાણીજી એકલા છતાં અત્યારે ઘણો પ્રયાસ કરી રહ્યા છે પરંતુ કાલમળ આગળ તેઓને પણ નિરાશા પ્રાપ્ત થઇ રહી છે.

'પરંતુ કાંઇ ફીકર નહીં'. શ્રી.સંઘવીજી જેવાઓની ધર્મ-દેશ પ્રત્યેની ભાવના રૂપ વાસના એવી હતી કે પુન. યોગ્ય સમયે તેવાઓનો પુનર્જન્મ આપણા ભારતવર્ષમાં જ થઇ નિર્ધારેલ પોતાના કાર્યને ફળીભૂત કરશે જ એ શ્રદ્ધા છે.

★

હરિ: ૐ

# સ્વ. સ્વધર્મનિષ્ઠ, પ્રભુગુણાનુરાગી શ્રીયુત: નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીના સ્મરણાંજલિ સ્મારક ગ્રંથ માટે

## સનાતન વૈદિક હિન્દુધર્મની સમીક્ષા

લેખક: લાલજી વીરેશ્વર જાની, ગીતા મંદિર, જસદણ

(સ્રગધરા વૃત્ત)

જેમાં આચાર સાથે વિધવિધ વિધિના છે વિચારો ભરેલા,
જેમા ઐહિક સાથે પરભવ સુખનાં સાધનો છે કહેલાં,
શિક્ષા આપે અહિંસા વ્રતતણી સુખદા, રક્ષીને જીવ સર્વે
એવા આ હિન્દુ ધર્મે જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૨)

શિક્ષા આપે સદા જે તનમન વચને, સત્યને સેવવાની,
શિક્ષા આપે બધાને, પરહિત કરવા, દાનધર્મો જણાવી;
ચોરી, જારી, જુગારી તરત જ તજવા, શિખવે જેહ મર્મે,
એવા આ હિન્દુ ધર્મે જનમન હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૩)

નીતિ ધર્મે રહીને નિરમળ શિખવે, પાઠ નિર્વૈર કેરા,
સ્નેહે માયા–દયાના હિતકર શિખવે પાઠ આતિથ્ય કેરા;
ગીતાના પાઠ જેમાં અનહદ ઉપકારો કરે પ્રાણી પ્રત્યે,
એવા આ હિન્દુ ધર્મે મુજમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૪)

શિક્ષા જે શ્રેષ્ઠ આપે 'જનની' સમગણો અન્ય નારી સદાયે
શિક્ષા આપે સદા જે ગૃહિણી ગુણીતણા ગુણને પૂજવાને,
સ્રીને બોધે સુખાર્થે, પતિવ્રત નિજના પાળવા પૂર્ણ પ્રેમે'
એવા આ હિંદુ ધર્મે જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૫)

પૂજે જે ગાય પ્રેમે, રવિ–શશિ, ગુણીને પ્રાજ્ઞને પંડિતોને,
શિક્ષા દે જે સદાયે, તન મન ધનથી, શુદ્ધિને સાધવાને.
–સંધ્યા ને દેવ સેવા અનુદિન શિખવે નેક વ્યવહાર સર્વે,—
એવા આ હિંદુ ધર્મે જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૬)

માતા ને તાત પ્રત્યે, ગુરૂજન ગુણીને, પૂજ્ય આચાર્યને વા,
દેવા સન્માન ભાવે, પ્રતિદિન શિખવે, બોધના પાઠ એવા;
દાખે નિત્યે દયા જે પતિત જન પ્રતિ, રંકને રોગી પ્રત્યે,
એવા આ હિંદુ ધર્મે જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૭)

સાચા કલ્યાણુ માટે ગુરૂવર શિખવે શિષ્યને આત્મ—તત્ત્વ,
વિદ્યા આરોગ્ય માટે દૃઢ મન કરવા દાખવે બ્રહ્મચર્ય;
તૃષ્ણા ટાળે ઘણી યે, પ્રિયતમ પ્રભુમાં પ્રેરીને પુણ્યકર્મે,
એવા આ હિંદુ ધર્મે જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૮)

જેમાં લગ્નો તણા છે, જીવિત સુખ તણા ઉચ્ચ આદર્શ પ્રેર્યા,
જેમાં દાંપત્યકેરા નિરમળ ધરમો, ડહાપણે છે જ દોર્યા;
જેના ગીતાદિ ગ્રંથો સુખકર સહુને પ્રેરતા વિશ્વધર્મે,
એવા આ હિંદુ ધર્મે જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

(૯)

શિક્ષા આપે સદા જે પર હિત કરવા, બંધુ ભાવે રહેવા,
શિક્ષા આપે ક્ષમાની, દુરગુણ દળીને, શત્રુકાર્યો સહેવા;
બોધે જે બ્રહ્મવિદ્યા, પરભવ સુધરે, આ ભવે શાંતિ અર્પે,
એવા આ હિન્દુ ધર્મે, જનમતિ હરજો, નિર્મળી નિત્ય ગર્વે.

**જેઓ જીવી જ જાણ્યા જનહિત કરવા ધર્મધુરા ધરીને,**
**જેણે સદ્ધર્મ બોધ્યા તનમનધનથી ઈશની પ્રીતિ-અર્થે;**
**શિક્ષા દેવા જ જન્મ્યા નરતનું ધરીને, દેવનાં દ્વાર છોડી,**
**એવા આ *સંઘવીજી, અમર ફરી થયા ઈશમાં પ્રાણ જોડી.**

અનુષ્ટુપ્

થતાં સદ્ધર્મનો લોપ, વિશ્વ આ નાશ પામતું;
થતા સદ્ધર્મની રક્ષા, વિશ્વ પ્રાણ પ્રસારતું.

ૐ ઇતિ શિવમ્ ।
ધર્મો રક્ષતિ રક્ષિતઃ ॥

---

* સ્વર્ગસ્થ શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી.

# સ્વદેશ અને ધર્મસેવક સંઘવીજી

## શ્રીમાન હરિદાસ અચરતલાલ

શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી જાતે લેઉઆ પાટીદાર અને ગર્ભ શ્રીમંત હતા, છતાં ઇડર સ્ટેટમાં નોકરી કરવા દરમ્યાન રાજા પ્રજાની પ્રીતિ સંપાદન કરેલી હતી. તેઓ સનાતનધર્મની પ્રવૃત્તિઓમાં પ્રાણરૂપ હતા. એક સમર્થ સાક્ષર અને કવિ હતા. સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી તેમજ હિંદી વિગેરે ભાષાઓ ઉપર તેમનો સારો કાબુ હતો, તે તેમનો લખેલો "પદ્યસંઘ" વિગેરે કાવ્ય ગ્રંથ વાંચ્યા જોતાં લાગે છે. તેમણે 'મહાકાલ' વિગેરેમા લખેલા ધાર્મિક લેખો ઉત્તમ અને આનંદ અને બોધદાયક છે. રાજકીય ક્ષેત્રમાં શ્રી સંઘવીજી તીલકના અનુયાયી હતા. બંગાળના ભાગલા સમયની રાજકીય પ્રવૃત્તિઓમાં તેમણે અગ્ર અને સક્રિય ભાગ ભજવેલો. સ્વદેશીની ચળવળમાં પણ તેઓ ભાગ લેતા હતા. સામાજીક અને ધાર્મિક બાબતોમાં મહાત્મા ગાંધીજી સાથે તેમનો સાચો તીવ્ર મતભેદ હતો. અને તે જરા પણ ડગ્યા સિવાય વિના સંકોચે મોટી મોટી સભાઓમાં પણ જાહેર કરેલો છે. વડોદરાના શ્રીમન્નૃસિંહાચાર્યજી સ્થાપિત શ્રી શ્રેયઃ સાધક અધિકારી વર્ગના તેઓ એક અગ્રેસર શિષ્ય હતા. તેમનું આખું યે જીવન અનેકવિધ ધાર્મિક કાર્યોમાં અને વ્યવહારોમાં વ્યતીત થયેલું છે. જાહેરમાં શ્રી સંઘવીજી એક-પ્રખર વ્યાખ્યાતા તરીકે જાણીતા હતા.

તેમના અવસાનથી ફક્ત અમદાવાદે જ નહિ પરન્તુ સમગ્ર-ગુજરાતી આલમે એક પ્રખર વિચારક, એક સમર્થ વિવેચક, સાહિત્યકાર અને ધાર્મિક પુરૂષને ગુમાવ્યો છે.

★

## ધર્માગ્રહી સંઘવીજી

### લેખક ધર્મધુરંધર શ્રીમાન રમણલાલ લલ્લુભાઈ

ભારતમાં સનાતન ધર્મ ઉપર જેટલા આક્રમણો થયા છે એટલા કોઇ પણ દેશના કોઇ પણ ધર્મ ઉપર ભાગ્યે જ થયા હશે. છતા આજે સનાતન ધર્મ આ દેશમા ટકી રહ્યો છે એ એના અમરપણાનો અદ્વિતીય ઇતિહાસ છે. સનાતન ધર્મને આમ ટકાવી રાખવામા અને તેના આક્રમણકારોને મહાત કરવામાં ભારતના અનેક મહાન પુરૂષોના આત્મભોગ અને બલિદાનના જ્વલંત દ્રષ્ટાંતો જાણીતા છે. વેદનારાયણના અવતારો રૂપે એ મહાન પુરૂષોએ સનાતન વેદ ધર્મની રક્ષા કરી છે, અને સનાતની વિજય ધ્વજ અણનમ રાખ્યો છે.

સમગ્ર દેશમા વ્યાપક મનના બૌધ ધર્મ સમયે શંકરાચાર્યે કરેલો દિગ્વિજય અને આતતાયી મોગલ બાદશાહોના ઝનુની હુમલાઓ સામે શિવાજી અને મહારાણા પ્રતાપ જેવાના જીવન સમર્પણો કોઇ પણ સનાતન ધર્મપ્રેમી ભૂલે તેમ નથી.

સદ્ભાગ્યે એ ધર્મ યુદ્ધોનો સમય ગયો છતા સનાતન ધર્મ આજે ઝપવાતો જાય છે. આજે બાહ્ય આક્રમણો કરતાય આન્તરિક આક્રમણો વધારે વેગ લેતા જાય છે વીસમી સદીથી સુધારાને નામે આ ધર્મ ઉપર અનેક ચઢાઇઓ થવા માંડી. આવાં આક્રમણો સામે અમદાવાદમાંથી એક ધર્માગ્રહી પુરૂષે કટીબદ્ધ થઇ સામનો કરવા માંડયો, એ મહાપુરૂષ કોઇ ધર્માચાર્ય ન હતો કે ન હતો કોઇ માધાંગી સન્યાસી એ ન હતો કોઇ પંડિત કે ઉપદેશક કોઇ બ્રાહ્મણ પરંતુ એક સાદો સદ્વિચારનો, ધર્મને અવલમ્બી સનાતન મતાચરણી પાટીદાર કુળોત્પન્ન નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

સનાતન ધર્મના પ્રત્યાઘાતી સુધારકોનો સામનો કરવામા શ્રી સંઘવીજીએ કમ્મર કસી હતી સુધારકોની એકેએક દલિલોનો તેમણે સચોટ રદિયો આપ્યો હતો અનેક વાદવિવાદમા ધર્મ વિરોધિઓને

તેમણે શિકસ્ત આપી હતી અને સુધારક પ્રવૃત્તિઓ સામે લાલ બત્તી ધરી હતી. સનાતન ધર્મનું રક્ષણ એ જ તેમનું જીવન ધ્યેય હતું અને તે છેવટ સુધી એ ધ્યેયને વળગી રહ્યા હતા.

જાતે તેઓ પાટીદાર હતા છતાં એક ઉચ્ચ બ્રાહ્મણને છાજે તેવા આચારવિચાર અને પ્રત વ્યવહાર પાળતા હતા. ઇશ્વર, વેદ, ધર્મ અને બ્રાહ્મણને તેઓ પ્રાણ કરતાં પણ અધિક માનતા. શાસ્ત્રજ્ઞ પંડિત કર્મકાંડી બ્રાહ્મણને તેઓ સદા પૂજ્ય માનતા અને અંતઃકરણના આદરથી વધાવતા.

સનાતન ધર્મ પ્રેમી વિદ્દ્ વર્ગનો મહાય તે સંપર્ક ધરાવતા અને પંડિતો સાથે ધર્મની ચર્ચાઓ કરતા. ધર્મવિરોધક કાયદા કે બીલોના અનેક વખતે સંઘવીજીએ સામના કર્યા છે, અને સચોટ દલિલો સાથે લડતો ચલાવી છે.

મનુસ્મૃતિ અને શાસ્ત્રોકત વિધિ પ્રમાણે તેઓ નિત્ય નિયમિત પૂજા પાઠ કરતા. યજ્ઞ અને સનાતન ધર્મ સમેલનોના સયોજનોમા એમને ઘણો રસ અને ઉત્સાહ હતો આવા ઉત્સવો તે ઘણી વખત ચોજતા, ઉજવાવતા, અને તેમાં સક્રિય ભાગ લેતા. સને ૧૯૩૮માં મે દેવી ભાગવત અષ્ટોત્તરશત પારાયણનો સમારંભ કરેલો તેમાં પણ સંઘવીજીએ વલ્લભપોળાવાળા પૂંજાભાઇ સાથે આવી મને ઉત્સાહ પૂર્વકનો સારો સહકાર આપ્યો હતો આવા ધર્મોત્સાહો જયા જયા થતા ત્યાં ત્યા તેઓ ખૂબ જ આનદ ઉર્મિ અનુભવતા, અને પ્રયો જકોને પ્રોત્સાહન આપતા.

આશરે ૪૫ વર્ષ ઉપર સાક્ષર શ્રી રમણભાઇ નીલકંઠનુ એક પુસ્તક 'ભદ્રં ભદ્ર' પ્રગટ થયું હતું. આ પુસ્તક ગુજરાતી ભાષામા એક હાસ્ય રસ પ્રધાન પુસ્તક તરીકે ઘણું લોકપ્રિય નિવડયું હતુ. આજ પુસ્તકે સ્વ૦ રમણભાઇને એક હાસ્ય લેખક તરીકે ખ્યાતિ અપાવી; પરંતુ આ પુસ્તકમા ધર્મના ઉપર હાસ્ય કટાક્ષ કરવામા આવેલા જોઈ સનાતન ધર્મ ઉપર એક કટાક્ષ યુક્ત આક્રમણ થાય છે એ સંઘવીજીને ચોખ્ખું જણાયું અને તેમનું ધર્મપ્રેમી હૈયું કકળી ઉઠયુ અને તેનો તેવાજ રૂપ રગમા સામનો કરવાનું તેમણે બીડું ઝડપ્યું હોય એમ તેમણે પ્રસિદ્ધ કરેલા ભ્રમણચંદ્ર

પુસ્તક ઉપરથી જણાય છે. આ વખતે સાંક્ષરે સાક્ષરોના આ વાક્-યુદ્ધે ગુજરાતી સાહિત્યમાં એક અનેરો રસ ઉત્પન્ન કર્યો હતો.

આવાં શાબ્દિક ધર્મ યુદ્ધો તેઓએ અનેક વખત ખેલ્યા છે અને ધર્મઘોષણા ગાજતી કરી છે.

શ્રી નગીનદાસ સંઘવીજી સનાતન ધર્મના પ્રખ્યાત વ્યાખ્યાન વાચસ્પતિ હતા, તેમનાં અનેક પ્રસંગનાં વ્યાખ્યાનો પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ થયાં છે, તેમના વ્યાખ્યાનોમાં હૃદયનાં ઊંડાણની ધર્મ ભાવના અને સનાતન લાગણીઓ ઉભરાતી અને શાસ્ત્રોપદેશનો વેગીલો પ્રવાહ વહેતો જણાતો. હિન્દુ સનાતન ધર્મનો તેઓ જ્વલંત પક્ષપાત કરતા અને ધર્મ વિદ્રોહીઓને કડક અને જડબાતોડ દલિલોથી અનેક પ્રસંગે મહાત કરતા.

અમદાવાદની સુપ્રસિદ્ધ બ્રહ્મચારીની વાડીના શ્રી સંઘવીજી ટ્રસ્ટી હતા. અમદાવાદની મધ્યમાં આવેલી આ વાડીને બ્રહ્મચર્યા-શ્રમની કુટીર જેવી તેમણે બનાવી હતી અને ત્યાં અનેક બ્રહ્મચારી બટુકો સનાતન ધર્મ પ્રમાણે શાસ્ત્ર અને કર્મકાન્ડનો અભ્યાસ કરતા. એમાંના કેટલાક બ્રહ્મચારીઓ આજે પણ મહૂમ સંઘવીજીને યાદ કરે છે.

આ વાડીમાં ભોંયરામાં સ્ટેજ નીચે એક શિવલિંગ હતું. આ શિવલિંગ બહાર કાઢવાની અને એક ભવ્ય શિવમંદિર બંધાવવાની તેમની ઉત્સુકતા હતી, પરતુ તેમના જીવનકાળમાં તે ભાવના સિદ્ધિ તેમને સાંપડી નહિ. સ્વ. સંઘવીજીની એ ભાવના તેમના સ્વર્ગવાસ પછી ટ્રસ્ટીઓએ સિદ્ધ કરી છે અને ત્યાં આજ એક ભવ્ય શિવાલય બાંધવામાં આવ્યું છે. જે શાંતિભુવન થીએટરની બાજુમાં છે.

સનાતન ધર્મી વિદ્વાનોએ તેમના અનેક સનાતન ગુણધર્મ અને વેદશાસ્ત્રયુકત વ્યાખ્યાન માળાઓથી આકર્ષાઇ "વ્યાખ્યાન માર્તંડ"નું બીરુદ અર્પેલું અને "વ્યાખ્યાન માર્તંડ" સંઘવીજી તરીકે તેમને સંબોધતા. તેઓ કોઇ યોગભ્રષ્ટ પુરૂષ જેવા હતા. અમદાવાદમાં સનાતન ધર્મ સેવાના એક પરમ તેજોજ્જ્વલ નર જેવા હતા. તેમની ખોટ આજે પણ સનાતન ધર્મપ્રેમી જનતાને સાલે તેમ છે.

★

## સનાતન ધર્મપ્રેમી સંઘવીજી

### શ્રીમાન્ બાલાભાઇ ગિરધરભાઈ

સંઘવી નગીનદાસ પુરૂષોત્તમદાસ એક બાહોશ, નીડર ને સનાતન ધર્મપ્રેમી વ્યક્તિ હતા. તેમની સાથેનો મારો પરિચય લગભગ વીસ વરસનો હતો. વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ સપ્તમ અધિવેશન જે અત્રે શ્રી સ્વામિનારાયણના મંદીરમાં શ્રી ૧૦૮ શ્રી ગોકુળનાથજી મહારાજના અધ્યક્ષપણામા ભરાયુ હતુ તે વખતે મારી જોડે તેમણે ઘણું સારૂ કામ કરી બતાવ્યું હતુ; ને તેમની હિંમત તો અજબ પમાડે તેવી હતી; જો કે તે વયોવૃદ્ધ છતાં જુવાન કરતા વધારે જુસ્સાથી ભાષણ કરતા તેમજ તેમની હિંમત તથા ધર્મને મારેનું જ્ઞાન તેમજ લાગણી એટલી બધી હતી કે અત્યારે તેમની પાછળ વખાણ કરવાં તે તેમનું ચિરસ્મરણ તરીકે ગણાય. તે ભાગ્યે જ સનાતની સભામાં કાર્ય કરતા જોવામાં આવતા ના હોય. તેમની દોરવણીથી બીજામાં ઉત્સાહ ને ધગશ પેદા થતી. તે પોતાના પદરના પૈસા ખર્ચવામા પણ પાછી પાની કરતા નહી. તેમજ કોઇ પણ વ્યક્તિથી અંજાઇ જઇ પોતાનો સ્વધર્મ, સનાતન ધર્મ તેમજ હિંદુઓના ધર્મને કોઇપણ પ્રતિસ્પર્ધીના પડકારને ખડે પગે ઝીલવા હંમેશાં તૈયાર હતા. તેમના સાનિધ્યમા કોઇની પણ હિંમત ચાલે નહીં કે તેમની વિરૂદ્ધ વિચાર જાહેર કરે એટના પ્રખર ને ચુસ્ત વિચાર ધરાવનાર વ્યક્તિ હતા, તેમને માટે વધારે તો શું લખુ પરંતુ તેમના ભૂતલ ઉપરથી તિરોધાન થયા બાદ ઘણા ઉત્પાત ને વિધર્મના કાયદાઓ ઠોકી બેસાડવામા આવ્યા છે. જો કે જાહેરમાં બહુ વખત વિરોધ થયેલ પણ સરકાર કાંઇ માગણીને કબુલ નહીં કરતા પોતાનું ધાર્યું કરે જાય છે એ જ કાળ બળનો મહિમા છે.

★

પુસ્તક ઉપરથી જણાય છે. આ વખતે સાક્ષરો સાક્ષરોનાં આ વાક્-યુદ્ધે ગુજરાતી સાહિત્યમાં એક અનેરો રસ ઉત્પન્ન કર્યો હતો.

આવાં શાબ્દિક ધર્મ યુદ્ધો તેઓએ અનેક વખત ખેલ્યાં છે અને ધર્મઘોષણા ગાજતી કરી છે.

શ્રી નગીનદાસ સંઘવીજી સનાતન ધર્મના પ્રખ્યાત વ્યાખ્યાન વાચસ્પતિ હતા, તેમનાં અનેક પ્રસંગનાં વ્યાખ્યાનો પુસ્તિકા રૂપે પ્રસિદ્ધ થયાં છે, તેમના વ્યાખ્યાનોમાં હૃદયનાં ઊંડાણની ધર્મ ભાવના અને સનાતન લાગણીઓ ઉભરાતી અને શાસ્ત્રોપદેશનો વેગીલો પ્રવાહ વહેતો જણાતો. હિન્દુ સનાતન ધર્મનો તેઓ જ્વલંત પક્ષપાત કરતા અને ધર્મ વિદ્રોહીઓને કડક અને જડબાતોડ દલિલોથી અનેક પ્રસંગે મહાત કરતા.

અમદાવાદની સુપ્રસિદ્ધ બ્રહ્મચારીની વાડીના શ્રી સંઘવીજી ટ્રસ્ટી હતા. અમદાવાદની મધ્યમાં આવેલી આ વાડીને બ્રહ્મચર્યાશ્રમની કુટીર જેવી તેમણે બનાવી હતી અને ત્યાં અનેક બ્રહ્મચારી બટુકો સનાતન ધર્મ પ્રમાણે શાસ્ત્ર અને કર્મકાન્ડનો અભ્યાસ કરતા. એમાંના કેટલાક બ્રહ્મચારીઓ આજે પણ મહૂંગત સંઘવીજીને યાદ કરે છે.

આ વાડીમાં ભોંયરામાં સ્ટેજ નીચે એક શિવલિંગ હતું. આ શિવલિંગ બહાર કાઢવાની અને એક ભવ્ય શિવમંદિર બંધાવવાની તેમની ઉત્સુકતા હતી, પરંતુ તેમના જીવનકાળમાં તે ભાવના સિદ્ધિ તેમને સાંપડી નહિ. સ્વ. સંઘવીજીની એ ભાવના તેમના સ્વર્ગવાસ પછી ટ્રસ્ટીઓએ સિદ્ધ કરી છે અને ત્યાં આજ એક ભવ્ય શિવાલય બાંધવામાં આવ્યું છે. જે શાંતિભુવન થીએટરની બાજુમાં છે.

સનાતન ધર્મી વિદ્વાનોએ તેમના અનેક સનાતન ગુણધર્મ અને વેદશાસ્ત્રયુકત વ્યાખ્યાન માળાઓથી આકર્ષાઈ "વ્યાખ્યાન માર્તંડ"નું બીરદ અર્પેલું અને "વ્યાખ્યાન માર્તંડ" સંઘવીજી તરીકે તેમને સંબોધતા. તેઓ કોઈ યોગભ્રષ્ટ પુરૂષ જેવા હતા. અમદાવાદમાં સનાતન ધર્મ સેવાના એક પરમ તેજોજ્વલ નૂર જેવા હતા. તેમની ખોટ આજે પણ સનાતન ધર્મપ્રેમી જનતાને સાલે તેમ છે.



# સંઘવીજીનું સ્વદેશાભિમાન

## શ્રીમાન નરસિંહલાલ લલ્લુભાઈ

સ્વર્ગસ્થ સનાતન ધર્મપરાયણ શ્રીયુત નગીનદાસ પુરુષોતમદાસ સંઘવી એક પ્રસિદ્ધ સનાતન ધર્મના કાર્યકર્તા હતા. સંઘવીજી સાથે મારા પિતામહ સ્વ. મોતીલાલ હીરાભાઇને થોડો સ્નેહસંબંધ હોવાથી તેમની સાથે મારે પ્રસંગોપાત મળવાનું ઘણીવાર થતું હતું. જ્યારે જ્યારે તેઓશ્રીને મળવાનું થતું ત્યારે તેમનામાં તેમની ધાર્મિક વૃત્તિ, સત્યપ્રતિ આગ્રહ, એક વચનીપણું, સૌજન્યતા, વિદ્વતા, પ્રમાણિકતા અને ધર્મ પરાયણતામાં તો એક પવિત્ર બ્રાહ્મણ પાળે તેવી રીતનું તેઓ જીવન ગુજારતા જોવામાં આવતા હતા.

સંઘવીજી પ્રખર વકતા હતા. તેમની વક્તૃત્વ શકિત અદ્ભુત હતી. તેમના ભાષણો સાંભળવામાં રસ પડતો અને કંઇ જાણવાનું મળતું. તેમના ભાષણનો શ્રોતાઓ ઉપર સારો પ્રભાવ પડતો.

સંઘવીજીમાં ધાર્મિકતા હતી તેમ તેમનામાં સ્વદેશાભિમાન પણ હતું. એકવાર ભગુભાઇના વંડામાં રાણાશ્રી સરતાનસીંગજીએ મત્સ્યવેધ, શબ્દવેધ વિગેરે પ્રયોગો કર્યા હતા. જેમાં ઘણા માણસો આવ્યા હતા. આ પ્રસંગે જુદા જુદા ચાર રંગના ગોળાનું એક ફરતું ચક્કર રાખવામાં આવ્યું હતું. તે વખતે રાણાશ્રી સરતાન સીંગજીએ પ્રેક્ષકોને પૂછયું કે આ ફરતા ચક્કરમાં હું કયા રંગના ગોળાને વીંધું? ત્યારે પ્રેક્ષકોમાંથી કાળાને વિંધવાનું કહેવામાં આવ્યું હતું. ત્યારે સંઘવીજીએ કહ્યું કે કાળાને નહિ પણ સફેદ રંગના ગોળાને વીંધો. એમ કહ્યું. અને પછી સફેદ રંગના ગોળાને વિંધવામાં આવ્યો હતો. આ પ્રસગે સંઘવીજીનું સફેદ રંગનાને વિંધવાનું કહેવામાં તેમનું સ્વદેશાભિમાન લોકોને સ્પષ્ટ જણાઇ આવ્યું હતું. અને સંઘવીજીના એવું કહેવાથી ઘણા ખુશી લોકો થયા હતા.

✱

# નગીનદાસ સંઘવીના જીવન ઉપર દૃષ્ટિપાત

શ્રીમાન ડાહ્યાભાઇ આદરભાઈ પટેલ

સ્વ. સંઘવી નગીનદાસ પુરુષોત્તમદાસ સાથે ગાઢ પરિચયમાં હું આવેલો તેમ કહી શકું નહિ. ફક્ત એક, બે વખત સામાજિક સંમેલનમાં રૂબરૂ મળવાનું થયેલું. પરંતુ તેમના લેખો તેમજ વ્યાખ્યાનો મારા જોવામાં આવ્યા હતાં. તે ઉપરથી તેઓ એક ચુસ્ત સનાતની હતા તેમ સિદ્ધ થાય છે. એટલું જ નહિ પણ પોતાના વિચારો જાહેરમાં મૂકતાં તેઓ બીલકુલ ખચકાતા નહિ. કેટલીક વખતે તો તે વખતના સુધારકો અને રાજદ્વારી પુરૂષો સામે પણ તેઓ ઘણી સખ્ત ભાષામાં ટીકા કરતા અચકાતા નહિં.

તેમનું જીવન સાદુ અને તપોમય હતું. તેઓ ચુસ્ત સનાતની હતા. અને તેઓએ હરિજન મંદિર પ્રવેશને અંગે મહાત્મા ગાંધીજી સાથે ઘણો સખ્ત વિરોધ કર્યો હતો. પાશ્ચાત્ય કેળવણી લીધેલા ઘણા યુવાનો જે પશ્ચિમનું અંધ અનુકરણ તેમના જીવનમાં કરતા હતા તેમની પણ ટીકા કરવા તે ચૂકતા નહિં.

તેઓ બાળલગ્નના વિરોધી હતા અને વિદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્ય પાળવાના તેઓ પ્રખર હીમાયતી હતા. ગૃહસ્થાશ્રમમાં પણ મિતાહાર અને સંયમ પાળવાનો બોધ આપતા. તે જમાનામાં શ્રીમન્નૃસિંહાચાર્યજીએ સ્થાપેલ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના તે આગેવાન પ્રચારક હતા. તે વખતના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓમાં પશ્ચિમના દુર્ગુણો પેસી ન જાય અને તેમનામાં આર્યસંસ્કૃતિના સંસ્કારો આવે તે માટે તેઓ ખાસ પ્રયત્ન કરતા.



અગ્રણી હોવા છતાં નિરાભિમાની હતા. સ્વભાવે સરળ, શાંત, નમ્ર અને મળતાવડા હોવા છતાં અસત્યની સામે વીરતા દાખવવામાં ક્ષાત્રપણે વીર હતા. જનતામાં- ધર્મ પ્રચારાર્થે 'ધર્મમંગળા'ના નામે વર્તમાન પત્ર દ્વારા તેમણે જે જે સેવા કરી છે તે શુદ્ધ સનાતન ધર્માવલંબીને શોભાવે તેવી છે. ઘણી ધર્મપ્રચારક સંસ્થાઓમાં તેઓએ પોતાના જીવનનો મહાન ફાળો આપ્યો છે. જીવદયાની સભાઓમાં મારી વિનંતિથી તેઓશ્રીએ હાજરી આપી જીવદયા પ્રત્યે પૂર્ણ પ્રેમ દાખવ્યો છે. તેમણે વૃદ્ધ હોવા છતાં, વિદ્વાન્ હોવા છતાં, શ્રીમંત હોવા છતાં, ધર્મજ્ઞાતા હોવા છતાં, ન્હાનાં મ્હોટાં સર્વ સાથે સન્માનપૂર્વક સમાનતાએ સદ્‌ભાવપૂર્વક કાર્ય કરી પોતાના જીવનને અને કુળને શોભાવ્યું છે. એ મારો જાતિ અનુભવ છે. મારા દરેક કાર્યમાં તેમણે મને પ્રોત્સાહન આપ્યું છે. મારા લખેલા નર્મદાશતક પુસ્તકમાં તેઓશ્રીએ ભક્તિભાવ દર્શક સુંદર અભિપ્રાય આપી મારી કાવ્યશક્તિને આમ્રવૃક્ષના અમૃતફળ જેવી રસવતી બનાવી છે. કેટલીક ધર્મ સભાઓમાં મારા કાવ્યોનું પ્રકાશન કરવા સમય આપ્યો છે. એકંદરે તેમની સાથેના વાર્તાલાપમાં મારા જીવનને ખિલવનારા પ્રોત્સાહનો આપી મારી જ્ઞાનદિપિકાને તેજસ્વી બનાવી છે. અનેક રીતે હું તેમનો આભારી છું. અંતમાં કહેવું જોઇએ કે તેમની ધર્મપ્રવૃત્તિ ધર્માત્મા તરીકે ગણાવાને યોગ્ય છે. ગુજરાતને તેમની મહાન ખોટ પડી છે તે નિર્વિવાદ છે. પરમાત્મા સંઘવીજીના આત્માને શાશ્વત શાંતિ અર્પો એવી આંતરિક ભાવના વ્યક્ત કરતાં વિરમું છું.



## ધર્માત્મા સંઘવીજી

લેખક - શ્રી કાશીરામ ભાઈશંકર ઓઝા (પ્રેમી)

સાંપ્રત સમયમા સનાતન ધર્મની અવહેલના થઈ રહી છે અને વિદેશીય વાતાવરણના અવલમ્બે કૃત્રિમ સુધારાએ પગપેસારો કર્યો છે. એવા સયોગોમા શુદ્ધ સનાતન ધર્માવલંબી મહાપુરૂષોમા સ્વ. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીનું નામ ગુજરાતની જનતાને ભાગ્યે જ અજાણ્યુ હશે. સંઘવીજી જાતે પાટીદાર હતા. છતા ધર્મે કર્મે શુદ્ધ બ્રાહ્મણ જેવા હતા. સંઘવીજીએ પોતાનુ આખુ જીવન સનાતન ધર્મ સેવક તરીકે વ્યતીત કરી દેશમશહૂર વિદ્વાન પંડિત વર્ગમા પ્રથમ પંક્તિનું નામ મેળવ્યું છે આજકાલ બ્રાહ્મણ જાતિમા ઉત્પન્ન થયેલા બ્રહ્મપુત્રો પણ મોટે ભાગે સનાતન ધર્માચારને પાળી શકતા નથી. નિત્ય કર્મ કરવાને ઉદાસિનતા સેવે છે. જ્યારે સંઘવીજી પાટીદાર કોમમા ઉત્પન્ન થયેલા હોવા છતા સનાતન ધર્માચારના ચુસ્ત હિમાયતી હતા. નિત્ય કર્મમા નિપુણ હતા. તેમની ભક્તિભાવના અને તેમની સેવાવૃત્તિ સમાજને આદર્શરૂપ હતી. પરોપકારી કાર્યમા હમેશા ઉત્સાહપૂર્વક તન મન અને ધનથી સેવા અપતા હતા. જીવદયાના પ્રતિપાલક કહીએ તો અતિશયોક્તિ નહિં ગણાય. સંઘવીજીના પરિચયમા છેલ્લા પચ્ચિસ વર્ષથી હુ આવેલો છુ. જ્યારે જ્યારે જે જે કાર્યે હું તેમને મળવા જતો ત્યારે ત્યારે તેમના સરળ સ્વભાવે અને ધર્મપ્રેમે મારા ઉત્સાહમા વૃદ્ધિ જ થતી હતી ઘણી વખત સવારના સમયે ગયો હોઉશ ત્યારે તેઓ પાઠપૂજાદિ નિત્ય કર્મમા નિમગ્ન જણાતા હતા. શાસ્ત્ર જ્ઞાન તેમનુ પ્રશસાને પાત્ર હતું. ભારતની ધર્મપુરી ગણાતી કાશી નગરીના મહામહોપાધ્યાય વિદ્વાન્ મંડળમા તેઓએ પ્રથમ પંક્તિનુ માન મેળવ્યુ છે. તેઓએ ધર્મને અનુસરતા ઘણાં પુસ્તકો લખ્યા છે એટલુ જ નહિ પેણ પાખંડનુ ખંડન કરવા અને ઢાંગીઓનો દંભ દૂર કરવા જીવન પર્યંત અથાગ પરિશ્રમ કર્યો છે અને સુધારકો સામે કેડ બાંધી લેખનશક્તિએ અનેક પુસ્તકો લખ્યા છે. એવો ધર્મજ્ઞાતા અને વિદ્વદ્મંડળમા

## શ્રી નગીનદાસ પુરુષોત્તમ સંઘવી

લેખક : શ્રી. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ,
બી. એ. એલએલ. બી, એડવોકેટ, અમદાવાદ

ધર્મધુરંધર, વ્યાખ્યાન માર્તન્ડ શ્રી. સંઘવીજી સિવાયનું અમદાવાદ જોઇશું ? ને તે કયારે ? એનો સ્વપ્ને પણ ખ્યાલ નહતો. ધર્મમગળા, ભાષણો, દરેક સત્પ્રવૃતિમાં તેમનો ફાળો હોય. તેમનું વાક્ચાતુર્ય, તેમનો ધાંટો, નાદ, વાક્પ્રવાહ અને વિનોદ દરેક સભામાં હોય. રાહ જોવાતી હોય કે શ્રી. સંઘવી કયારે બોલવા ઉભા થાય ? શ્વેત વસ્ત્રો, મોટી જાંબુડી પાઘડી, દેશી પોષાક અને બુલંદ અવાજ. એજ શ્રી સઘવી. સભાઓ ગજવતી હોય તો "ન. પુ. સંઘવીને બોલાવો" એમ કહેવાય. કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ તેમના સિવાયની ન હોય.

તેમનામાં આળસ ન હતી. દરેક શુભ પ્રવૃત્તિમાં તે સાથ આપે. આનંદ થાય. કાળજી રાખે. જુના સંસ્કાર છોડાવી દેનાર આજની સ્યુ૦ કોણ ? બધા એક પ્યાલે પાણી પીએ ? બાળકોને નિશાળોમાં એક પ્યાલે પાણી પીવડાવાય ? એક પ્યાલે પાણી પીવાનું અને એક ભાણે જમવાની તો આપણા આયુર્વેદમાં પણ મના કરેલી છે. એલોપથીવાળા પણ કહે છે કે તે આરોગ્યથી વિરુદ્ધ છે. એથી જંતુઓ અને ચેપ ફેલાય છે. પાયેરીયા થાય છે. ઉડના ચેપી રોગો ફેલાય છે એમ તે માનતા.

ધર્મ, સંસ્કૃતિ અને વિવેક, વિચાર, વાણી વગેરેને મર્યાદામાં મુકવા તેમણે દરેક જાહેર પ્રવૃત્તિ અને સંસ્થાઓમાં ભાગ લીધેલો. તેઓ પાઠશાળા ચલાવતા, ધર્મ સંસ્થાઓ ચલાવતા, ધર્મ મંડળો ચલાવતા. સનાતન ધર્મના રક્ષણ માટે પોતાનાથી બનતું કરી છૂટતા. જરૂર પડે ત્યાં પ્રહારો પણ કરતા. અને આડે પંથે પડેલાને ચીમકી પણ આપતા. તેઓ વિદ્વાન હતા. પુસ્તકો લખતા. કાવ્યો લખતા. સામાયિક 'ધર્મમંગલા' ચલાવતા.

# જીવન જ્યોતિ

[શિખરણી]

પ્રફુલેલા પુષ્પો, પરિમલ પ્રસારે જગતમાં,
બનાવે શુદ્ધાત્મા, પુનિત જળ ગંગા જગતમાં;
અને વૃક્ષો આપે, મધુર ફળ મીઠાં જગતમાં,
બને ધર્મે કર્મે, પુરુષ યશનામી જગતમાં.
પશુ, પક્ષી જીવો, પરમ ઉપકારી જગતમાં,
શશી ભાનુ ટાળે, તિમિર નિજ તેજે જગતમાં;
જુઓ વ્યોમે તારા, ઝગઝગ જગે છે જગતમાં,
મહા જ્ઞાની જ્ઞાને, હૃદય જન સ્પર્શે જગતમાં.
મહર્ષિ દેવર્ષિ, પરમ પદ પામ્યાં જગતમાં,
પૂજાયે છે પ્રેમે, વિરલ નર આજે જગતમાં;
કવિ, સાધુ, સંતો, સ્મરણ કરવે આ જગતમાં,
મનુષ્યો ધર્માત્મા, કુળદીપક દીપે જગતમાં;
ગવાયે ગ્રંથો એ, ગુણનિધિ જનો સૌ જગતમાં,
સદા સેવાભાવી, જીવન ઝળકાવે જગતમાં;
વિચારે આચારે, ગુરુસમ જણાયે જગતમાં,
સમાજે શોભે છે, નરમણિ નરો આ જગતમાં.
જીરી જાયરું જન્મી, દિપતી કુખ માતા જગતમાં,
પિતા, પુત્રે, પિતૃ, જીવન ઋણ દેર્યાં જગતમાં;
કરીને સત્કર્મો, અમર પદ લીધું જગતમાં,
પ્રશંતાયે પ્રેમી નગીન નર વીરે જગતમાં.

કાશીરામ ભાઇશંકર ઓઝા (પ્રેમી)

★

# શ્રી નગીનદાસ પુરૂષોત્તમ સંઘવી

લેખક : શ્રી. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ,
બી. એ. એલએલ. બી, એડવોકેટ, અમદાવાદ

ધર્મધુરંધર, વ્યાખ્યાન માર્તન્ડ શ્રી. સંઘવીજી સિવાયનુ અમદાવાદ જોઇશું ? ને તે કયારે ? એનો સ્વપ્ને પણ ખ્યાલ નહતો. ધર્મમંગળા, ભાષણો, દરેક સત્પ્રવૃતિમા તેમનો ફાળો હોય. તેમનું વાક્ચાતુર્ય, તેમનો ઘાંટો, નાદ, વાક્પ્રવાહ અને વિનોદ દરેક સભામાં હોય. રાહ જોવાતી હોય કે શ્રી. સંઘવી કયારે બોલવા ઉભા થાય ! શ્વેત વસ્ત્રો, મોટી જાંબુડી પાઘડી, દેશી પોષાક અને બુલંદ અવાજ. એજ શ્રી સંઘવી. સભાઓ ગજવતી હોય તો "ન. પુ. સંઘવીને બોલાવો" એમ કહેવાય. કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ તેમના સિવાયની ન હોય.

તેમનામાં આળસ ન હતી. દરેક શુભ પ્રવૃત્તિમાં તે સાથ આપે. આગળ થાય. કાળજી રાખે. જુના સંસ્કાર છોડાવી દેનાર આજની સ્યુ૦ કોણ ? બધા એક પ્યાલે પાણી પીએ ? બાળકોને નિશાળોમાં એક પ્યાલે પાણી પીવડાવાય ? એક પ્યાલે પાણી પીવાનું અને એક ભાણે જમવાની તો આપણા આયુર્વેદમાં પણ મના કરેલી છે. એલોપથીવાળા પણ કહે છે કે તે આરોગ્યથી વિરૂદ્ધ છે. એથી જંતુઓ અને ચેપ ફેલાય છે. પાયોરીયા થાય છે. ઉડના ચેપી રોગો ફેલાય છે એમ તે માનતા.

ધર્મ, સંસ્કૃતિ અને વિવેક, વિચાર, વાણી વગેરેને મર્યાદામાં મુકવા તેમણે દરેક જાહેર પ્રવૃત્તિ અને સંસ્થાઓમાં ભાગ લીધેલો. તેઓ પાઠશાળા ચલાવતા, ધર્મ સંસ્થાઓ ચલાવતા, ધર્મ મંડળો ચલાવતા. સનાતન ધર્મના રક્ષણ માટે પોતાનાથી બનતું કરી છુટતા. જરૂર પડે ત્યા પ્રહારો પણ કરતા. અને આડે પંથે પડેલાને ચીમકી પણ આપતા. તેઓ વિદ્વાન હતા. પુસ્તકો લખતા. કાવ્યો લખતા. સામાયિક 'ધર્મમંગલા' ચલાવતા.

શ્રી. સંઘવી એટલે સનાતન ધર્મના જાહેર જીવનનો પ્રાણ. હજારો ને લાખોની સંખ્યામા લોકો કથા વાર્તાઓ સાંભળવા જાય. નદી પાર સંન્યાસ આશ્રમ સ્થપાય. મહાલક્ષ્મીનું મંદિર થાય. વિદ્યાનંદજી જેવા બીજા ઘણા તપસ્વીઓની કથાઓ થાય. ધર્મ, તત્ત્વજ્ઞાન અને નીતિની ચર્ચા મીમાંસા થાય. ભાવિક લોકો સાજ-સવાર શહેરના રાજમાર્ગો વટાવીને નદીનો પુલ વટાવીને, સંન્યાસ આશ્રમમા ભેગા થાય. પ્રચંડ મેદની જગાય. ભાષણો થાય. આ પતિત પાવન સાબરમતિના કિનારે ધર્મરક્ષા અને ધર્મભાવનાની ખીલવણી થાય. એ મોટો પ્રતાપ શ્રી. સઘવીજીનો.

ભલે સુધારકો શ્રી. સઘવીજીને જડસુ કે ધુની માને; પણ જ્યા સુધી તે જીવ્યા ત્યા સુધી સખ્તમા સખ્ત વિરોધ કરીને એક વિનોદમા વિનોદી, સખતમા સખત, છેલ્લામા છેલ્લો અભિપ્રાય આપીને તે આગળ પડતો ભાગ લેતા. બુલંદમા બુલંદ અવાજ કહાડતા. સભાઓમા સખતમા સખત પ્રહાર કરતા. કઠણમા કઠણ શબ્દો કહાડતા, પણ તેથી તે પોતાનો અભિપ્રાય જાળવતા પોતાનો સિદ્ધાંત પાળતા સુધારકો તેમની ઠેકડી કરતા તેની પરવા કરતા નહિ સુધારકો વિરુધ્ધ તેમણે પુસ્તકનો જવાબ પુસ્તકથી જ આપેલો. તેમનામા હાસ્યરસ, વીરરસ, કરુણરસ, રૌદ્રરસ પણ હતો ધર્મ-વિરોધીઓ તેમની પાસે જતા પણ કપતા. "ભદ્રભદ્રનો ભવાડો" એ પુસ્તક રૂપેનો જવાબ છે.

શ્રીમદ્ શકરાચાર્યની ગાદી માટે તેમણે ઘણી જ નાખી ઝુંબેશ ચલાવેલી. દ્વારકા, ડાકોર અને ચકલાશીમા શકરાચાર્યોની ગાદીઓ માટે ઉમેદવારો ઉભા થયા. તેમની સ્વારીઓ, પ્રવચનો, મન્તવ્યો વગેરેની ઝાખી વારવાર થતી. છેક હાઇકોર્ટ સુધી એ લડત ચાલેલી અને પ્રી વી. કાઉન્સીલ સુધી લડત જવાની હતી. પ્રજામા આંદોલનો પણ થયેલા.

એક સીધો પ્રસગ વર્ણવુ. સાધુઓ બાવાઓ, નાગડાબાવાઓ અમદાવાદ આવેલા તેઓ તેમની સાથે હાથીઓ વગેરેનો જબરો

સરંજામ લાવેલા ને એક લશ્કર માફક પડેલા. કાંકરીઆ ઉપર તેમનો એક મેળો થયેલો. તેમના ગયા બાદ કેટલાક બાવાઓની મઢી કહાડી નાખવા મ્યુ. એ પ્રયત્ન કરતાં તે ખસેલા નહિ. તેમના પૈકી ૭-૮ બાવાઓ ઉપર હુલ્લડ કરવાનું તહોમત આવેલું. મ્યુ. અને પોલીસના ૧૦૦-૧૫૦ માણસો જવા છતાં એ ખસેલા નહિ. સંઘવીજીએ આ બાવાઓનો કાયદેસર બચાવ કરવા વિનંતિ કરતાં ફ. ક. સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં તથા અપીલ કોર્ટમાં તેમનો બચાવ કરવામાં આવેલો. તેમની પાસે એક પાઈ પણ ન હતી. તેમને ગેરકાયદે નોટીસ આપીને ખસેડવા ધારેલા. તેમનો માલ સામાન લુંટાઇ ગયેલો. એમનો ગુન્હો એટલો હતો કે હરિદ્વાર અયોધ્યા આદિ સ્થળેથી આવનાર સાધુઓને તે રાખતા ને જમાડતા. તેમની પાસે હનુમાનજીનું જુનું દેવળ, પાલખી, અનાજના થેલા, ઘી ગોળના ડબા હતા. છતાં પોતાનો ખાનગી બચાવ કરતાં કાયદાના સપાટામાં તે આવી ગયા ને ન્યાય કોર્ટમાં તેમને આરોપી તરીકે ઉભા કરવામાં આવેલા. આરોપમાંથી કાયદાની બારીકાઇથી તે છૂટયા અને "હરહર મહાદેવ"ની જય ઘોષણા કરી કોર્ટને તેમણે ગજાવી મૂકી. કયાં છે આજે તે જય ઘોષણા? કયાં છે આજે તે ધર્મનું ઝનુન? કયાં છે આજે તે પવિત્ર જીવન અને અતિથી પાલનની ભાવના? એ પ્રવૃત્તિનો બધો ફાળો શ્રી. સંઘવીજીના ભાગે જાય છે. અમદાવાદ તેમને પુષ્પોથી વધાવી લે છે. અમદાવાદ તેમનું પુણ્ય સ્મરણ હજી પણ ભૂલે તેમ નથી. તેમનો અમર આત્મા હજી પણ અમદાવાદની ભાવિક પ્રજા ઉપર અમી વર્ષાવી રહેલો છે.

એક બીજો પ્રસંગ મ્યુ. અને ધારાસભાઓની ચુંટણીઓનો લઇએ. લોકો પગે ચાલીને તેમને વોટ આપવા જતાં. વાહનો રાખવામાં અને દોડધામ કરવામાં તે માનતા નહિ. ભલે દસ ટકા વસતિ તેમને વોટ આપી જાય અગર પોતે ચુંટણીમા ન આવે તેની ફિકર નહિ, પણ ચુંટણીમા ગોલમાલ, ખુશામત, ખર્ચો વગેરે તે પસંદ કરતા નહિ. વોટ આપવો એ બુદ્ધિનેઃ સોદો છે. જ્ઞાન અને

બુદ્ધિ, વિવેક, વિચાર હશે તો વોટ આપવા આવશે; નહિં તો નહિં, વોટ ખરીદવામાં અને મ્યુ૦માં કે ધારાસભામાં જવાથી શું ફાયદો છે? એમ તે માનતા. પોતાની વિચારશ્રેણી અને ધર્મભાવનાને પોષવા તે દરેક ચુંટણીમાં પોતાના તરફથી ઉમેદવારો પણ ઉભા રાખતા. પરંતુ એ બધી પ્રવૃત્તિનો સાર એટલો જ હતો કે ધર્મભાવના પોષવી; નહિં કે મ્યુ૦ કે ધારાસભામાં યેન કેન પ્રકારે જવું અને અમન ચમન કરવાં. બલ્કે પોતે કે પોતાના ઉભા કરેલા ઉમેદવાર ચુંટણીમાં ન આવે તેની તેમને પરવા ન હતી. તેવો તેમણે ખોટો પ્રચાર કદિ પણ કર્યો નથી. અને કોઇની એ બાબતમાં ખુશામત પણ કરેલી નથી. આ ખુશામતના જમાનામાં ઘણાઓ તેમની ઠેકડી પણ કરતા. છતાં પોતે પોતાના સિદ્ધાંતમાં અડગ હતા. "ગાંધીવાદ" અને "કોંગ્રેસ"ના સામે પૂરના વિચારને ધરાવતા અને જ્યાં જ્યાં સંસ્કૃતિ અને ધર્મની આડે આવનાર આંદોલનો થતાં ત્યાં ત્યાં તે કોઇની પણ પરવા કર્યા વગર એક વ્યાઘ્રની માફક "હું"કાર કરતા તેનો પડઘો પ્રજામાં તેમજ આખા દેશમાં પડતો.

એમની કાર્યપધ્ધતિથી જુદી જુદી સનાતન સભાઓમાં કામ થતાં. પંડિત સભા, સનાતન ધર્મ સભા, સાધુમંડળ સભા, સંસ્કૃત સભા વગેરેમાં તેમનો અપૂર્વ હિસ્સો હતો. સંત, સાધુઓ, શંકરાચાર્યોની અમદાવાદમાં પધરામણી થાય ત્યારે તેમાં તેમનો અપૂર્વ હિસ્સો હતો. વિદ્વાનો, ધનિકો, વ્યાપારીઓ ઓફીસરો સૌ તેમને ટેકો આપતા, અને તેમની પાછળ પાછળ ચાલતા. તેમનામાં શ્રી. સંઘવીજીમાં શું વિશેષ હતું? એક ધર્મભાવના. આ ભાવના રૂપી હલેસાએ તેમનું આખું જીવન નાવ ચલાવેલું છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપે.

# સાદુ જીવન અને ઉચ્ચ મનનના ઉપાસક

## રા. બ. ત્રિભુવનરાય દુલેરાય રાણા

શ્રી અહમદાબાદના વતની ગર્ભશ્રીમાન્ 'પટેલ કુલવિભૂષણ' સ્વર્ગસ્થ શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી મહોદયનો પરિચય અમોને રાજકોટમાં ઈ. સ. ૧૯૩૦–૩૧ માં થયેલો. બ્રહ્મીભૂત પૂજ્યપાદ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ સ્વામિ મહારાજની સ્વારીના અગ્રગણ્ય તેઓ હતા; અને તે સ્વામિશ્રીના પક્ષના મહાસ્તંભરૂપ પોતે છેવટ સુધી રહેલા. સનાતન વૈદિક વર્ણાશ્રમ ધર્મના અડગ ચૂસ્ત પાલક હતા તેથી ગૌપાલન અને ધાર્મિક રક્ષાના સર્વે કામોમાં તન મન અને ધનથી એક શુદ્ધ નિષ્ઠાપૂર્વક સર્વથા સહકાર આપતા. પોતે અંગ્રેજી, સંસ્કૃત, હિન્દી તથા ગુજરાતી ભાષાના સંપૂર્ણ વિજ્ઞાતા હોવાથી તથા શ્રી સરસ્વતીના કૃપાપાત્ર હોવાથી કાવ્યો રચતા, પ્રખર વકતા હતા અને ધાર્મિક માર્મિક સિદ્ધાન્તોને નિર્ભયતાથી નિવેદતાં જરા પણ સંકોચ ન રાખતા. તેઓને જ્યાં જ્યાં ધર્મરક્ષાનાં કાર્યો માટે બોલાવતા ત્યાં ત્યાં સ્વધર્મે નિઃસ્પૃહતાપૂર્વક આત્મભોગી બની જઈ સર્વ પ્રકારની સહાયતા આપતા. સંયમી જીવનવાળા હોવાથી આચાર, વિચારમાં સ્તુત્ય સરલતા રાખતા અને "Plain living high thinking" સાદા જીવન અને ઉચ્ચ મનનના ઉપાસક' હતા. શ્રી શારદાપીઠની શુદ્ધ પરંપરા, સ્માર્ત પ્રજાના હક્ક અને ચૂસ્ત ધર્મ પાવનની યોગ્યતાની માન્યતા રાખી પોતાને ખર્ચે "ધર્મમંગલા" નામનું સાપ્તાહિક છાપું પ્રકાશ કરાવી પ્રજાને દોરવણી આપતા. દેવ, દ્વિજ–ગુરૂ અને પ્રાજ્ઞપૂજક હતા. સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય ગમ્યાગમ્ય શાસ્ત્રીય વિવેકરૂપ વર્ણાશ્રમ ધર્મના ત્રણ મુખ્ય કિલ્લાઓની રક્ષા માટે પોતે કટ્ટર સનાતની તરીકે સદૈવ તત્પરતા દર્શાવતા. તેઓનું જીવન, કર્મ, ઉપાસના અને જ્ઞાનયુકત હોવાથી સદાચાર, વિશ્વપ્રેમ, સદ્‌ભકિત અને અસંગ યોગમા સદા સજ્જનતા અને કાર્યદક્ષતા ચીવટપૂર્વક સંરક્ષતા—પોતાને પ્રજા ન હોવાથી પોતાની સ્થાવર જંગમ મિલ્કતનો મોટો ભાગ સનાતન ધર્મના કાર્યોની અભિવૃદ્ધિ કરવા ટ્રસ્ટને સોંપી ગયા છે—તેવા ભકત, શૂર અને દાની સજ્જન પુરૂષનું યોગ્ય સ્મારક સચવાય એમ ઇચ્છીએ છીએ.

*

## ભાવનગરમાં સનાતનીઓની જીતમાં સંઘવીજીનો ફાળો.

લેખકઃ—પંડિત ગૌરીશંકર નથ્થુરામ, નાસીક

હું પોતે તો માત્ર ભાવનગરમાં "કાઠિઆવાડ-પ્રજા પરિષદ" વખતે ગાંધીજીના દુરાગ્રહમાં શ્રીયુત મંઘવીજી સાથે પરિચયમાં આવ્યો હતો. ગાંધીજીએ એવો દુરાગ્રહ માંડયો હતો કે અસવર્ણો ને સવર્ણો સાથે બેસે તો જ હુ પ્રમુખ તરીકે કામ કરું ને તેમણે કરેલા તે આગ્રહ સામે ભાવનગરની પ્રજાને સંઘવીજીએ જાગૃત કરી. ભાવનગરમાં મારા કાકા શ્રી શાસ્ત્રી મણિશંકર મહાશંકર, વૈદરાજ લક્ષ્મીશંકર નરોત્તમ તથા શ્રીયુત ચુનીલાલ છોટમલાલ વોહરા સનાતન ધર્મ પ્રવર્તક મંડળના મંત્રી વગેરે સૌએ પ્રયત્ન કરી ઔદિચ્ય બ્રાહ્મણની જ્ઞાતિની "રામવાડી" માં મહાન્ વિરાટ સભા ભરી તેમનો વિરોધ કર્યો હતો. અને લોકોને ગાંધીની સભામા ન જવા બોધ કર્યો. અમદાવાદથી સંઘવીજીને તે પ્રસંગે ભાવનગર ખાસ બોલાવ્યા હતા. મુંબઈથી પંડિત રમાપતિ મિશ્રજી અને એક પરમહંસ મહાત્મા પરશુરામજી તથા સાંગાણીજી આવ્યા હતા. આ સર્વેના સંયુક્ત પ્રયાસથી કાઠિઆવાડ પ્રજા પરિષદે અસવર્ણોને માટે ગાંધીજીની પાસે જ પણ વચમાં દોરડાની આડ રાખી બેસવાની વ્યવસ્થા કરી. આ એક સનાતન ધર્મનો વિજય હતો. શ્રીમાન્ પટ્ટણી પ્રભાશંકર દલપતરામ પણ તે સભામાં એક દિવસ હાજર રહ્યા હતા. તે ગાંધીજીની સભા છોડી એક દિવસ હાજર રહ્યા હતા. તે તેમની રાજદ્વારી કુનેહ અને સનાતનીઓની એક પ્રકારની જીત હતી. ત્યાર બાદ ધર્મ મર્યાદાના પ્રચાર માટે ભાવનગરમાં બનતો યત્ન અમે કર્યો હતો, પરંતુ પ્રવાહનું જોર ગાંધી તરફી વધતાં કાંઈક ક્ષોભ પણ અનુભવવો પડયો હતો. ત્યારે મારા કાકા શ્રી મણિશંકરે મહારાજશ્રી રાજરાજેશ્વરાશ્રમ સાથેના પ્રસંગ અને પરિચય પછી સંઘવીજી સાથે વધારે પરિચય આવ્યો હતો. જો આથી કંઈ ઉપયુક્ત વસ્તુ સૂચન મળતું હોય તો મેં પણ સંઘવીજી તરફની મારી પ્રેમભાવનાની વર્ણણી આપી છે એમ દિલની શાંતિ અનુભવીશ. પરમાત્મા એમના આત્માને શાંતિ અર્પો એ મહાન્ નિયંતાને અભ્યર્થના :

✱

## સંઘવી નગીનદાસ સ્મરણાંજલિ સ્મારક ગ્રંથનાં વિવિધ કાવ્યો

### કવિ કાલીદાસ ભગવાનદાસ પાટણ

કાવ્ય ૧ (રાગ-ઝીંઝોટી તીન તાલ)

પ્રાણ છે, પ્રાણ છે, પ્રાણ છે, પ્રાણ છે રે;
સનાતન ધર્મ જેનો પ્રાણ છે. ટેક૦
એવા સંઘવીજી આવે છે યાદ,
સ્વધર્મ સ્વર્ગની ખાણ છે રે.—સનાતન૦
એવા નગીનદાસ નયણે નિરખ્યા;
પિતા પુરુષોત્તમ સુજાણ છે રે.—સનાતન૦
સનાતન ધર્મ બીજ વાવ્યા જેમને;
જીવ્યું તેમનું પ્રમાણ છે રે.—સનાતન૦
અનુભવ વાણી કાલિદાસની,
સાચા શુરવીર નિર્વાણ છે રે.—સનાતન૦

---

કાવ્ય ૨ (રાગ-માઢ)

સનાતન ધર્મનો પાયો, જેના જીવનમાં આવ્યો,
જ્ઞાન ગંગામાં નાહ્યો, એવા સંઘવીજી આવે છે યાદ—ટેક૦

સાખી

પુરણ પરમાર્થી સાચા એ સંત, તત્વજ્ઞાની હતા ખાસ
ગીતાના ઉપાસક એ પુરુષોત્તમના દાસ રે.—સનાતન૦
સાચા સાક્ષર એ હતા, લેખકને વિદ્વાન;
નગીન નયન જ્ઞાનનો, ધરતા હરિનું ધ્યાન રે.—સનાતન૦

ઘેરઘેર ગવાય ગીત જેમનાં, કૃષ્ણ કિર્તન ખાસ;
કવિશ્વર હતા એ ધર્મના, વૈકુંઠમાં જેનો વાસ રે—સનાતન૦
ગરવી ગુજરાતને દીધાં દાન, સ્વધર્મ વારસો ખાસ;
અમર છે સંઘવીજી આજે કહે કવિ કાલિદાસ રે—સનાતન૦

---

કાવ્ય ૩ (રાગ ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં રે)

સ્વધર્મનો ધ્વજ ફરકાવીઓ રે;
સંત સંઘવીજીએ નિરધાર—ટેક૦
રાજનગરમાં રંગ રાખીઓ રે;
જેના શુદ્ધ છે વિચાર—સ્વ૦
દાન દીધાં સનાતન ધર્મનાં રે;
ગાય ગુણુ નરને નાર—સ્વ૦
સુપુત્ર પુરુષોત્તમ તમ તણા રે;
નગીનદાસ સનાતનની સાર—સ્વ૦
અમર - જ્ઞાને આજે એ છે રે;
તે શું સમજે ગમાર—સ્વ૦
કડવી કલમ એમની રે;
પણ ગુણુ જેના અપાર—સ્વ૦
એવા નગીનદાસનાં જ્ઞાન જેણે લીધાં રે;
તેના ટળી ગયા વિકાર—સ્વ૦
લિંમડો કડવો લાગે છે સૌને રે;
પીધે રોગ રહે ન લગાર—સ્વ૦
કહે કાલિદાસ અનુભવથી રે;
કૃષ્ણ ભક્તિના એ ભંડાર—સ્વ૦

---

કાવ્ય ૪ (રાગ ધનશ્રિ)

કોઈ નવ દેખાય, સંઘવીજી જેવા કોઈ નવ દેખાય—ટેક૦
નિડર એ ભક્ત નગીનદાસ સ્વધર્મી ગુણ ગાય—સંઘવીજી૦
પુષ્પે પૂજે તો હર્ષ નહિ એક રસ દેખાય—સંઘવીજી૦
પાશાણે પૂજે તો દુઃખ ન જેને આનંદ હૃદય સોહાય—સંઘવીજી૦
ધૂળ નાખે કે ગુલાલ નાખે સ્વધર્મથી ચલિત ન થાય—સંઘવીજી૦
સાચા વૈષ્ણવ હૃદય ત્યાગી કૃષ્ણ કિર્તન ઉભરાય—સંઘવીજી૦
ધર્મવીર, ભડવીર એ ધર્મવતા જણાય—સંઘવીજી૦
કાવ્ય કરાવે કૃપા કેશવની ગુર્જરી ઘેર ઘેર ગાય—સંઘવીજી૦
કે, કાલિદાસ શુભ પ્રસંગ ગ્રંથ પ્રગટ થાય—સંઘવીજી૦

---

કાવ્ય ૫ (રાગ મનહર છંદ)

પૂણ્ય ભૂમિ ગુજરાત, અમદાવાદ શેહેર છે;
જન્મભૂમિ સંઘવીજી, પ્રભુની મહેર છે.–૧
પિતા પુરુષોત્તમ છે, સ્વધર્મની નહેર છે;
સનાતન ઉપાસક, ના કો, સાથે વેર છે.–૨
લેખક નગીનદાસ, સ્વધર્મથી સોહાય છે;
તંત્રી હતા પેપરના, જન ગુણ ગાય છે.–૩
જીવ્યું સાર્થક જેમનું, લખે ગ્રંથ થાય છે;
કહે કવિ કાલિદાસ, અમર દેખાય છે.–૪



## સ. ગ. હિંદુ ધર્મવીર, પુણ્ય મૂર્તિ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીનું સુસંસ્મરણ

**શ્રીયુત કૃપાશંકર ભ્હેચરલાલ પંડિત**

આવા પુણ્ય શ્લોકનું સંસ્મરણ લખવાનો યોગ મને પ્રાપ્ત થયો છે; એ હું મારૂં પુણ્ય સમજું છું. મનની અસ્વસ્થતાના કારણે આં મળેલા યોગનો વખતસર લાભ હું નથી લઇ શકયો, તેને માટે હું અતિ દિલગીર છું.

સમાજમાં રાષ્ટ્રના ઉત્કર્ષ માટે કોઇ વિશેષ પ્રવૃત્તિ થવાની હોય છે ત્યારે તે પ્રવૃત્તિના નાયક અને પ્રવર્તક વિશેષ વ્યક્તિઓનું સમાજમાં અવતરણ થાય છે અને તેમની સાથે તેમના કાર્યના અનુમોદક અને સહાયક વ્યક્તિઓનું પણ અવતરણ થાય છે; અને તેઓ તેમાં પોતપોતાનો પૂર્ણપણે પાઠ ભજવે છે. આવું સર્વત્ર દીઠામાં આવે છે. પુરાણોમાં વિશેષ કાર્ય પરત્વે ભગવાનના અને તેમની સાથે વિશેષ દેવોના અવતરણની કથાઓ આવે છે; તે આ સત્યને પુષ્ટિ આપે છે. અભિનવ ભારતના સર્જનના જે મહાપુરૂષો અને તેમની સાથેના જે સહાયક પુરૂષો થઇ ગયા; તે માંહેના જ પુણ્ય શ્લોક સંઘવીજી પણ એક હતા. તેમણે પોતાના જીવનનો મુખ્ય ભાગ ગરવી માતૃભૂમિની સેવામા જ સમર્પિત કરેલો હતો. તેઓ ભારત મૈયાના સાચા અને લાડીલા સેવક હતા.

પુ. શ્લો. સંઘવીજી સાથે મળવાનો સુયોગ મને ઇ. સ. ૧૮૯૬-૯૮ માં પ્રાપ્ત થએલો. હું મારા કર્મ ક્ષેત્રમાં નવો હતો; પણ સંઘવીજી તો એ વખતે પણ પોતાના ક્ષેત્રમાં સારી પેઠે ઘુમતા હતા. તેમનું નામ તે વખતે પણ જનસમાજમા સુપ્રસિદ્ધ હતું. એ સમયમાં મુખ્યત્વે ધાર્મિક અને સામાજીક પ્રવૃત્તિઓ જ હતી. રાજકિય પ્રવૃત્તિએ સમાજનું વિશેષ લક્ષ્ય ખેંચ્યું નહોતું. આખા દેશમાં અને આપણી ગરવી ગુજરાતમાં નવ યુગમાં નવ ઘડતર ઘડવા માટે સમાજ અને ધર્મ વિચારોનું પરિમંથન થઇ રહ્યું હતું. એ વખતના

સુધારકો રાજ્ય કર્તા અંગ્રેજોની સંસ્કૃતિ, આદર્શ અને વિચારોથી અંજાઇ સંસ્કારિત થયેલ હતા. તેમનાથી જ તેઓ પ્રેરાયલા હતા. અને પોતાનું ભારતીય વ્યક્તિત્વ અને સનાતન પુરાણુ ભારતની સંસ્કૃતિ આદર્શ અને મહાન વિચારોનું તેમને પૂર્ણ વિસ્મરણ થઇ ગયું હતું; તેઓએ પોતે પોતાપણાને એક બાજુએ મૂકી દીધું હતું. પરમ દેશાભિમાની અને વેદાભિમાની સ્વામી દયાનંદનો સ્થાપીત આર્ય સમાજ આ સુધારકોની સામે અવરોધક એકરૂપે હતો. આર્ય સમાજ ભારતીય અસ્મિતા લાવવા માટે પુરતો પ્રયત્ન કરી રહ્યો હતો. બન્નેના ઘર્ષણથી ઉપજતા પરિણામમાં જે ત્રુટી હતી તેમાં થીઓ-સોફીએ 'હીરો હીરાને કાપે' એ કથન અનુસાર અંગ્રેજીના સાધનથી પાશ્ચાત્ય ભૌતિકવાદની આલોચના કરી. ભારતના આત્મસત્વ સમાન ધર્મ અને આધ્યાત્મકતાને તારવીને આગળ આણી અને પશ્ચિમની સંસ્કૃતિ અને જડ ભૌતિકવાદને ગૌણ પદ આપ્યું. આ કાળમાં જ ભારતવર્ષમાં અનેક ભારતીય સંસ્થાઓ અને મહાન્ પુરુષો શુદ્ધ ભારત જીવનના અવરોધક અને વિકૃતિકારક પ્રવાહોને અટકાવવાના અનેકવિધ પ્રયાસો કરી રહ્યા હતા. ખૂદ ગુજરાતમાં જ આ પ્રવાહો સામે એક મહાન બળ કામ કરી રહ્યું હતું અને તે બળ તે આર્ય જાતિની ભાવના અને આર્ય ધર્મના રહસ્યોની સાક્ષાત મૂર્તિ સ્વરૂપ નૃસિંહાચાર્યજી અને એમના પ્રખર શિષ્યોનું પરિશીલનનું અને પરિચાલનનું બળ હતું. ગુજરાતના વાઙમય અને એના જીવન ઉપર એની ભારે અસર હતી. શ્રી સંઘવીજી એ પ્રખર શિષ્યોમાંના એક અગ્રગણ્ય પ્રખર શિષ્ય હતા. તેઓ સાર્વત્રિક ભાવનાના હતા. તેઓ તે વખતની સાચા ભારત જીવનને પોષક સર્વ હિલચાલોમાં ભાગ લેતા. તેમના શ્રેયઃસાધક અધિકારી વર્ગમાં તેઓ પૂર્ણ હૃદયથી કામ કરતા તેમજ સમાજના સર્વ અંગોમાં સામેલ રહી ઉત્કટપણે તેઓ કામ કરતા, તેમજ પોતાના સ્વામીત્વનું કોઇ એક માસિક અથવા કોઇ એક પત્ર કાઢી સમાજમાં સંસ્કાર આપવાનું અને જાગૃતિ આણવાનું કાર્ય કરતા.

જીવન કૃત કૃત્ય વિદ્દદ્વર્ય મણિભાઇ નભુભાઇ દ્વિવેદી કે જેઓ પણ એ વખતના ભારતના અભિનવ જીવન ઘડતરના એક પ્રખર

મહા પુરૂષ હતા, તેમના આદર્શ અને વિચારોને પૂર્ણ રીતે ઝીલનાર અને એને સક્રિય કરી એનો પ્રચાર કરનાર કૈવલ્ય સ્વરૂપ સ્વામી મધુસૂદનાનંદ સરસ્વતી જગતગુરૂ શંકરાચાર્યના અદ્વૈતવાદના એક સંન્યાસી હતા. તેઓશ્રીના સમાગમમાં અને અમદાવાદમાં આશરે ઇ. સ. ૧૮૯૫–૯૬માં હું આવ્યો હતો. તેઓશ્રી દ્વારા મને શુદ્ધ સનાતન ધર્મની ઉત્તમ ભાવના ને સંસ્કારો પામવાનો સુયોગ હતો. જનસમાજમાં સેવાક્ષેત્રમાં ઝુકવાની પ્રેરણા અને વેગ પણ તેઓશ્રીથી જ અમને મળ્યા હતા. અને તેમના ઉપદેશ અને પ્રેરણાથી અમદાવાદમાં વેદસનાતન ધર્મોત્તેજક મંડળ સ્થપાયું હતું. તે મંડળ-દ્વારા અનેક ધાર્મિક પ્રવૃત્તિઓ શરૂ થઇ. ખાડીઆમાં જેઠાભાઇની પોળ સામે આવેલા નાગરોના હાટકેશ્વર મહાદેવના રસ્તા ઉપરના મેડાના મકાનમાં નિત્ય ઉપયોગી સધ્યા વંદનાદિ કર્મકાંડ ભણાવવાની શાળા કાઢવામાં આવી. તેમાં સારા સદ્ગૃહસ્થોના બાળકો લાભ લેતા. આ લાભ લેનારાઓમાંથી અંગ્રેજી અભ્યાસ કરવાની ઇચ્છાવાળાઓને સારી મદદ અપાવવામા આવતી. આ શાળામાં સાપ્તાહિક મહાભારતનું પણ શ્રવણ કરાવવામાં આવતું. ઉપરની સંસ્થા દ્વારા અનેકવિધ જુદે જુદે સ્થળે ધાર્મિક પ્રવચનો કરવામાં આવતા. અન્ય સ્થળોએ આવેલી કન્યાશાળામાં અને મીશન હાઇસ્કુલમાં જતી બાળાઓને તથા બાળકોને જતાં અટકાવવાના પ્રવૃત્તિ થઈ અને મીશન હાઇસ્કુલમાં જતા હિંદુ વિદ્યાર્થીઓ બંધ થયા અને ખાડીઆ વગેરેની કેટલીક કન્યાશાળાઓ પણ બંધ થઇ. અંગ્રેજી રાજ્યના સમયમાં ભારતના ઇતિહાસમાં બંગભંગનો બનાવ એ અતિ લક્ષ ખેંચનારો છે. એ બંગભંગને લઇને સમગ્ર દેશમાં જાગૃતિની જ્વાળાઓ ભભુકી નીકળી હતી. આ હિલચાલથી ભારતની રક્ત વાહિનીઓમાં રક્ત ઉછાળા મારી રહ્યું હતું. ભારતનાં હૃદય અને મન દેશાભિમાન અને ધર્મ-ભાવનામા મસ્ત બની ગયાં હતા. અત્રે અમદાવાદમાં આ હિલચાલની શરૂઆત મોટે ભાગે ઉપર જણાવેલી સંસ્થામાં થઇ હતી. આ મંડળના મકાનમા જ શરૂઆતની સભાઓ ભરાતી હતી.

ઉપર જણાવેલી આ સંસ્થાની સમગ્ર હિલચાલોમાં સંઘવી ) આગળ પડતો ભાગ લેતા હતા. આ સર્વ હિલ-ચાલોને તેમણે પોતાની જ કરી લીધી હતી. એ વખતના

સંઘવીજી મહાયોદ્ધા સમાન હતા. એમની વાણી અને લેખન પૂર્ણ વીરત્વથી ભરેલાં હતા, ગુજરાતના ભીષ્મપિતામહ સમાન ચૈતન્ય મૂર્તિ સ. ગ. અંબાલાલ સાકરલાલ દેશાઈ પણ આ મંડળની હિલચાલમાં ઉછળતા હૃદયે ભાગ લેતા. એટલું જ નહિ પણ શ્રી. સંઘવીજી અને તેઓ આ મંડળના અને એની બહુમુખ હિલચાલના આશ્રયરૂપે બન્યા હતા. સંઘવીજીનો એ કાળ તે એમના લોકાર્થ જીવનનો ખરો જોબન કાળ હતો. તેઓ મકના હાથી સમા હતા. તેઓ કોઈની પણ પ્રતિભામાં લેવાઇ જાય એવા નહોતા. પણ સામા ઉપર પોતાની જવલંત પ્રતિભાની અસર પાડી શકતા. તેમનું જ્ઞાન સંગીન હતું. તેમનો સંસ્કૃત વાંગમયનો પણ અભ્યાસ સારો હતો. તેમનો સ્વભાવ 'એક પગ દહીંમાં અને એક પગ દૂધમાં' એવો ન હતો. તેમના સિદ્ધાંત ચોકખા અને નિર્મળ હતા. અને જન સમાજની સન્મુખ મૂકવામાં તેમનો સ્વભાવ નિર્ભય હતો. "હું દિવાનો દેશનો" એમનું એ સ્વદેશી ગીત એ એમની પ્રકૃતિ સૂચક હતું. એ એમનું ગરવું ગીત સર્વને ડોલાવતું અને દેશાભિમાનમાં મસ્ત બનાવતું. તેમના રોમેરોમમાં સ્વદેશાભિમાન અને હિંદુ સનાતન ધર્મની ભાવના ઓતપ્રોત હતી. તેમના જેવા મંતવ્ય હતા તેવા જ તેમના વચન અને તેમનું વર્તન હતુ. તેઓ જનસમાજને સત્ય કથન કહેવામાં એટલા યથાર્થ રહેતા કે વાણીની કડવાશ આવી જાય તો તેની પરવા તેઓ કરતા નહિ. આથી એમને ઘણું ચોસલું પણ પડયું છે. છતાં તેમણે પોતાનો પથ કદિ પણ છોડયો નથી. તેઓ દંભ વગરના સાચા હિંદુધર્મી હતા. તેઓ મન, વાણી અને કર્મમા એક હતા. આવા એક સ્વદેશના કલ્યાણ અર્થે તપનાર તપસ્વી ગયા છે. પણ તેમના હૃદયની લાગણીના વિચારો આપણા વાતાવરણમાં છે. અને એ લાગણીના વિચારો એનું પરિણામ લાવ્યા વગર કદી વિરમવાના નથી. મહાન પુરૂષોના વિચારો સદા જીવંત અને પરિણામાવસાની હોય છે. અંતમાં કૃતકૃત્ય સંઘવીજીના જીવનનો જીવંતને જવલંત પ્રદિપ હાલના અટવામલા ભારતવર્ષને પ્રકાશક બને એટલું ઇચ્છી આ લેખ પૂરો કરૂં છું.

*

# સંઘવીજીના સંસ્મરણરૂપ પ્રસંગો


## શ્રીયુત ગોરીશંકર ભીમજી પુરોહિત


શ્રી. નગીનદાસ પુ. સંઘવીનો પરીચય મારા પૂજ્ય શાસ્ત્રીજી રેવાશંકરભાઈ દેલવાડાકર દ્વારા–તેમના અન્તેવાસી તરીકે–ગુનાતવાડી દે. લ. સંસ્કૃત પાઠશાળા મુંબઈમા હતો એ સમયે પરિચય થતા તેમના તરફ મ્હને અપૂર્વ માન થયું હતું.

તેઓશ્રીએ વેદ, દર્શન, ઇતિહાસ, પુરાણ, વગેરેનો ચિન્તનપૂર્વક અભ્યાસ કર્યો હતો. શ્રવણ કર્યું હતું એટલું જ નહિ પરંતુ કોઈપણ કાર્ય ઉત્સાહપૂર્વક કરવામા જરા પણ આળસ કરતા નહોતા. ઉમરમા વૃદ્ધ અને કાર્યમા નવયુવાન હતા. ધર્મ. સેવાને નામે ભારતમા કેટલાએક લોકોએ ફેલાવેલા દંભ તરફ તેમને સખ્ત ઘૃણા હતી. સાચી વાત રજુ કરતા સમજાવી દલીલોથી જ્ઞાન આપતા હતા. ધર્મ વિષે સાચી અને સ્વતત્ર લાગણીઓ, માન્યતાઓ વ્યક્ત કરવા તેમના તરફથી પ્રકટ થતા 'ધર્મ મંગલા'' સાપ્તાહિકનો અમો (વિદ્યાર્થીઓ) સહૃદયતાપૂર્વક અભ્યાસ કરતા અને તેમની મુલાકાત વખતે પ્રશ્નોત્તર કરતા હતા, જેમા ધર્મની વ્યાખ્યા પૂછતા વિશાળ રીતે કહેતા કે સ્વ ધર્મ, અભિમાન કપટનો ત્યાગ, અખંડ જ્ઞાનોપાસના અને સર્વ હિતકારિતા, સરકારિતા, નિખાલસતા, ઋજુતા અને હૃદયની એકતા કેળવવી જોઈએ. મુખ્ય સદાચારનો ખ્યાલ જરૂરી હોવાનું ભારપૂર્વક કહેતા. તેમનામા શાસ્ત્ર સાથે તર્ક–બુદ્ધિની જાગૃતિ મુખ્ય હતી, પ્રત્યેક વસ્તુ કાર્ય ચર્ચાને તપાસી વિચારીને જવાબ દેવાનું કૌશલ્ય હતુ.

પૂજ્ય શાસ્ત્રીજી રેવાશંકરભાઈએ વિક્રમ સં. ૧૯૯૧ માં સૌરાષ્ટ્રમા આવેલા દેલવાડા ગામના મુખ્ય પ્રયાસમાં સોમાત્મક મહારુદ્ર કર્યો એ વેળાએ તેમની સાથેના સંપર્કમાં વ્યવસ્થા સાથે સંસ્કૃત ગુજરાતી ભાષામા શીઘ્ર કવિત્વની પ્રતીતિ થતા હું આશ્ચર્યચકિત થયો હતો. પાય પ્રસગના સંસ્મરણમા અલકાર અને શ્લેષ વિભક્તિવાળા શ્લોકો બનાવી પોતાની નમ્રતા સાથે શક્તિ અને સંસ્કારિતા દાખવી હતી.

સ્વ. ની જોડે અગત કે સાર્વજનિક પ્રશ્નોની ચર્ચા કરતા કોઈ એમના વિચારોથી જુદા પડતા એ વખતે તેઓ સુંદર દલીલોથી પ્રતિપાદન કરી સમજાવતા હતા.

સંસ્કૃત પાઠશાળાઓમા પ્રાચીન પ્રણાલિકાનુસાર અધ્યાપન હતુ તેટલુ તેમજ ધનલાભ કે ભૌતિક સુખની દ્રષ્ટિએ અધ્યયન કરતા મનુષ્યત્વની દ્રષ્ટિએ કરવાનુ ખાસ સૂચવતા હતા.



# સ્વ. સંઘવીજી નગીનદાસ પુરૂષોત્તમદાસ પ્રત્યે મને માનદૃષ્ટિ કઇ કઈ રીતે ?

**શ્રી રતિલાલ ભાઈચંદભાઈ મુની માજી અધિપતિ 'સૂર્યપ્રકાશ'**

ધર્મવીર સ્વ. શ્રી. સંઘવીજી ધાર્મિક—સામાજિક અને રાજકિય સેવાભાવિ વિચારના હોવાથી—**ધર્મ વડે જ સમાજ જીવી શકે છે** અને સમાજ પર રાજકિય કારણો ટકી શકે છે. ધર્મ પ્રત્યે ધર્મ-ધગશ રાખના હોવાથી ધર્મવીર તરીકેની માનદૃષ્ટિ સંઘવીજી પ્રત્યે મને હતી અને છે.

## સનાતન ધર્મભૂષણ

તેઓ કટ્ટર સનાતની હોવાથી નગ્નસત્ય ભાષણો—લેખો નિડરપણે આપતા લખતા તેથી કેટનાક કહેવાતા સુધારકમહુઓ તેમને પજવવા, અને હેરાન કરવા પણ ચૂકતા નહિ છતા પણ એ ધર્માભિમાની સંઘવીજીએ અનેક અનેક સામનાઓ ધાર્મિક સેવા ભાવે કરતા રહીને પોતાનુ આખું જીવન સનાતન ધર્મની સેવા બજાવવામા વ્યતીત કરેલું છે તેથી સનાતન ધર્મ–ભૂષણ તરીકેની માનદૃષ્ટિ સંઘવીજી પ્રત્યે મને હતી અને છે.

## સેવાભાવ

સ્વ સંઘવીજી તન–મન અને ધન વડે ધર્મસેવા તેમજ સમાજસેવા કરવામા પીછેહઠ કરતા નહિ તેઓ બહુ જ મક્કમ વિચારના હતા. તેમનુ સ્વમાન તેમની જ્ઞાતિમા સનાતની પ્રજામા અને હિન્દુઓમા આભૂષણ રત્ન તરીકેનુ ગણાતુ કારણ જાહેર ચળવળોમા લગભગ ૬૫ વર્ષ ઉપરાંત તેમણે ભાગ લીધેલ છે તેથી સેવાભાવિસિદ્ધ તરીકેની માનદૃષ્ટિ સંઘવીજી પ્રત્યે મને હતી અને છે

## ધર્મસિંહ

ધર્મપ્રાણ સાગાણીજી અને ધર્મસિંહ સંઘવીજી અને ધર્મસેવક હુ એટલે રતીલાલ ભાઇચંદભાઇ મુની એ ત્રણે

ત્રિપુટી એક સ્થળે સેવાભાવિ કાર્યો અંગે એકઠાં થતાં તો ત્રણેનાં વિચારો મતભેદ વિનાં મક્કમ રહેતાં. સંઘવીજી પ્રત્યે મને ધર્મસિંહ તરીકેની માનદષ્ટિ હતી અને છે.

ધર્મમંગલાનાં તંત્રીજી સ્વ. સંઘવીજી હતાં. તે અઠવાડિક પેપરમાં સનાતની પ્રજાને જાગૃત કરવા ચુકતા નહિ તેમણે નાના મોટા અનેક પુસ્તકો પણ લખ્યા છે. ધર્મમંગલાનાં લેખો એટલે નિડર નમ્રસત્ય લખાણ. ધર્મમંગલામાં મારાં લેખો અને ભાષણોને સ્થાન આપવા તેઓ ચૂકતાં કે ભૂલતાં નહિ.

સાચું કહું તો મારી ધાર્મિક, સામાજિક અને રાજકિય લડતોને ધર્મમંગલામાં સ્થાન મળતું રહેવાથી સનાતની પ્રજામાં જાગૃતિ થવા પામતી. સંઘવીજીના સ્વ. થતા પહેલાં ધર્મમંગલા બંધ થવાથી સનાતની પેપર તરીકેની ખોટ પુરાવી મુશ્કેલ છે. ધર્મમંગલાનાં તત્રીજી તરીકે સંઘવીજી પ્રત્યે મને વિશેષ માનદષ્ટિ હતી અને છે ઇતિ શિવમ

☆

# સ્વ. સંઘવીજી નગીનદાસ પુરૂષોત્તમદાસની જીવન ઝરમર

## શ્રીમંત રાજકુમાર સાહેબ શ્રી. સ્નેહચંદ્રજી-કાલોલ

ગુજરાતના પાટનગર અમદાવાદ શહેરમાં શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી પોતાના જ "સંઘવી ભુવન" નામના આલીશાન મકાનમાં રહેતા હતા. ધાર્મિક જનતામાં અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં તેમનું સ્થાન અગ્રગણ્ય હતું, તેઓ સુપ્રસિદ્ધ લેખક, ધર્મમાં ઉત્સાહી, સેવાભાવી, વ્યવહારકુશળ, સ્વભાવે આનંદી માયાળુ અને મીલનસાર હતા. સ્વર્ગસ્થ શ્રી સનાતન ધર્મવિભૂષણ શ્રીમાન નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી કે જેઓ શ્રુતિ, સ્મૃતિ પ્રતિપાદિત શુદ્ધ સનાતન ધર્મના સમર્થ ઉપદેશક, સાચા ક્ષત્રિય વીરરત્ન, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અનુભવવૃદ્ધ હોઇ ભારતવર્ષની જનતાને "મહાકાલ" "ધર્મમંગલા"દિ પત્રો, અન્ય પુસ્તકો, લેખો તેમજ વ્યાખ્યાનો દ્વારા જાગૃત કરી રહ્યા હતા. તેમનો બહોળો અભ્યાસ, વિશાળ વાંચન અને ધર્મરક્ષાની નિસ્વાર્થ સેવાભાવી પ્રવૃત્તિથી આકર્ષાઇ અનેક સંસ્થાઓ તેમજ ધર્માચાર્યો તરફથી તેમને અનેક પદવીઓથી વિભૂષિત કરવામાં આવ્યા હતા. શ્રી સનાતન ધર્મવિભૂષણ, સાક્ષરોત્તમ, ભારતભૂષણ, વ્યાખ્યાન માર્તંડ, સદ્ધર્મભાસ્કર, શ્રી સનાતન ધર્મકેસરી, શીઘ્ર કવીશ્વર, ધર્મમર્યાદા સંરક્ષક ભારતીય વીરરત્ન, આવી મહાન પદવીઓ પ્રાપ્ત કરનાર એ મહાન પુરૂષની આ જગત પરની વિદાયગીરી સૌ કોઇને સાલે એ દેખીતું છે. સંઘવીજીના અવસાન પછી ભારતવર્ષની ધર્મપ્રેમી જનતાને એમના જેવુ સાચું માર્ગદર્શન મળી શકતું નથી અને ભવિષ્યમાં મળવાની આશા પણ નથી. મહાગુજરાતની તેમજ ભારતવર્ષની સનાતન ધર્મપ્રેમી જનતા આજે સ્વ. સંઘવીજીને ડગલે ને પગલે યાદ કરી રહી છે.

### અમારી સાથેનો પ્રથમ સંબંધ

અખીલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તરફથી ધર્મ પ્રચાર અર્થે મહાન વિદ્વાન્ શ્રીમાન પંડિતજી કલ્પનાથજી શર્મા અમદાવાદ પધાર્યા એ વખતે વર્ણાશ્રમ સ્વ. સંઘની પંચમહાલ જીલ્લાની શાખા તરફથી ડેલીગેટ તરીકે અમદાવાદ જવાનું બહુ માન અમને મળ્યું અને જીલ્લાના ડેલીગેટ તરીકે અમો અમદાવાદ ગયા. એ શુભ પ્રસંગે સંઘવીજીને મલવાનું અહોભાગ્ય અમને પ્રાપ્ત થયું. અને સંઘવીજીને તેમના પોતાના જ "સંઘવી ભુવન" નામના નિવાસ સ્થાને અમો મલ્યા. ફક્ત ૩૫ મિનિટની જ સંઘવીજી સાથેની અમારી પ્રથમ મુલાકાતમાં જ સંઘવીજી સંબંધમાં અમો ઘણું ઘણું જાણી અને જોઈ શક્યા, સંઘવીજીનો વિવેક, વિનય, આચાર વિચાર અત્યુત્તમ જોઇ અમો ઘણા જ પ્રસન્ન થયા. શ્રી સંઘવીજીને અમો ધર્મના સાચા પૂજક અને રક્ષક ગણતા, તેમની પાસે જીવનનું દર્શન હતું. તે માનવીના મનના વાત પર હંમેશાં ભાર મૂકતા, તે માત્ર બહીરરંગમાં નહી પણ અંતરરંગમા રાચનારા હતા. એવા મહાન પુરૂષને મલ્યાનો જે આનંદ અનુભવ્યો છે એ આજ પણ તેમને યાદ કરી અનુભવું છું, સંઘવીજીને મારા વિચારો ગમ્યા. તેમણે મારા પ્રત્યે પ્રેમભરી લાગણી પ્રદર્શિત કરી, અને મને ઘણા જ નમ્ર ભાવથી વિનયપૂર્વક કહ્યું કે:-"આપના ઉત્તમ વિચારો જોઇ જાણી મને ઘણો જ આનંદ થયો છે. ભરયુવાન વયમાં સનાતન ધર્મ પ્રત્યેની આપની આવી લાગણી અને ધગશ જોઇ તેમજ મારા વિચારોને આપ સંપૂર્ણપણે મલતા થવાથી મને આપની મુલાકાત અર્થસૂચક નીવડી છે. આપની પાસે મારી એક જ યાચના છે કે:—આપ સનાતન ધર્મપ્રેમી જનતાને યોગ્ય માર્ગદર્શન મલી શકે એવા લેખો આપણા "ધર્મ મંગલા" માટે લખવા તેમજ ધર્મસેવા માટે બનતું કરવા મેદાને પડો." વૃદ્ધ વડીલની ધર્મ ધગશ, અને તેમણે ઉચ્ચારેલી વિનયભરી વાણી એ મારા ઉપર ઊંડી અસર કરી અને મેં "ધર્મ મંગલા" માટે મારાથી બનતી યોગ્ય સેવા આપવા કબુલ્યું,

અને એ મહાન પુરૂષની લાગણીને વશ બની મે કલમ ઉપાડી. અને પછી તો મારા લેખો "ધર્મ મગના"મા અવરનવર ચમકવા લાગ્યા સઘવીજીને તેમજ "ધર્મ મગના" ના ભાવિક વાચકોને મારા લખાણો પસદ પડયા અને મને અભિનદન પાઠવ્યા

શ્રી સનાતન ધર્મના રક્ષણની મુખ્ય જવાબદારી તો આપણા ધર્માચાર્યોની છે તેમની રીતિ નીતિ સૌ કોઇ જાણે છે

ગાધીજીએ આફ્રિકામા સત્યાગ્રહ કર્યો ત્યારે તેમની સંઘવીજીએ પ્રશસા કરેલી અને હિદુસ્થાનમા આવ્યા પછી પણ તેમને માટે માન હતુ તેમની સાથેનો મીઠો સબધ ખારો થયો અને તેમ થવાનુ કારણ માત્ર એજ હતુ કે ગાધીજીએ વર્ણાશ્રમ ધર્મ વિરોધી પ્રવૃત્તિ શરૂ કરી, તેઓના આચાર વિચાર વર્ણાશ્રમ વિરૂદ્ધ થયા. સનાતન ધર્મ પ્રેમી જનતાના દીલ દુખાય એવી અનેક પ્રવૃત્તિઓ તેમણે આરભી ગાધીજીને સઘવીજીએ તેમણે પકડેલો ઉલ્ટો માર્ગ છોડી દેવાનુ અને સ્વધર્મમા રહી દેશની સેવા કરવાનુ સૂચવ્યુ; ગાધીજીએ તેનો સાફ શબ્દોમા ઈન્કાર કર્યો બસ થઇ ચૂકયુ. તેજ દિવસથી ગાધીજીને માથે પનોતીની શરૂઆત થઇ. સઘવીજી સાથેનો સબધ સદાને માટે તૂટી ગયો સ્નેહસાકળના અકોડા છુટા થયા. કહેવાનુ તાત્પર્ય એ જ છે કે—સઘવીજી વર્ણાશ્રમ ધર્મવિરોધી આદોલન જગાવનાર ગમે તેવો ચમરબધી હોય, કે નીકટનો સબધ ધરાવનાર હોય, તો પણ તેનો તરત જ ત્યાગ કરતા તેનો પડછાયો પણ પોતાના ઉપર પડવા દેતા નહી એટલે સઘવીજીનો ધર્મ ધગશ જરૂર અલૌકિક જ હતી એમ કહ્યા સિવાય ચાલી શકતુ નથી.

સઘવીજીનુ જીવન ઘણુ જ આદર્શ અને અનુકરણીય હતુ, બાળક સાથે બાળક જેવી, યુવાન સાથે યુવાન જેવી અને વૃદ્ધ સાથે વૃદ્ધ જેવી તેઓ વાતો કરતા. તેઓ વૃદ્ધ હોવા છતા પણ દરેક કાર્ય યુવાનની ઝડપે કરતા અને તે જાતે જ.

સઘવીજી એક અડગ નિશ્ચયી અને પૂર્ણ હિમતવાન હતા. કોઇની પણ શેહ શરમમા અંજાતા કે તણાતા નહિ ધર્માચાર્યોને પણ પ્રસગ આવે સ્પષ્ટ સભળાવી દેતા અને તેમની જવાબદારીનુ તેમને પૂર્ણ ભાન કરાવતા.

સઘવીજી વયોવૃદ્ધ હોવા છતા પુરા સાહસિક અને નિડર હતા. અમદાવાદ એ કોગ્રેસવાદીઓનુ મહાન કેન્દ્ર સ્થાન મનાતુ ને આજે પણ મનાય છે. એજ કોગ્રેસના મહાન કેન્દ્રસ્થાનમા રહીને સઘવીજીએ કોગ્રેસને તેના અનુયાયીઓની ખમર લેવામા જરાપણુ મણા રાખી નથી ગાધીજીના વર્ધાઆશ્રમમા નીલા નાગીણી ઉપર કોગ્રેસીઓએ જે પાશવી અત્યાચાર ગુજાર્યો હતો, એની તમામ હકીકત સઘવીજીએ "ધર્મ મગલા"મા નિડરપણે પ્રગટ કરી હતી "ધર્મ મગલા"ના લખાણો તેના વિરોધીઓને કટકરૂપ ખૂચતા. સઘવીજીનુ ને "ધર્મ મગલા"નુ અસ્તિત્વ મીગાવવા માટે અનેક કાવાદાવા તેમના વિરોધીઓએ કર્યા હતા. પરતુ તેમા તેમને સરીયામ નિષ્ફળતા જ સાપડી હતી

સઘવીજી ગાધી ભક્તોને અને કોગ્રેસીઓને જે શબ્દોથી નવાજતા હતા એથી કેટલાક માણસો સઘવીજીને ભાડણકળામા જ હુશિયાર સમજતા અને તેમની નિદા કરતા, પણ આજે એજ સઘવીજીના નિદાખોરો સઘવીજીએ ઉચ્ચારેલી ભવિષ્યવણી અને તેમના એકેએક બોલ તદ્દન સાચા હોવાનો એકરાર કરી રહ્યા છે. અને સઘવીજીની સ્મૃતિ કાયમને માટે જાગતી રહે એવુ ઇચ્છે છે કહેવાનુ તાત્પર્ય એજ છે કે સંઘવીજીના નિદાખોરો પણ આજે સઘવીજીને એક મહાન પુરૂષ તરીકે લેખી તેમને યાદ કરે છે

સ્વ. સઘવીજી પ્રત્યે મને ઘણુ જ માન હતુ તેમને જ્યારે જ્યારે જોવાનો કે મળવાનો મને પ્રસગ બનતો ત્યારે ત્યારે મને ઘણો જ આનદ થતો. મારા ઇષ્ટદેવને મળવાનો જે આનદ થાય, તેવો જ આનદ સ્વ. સઘવીજીને મળવાથી મને થતો'

સ્વ સઘવીજીએ પોતાનુ અમૂલ્ય જીવન સનાતન ધર્મ સેવામા જ પૂર્ણ કર્યુ છે, તેઓના ધર્મ પ્રચાર કાર્યમાથી અમોને કેટલુક જ્ઞાન મેળવવાનો અમુલ્ય લાભ મળ્યો છે તે બદલ તેઓશ્રીનો સપ્રેમપૂર્વક ખરા અત કરણથી આભાર માનીએ છીએ અને પરમ કૃપાળુ પરમાત્મા તેઓશ્રીના અમર આત્માને અવિચળ શાતિ અર્પે એજ પ્રાર્થના સહ વિરમુ છુ.

*

# સંઘવીજી ગુજરાતના લોકમાન્ય તિલક

**શ્રી દત્તાત્રય બાલકૃષ્ણ માહુલીકર**
મંત્રીશ્રી–ધર્મસંઘ–રામરાજ્ય પરિષદ

સ્વ. શ્રી ન. પુ. સંઘવીજી સાથે પહેલવેલા હું જ્યારે પરિચયમાં આવ્યો ત્યારે એમનો ચહેરો જોઇ, લોકમાન્ય તિલક મહારાજની યાદ આવતી. જેમ લો. તિલકજીની પાઘડી, બેસ, હાથમાં ડંડો, નિશ્ચયાત્મક કડક વાણી, કોઈનોએ ડર રાખ્યા વગર સત્ય નિડરતાપૂર્વક, સચોટ દલીલ સાથે, રજુ કરવાની એમની શૈલી, દેશની ગુલામીમાં સબડતાં બાંધવો પ્રત્યે ઘોર ચિંતા, અને લોકોની અજ્ઞાનતા માટે ખેદ પ્રદર્શિત થતો હતો. તેમ એ સ્વ. સંઘવીજીમાં પણ જોવામાં આવતું. ભારતવર્ષમાં બહુમતી હિંદુઓની હોવા છતાં, હિંદુ સંસ્કૃતિ ધર્મ અને સંસ્કારના રીતસર થતા સત્યાનાશથી, તેઓ કકળી ઊઠતા હતા, અને શું કરવાથી એનું સંરક્ષણ થાય, તે માટે વિચાર મગ્ન રહેતા હતા. વૃદ્ધાવસ્થા છતાં યુવાન કરતાં વધારે જોશ તેમનામાં તરવરી આવતુ હતું. ભાષણ કરતાં કરતાં તેમનામાં લોકમાન્ય તિલક જેવો આવેશ આવતો અને જેમ શંકર ભગવાન પાપીઓના નાશ માટે તાંડવ નૃત્યથી સંહાર કરતાં જે દૃશ્ય દેખાતું તેવું દૃશ્ય તેમનામાં લોકો જોઇ શકતા.

## શઠંપ્રતિશાઠ્યં શઠંપ્રતિસત્યં નહી.

એમને એમ લાગતું કે લોકો ધર્મ–સંસ્કૃતિ–ને સંસ્કારનો નાશ ઊઘાડી આંખે કેમ સહન કરતા હશે? એમનામાંથી શિવાજી, રાણા પ્રતાપ, નીરઅંદા વૈરાગી, ગુરુ ગોવિંદસિંહ ને તેમના ધર્મપ્રિય સુપુત્રો જેવા મહા તેજસ્વી વીર કેમ પેદા થતા નથી? એટલે લોકોમાં વીરરસ સંસ્કાર રેડવા માટે ધાર્મિક વ્યાખ્યાનો દ્વારા સતત પ્રયત્ન કરતા હતા. અને તેઓ ધર્મ પ્રચારની આગેકૂચ

ચાલુ રાખતા. તેઓ લો. તિલકનું જ મહાન સૂત્ર "स्वराज्य हा माझा जन्मसिद्ध हक आहे, आंणी तेमी घेणारच" તથા शठं प्रति शाठ्यं शठं प्रति सत्यं नही. એ બે સૂત્રો એમણે જીવનમાં ઉતારેલા. તેથી જાહેર ભાષણોમાં કડક શબ્દોમાં તેઓને બોલવું પડતું હતું.

## ધર્મ પ્રચાર પરિચારક મંડળ

વ. સ્વ. સંઘ આદિ અનેક સંસ્થાના મુખ્ય કાર્યકર્તા હોવા છતાં નિસ્વાર્થ સેવાભાવથી ધર્મપ્રચાર કરવા પરિચારક મંડળ કાઢવામાં આવ્યું, અને તે દ્વારા પોળે પોળે પ્રચાર સભાઓ શરૂ કરી. તેમાં બેસવા માટે બેઠક, લાઇટ માટે કીટસન લાઇટ, પોતાને ત્યાંથી સાથે લઈ, એ મંડળ પ્રચાર સભાઓ ભરતુ. તેમાં નાના બાળકો દ્વારા થાળી પિટાવી સભા સ્થાને લોકોને બોલાવવામાં આવતા હૃદયમાં ધગધગતો અંગાર તેમના ભાષણમાં દેખાતો. ધર્મ પ્રચાર અને દેશને ગુલામીમાંથી મુક્તિના કાર્યમાં મને રસ હોવાથી હું દરેક સભામાં તેમની સાથે જતો. અને તેઓ પણ મને પ્રેમથી સેવા કરવા બોલાવતા હતા. સભામાં મને આગળ કરી બોલવાની તક આપતા અને કોઈ મુદ્દો કહેવાનો રહી ગયો હોય તો મને સમજાવતા.

## પરદેશીઓનું રાજકારણ પકડી પાડતા.

મને એક વખતે કહેલું કે એક મોટા ગોરા ઓફીસરે તેમના સાપ્તાહિક ધર્મ મંગળા માટે રૂા. પાંચ હજાર દર વર્ષે અપાવતો જાઉં, પરંતુ તેના બદલામાં તમારે મ. ગાંધીજીના વિચારોને તોડી નાખનારા લેખો લખવા જોઈએ. ત્યારે તેમને ચોખ્ખી ધમીને ના પાડતાં, કહેલું કે મ. ગાંધી પણ દેશની સ્વતંત્રતા માટે લડી રહ્યા છે, તેની સામે પૈસા લઈને હું, તેમના વિચારોને તોડી પાડવા માટે કાંઈ પણ લખીશ નહી, તે તો મારા દેશબંધુ છે, અને તમે તો પરદેશીઓ બન્નેને લડાવી–રાજકાર્ય ચલાવવું એ રાજનીતિવાળા

જોતાં જાય છે. એ સત્ય આજે દેખાઇ આવે છે. તેઓ સંસ્કૃતના એવા જ્ઞાતા હતા કે કાશીના પંડીતો તેમનાથી ગભરાઇ જતા. તે એવા શ્લોક બનાવી પંડિતોની સભામાં મુકતા કે, પંડિતો છક થઇ જતા. તેઓ શીઘ્ર કવી હતા. એટલે હિંદભરમાં તેમનું નામ સૌ કોઇ જાણતું હતું. એ સત્પુરુષનુ સ્મારક આજે ગુજરાતે કરવું જોઇએ, પરંતુ તેમના અનુયાયી વર્ગની શિથિલતા જોઇ દુઃખ થાય છે. આ સ્મરણાંજલિ સ્મૃતિ ગ્રંથ રૂપી તેમનું સ્મારક કરવા માટે તેમના ટ્રસ્ટીઓને ધન્યવાદ. પરંતુ તેમનું ખરૂં સ્મારક તો તેમના જેવા સંઘવી તૈયાર કરવા માટે જે ઋષિકુલ સંસ્થા સ્થાપવાની એમની ઇચ્છા હતી તે પૂર્ણ થાય ત્યારે જ તેમનું ખરૂં સ્મારક થયુ કહેવાય. એમાંથી સંખ્યાબંધ ધર્મ પ્રચારકો ભારતભૂમિમા પ્રચાર કરતા થાય ત્યારે જ તેમના આત્માને સાચી શાંતિ મળવાની છે, એ કાર્ય સફળ કરવા ગુજરાતની ધાર્મિક પ્રજાને હું નમ્ર વિનંતી કરી આ લેખ સમાપ્ત કરૂં છું.



## ધર્મસેવક સંઘવીજી

### લેખક: શ્રીયુત કાળીદાસ રામચંદ ભટ્ટ
બી. એ. એલ.એલ. બી. ડાકોર.

સ્વ. શેઠશ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી સાથે મારો પરિચય ઘણા વર્ષ પહેલાંનો હતો. ત્યારે તો હું ફકત વિદ્યાર્થી તરીકે તેમને ત્યાં આવ જા કરતો હતો મારો તેમની પ્રત્યે ખૂબ પૂજ્યભાવ હતો.

વિદ્યાર્થી અવસ્થા બાદ તો મને તેમનો પરિચય જ્યારે જ્યારે તેઓશ્રી શ્રી રણછોડરાયનાં દર્શન કરવા માટે ડાકોર આવતા ત્યારે થતો. સ્વ. શેઠ શ્રી. રણછોડરાય પ્રત્યે અનન્ય શ્રદ્ધા રાખતા, અને વખતોવખત તેઓશ્રી જરૂરથી ડાકોર પધારતા. ડાકોરમાં સ્વ. શેઠ શ્રી. થોડી ઘણી મિલ્કત પણ ધરાવતા હતા કે જેની તેમને પોતાની હયાતિમાં જ સદ્‌ધર્મભાવે પોતાનાં ધર્મપત્ની સૌ. મંગળ ગૌરીના આત્મ કલ્યાણાર્થે બક્ષિસ કરી દીધી હતો. તેની પુણ્ય પ્રસાદી મને મળ્યા બદલ સ્વ. શેઠશ્રીનો હું અત્યંત ઋણી છુ.

સ્વ. શેઠશ્રી એક મહાનુભાવ હતા અને તેમની સાથેના મારા ટુંકા પરિચયમાં જ તેમના ચારિત્ર્યની અને નિખાલસતાની મારા ઉપર ઉંડી છાપ પડી. તેમનું ચારિત્ર્ય ઘણા ઉચ્ચ પ્રકારનું હતું અને તેમની નિખાલસતા બાળક જેવી સરળ હતી. ઉંચું સશકત શરીર અને ગૌરવશીલ તથા પ્રભાવવંતુ તેમનું મુખ ગમે તેવા માણસ ઉપર પ્રથમ પરિચયે જ જાદુઇ અસર કરતું, અને વિચારોની અમૃતધારા શ્રવણ કરતાં જ દરેકને તે પ્રવાહમાં ઘસડાવું પડતું. તેમના વિચારો ઘણા જ વેગવંત અને પ્રગતિશીલ હતા, અને તે સર્વને અનુકુળ સરળ જોરદાર અને અસરકારક વાણી દરેકને મુગ્ધ કરતી. વિદ્યા, શીલ તથા પ્રભાવના સુભગ સુયોગથી તેઓ એક પુરૂષવ્યાઘ્ર સમા દીસતા.

તેઓશ્રીનો ધર્મપ્રેમ ઘણો જ ઉત્કટ હતો અને તેના પ્રચાર માટે તેઓશ્રી મરણાંત સુધી પ્રયત્નશીલ રહ્યા છે. સનાતન ધર્મની પ્રગતિ એજ એમનું ધ્યેય હતું. "ધર્મ મંગળા" નામે અઠવાડીક પ્રગટ કરી પોતે તેના પ્રચારમાં એક અમુલ્ય અને ચિરંજીવ ફાળો આપ્યો છે. વળી શ્રીમદ્ જગદ્‌ગુરુ શ્રીમન્માધવતીર્થ સ્વામીના સ્વર્ગવાસ પછી શ્રી દ્વારકા શારદાપીઠ માટે યોગ્ય શિષ્યની પસંદગી માટે જ્યારે તકરાર ઉઠી અને તેવામાં શ્રીયુત સયાજીરાવ ગાયકવાડે શ્રી. શાંત્યાનંદ સ્વામીને તે પદે નિયુકત કર્યા ત્યારે તેનો ઉગ્ર વિરોધ કરી પ્રજાને જ તેના ધર્મગુરૂ નીમવાનો સાચો હક છે એમ પ્રતિત કરી શ્રી રાજ રાજેશ્વર મહારાજશ્રીનો એ ગાદી ઉપર ડાકોરમાં અભિષેક કરાવ્યો–પ્રજામતને જીવંત બનાવ્યો. સદ્‌ગત પોતે પણ ઉત્કટ ધર્માનુવર્તી હતા. સંધ્યા વંદન, દેવ પૂજા વિગેરે ધાર્મિક કાર્યો તેમનો દૈનિક કાર્યક્રમ હતો. તેઓએ વાનપ્રસ્થ જીવન પણ ગાળી બતાવ્યું છે.

સાહિત્યનો શોખ પણ તેઓના જીવનમાં એટલો જ જીવંત હતો. અને પોતે એક "પદ્યસંઘ" બહાર પાડી ગુજરાતી સાહિત્યમાં ગરબા તથા ગરબીઓનો અસામાન્ય ઉમેરો કર્યો છે. સરળ અને ભાવવાહી શૈલીથી તેમણે વાંચકોનાં દિલને મુગ્ધ કર્યાં છે.

સામાન્ય જીવનમાં તેઓ ખુબ વ્યવહારુ અને પ્રાજ્ઞ હતા, સાંસારિક બાબતોનો ઉકેલ તેઓ એક બાહોશ વકીલની અદાથી કરતા.

ધર્મની સાથે સાથે તેઓશ્રીનો રાષ્ટ્રપ્રેમ પણ એટલો જ ઉન્નત હતો. સ્વરાજના ધ્યેયને હાંસલ કરવામાં તેઓ હમેશાં કટિબદ્ધ હતા. દેશપ્રેમની આગ તેમના જીવનમાં સદાયે જવલંત હતી અને તેનો ધ્વંસ જોતાં જ તેઓ એક જ્વાળામુખીની માફક ભભૂકી ઉઠતા. સ્વ. વિઠ્ઠલભાઈ પટેલે જ્યારે 'પટેલ બીલ' દાખલ કર્યું ત્યારે તેનો ઉગ્ર વિરોધ કરી તેને પાછું ખેંચાવરાવવામાં તેમનો અમૂલ્ય ફાળો હતો. પરંતુ આજના સ્વરાજ અને તેમના સ્વરાજમાં કંઈક ફેર હતો. તેઓ સ્વરાજ સાથે ધર્મોન્નતિ પણ ચાહતા હતા. આજના બિનસાં-

પ્રદાયિક રાજ્યને બદલે તેમને ધર્મના પાયા ઉપર નિર્ભર રાજ્ય સ્થાપવું હતું. અને આજ સુદ્દા પર તેમનો પૂ. ગાંધીજી સાથે મતભેદ હતો. કે જે તેમણે ઘણી વખત ખુલ્લી રીતે પ્રકટ કર્યો હતો.

આવા સદ્દગુણી સદ્દધર્મભૂષણ, સનાતની, પ્રખર વિચારક અને ઉદાર સખાવતી પુરૂષની આજે દુનિયાને ખરેખર ખોટ જ છે, મારો તેમની સાથેનો પરિચય અહીં પુરો થાય છે. પરંતુ એક વસ્તુ તો સત્ય જ છે કે ટુંકા પરિચયમાં પણ મને તેમના વિષેની ઊંડી છાપની પ્રતીતિ થાય છે અને તેમના ગૌરવશીલ મુખની ઝાંખી તેમની મેઘગર્જના સમી વાણીના પડઘા અને તેમની વાતચીતમાં પ્રતિ થતા ઉપદેશોની ઝનક આજે પણ મારા સ્મરણમાં છે અને રહેશે. આવા સત્ પુરૂષના જીવનને મારી નબ્બળી કલમથી આલેખવા એ ખરેખર દુર્ઘર્ષ અને વિકટ કામ છે, પરંતુ જે કાંઈ તેમના વિષે લખાયુ છે તે તેમના પ્રત્યેનો સદ્દભાવ વ્યક્ત કરી વાચકને તેમના જીવનમાંથી કંઇક મેળવવાની તક સુઝશે એમ માની, મહાપુરુષને મારી પ્રણામાંજલિ અર્પી અત્રે વીરમું છું.



# શ્રી સંઘવીજી એક પ્રખર સિદ્ધાંતવાદી

લેખક : શ્રીયુત માધવપ્રસાદ શંકરપ્રસાદ પંડિત
બી. એ. એલ એલ. બી. એડવોકેટ.
વાઇસ પ્રિન્સિપાલ, સર લલ્લુભાઇ શાહ લૉ કૉલેજ—અમદાવાદ.

સ્વર્ગીય શ્રી સંઘવીજીના સ્વર્ગવાસ પછી આટલા લાંબા ગાળે તેમને વિષે બે શબ્દો લખવાનાં સમયનો આટલો પ્રવાહ વહી ગયા છતાં તેમની સ્મૃતિ મારા મનમાં એટલી તાજી છે કે એ મહાનુભાવ વ્યક્તિના પ્રત્યક્ષ દર્શન જેવો મને અનુભવ થાય છે. શ્રી સંઘવીજી સાથે અનેક પ્રસંગે તેમના નિવાસસ્થાને વાર્તાલાપ અને ચર્ચાઓ કર્યા પછી જે આનંદનો અનુભવ મને થયો છે તે હું કદી વિસરી શકું તેમ નથી. ચર્ચાનો વિષય ગમે તે હોય પરંતુ સંઘવીજીની પ્રતિભા કાંઇક અવનવું જ દર્શન કરાવતી. પોતાના દૃઢ સિદ્ધાંતોને વળગી રહી સંઘવીજીનો સ્વૈરવિહાર કોઇપણ વિષયના નિરૂપણમાં અનેરો આલ્હાદ આપતો. વિનોદ અને હાસ્યરસના તો તેઓ અધિષ્ઠાતા હતા. શ્રી મુનશીજીએ સંઘવીજીની આક્ષેપાત્મક વક્તૃત્વશક્તિને અંજલિ આપી છે. પરંતુ આક્ષેપાત્મક લખાણો કે વ્યાખ્યાનોમાં જ તેમની શક્તિ સમાઇ ગએલી ન હતી. વિરોધીઓ અને પ્રતિસ્પર્ધીઓના ગુણોની પણ સંઘવીજી મુક્તકંઠે પ્રશંસા કરતા. પરંતુ અર્વાચીનયુગમાં પોતાને અરૂચીકર વસ્તુઓની પણ પ્રશંસા કરવાની કહેવાતી સુરુચિ પર તેમને લેશમાત્ર પણ રૂચિ હતી નહીં. આજ કેટલાક સનાતની હોવાનો ડોળ કરી સનાતન ધર્મના સિદ્ધાંતો પર કુઠારાઘાત કરવાની પ્રવૃત્તિઓમાં સંડોવાયલાઓમાંના તેઓ એક ન હતા. **चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ।** સંઘવીજી સંપન્ન અને સુખી ગૃહસ્થ હતા. પરંતુ તેમનું જીવન તદ્દન સરળ અને નિષ્કલંક હતું. જે સિદ્ધાંતોમાં તેમને શ્રદ્ધા હતી તેનું તેમણે આજીવન પરિપાલન કર્યું. તેમને માટે તેમણે સર્વસ્વસમર્પણ કર્યું. સંઘવીજી તેમના સિદ્ધાંતોના પ્રચાર માટે આખું જીવન ઝઝુમ્યા અને

પ્રાણસંકટે પણ તેમાંથી ડગ્યા નહીં. સગવડીઆ સિદ્ધાંતો અને તકસાધુ કાર્યકર્તાઓ જોડે સંઘવીજીને કદી પણ મેળ ખાતો નહીં.

સંઘવીજીના વિશુદ્ધ ચારિત્ર્યના આકર્ષણમાં તેમના સ્નેહીજનો કદાચિત્ તેમની વિદ્વત્તાનો અનુભવ ન કરી શક્યા હોય પરંતુ મને પોતાને તો તેમના પાંડિત્યનો પ્રત્યક્ષ અનુભવ થએલ છે. ગુરુમુખે સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ કરી સંઘવીજીએ સંસ્કૃતમાં જે કાવ્યો રચ્યાં છે તેમાં તેમનાં ભાવદૂત અને गुरुमहिम्नः વિશેષ ઉલ્લેખનીય છે. સંઘવીજી સાહિત્યના માર્મિક વિદ્વાન્ તથા સમર્થ વિવેચક હતા. સંસ્કૃત સાહિત્યના કાવ્યોનો રસ, ધ્વનિ અલંકાર વિગેરેની ચર્ચાઓમાં સંઘવીજી જે રીતે સ્વૈરવિહાર કરતા તે જોઈ મારા મન ઉપર તેમના પાંડિત્યની ઘણી જ ઊંડી છાપ પડેલી છે. આર્યદૃષ્ટાઓએ જે પ્રજ્ઞા અને શીલનો મહિમા ગાયો છે તેનો સંઘવીજીમાં સુંદર સુમેળ હતો.

આજ પ્રભાવશાળી પ્રજ્ઞા અને નિર્મળ શીલનો અનુભવ ગુજરાતના અસંખ્ય નરનારીઓને સંઘવીજીના વ્યાખ્યાનોમાં થયેલો છે. સંઘવીજી જેવા સમર્થ વક્તાઓ હાલ તો શોધ્યા પણ જડે તેમ નથી. કલાકો સુધી વાણીના અવિચ્છિન્ન રસપ્રવાહમાં ડુબી ગએલા શ્રોતાગણો આજે પણ તેમને ભાવભીના હૃદયે અંજલિ આપે છે. તેમના વ્યાખ્યાનોમાં કેટલાકને વ્યક્તિગત કારણોને લીધે કડવાશ લાગી હશે, પણ काश्मीरजस्य कटुतापि नितान्तरम्या । કેસરની કડવાશ પણ ઘણી મનોહર હોય છે અને સંઘવીજીની વાણીનો વિલાસ આજે પણ મારા મનમાં સુખદ સંસ્મરણો જન્માવે છે.

*

## સંઘવીજીનાં સંસ્મરણો.

લેખક–માર્કન્ડરાય ચુનીલાલ રાવલ, શ્રી સનાતન ધર્મભૂષણ

પરમ પવિત્ર સદ્ગત શ્રી. સનાતન ધર્મ ભાસ્કર, ભારતીય રત્ન શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી કે જેમનું પ્રથમ મીલન તેજ મારી જીવનચર્યાનો પરિવર્તનનું પ્રથમ પગથીયું હતું. સને ૧૯૨૩–૨૪ માં જ્યારે હું યુવાવસ્થાની શરૂ થતી યુવાની જોરમાં, સ્વકર્તવ્ય રહિત બની, મસ્ત જીવન ગાળવાની ભાવનાવાળો હતો, તે સમયમાં મારે શાળાના સંસ્કૃત ભાષાના અભ્યાસની સહાયતા માટે કાંઇક સહારો શોધવાની જરૂર પડી. દૈવબળના પરિણામે ઇશ્વરેચ્છાથી મને ખબર પડી કે મારા સ્થાનની નજીક બ્રહ્મચર્યાશ્રમ ચાલે છે, તેમાં વર્ણાશ્રમાનુયાયી બાળકોને વિના વેતને વિદ્યાભ્યાસ કરાવાય છે. આવો સંદેશો મળતાં જ મારૂં તે સ્થાનમાં જવું અને મારા ઇષ્ટ વડિલના દર્શન થવાં તેજ મારૂં પ્રથમ મીલન.

સ્થાન (બ્રહ્મચર્યાશ્રમ) મહત્તાની સાથે વ્યકિતભાવ અને સાચું જનકલ્યાણ અને ધર્મસેવાની ભાવના યુકત વર્ણાશ્રમ મર્યાદાયુકત વર્તન તેજ મારા જીવનને અનુકરણરૂપ હતું.

સંઘવીજીની ભારતીય હિંદુ આદર્શ પોષાક (લાંબોકોટ, ધોતીયું અને પાઘડી) યુકત રમ્ય મૂર્તિ, તેજસ્વીતા અને વર્ણાશ્રમની મર્યાદાના પાલનની મહત્તા સાચવતા જોઈ હું મુગ્ધજ બની ગયો.

તેઓશ્રી બ્રહ્મચર્યાશ્રમના વિદ્યાર્થીઓને ન્યાય અને તર્ક શાસ્ત્રને ગૂઢાર્થ સહિત સમજાવી રહ્યા હતા, એટલે ગુરુ સ્થાને ગણાય, છતાં તેઓની સ્થાન મર્યાદા જોઇ મારામાં શંકા ઉત્પન્ન થઇ કે–આ સ્થાનમાં આવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ પુરૂષે આમ સ્થાન મર્યાદા કેમ રાખી હશે. મારા યુવાવસ્થાના મસ્ત સ્વભાવે તરતજ પ્રશ્ન કર્યો કે–આપશ્રીએ આમ કેમ સ્થાન લીધું હશે?

ધન્ય! ધન્ય! ભારતીય રત્ન, વર્ણાશ્રમધર્મમર્યાદારક્ષક, ધર્મવીરને કે જેને શી અને ધિના નિરભિમાનપણાથી કહ્યું કે–" હું

બ્રાહ્મણોનો સેવક છું, એટલે બ્રાહ્મણોથી ઉંચે સ્થાને બેસવા યોગ્ય નથી, માટે આ બ્રહ્મદેવોને મારા પૂજ્ય ગણી, ઉંચે સ્થાને બિરાજમાન કરી કાંઈક મારામાં જ્ઞાન હોય તે તેઓની સેવામાં રજુ કરું છું." ધન્ય! ધન્ય! ભારતીય રત્ન કે જેણે સનાતન ધર્મની મર્યાદાના રક્ષણમાં–પાલનમાં પગલે પગલે પુરતું ધ્યાન આપ્યું હતું.

વહિલને મારું, પ્રથમ અને અપરિચિત મીલન અને વળી તેમાં આવો પ્રશ્ન જોઈ તેઓને મારી તે સ્થાન પ્રત્યે આવવાના હેતુને જાણવાની ઉત્કંઠા થતાં જ પ્રશ્ન કર્યો કે આપ કોણ છો? અત્રે આવવાનું શું પ્રયોજન છે? મેં તેઓશ્રીને મારી જ્ઞાતિ અને આશ્રમમાં આવવાનો મારો મુખ્ય હેતુ શાળોપયોગી સંસ્કૃત ભાષાના જ્ઞાન માટેનો જણાવ્યો.

તેઓશ્રી મને બ્રાહ્મણ જાણી ભાવયુક્ત થતાં જ મારા વેષ તેમજ હિન્દુ તરીકે આદર્શતાના ભાનમૂલ્યા વિચારોને સુવ્યવસ્થિત લાવવા પ્રશ્નો કર્યા કે જેઓને અત્રે રજુ કરીશ તો તે અયોગ્ય સ્થાને નહિ ગણાય.

સંઘવીજી—તમે કોણ છો?

મેં—હિન્દુ છું. બ્રાહ્મણ છું.

સંઘવીજી—ભાઈ! બ્રાહ્મણની વાત તો પછી, પણ તમે હિન્દુ છો કે કેમ તે જ ઓળખી શકાતું નથી. મુસલમાનો, પારસી, ખ્રીસ્તી, વગેરે પોતાની જાત દર્શાવવા અહર્નિશ નિશાનીયુક્ત જ રહે છે; પરંતુ તમારામાં હિન્દુની નિશાની તરીકે કાંઈ દેખાતું નથી.

મેં—શું?

સંઘવીજી—શિખા.

મેં—મારા માથા ઉપરના વાળ બતાવી કહ્યું કે આમાં મારી ચોટલી સમાયેલી છે.

સંઘવીજી—ભાઈ, શરીરના જુદા જુદા અંગઉપાંગ ઉપર વાળ ઉગે છે; પરંતુ તેનાં જુદાં જુદાં નામો અપાય છે.

માથાના સામટા વાળને તો જાફરા કહેવાય છે, પરંતુ માથાના વાળમાં વિશેષતાપૂર્વક બ્રહ્મરંધ્રનું રક્ષણ કરતું, સ્થાન સચવાતું, ગાયની ખરી જેવડું વાળનું જુથ, તેનેજ શિખા કહેવાય છે. આ શિખા તેજ હિન્દુ તરીકેની સાચી ઓળખાણ આપનાર નિશાની છે.

ત્યાર બાદ તેઓશ્રીએ મને પ્રશ્ન પૂછ્યો કે તમે સંધ્યાપૂજન કરો છો?

મેં—ના. જ્યારે હું નાનો હતો ત્યારે યજ્ઞોપવિત આપ્યા બાદ સંધ્યા પૂજા કરતો હતો; પરંતુ મને ગુજરાતી છઠ્ઠા ધોરણમાં મારા શિક્ષકની સમજુતીથી તથા મારી ગેરસમજથી મેં તે લગભગ ૬–૭ વર્ષથી છોડી દીધાં છે.

સંઘવીજી—ભાઈ! જ્યારે તમારે સંસ્કૃત–દેવ ભાષાનો અભ્યાસ કરવો હોય તો તમારે આદર્શ દેવરૂપ, દૈવીબળ યુક્ત, પવિત્ર બનવું જોઇએ અને તે સર્વને પ્રાપ્ત કરાવનાર ગાયત્રિ–સંધ્યા ષટકર્મનું યથાયોગ્ય પાલન કરવું જોઇએ; તે જ તમારૂં બ્રાહ્મણોનું સાચું બળ–ધન છે. તમારા વડિલો ઋષિ મુનિયો આનાજ પ્રતાપે સર્વ વર્ણોના ગુરૂ બની, કામધેનુરૂપ શક્તિ મેળવી સર્વ સાધન, સંપત્તિ પ્રાપ્ત કરી શક્યા હતા, અને રાજા જેવાને પણ પોતાની સંપત્તિ આમળ તુચ્છ ગણવા શક્તિમાન થયા હતા.

મારા જીવનચર્યાના પરિવર્તનનો પ્રથમ દિવસ અને મારા પિતામહની શુભેચ્છાની પરિપૂર્ણતાની આદ્યારૂપ પ્રથમ ઘડી તે આજની ચર્ચા હતી.

વડિલશ્રીની ભાવયુક્ત ચર્ચાએ મારા જેવા રસ્માન ભૂલ્યાને માર્ગ ઉપર આવવા સમસ્યા કરી કે જેનાથી મને બ્રાહ્મણ બાળક તરીકે મારૂં જીવન, આચાર, વિચાર તથા વર્તન તરફ પુરતું ધ્યાન આપવા પ્રેરણા કરી. ત્યાર બાદ બીજે દિવસે મેં માગ માથાના શિખા સિવાયના સર્વ વાળને વિદાયગીરી આપી તેમની સમક્ષ ગયેલો જોઇ તેઓશ્રી ઘણા હર્ષિત થયા અને તેઓને મારા પ્રત્યે

અનન્ય પ્રેમ ઉત્પન્ન થયો અને ભવિષ્યની મારી સ્વધર્મયુક્ત ઉન્નતિની આશા રાખી. તેઓશ્રી મને અવાર-નવાર સનાતન ધર્મના સાચા સિદ્ધાંતો, આચાર, વ્યવહાર વગેરેના રહસ્યો સમજાવવા લાગ્યા. વિશેષમાં હું તેઓની સાંનિધ્યમાં જ રહી શકું તેવી અભિલાષાથી બ્રહ્મચર્યાશ્રમમાં ગણિત વિષયના અધ્યાપક તરીકે જોડ્યો, પરંતુ દૈવેચ્છા આગળ મનુષ્યેચ્છા હિસાબમાં જ નથી, તદનુસાર મને રેલ્વેમાં જોડાવાના સમાચાર મળતાં મેં તેઓશ્રીની સ્પષ્ટ સૂચના તથા સલાહથી સ્વીકાર કર્યો. હું તેમનાથી કાંઇક દૂર સ્થળે ગયો પણ તેઓશ્રીના હૃદય સ્થાનમાંથી દૂર ન હતો. જ્યારે જ્યારે મારે તેમની સલાહની તથા સહકારની જરૂર પડતી ત્યારે તેઓ કટિબદ્ધતાથી તૈયાર થતા અને શરૂથી અંત સુધી સાથે ઉભા રહી બાળક-વૃદ્ધનો ભેદ રાખ્યા વગર કાર્યની પરિપૂર્ણતા કરતા.

સને ૧૯૩૦ માં જ્યારે ધર્મવિધ્વંસકોના આક્રમણો પુરજોસથી ચાલી રહ્યા હતા, તેઓની જયન્તિ મહોત્સવો ઉજવાઇ રહ્યા હતા, તેવા પ્રસંગે ભારતના વૈદધર્મ ઉદ્ધારક આચાર્યદેવોને વિસ્મૃત થતા જતા પ્રસંગે તથા વીરમગામ જેવા બ્રાહ્મણોની વિસ્તૃત વસ્તીમાં બ્રાહ્મણ બાળકોને ગાયત્રિને બદલે ગાવત્રિ બોલતા સાંભળી મને ઘણો જ ખેદ થયો, અને અમદાવાદ આવી મેં મારી ઇચ્છા સંઘવીજીને દર્શાવી. સંઘવીજીએ મારા વિચારને સમ્મત બની મને મારા કાર્યમાં પૂર્ણ સહકાર આપવા ઇચ્છા દર્શાવી. મને પણ "મોસાળ જવું અને મા પિરસનાર" જેવું થયું. મારી ધર્મસેવા કરવાની ભાવના તેમાં વળી તેમનો સાચો અંતઃકરણનો સાથ એટલે ઉત્સાહનો પાર રહ્યો નહિ. મેં વીરમગામનાં વતની વયોવૃદ્ધ વિદ્વાન, સ્વધર્મધુરંધર શ્રી વ્રિજલાલ ડાહ્યાભાઇ ત્રિપાઠીનો સહકાર મેળવી સ્થાનિક કેટલાક સુપ્રસિદ્ધ વકિલ, અધિકારી વર્ગ તથા બ્રાહ્મણોને આધુનિક પ્રવૃત્તિ, સંસ્કાર તથા જ્ઞાન સંબંધી વાર્તાલાપ કરી તેઓ સાથે ભારતીય સંસ્કાર દર્શક એક સનાતન ધર્મ પુસ્તકાલય તથા કર્મકાંડ તથા સંસ્કૃત ભાષાના જ્ઞાન સારૂ પાઠશાળાની વાત કરી. તેઓએ મારી વિચારણા સ્વીકારી.

ઉપરોક્ત કાર્યારંભ કરતાં પહેલાં પ્રજાની જાગૃતિ તથા વિચારોની દિગ્દર્શકતા માટે એક જયંતિ મહોત્સવ નક્કી કરવા વિચારવામા આવ્યું. અને તે માટે શ્રીમદ્ જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્ય ભગવાનનો જયંતિ મહોત્સવ ઉજવવા નક્કી કર્યું. તે પ્રસંગે અમદાવાદથી સંઘવીજી બ્રહ્મચારી બટુકો સહિત પધારી ભારતના બ્રહ્મચર્યાશ્રમની વ્યવસ્થા, બ્રહ્મચારીઓની દિનચર્યા વિગેરે વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ બતાવી અને વર્ણાશ્રમ ધર્મ ઉપર પ્રખર વક્તૃત્વ કરી કાર્ય રેખાના નિર્દેશના કરી. આ પવિત્ર પુરૂષની ઉત્સાહપૂર્વક સહકાર આપવાની ભાવના તેમજ સાચી ધગશના પરિણામે અત્યારે તે કાર્ય ફળીભૂત રીતે વીરમગામમાં દૃષ્ટિગોચર થઇ રહ્યું છે. ત્યાર બાદ તેઓએ વીરમગામમાં અખીલ ભારત વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની શાખાની સ્થાપના કરાવી તેના કાર્યથી અવારનવાર સનાતની પ્રજાને જાગૃત રાખી હતી.

સને ૧૯૪૦-૪૧ માં જયારે અખિલભારતવર્ષિય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ પુર જોશથી ધર્મપ્રચાર કરવાનું કાર્ય કરી રહ્યો હતો તેવા પ્રસંગે તેના સહકારરૂપ અમદાવાદમાં "શહાપુર-દરીયાપુર વોર્ડ ઓ. હિતવર્ધક સભા" તરફથી એક વ્યાખ્યાન સપ્તાહ ઉજવવા વિચારવામાં આવ્યું. દૈવયોગે મારે આ કાર્યમા ધગશ ભર્યો ભાગ ભજવવાનો પ્રસંગ બનતાં મે વડિલશ્રીને આ કાર્યની વાત કરી. તેઓશ્રીએ આ કાર્યમાં પોતાની સર્વ શક્તિનો વ્યય કરી, સ્થાનિક તેમજ અન્ય સ્થળોના વિદ્વાનોનો સહકાર મેળવી કાર્યને ફળીભૂત કર્યું. આ સપ્તાહનો પડઘો નાગપુરના અ. ભા. વ. સ્વ. સંઘના ૧૨ મા અધિવેશનમાં પડયો, અને સ્પષ્ટ સંભળાયું કે સંઘના પિતામહ સ્વરૂપ સંઘવીજીની દોરવણીથી થયેલ અમદાવાદમાં વ્યાખ્યાન સપ્તાહની માફક ગામેગામ પ્રચાર કરો તો જ તમારો પ્રચાર સફળ થશે.

શ્રેયસાધક વર્ગમાં તેઓશ્રીની પ્રેરણાથી મારૂં જોડાણ સને ૧૯૪૧-૪૨ માં વડિલશ્રીના અધિક પ્રેમના બંધને મારી આધ્યાત્મિક

ઉન્નતિ જોવા વિચારી અને મને તેની અનુકૂળતા માટે શ્રેયઃસાધક વર્ગમાં જોડાવાનું કહેવામાં આવ્યું. અને મારા કર્મના ઉદયના પરિણામે, વડિલશ્રીની પ્રેરણાથી મને આ વર્ગમાં જોડાવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું. આ વર્ગમાં જોડાયા બાદ તેઓશ્રીનો મારા ઉપર અનહદ પ્રેમ ઉત્પન્ન થયો હતો, અંતમાં તેઓને મારી આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્તિ સારૂ, તેઓની પાસે પાતંજલ યોગ તથા બ્રહ્મસૂત્ર શિખવાની આજ્ઞા કરી. મેં તે શુભેચ્છાની તક વિચારી કાર્યારંભ કર્યો, પ્રથમ તેઓશ્રીએ ગુજરાતી ભાષામાં પાતંજલ યોગ સમજાવી નાગોજી ભટ્ટેયનું ટીકાવાળું સંસ્કૃતમાં શરૂ કર્યું; પરંતુ તે કાર્ય અધુરૂં રહ્યું અને સંઘવીજીએ સ્વધામમાં પ્રયાણ કર્યું, પરંતુ તેઓશ્રીના કાર્યો તથા સેવાના સંસ્મરણો સનાતન ધર્મીઓના હૃદયમાં ચિરકાળ સ્થાયી થઇ ગયાં.

સંઘવીજી વિના સંકોચે સત્ય જાહેર કરી પ્રજાને કલ્યાણનો માર્ગ બતાવી દેતા. તેઓને ગુરૂકૃપાથી કોઇ માણસ વાણીમાં જીતી શકતું નહિ, પરંતુ વિનાશ હોય ત્યારે પોતાના પરમ હિતસ્વીના વચનો પણ ત્યાગરૂપ દેખાય છે, તદનુસાર ભારતના ભાવિ વિષે પ્રજાને જાહેર વ્યાખ્યાનો, પત્રોદ્વારા સૂચન આપતા ત્યારે સમાજ પૂર્ણ હેતુ ન સમજવાથી તેઓશ્રીના વચનો પર પુરતું ધ્યાન ન આપવાથી આજ ભારત પશ્ચાતાપ કરી રહ્યું છે.

તેઓશ્રીનો જન્મ મહાન સિદ્ધ હરિદાસ મહારાજની (હાલમાં તેઓશ્રીનું મંદિર અમદાવાદ ઘીકાંટા નવતાડની પોળના મોઢે) પૂર્ણ કૃપાથી થયો હતો, અને તેઓશ્રીની આધ્યાત્મિક ઉન્નતિ તથા યોગ જ્ઞાનવૃદ્ધિ પરમ પુજ્ય શ્રીમન્ નૃસિંહ ભગવાનની પૂર્ણકૃપાથી શ્રી શારદાપોહતીપવિત્ર ભકિતથી થઈ હતી. તેઓશ્રી એક આત્મશ્રદ્ધાવાન, યોગીજીવન ગાળનાર, ગુરૂવાક્ય પ્રમાણ માનનાર, સાચા ધર્મવીર હતા. તેઓશ્રીને કાળનું પણ જ્ઞાન હતું.

એક વખત અમે બન્ને જણા ગુરૂપૂર્ણિમા ઉપર વડોદરા નૃસિંહ આશ્રમમાં બેઠા હતા, તે પ્રસંગે વાર્તાલાપ કરતાં તેઓએ

પોતાના જન્મ તથા ગુરુજ્ઞાન સંબંધી વાતો કરેલી અને ગુરુવાક્ય પ્રમાણ માનનાર આત્મશ્રદ્ધાવાન જીવનનો પ્રસંગ રજુ કરેલો અને કહ્યું કે મને ૪૧ મા વર્ષે લોહીનાં દબાણનું દરદ થયું હતું. સર્વને મારા જીવનની ચિંતા પડી, પરંતુ "ગુરૂકૃપા કેવલમ્" આ સૂત્રમાં શ્રદ્ધાવાન પુરૂષે શ્રીમન્ નૃસિંહ ભગવાનને સંદેશો કહાવ્યો. ગુરુ તે પિતા તુલ્ય છે. ભગવાનશ્રીએ આ વાત સાંભળી અમદાવાદ પધાર્યા તેઓશ્રીનું દૃષ્ટિપાત થતાં જ લોહીનું દબાણ ઓછું થઇ ગયું અને તંદુરસ્તી જણાવા લાગી. ત્યારબાદ હંમેશને માટે ઉપાય દેખાડયો કે જ્યારે જ્યારે તને આ દરદ થાય ત્યારે તારે મારામાં મન સ્થીર કરી કામ કરવાનું શરૂ કરવું, તદનુસાર જ્યારે જ્યારે આ દરદ દૃષ્ટિગોચર થતું ત્યારે તેઓ ગુરુ આજ્ઞાનુસાર કાર્ય કરી દરદ સમાવી દેતા. આ વાર્તાલાપ સાંભળી મેં પૂછયું કે–દાદાશ્રી, તમો વયોવૃદ્ધ હોઇ આવા દરદના આકસ્મિક ભોગરૂપ ન બનો માટે તમારે એકલા કોઇ સ્થળે મુસાફરી ન કરવી જોઇએ. ધન્ય ભારતીય જ્ઞાનવાન ધર્મવીરને કે જેણે ઉત્સાહ પૂર્વક જવાબ આપ્યો કે મારા મૃત્યુ પહેલાં હું તમને ૨૪ કલાક અગાઉ ખબર આપીશ. આત્મશ્રદ્ધાવાન ધર્મવીરનું વચન સાચું પડયું, અને પોતાના મૃત્યુ પહેલાં તેઓએ ૨૪ કલાક પહેલાં સૂચન કરાવી સર્વ સમાધિ યુંકત સ્થિતિ પ્રાપ્ત કરી આત્માને બ્રહ્મમાં જોડી દીધો.

॥ શાંતિ: શાંતિ: શાંતિ: ॥



# સાક્ષરોત્તમ શીઘ્ર કવીશ્વર સંઘવીજી

## લેખક : શ્રીયુત મણિલાલ ચુનીલાલ ભટ્ટ

શ્રી સઘવીજી ઇડર રાજ્યમા ડી. મેજીસ્ટ્રેટ તથા ન્યાયાધીશ એમ બન્ને હોદ્દા પર કામ કરતા હતા. આ ઉપરાત પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબનો હોદ્દો ભોગવતા, તે વખતના ઇડર નરેશને બહુ જ મ તોષ આપીને તેમની અદ્ભુત શક્તિથી મુગ્ધ કરી મુક્યા હતા સઘવીજીને પ્રમન્ન રાખવા ઇડર નરેશ લેશ પણ ચૂકતા નહિ. આ સમયે શ્રી અબાનાલ નૃ. ત્રિવેદીના પિતા નૃસિહલાલ ઇડર તાબાના વડાલી ગામે માસ્તર તથા વૈદ્ય તરીકેનુ કામ કરતા હતા. જેથી કોઇ કામે અબાનાલને ઇડર આવતા શ્રી સઘવીજી જોડે ઓળખાણ થઇ અને પરિચય વધતો ગયો અને પછી તો દરરોજ અવકાશના વખતે શ્રી. અ. નૃ. ત્રિવેદી હાજર હોય.

આ સમયે જુનાગઢના નવાબ સાહેબના પાટવીકુવરનુ લગ્ન થવાનુ હોવાથી નવાબ સાહેબને ગુજરાત અને કાઠીયાવાડના કવિઓનુ એક સમેલન કરવુ એ નિશ્ચય થતા તેમના ખાનગી ખાતામા આ બાબત કેમ કરવુ, તેનો તપાસ થતા કચ્છના પાટનગર ભુજમા રહેતા રાજકવિ શ્રી. જીવરામ અજરામર ગોર કરીને હતા તે કવિશ્રીને ભૂજથી આમત્રણ આપી પ્રથમ બોલાવી કવિઓને ભેગા કરવાનુ કામ ભુજના રાજકવિને સોપવામા આવ્યુ. આ વખતે અમદાવાદમા ગુ વર્ના. સોસાયટીમા ૧૯ વર્ષની ઉમ્મરમા "ઉદ્યોગ" વિષે નિબધ લખી રૂ. ૧૦૦નુ ઇનામ શ્રી સઘવીજીએ મેળવેલુ. તે ઉપરાત સ્વદેશ વત્સલ નામના અકમા તેમની કવિતા પ્રસિદ્ધ થતી હતી આ કામ ઇડરમા નોકરી કરતા ને સાહિત્યમા પણ ગમ્મતની ખાતર લખતા. પ્રતિષ્ઠા કે વિદ્વાન કહેવડાવવાનો હેતુ તેમના મનમા લગાર પણ નહોતો આ યુવાન સઘવીજીનુ સાહિત્ય ભૂજના કવિશ્રીને એટલુ સારૂ લાગ્યું કે કાઠીઆવાડના રાજકવિઓને

તેમજ તે વખતના ગુજરાતના કવિઓને બાજુએ રાખી શ્રી સંઘવી-જીને પત્ર લખી પૂછાવ્યું અને પ્રમુખસ્થાન માટે પણ વિનંતિ કઇ.

લગ્નના દિવસોમાં કવિઓને આપવાના આમંત્રણો નીકળ્યાં. શ્રી સંઘવીજીને પણ ભાર દઇને લખવામાં આવ્યું, આ હકીકત શ્રી ઇડર નરેશને નિવેદન કરતાં શ્રી સંઘવીજી તરફ ઘણો સમય મૌન રહી જવાબ આપ્યો કે મારા રાજ્યના નોકર છો ને બીજે જવાની ઇચ્છા કેમ થાય છે? શ્રી ઇડર નરેશના મનમાં આવ્યું કે આ રત્ન શ્રી સંઘવીજી જો જશે તો પુનઃ પાછા આવશે જ નહિ. અને નવાબ સાહેબ રાખી લેશે વગેરે. જેથી ભૂજના કવિશ્રીને સંઘવીજીએ વિનય પૂર્વક લખ્યું કે પોતાનાથી આવી શકાશે નહિ. જેથી નિરાશા પ્રગટી પણ ખુદ નવાબ સાહેબે કહ્યું કે જે કવિઓ આવી શકે નહિ તેઓ પોતાની કવિતાઓ મોકલી આપે. જેથી શ્રી સંઘવીજીએ સિંહાસન પ્રબંધ, ને ચામર પ્રબંધ, એમ બે કાવ્યો તેમણે લખી મોકલી આપ્યાં હતાં. ટુંકામાં નવાબ સાહેબે જે જે કવિઓ તરફથી કવિતાઓ આવેલી તે તમામ તપાસવા શ્રી સંઘવીજી તરફ મોકલી આપવામાં આવી અને કવિઓને કેટકેટલું ઇનામ આપવું વગેરે સંબંધી શ્રી સંઘવીજી તરફથી નિર્ણય થયો હતો. ત્યાર બાદ શ્રી સંઘવીજીને આ કામ પૂર્ણ કરી આપવા બદલ શ્રી નવાબ સાહેબ તરફથી રૂા. ૧૦૦૦)નું ઇનામ અર્પણ થયું હતું એમ મને યાદ છે. આથી સંઘવીજીની કાવ્ય રચના શકિત અતિ ઉત્તમ અને પ્રતિભા સંપન્ન હોવાની જાહેરાત થતાં કેટલાક કવિઓને તેમના પ્રત્યે અસૂયા જેવું પણ થયું. પણ તે પ્રસંગ પછી શ્રી સંઘવીજી "સાક્ષ-રોત્તમ શીઘ્ર કવીશ્વર" તરીકે લખાવા માંડયા. આથી ઇડર નરેશને ભાન થયું કે સંઘવીજીને મેં મોકલ્યા નહિ તેથી તેમને ઠીક લાગ્યું નહિ હોય, જેથી ઇડર નરેશ જેઓ એક પરમ વૈષ્ણવ ભકત હતા અને મંદિરોમાં પણ દર્શન કરવા જતા હતા તેથી શ્રી કૃષ્ણ ભકિતમાં તેમનો ભાવ જાગ્રત રહેતો તેથી એક વખતે સંઘવીજીને બોલાવીને કહ્યું કે કવિરાજ! મહારાણી એઝનમાં રહે

છે તેમને નાટક જોવા સારુ પ્રબંધ કરો. આના જવાબમાં શ્રી ઈડર નરેશના ખર્ચે "શ્રી રૂક્ષ્મણી હરણ" નો નાટ્ય પ્રયોગ કરી બતાવ્યો હતો. આ કામમાં એકટરો ડ્રેસ વગેરેની વ્યવસ્થા તેમના સુવાન વ્યવસ્થાપક શ્રી અંબાલાલના હસ્તે થઈ. નાટક વિજયી થયું. અને શ્રી સંઘવીજીને શ્રી ઈડર નરેશે પોતાનાં તરફથી સોનાનું રૂા. ૧૦૦૦)નો કિંમતનું ઘડીઆળ ભેટ આપ્યું, અને ત્રીવેદીને પણ ઇનામ આપી ખુશી કર્યા હતા અને સંઘવીજી જેવા વિદ્વાન તેમના રાજ્યમાં હોવાથી તેઓ તેમને ભાગ્યશાળી સમજતા હતા.

શ્રી. અંબાલાલ નૃસિંહપ્રસાદ સાથે સંઘવીજીને ઘેર હું ગયો હતો. નમસ્કાર કરી બેઠા પછી મારી હકીકત શ્રી અં. નૃ. ને પૂછી ત્યારથી મારું ઓળખાણ થયું, તેમની ખ્યાતી તો પ્રથમથી જ હું જાણતો હોવાથી તે જ ક્ષણે શ્રી સંઘવીજીને પ્રાર્થના કરી કે ભાદ્ર માસ ચાલે છે ને તે પછી નવરાત્ર આવશે જેથી અમદાવાદમાં પ્રતિપદાથી તે ચૌદશની આખી રાત્રી ગરબા ગાવાનો રીવાજ છે. જેથી પ્રતિપદાથી ૧૪ ચઉદશ સુધીના ગરબા હાલની ભણતી બાળાઓ ગાય તેવા પ્રચલીત રાગમાં લખી આપવા કૃપા થાય તો સારૂં. આ માગણી સંઘવીજીએ સ્વીકારી–ચૌદ રાગ પસંદ કરીને આપ્યા. અને તેમણે મને માત્ર ચાર દિવસમાં લખી આપ્યા અને છપાવ્યા. અને નજીવી કીંમતે વેચવા માટે પણ શરૂ થયા. આ ગરબાઓ તે સમયે દરેક પોળે પોળે ગવાતા હતા. આમ થવાથી મારી ભક્તિ અને પ્રેમ તેમના પ્રત્યે વધતા ગયો.

સંઘવીજીને સમર્થ ગુરુ મળેલા હોવાથી તેઓ નિર્ભય હતા. હવે શ્રી સદ્‌ગુરૂની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે સંબંધી શ્રીમન્નૃસિંહાચાર્યજી કહે છે કે—

> સદ્‌ગુરુની સંગતિ શોધી નહીં મળે;
> પ્રગટે જ્યારે પુર્વ જન્મનાં પુણ્ય જો...

તેમ વડોદરામાં સુરતથી એક મહાત્મા પધાર્યા છે આવી વાતો ઘણા વખતથી અમદાવાદમાં ચાલતી હતી. આ સમય દરમ્યાન શ્રી

માસ્તર સાહેબ છોટાલાલભાઈ અને સંઘવીજી સાથે સ્કુલમાં ભણતા હતા. તેઓશ્રીનો અચાનક ભેટો થયો. શનિવારનો દિવસ હતો તેમણે સંઘવીજીને બંધુભાવે કહ્યું ચાલો આવવું છે! ક્યાં? હું જાઉં ત્યાં. નિશ્ચય થતાં શ્રી. છો. જી. સાથે પિતાજીને આવું છું કહી ગયા, ને બારોબાર વડોદરાની ટીકીટ લીધી અને સદ્દગુરુના દ્વારે જઈ પહોંચ્યા. "સદ્દગુરુ પ્રાપ્ત કરાવનાર માધકના ઉપકાર" આ સંબંધની કવિતા શ્રી મહાકાળમાં પ્રસિદ્ધ થયેલી છે આવી રીતે પુણ્યના ફળ રૂપે શ્રી સદ્દગુરુ શ્રીમદ્ નૃસિંહાચાર્યનાં દર્શન થયાં.

મારા કામથી પરવારી દરરોજના નિયમ પ્રમાણે શ્રીસંઘવીજીને ઘેર જવાની ટેવ પડેલી હોવાથી જેટલુ નવુ લખાયેલું હોય તે વાંચવાનું મને વ્યસન હોવાથી તે લાલચે હું જતો હતો. અગાધ શક્તિ વાળા સંઘવીજીને અનુભવ્યા. તેમના મગજમાં કેટલું બધુ જ્ઞાન છે. તેનું માપ કાઢી શકાતું જ નહીં. તેમાં વળી કોઈનું લખેલું કે વાંચેલું ને કોઇ બીજા પુસ્તકોનું અગર તેને મળતું લખાણ આવે જ નહિ, કેવળ અંતઃકરણમાં સ્ફુરતા વેગ પ્રમાણે એક ધારી કલમથી તેઓ લખ્યા જ કરતા. તેઓ જ્યારે વેગભર લખવા બેસે ત્યારે ૧ કલાકમાં લગભગ એક ફરમા જેટલું મેટર લખી નાખ્યાનું અનુભવમાં આવ્યું છે. જેથી શ્રી સંઘવીજીના મસ્તકમાં રહેલું દૈવી જ્ઞાન કેવી રીતે બહાર કઢાવવું તેવો વિચાર થતાં શ્રો. અં-નૃ ત્રીવેદી કપડવણજકરને અમો બન્ને જણે શ્રી સંઘવીજીને અમારા વિચાર જણાવ્યા અને તે ઉપરથી જ "શ્રી વિદ્યાર્થી જીવન" નામનું માસિક શરૂ કરાવ્યું તે કેટલાક વર્ષો ચાલ્યુ. શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ તરફથી પ્રગટ થતાં શ્રી "મહાકાલ" માં તેમની કવિતા તથા લેખ ચાલુ આવતા હતા. આ સાહિત્યના વાંચવાથી એક આર્ય સમાજી બંધુ વૈષ્ણવ સંપ્રદાયમાં જન્મે હોવા છતાં આર્યસમાજમાં ભળેલા. શ્રી હીમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા જે એક ખાનદાન કુટુંબના હતા. તેઓ આ સાહિત્ય રસિક હોવાથી વિદ્યાર્થી જીવનની ઓફીસમાં આવતા સમા-

ગમ વધતાં કેટલીક શંકા સમાધાન થતાં તેઓશ્રીને શ્રી સંઘવીજીનો પરિચય કરાવ્યો, જેથી સમાજી મટી તેઓ પુનઃ સનાતની થઈ ઘર-સેવા વગેરે કરવા લાગ્યા. જેથી તેમનું વૈષ્ણવ કુટુમ્બ તથા તેઓશ્રીના ગૃહપત્ની વગેરે બહુ આનંદમાં આવી ગયા. તેમને ત્યાં જવું ચાલુ જ હતું. દરમ્યાન કપડવણજકર ને શ્રી સંઘવીજીના સંબંધથી નાટક ભજવવાનો પ્રસંગ પડેલો તેથી તેમાં તેમને અધિક રસ જણાતાં "વિદ્યાર્થી જીવન"માં કાળજીપૂર્વક કામ થવા લાગ્યું નહીં. જેમ સિંહ વનરાજ હોવાથી કામ કરવાનું હોય તો તુર્તજ કરૂં છું એમ માની આળસને સેવે તેમ આપણા માનવંતા શ્રી સંઘવીજીને કેટલોક વખત લખવામાં પ્રમાદ થતો ને બે અંકો ભેગા પણ થતા, તેથી આ કામ શ્રી હીંમતલાલ વીમાવાળાને સોંપાયું અને પ્રકાશક તરીકે તેમણે આ કામની લગામ હાથમાં લીધી. વિદ્યાર્થીજીવન ૭ સાત વર્ષ ચાલીને બંધ થયું અને પછી "શ્રી મહાજ્યોતિ" નામનું માસિક શરૂ કરાયું.

સંવત ૧૯૫૬ ની અસાડી પૂર્ણિમાનો ઉત્સવ હતો. સાધકવર્ગ જુના મંદિરના મુખ્ય ભાગમાં ખીચોખીચ ભરાઇ ગયો હતો. તે વખતે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન એક ખાસ રચેલા આસન ઉપર બીરાજમાન હતા. વિદ્વાન્ વર્ગ અગ્રભાગે બેઠો હતો, ભજનો વાજીંત્ર સાથે બહુ જ સુંદર રીતે ગવાતાં હતાં. આ સમયે શ્રેણીના છેલ્લા પેજ ઉપરનું "**પડરિથી માંડો સુજન સંગ્રામ**" એ ભજન શરૂ થયું. તે વખતે શ્રી માસ્તર સાહેબ, શ્રી કણિયાજી, શ્રી નર્મદા-શંકર મહેતા, વગેરે વગેરે બેઠેલા હતા. દરમિયાન સંઘવીજીને આજ્ઞા થઇ કે આ ભજન ગવાઇ રહે તેટલા જ વખતમાં શ્રી સંઘવીજીએ આ જ રાગનું ભજન લખી આપવું. તુર્તજ શ્રી સંઘવીજીએ કલમ લઇ લખવાનું શરૂ કર્યું, ભજન પુરૂં થતાં જ સમીપમાં તૈયાર કરેલું ભજન જેની પહેલી કડી "**પડરિ છે તેને મૃતક સમાન**" એ જ રાગનું તેના અનુસંધાન સાથે ગવાયું. અને તાળીઓ અને જયનાદ સાથે વધાવી લેવાયું. વિદ્વાનો ભેગા મળે જ્ઞાનરસનો આસ્વાદ

કાંઇ જુદો જ અનુભવ કરાવે છે. તે પ્રસંગ અને ચર્ચા થયા બાદ બાણોચ્છિષ્ટં જગત્ સર્વમ્ ત્યારે શ્રી સંઘવીજીએ કુતુહલ વાણીથી નિરભિમાન સાથે બોલી ગયા કે "સંઘવાહઃ કૃતિં વિના" સંઘવી ઉચ્છિષ્ટ જમતા નથી. આમ વિનોદ થતાં તેઓશ્રીમાં કેટલી શક્તિ છે તે જાણવા માટે પ્રશ્ન થયો કહેવામાં આવ્યું કે સાબીત કરો. શ્રી સંઘવીજીએ નમ્ર ભાવે આજ્ઞા માગી, તો બાણ જેવી કાદમ્બરી શું લખી શકશો ? સંઘવીજીએ કહ્યું સદ્‌ગુરુની કૃપા થાય તો તે પણ થાય. એ પ્રમાણે થતાં તેઓશ્રીને શ્રી માસ્તર સાહેબ વગેરે મંડળીએ સંઘવીજીને તેવું લખવા અને જે લખાય તે શ્રી મહાકાલમાં પ્રસિદ્ધ થાય એમ જણાવ્યું આ પ્રમાણે થતાં ગુરુ કૃપાએ બાણની રચેલી કાદમ્બરીના જેવી જ શૈલીથી અને અલંકારથી શબ્દ લાલિત્યથી ભરેલી ભાષામાં લખવું શરૂ થયું તેમાં 'કાદમ્બરી' માં લખ્યા પ્રમાણે પ્રથમ કવિકુલ ભૂષણની કવિતા લખાઇને તે પછી દિવ્યાંબરા, નામની વાર્તાનો આરંભ પણ કરી બતાવ્યો. સર્વે વૃત્તાંત મહાકાલમાં પ્રત્યક્ષ છે. આથી મંડળના વિદ્વાન્ વર્ગ ઉપરાંત આખા મુબઇ ઇલાકામાં શ્રી સંઘવી અજોડ અદ્વિતીય પુરુષ છે. એ વાતની ખાત્રી થતાં મૂળ સ્વભાવ પ્રમાણે જેને લેખનકલા કે વિદ્યાનું અભિમાન નથી, તેવા શ્રી સંઘવીજીએ જે લખી બતાવ્યું તે સિવાયનું અપૂર્ણ રહ્યું. આ સિવાય સંસ્કૃત ભાષા ઉપર એટલો બધો એમનો કાબુ હતો કે તેમનું સંસ્કૃત સાહિત્ય ઋષિ મુનિના જેવું આગળ પડતું હતું. તેનું પ્રત્યક્ષ પ્રમાણ શ્રી સદ્‌ગુરુ મહિમ્નઃ સાધક વર્ગમાં ઘેરઘેર વંચાય છે. અને કંઠાગ્રે પણ કરાય છે. આ ઉપરાંત કવિ કાલિદાસે મેઘદૂત લખ્યો છે. ત્યારે શ્રી સંઘવીજીએ ભાવદૂત નામનો સંસ્કૃત લેખ લખી રાખ્યો છે જે અપ્રસિદ્ધ છે એમ જાણવામાં છે. અને આના કરતાં વિશેષ ચમત્કૃતિઓ પ્રજામાં જાણ થતાં તેઓશ્રીને અપૂર્વમાન મળતું. શ્રી સિદ્ધપુર ક્ષેત્રમાં હનુમાનજીની મૂર્તિ માટે બ્રાહ્મણો અને વ્હોરા. લોકો જોડે કોમી હુલ્લડ થયું હતું તે કાળે આમંત્રણ આવતાં આ સનાતની વીર તત્કાળ જઇ પહોંચ્યા. સ્ટેશન ઉપર બ્રાહ્મણોએ પુષ્પના હાર અને વાજીંત્રો સાથે પધરાવ્યા. તે

સમયે મે સુમા સાહેબ વગેરેને મળી બહુ જ સંતોષકારક સમાધાન કરાવી આપ્યુ હતુ હજી પણ જુના બ્રાહ્મણો શ્રી સંઘવીજીના ગુણાનુવાદ ગાય છે એ સા અ. વર્ગમા શ્રી સંઘવીજીના મતના ગુરુ બંધુઓમા ૧. શંકરાતન, ૨. ખનખડન, ૩. શકનશર્મા આ નામવાળી ત્રિપુટી જયારે મળે ત્યારે બહુ જ સાંભળવાનુ અને જાણવાનુ મળતુ.

શ્રી પદ્મસંઘની પ્રથમ યાત્રા શ્રી જટાશંકરભાઇને અર્પણ કરેલી છે જે ઉપરથી ખાત્રી થશે કોઇ પ્રસંગે વાતોમા બેઠેલા હોઇએ ત્યારે પ્રશ્ન કરં કે કવિતા લખતા પૂર્વે વિચારની તૈયારી કરવી પડે ખરી ? તો તેઓશ્રી કહેતા કે કવિતા લખવી એ તો દોરીનુ કોકડુ જેમ ઉકેલાય તેમ એક ધારા બદ્ધ પંકિતઓ રચાતી નિકળી આવે જ. આ સિવાય કોઇ વાર્તા લખવી હોય તે પણ તેવીજ રીતે લખી શકાતી હતી ને તેની સાબીતી તે વખતે શ્રેયઃસાધક મંડળના શ્રી ગણપતિરામ ભટ્ટે સંઘવીજીની મદદથી "શ્રી વાર્તા વારિધિ" નામનુ માસિક ઘણા જ ઉંચા પ્રકારનુ શરુ કર્યું હતુ. જેન જોતામા એ મામની અંદર લગભગ ૧૦૦૦ ગ્રાહકો થઇ ગયા હતા ઈડર મુકામે નોકરી કરતા લેખ નિયમિત મોકલતા હતા રસપ્રદ વાર્તા-વારિધિની વાતો વંચાતી ગઇ તેમ તેમ શ્રી સંઘવીજીની લેખન શકિતની જાણ થતા પ્રસિદ્ધિમા આવતા શ્રી ગણપતિરામ ભટ્ટ સાથે તેમણે કરેલા કરારમા મતભેદ થતા ટુંકી વાર્તા જે હાસ્ય રસથી ભરેલી 'કહાના કુમાર' ની વાતો શ્રી સંઘવીજીએ પુરી કરી બીજી ચારુચિત્રા, રકતસિંદુ, ઇંડિયન નાઇટ વગેરે જે નિયમિત છપાતી હતી તે "કહાના કુમારની વાત પુરી થતા" સંઘવીજી ગણપતરામ ભટ્ટ જોડે મતભેદ થતા પરિણામે આ સંઘવીજીનો જ્ઞાન ભંડાર જે ખાલી થવનો હતો તે કમભાગ્યે આ માસિક બંધ થતા તે અપૂર્ણ જ રહ્યો, આમ સાહિત્ય ક્ષેત્રમા ઘુમતા અજોડ સંઘવીએ ઘણા પુસ્તકોનો આરંભ કરેલો હતો પણ તેમા ઘણા અધુરા

---

૧ સંઘવીજી ૨ જટાશંકરભાઈ ૩ છગનભાઈ

જ રહ્યાં છે! વડનગરા નાગર શ્રી ભવાનીશંકર ગિરિજાશંકર જે તેઓશ્રીની નજીકમાં જ રહેતા હતા તે નામના એક સજ્જન દર સાલ શ્રી હાટકેશ્વર સ્તુતિ ચૈત્ર શુકલ ૧૪ ઉપર ખાસ લખાવી જતા. ઘણા વિદ્વાનો પોતે પોતાનું સાહિત્ય ઘરમાં એકાંતમાં ઘણા વર્ષો સુધી લખે. તે પોતાના મનને ઉત્તમ પ્રકારનું લાગે ત્યારે પ્રસિદ્ધ કરવા તેમની વૃત્તિ થાય. કેટલાક તો સાક્ષરોમાં પ્રસિદ્ધ થવા માટે ઘરના પૈસા ખર્ચી બહાર મેદાનમાં આવતા. ત્યારે આપણા શ્રી સંઘવીજીને માત્ર વગર પ્રયત્ને કોઇ પણ જાતના ખર્ચ સિવાય પ્રજાએ ઘણા ઇલકાબો આપી માનવંતા કર્યાં. શ્રી સંઘવીજી પાસેથી શ્રે. સા. અ. વર્ગના પ્રાણરૂપ શ્રી ઇશ્વર બાપા દરરોજ એક શ્લોક 'શ્રી સદ્‌ગુરુ મહિમ્ન'નો લખે ત્યારે શ્રી ઇશ્વર બાપા જમતા. આવો કડક નિયમ લેઇ તેઓશ્રીની પાછળ પડી લખાયેલો આ ગ્રન્થ શ્રી ઇશ્વરભાઇને જ પ્રસાદરૂપે અર્પણ થયેલો છે.

આ સિવાય શ્રી મહાકાલમાં તેમનું કાવ્ય હમેશાં ચાલુ આવતું જ રહેતું—શ્રી મહાકાલ પ્રસિદ્ધ થતા પૂર્વે પ્રથમ 'રૈકવ રમણું' નામનું માસિક રાયકવાળ બ્રાહ્મણ તરફથી પ્રસિદ્ધ થતું હતું. તેમાં બાપજીશ્રીને પ્રાર્થના થતાં પ્રસંગ પરત્વે તેમાં લેખ આપતા. આ સમય બાપજીશ્રીનો આરંભકાળ હોવાથી તે વખતના કેટલાક સુધારકો તરફથી ટીકા રૂપે ચર્ચા થવા માંડી. જેથી આપણા શ્રી સંઘવીજીથી સહન ન થતા તે જ માસિકમાં કે બીજા કોઇ પેપર દ્વારા "કવિની પવિ" એ નામથી કડક ભાષામા એટલે શ્રી સંઘવીજીની સ્વાભાવિક ભાષામાં જવાબ આપતા. આમ થતાં તે સમયે પરસ્પર વિવાદગ્રસ્ત વિષયો વાંચવાની મઝા આવતી. ઘણી વખત બાપજી શ્રી સંઘવીજીને ના કહે પણ તે માને નહિ. સંઘવીજી તે જ અરસામાં ઇડર સ્ટેઇટમાથી માગણી આવતાં ઇડર ગયેલા. બાપજીશ્રી તેમને ગજેન્દ્ર નામથી સંબોધતા. જ્યારે ઇડરથી છુટવા વૃત્તિ થતાં શ્રી સંઘવીજીએ માનસિક રીતે પ્રભુને હાજર જાણી તેઓશ્રીને ત્યાં બાપજી શ્રી હાજરા હજુર પ્રસંગે યોગસિદ્ધિના

પ્રભાવથી અનુભવતા પણ હતા તે તેમના એક કાવ્યથી સમજાય છે " હું તો નિશદિન ન્યાળું ગુરૂ હાજરા હજૂર " એમ માની ગજની વિનતિ ગુરૂ સાભળો" આ નામનું ભજન કરી પ્રાર્થના પણ કરી હતી. આ ભજન પણ મહાકાવ્યમા છપાએલુ છે. બાદ શ્રી સંઘવીજી અમદાવાદ પધાર્યા હતા પુ. બાપજી શ્રી પ્રત્યક્ષ નહોતા તેજ માત્ર ખોટ હતી. બાપજી શ્રીનાશિષ્યો દર સાલ વર્ગ તરફથી સાધન સમારંભ નામનો ઉત્સવ ઉજવતા હતા. સંવત ૧૮૫૬ થી વિરમગામના પવિત્ર સ્થળમા શ્રી સદ્દગુરની પૂર્ણ કૃપાથી શ્રી નાથજીભાઈ જેઠાભાઇની પૂર્ણ વ્યવસ્થાથી શરૂ થયો. આ સમારંભનો વ્યવસ્થા સર્વોત્તમ હોવાથી બહાર ગામના અન્ય સજ્જનો પણ લાભ લેતા. વર્ગનો મહિમા વધતો ચાલ્યો. પ્રથમ સમારંભમાં " શ્રી સદ્દગુરુ મહિમ્ન. સ્તોત્ર "ના મૂળ શ્લોકોની ટીકા લખાવેલી તે શ્રી કૌશિકરામભાઈ વાંચી સંભળાવતા હતા.

અમદાવાદમા શ્રી ગાધીજી આફ્રિકાથી પ્રથમ આવ્યા ત્યારે તેઓશ્રી પ્રત્યે સદ્દભાવ હોવાથી અમો સંઘવીજી સાથે સ્ટેશન પર ગયા હતા. અને તે પછી થતી તમામ સભાઓમા શ્રી સંઘવીજી જતા અને સ્વદેશ સેવાના કાર્યમા રસપૂર્વક ભાગ લેતા. અને સેવા આપતા સુરતની કોંગ્રેસમા મતભેદ થવાથી અને ગાધીજીના મતભેદવાળા વિચારો જણાવવાથી અને સંઘવીજી સ્વતંત્ર મતના હોવાથી શ્રીમાન તિલક મહારાજના સિદ્ધાન્ત પ્રમાણે પ્રચાર કરવા માડયો હતો. આ સમયે પ્રો. સ્વામિનારાયણ, શ્રી સંઘવીજી, અને શ્રી કૃપાશકર પંડિત, આ ત્રિપુટી રાયપુર, કાળુપુર, ખાડીયા વગેરે સ્થળે ભાષણો આપતા. આવા પ્રસંગોમા તેમના ભાષણો ઉપર પોલીસ દેખરેખ રાખતી હતી.

સાક્ષર શ્રી રમણભાઈ નીલકંઠ તરફથી "ભદ્રંભદ્ર" નામનુ પુસ્તક એક વર્તમાનપત્રના અધિપતિએ ભેટ તરીકે આપેલુ તે ગુજરાતમા વંચાવવા બરોબર દરેક વર્તમાન પત્રોએ તેમના વિરુદ્ધ સખ્ત શબ્દોમા ઝાટકણી કાઢી હતી. મુંબઈના પત્રમા પણ ભદ્ર ટીકારૂપે લખેલુ; કારણ

સનાતન ધર્મ સંસ્કૃત ભાષા અને જુના વિચારના ને બ્રાહ્મણો ઉપર મશ્કરીના રૂપમાં આખુ પુસ્તક લખાયેલું હોવાથી જ્યારે તમામ પેપરોના પોતાના અભિપ્રાય આવી રહ્યા બાદ શ્રી. સંઘવીજીના મિત્ર મી. અંબાલાલ નૃ. ત્રિવેદીદ્વારા "ભ્રમણચંદ્ર" નામનું પુસ્તક લખવા શરૂ કરાવેલું. તે પુસ્તક લખાયા બાદ શ્રી સંઘવીજીએ તેમાં કેટલોક સુધાનો સુધારો–વધારો કરી આપ્યાનું કહેવાય છે. પણ આ પુસ્તક બહાર પડયાથી જડબાતોડ સખ્ત ભાષામાં તેમનું પોગળ ઉઘાડુ પડવાથી તેમનો (સુધારાનો પક્ષ) વિરોધમાં ઉતર્યો હતો, આ તમામનું કારણ શ્રી સંઘવીજી છે એમ મનાયું. કેસ કરવા ઘણા પ્રયત્ન થયા પણ ફાવ્યા નહીં. છેવટ એક ઉમરેઠના સામાન્ય લેખક દ્વારા એક ચોપડી લખાવી પણ તે બહુ જ કિલષ્ટ ભાષામાં હોવાથી બહુ જ પ્રચારમાં આવી નહી. "ભ્રમણચંદ્રની કોપી" મેળવવા અને વાંચવા આજે પણ ઘણા માગે છે તે પ્રસિદ્ધ કરવી જરૂરી છે. સંઘવીજીએ પોતાની લેખિની દ્વારા "ધર્મ-મંગલ" સાપ્તાહિક ચલાવ્યું. સંઘવીજી માટે જેટલુ લખાય તેટલું ઓછું છે. પરમાત્માએ તેમને તેમની ભક્તિના પ્રભાવ પ્રમાણે શ્રી ઇષ્ટ સ્વરૂપમા શમાવ્યા છે. તેમના જવાથી એક અજોડ અદ્વિતીય પુરૂષની ખોટ પડી હોય એમ પ્રત્યક્ષ અનુભવીઓ કહે છે એટલુંજ નહિ પણ વિરોધ પક્ષવાળા પણ તેમનાં જ્ઞાન, નિડરતા, ને શક્તિ ઉપર ચકિત થઇ તેમનામાં ઇશ્વરી બક્ષિસ છે એમ માનતા. આ વાર્તા શ્રી લાલશંકર ઉમિયાશંકર ત્રવાડીના અરસામાં તેમની મંડળીમાં થએલી છે એમ સાંભળ્યું છે. ઇતિ.

# શ્રી. સદ્ગુરૂ દેવ ભક્ત સંઘવીજી
## ( શ્રીયુત ગોવિંદલાલ કેશવલાલ અમીન )

સંઘવીજીએ પોતાના માતા પિતા પાસેથી ઉચ્ચ અને સારા સંસ્કારો મેળવ્યા હતા. શ્રેયસ્સાધક અધિકારી વર્ગના આદ્ય આચાર્ય પ. પૂ. શ્રી. નૃસિંહાચાર્યજીના મુખ્ય શિષ્યોમાંના એક હતા. તેઓશ્રીના ઉપર ગુરુદેવની અનહદ કૃપાને લીધે તેઓશ્રી શીઘ્ર કવિ થયા હતા, તેમ કહીએ તો તેમાં જરીએ અતિશયોક્તિ નથી. જેવી રીતે શ્રી. પુષ્પદંતે શ્રી શિવ મહિમ્ન રચ્યું છે, તેવીજ રીતે સંસ્કૃત ભાષામાં શ્રી. સંઘવીજીએ શ્રી સદ્ગુરુ મહિમ્નઃસ્તોત્ર સારા અલંકાર વાપરીને રચ્યું છે. વળી તેઓશ્રીએ સાર્વવૈદિક સંધ્યા નામની પુસ્તિકા તેમજ બીજા કાવ્યો સંસ્કૃત ભાષામાં અને ગુજરાતી ભાષામાં લખેલા છે, તે ઉપરથી તેઓશ્રીનું કવિપણું કેવું સુંદર રીતે ખીલ્યું હતું, તેનો ખ્યાલ વાંચક વર્ગને આવે તેમ છે. તેઓશ્રી વ્યાખ્યાન પણ જનતાને મુગ્ધ કરી દે તેવી ભાષામાં શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં તેમજ બીજી ધાર્મિક સંસ્થાઓમાં અને જાહેરમાં આપતા હતા. તેથી તેઓશ્રી એક સારા વક્તા તેમજ શીઘ્ર કવિ હતા તેમ કહી શકાય.

શ્રી સદ્ગુરુ દેવ માટે તેઓશ્રીની સેવાઓ અગાધ હતી, પ. પૂ. શ્રી નૃસિંહાચાર્યજીના જ્યેષ્ઠ પુત્ર પ. પૂ. શ્રી ઉપેંદ્રાચાર્યના જન્મ પછી તે બાળકને મોસાળમાંથી ઘેર લાવવાનું કાર્ય તેઓશ્રીને સોંપવામાં આવ્યું હતું. તે કાર્ય તેઓશ્રીયે સારી રીતે બજાવ્યું હતું. પ. પૂ. શ્રી. ઉપેંદ્રાચાર્યના સ્વર્ગવાસ પછી તેઓશ્રીના લઘુ બંધુ પ. પૂ. શ્રી. સુરેશ્વરાચાર્યને ગાદી પર બેસાડવામાં તેઓશ્રીએ મુખ્ય ભાગ ભજવ્યો હતો. અને તે કાર્ય સારી રીતે પાર પાડ્યું હતું. પ. પૂ શ્રી. સુરેશ્વરાચાર્યજીને પોતાના ઘેર દબદબાથી પધરાવ્યા હતા, અને ભક્તિપૂર્વક પૂજન કરાવ્યું હતું. બીજું પ. પૂ. શ્રી નૃસિંહાચાર્યજીનાં તનુજા શ્રી ભારતીદેવીના આખર મંદવાડમાં શ્રી સંઘવીજીએ અતિશય શ્રમ લેઈને તેમની અનેક વિધ સેવા કરી કરાવી હતી.

છેવટે તેઓશ્રીની ઉત્તરાવસ્થામાં શ્રી 'મહાકાલ' નું પ્રકાશન અમુક સંજોગોને લઇને બંધ પડયું હતું, તે તેઓશ્રીએ અથાગ શ્રમ

લઇને તથા તે કાર્યમાં તન, મન, અને ધન દઇને ઇષ્ટના ગુણ ગાન ગાવા પુનઃ પ્રકાશન શરૂ કર્યું હતું. તેઓશ્રી શ્રી 'મહાકાલ' માસિકના એકવાર ફરી તંત્રી બન્યા હતા. તે વખતે હું તેઓશ્રીની સાથે સંસર્ગમાં આવ્યો હતો. તેઓશ્રીએ પોતાની ધર્મપત્નીના અવસાન બાદ 'ધર્મમંગલા' નામનું માસિક પણ કાઢ્યું હતું, અને તેમાં સનાતન ધર્મનો સારી રીતે પ્રચાર કરતા હતા.

આખરમાં શ્રી. શંકરાચાર્યનો કેસ ચાલતો હતો, તેમાં શ્રી. રાજરાજેશ્વરાશ્રમ સ્વામી તરફથી તેઓશ્રીએ સારી રીતે કામ કર્યું હતું.

ટુંકાણમાં તેઓશ્રીનું મુખ્ય ધ્યેય સનાતન ધર્મનો સારી રીતે પ્રચાર કરવો અને કરાવવો તે હતું.

સનાતની પ્રજામાં તેઓશ્રીનું સ્થાન અનોખું અને અજોડ હતું. તેવીજ રીતે શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં પણ અજોડ હતું.

તેઓશ્રીનાં પત્નીના અવસાન બાદ પણ તેઓશ્રીની શરીરસંપત્તિ એમને એમ સારી રહેતી હતી તથા પ્રવૃત્તિમય જીવન પહેલાની માફક ગાળતા હતા. આ બધું ભાઈ રતિનાલ તથા તેમના પત્નીને આભારી છે.



## કર્મવીર સંઘવીજી

લેખક : પં. કૃષ્ણશંકર દલસુખરામ શાસ્ત્રી,
વેદાન્તાચાર્ય, સાહિત્યતીર્થ-નડીયાદ.

ગુજરાતની જનતા સંઘવીજીથી ભાગ્યે જ અજાણી છે. ક્રાન્તિના જમાનામા પ્રજામા જાગ્રતિ લાવવામા તેમનો ફાળો અસાધારણ હતો. તેમણે સુષુપ્ત આત્માઓમા ભાવના ને ચેતનાના જલ સિંચ્યાં છે. દેશપ્રેમ અને ધર્મપ્રેમ એ બે તેમના જીવનના કાર્યક્ષેત્રો હતા.

ધર્મની અસ્મિતા માટે તન, મન, ધનથી ફાળો આપવામા તે ચુક્યા નથી પ્રજારાજના ગક્રમણકાળમા ખૂબ જ સઘર્ષણ થયા. સ્વાભાવિક રીતે રાજ્યનીતિ વિપક્ષીને નિર્બળ બનાવવા પ્રયત્નશીલ બને ત્યારે તેનામા અન્તર્ભેદ જાગ્રત કરે. આમ વિદેશનીતિનુ અચાનન હમેશા ભારતને અહિતાવહ નીવડયુ. વિદાય થતી સત્તાએ પ્રજામા માનમભેદ કર્યો. તે કાનમા સંઘવીજીનુ જીવન પ્રજાની સેવામા સમર્પાયુ. સિદ્ધાન્તને સર્વથા વળગી રહેવુ ને તેમ કરવામા કદાચ સ્વમાન ને લૌકિક કીર્તિ જોખમાય તો જોખમાવા દેવા પણ ધ્રુવ નિશ્ચયથી જ રહેવુ એ એક સદ્ગુણ તેમણે ઘણો સારો કેળવ્યો હતો.

નિડરતાપૂર્વક શહેરોમા ને ગામોમા પોતાના જ અર્થવ્યયે પ્રજાને સાચી સેવા આપી ને સનાતન સદેશ શો છે, આર્યધર્મ શો છે તેનો દિવ્ય બોધપાઠ તેમને આપ્યો.

એકવાર પ્રજામતને જાગ્રત કરવા માટે તેમણે લડત શરૂ કરી. સાગાણી, સઘવી એ બન્ને વીરોએ પત્રો, પત્રિકાઓ ને પ્રવાસ ખેડી પ્રવચનો કીધા, અધિવેશનો ભર્યા અને અધિવેશનોથી સારી પ્રજામા જાગૃતિ આણી.

તેમના જમાનામા નડિયાદ, અમદાવાદ, વડોદરા, સુરત, ખેડા, કાઠીયાવાડ વિગેરેમા થયેલા અધિવેશનોમા તેઓએ સક્રિય ફાળો આપ્યો છે કર્મવીર તરીકેનુ આદર્શ જીવન જીવ્યા ક્ષત્રિયોચિત ગુણોનુ તે વિકાસકેન્દ્ર હતા. ધર્મમગલાની સેવા અખંડ હતી—

અમૂલ્ય હતી. તેમના જીવનની ઝાંખી તો તેમની તે પત્રિકાથી મળી આવશે. જગતને સત્યનું દર્શન કરાવવામાં ઘણો સારો ભોગ આપ્યો છે.

ક્રિયા વાણીના સમન્વયથી જીવવું એ એમનું જીવનસૂત્ર હતું. ક્ષત્રિય તરીકે જીવવું ને તદુચિત નિત્યકર્મમાં પ્રમાદ ન થવા દેવો તેની કાળજી સતત રાખતા આવ્યા છે.

શ્રીશારદાપીઠના શંકરાચાર્યની અજોડ સેવા કરી છે, વૈષ્ણવ સ્માર્ત શૈવ સમુદાયના પ્રધાન આચાર્યોનો સહવાસ સેવી ખૂબ જ બહુશ્રુત બનેલા ગુજરાતીમાં તેજસ્વિની ભાષામાં બોલતા તેવું જ લખી જાણતા. કવિતા પણ કરી શકતા. દેશદાઝ પણ હૃદયમાં તેટલીજ હતી. શ્રીશારદાપીઠના શંકરાચાર્યના નીમવાના કેસ અંગે તેમની તન–મન ધનની સેવા સ્મૃતિપટમાં રહે તેવી છે. વર્ણાશ્રમ સ્વરાજ સંઘના પ્રત્યેક અધિવેશનમાં તે સારૂં કાર્ય આપી ચુકયા હતા.

સ્વરાજના હિમાયતી હતા. કટ્ટર દેશભક્ત હતા. સમાજમાં સ્વરાજ્ય સંસ્કૃતિ વિના આવશે નહિ. અને આવશે તો ટકશે નહિ. તેવા દઢ–નકકર વિચારને કારણે તેઓ તે અરસાના દેશભક્તોમાં મતભેદને લીધે અલગ પડયા એમ લાગતું છતાં સત્યને વળગી રહેનારને સ્વાભાવિક જે સહેવું પડે છે તે વેઠયું છે.

વીર સિંહની અદાથી સર્વ સભાઓમાં હાજર રહેવું, ગર્જવું અને કાર્ય કરી છુટવું એ ધ્યેયે ઘણું સારૂં જીવન જીવી જાણ્યા છે.

તેમના પરિચયમાં આવનારને તે કેટલા બધા વિનોદી છે, ને સરલ છે તે લાગ્યા વિના રહેતું નહિ. જાણવા પ્રમાણે પોતાની મિલ્કતના મોટા ભાગનો ધાર્મિક વ્યય થાય તે માટે એક ટ્રસ્ટ બનાવી ગયા છે. આમ મન–વાણી ક્રિયાથી ધર્મપ્રાણ જીવન જીવી ગયેલા શ્રી સંઘવીજી સનાતન આત્માઓમાં ચિરસ્મરણીય રહેશે.



## ધર્મવીર સંઘવીજી

લેખક : શાસ્ત્રીજી રમણલાલ જયેષ્ઠારામ
શુદ્ધાદ્વૈતરત્ન, સાહિત્યભૂષણ, વ્યાખ્યાનવિશારદ સાહિત્ય-મણિ, વ્યાખ્યાનભૂષણ, કાવ્યવિશારદ, આદર્શ અધ્યાપક, માનદ અધ્યાપક, ગીતા પાઠશાળા, ગીતા ભવન, કાંદીવલી.

સ્વર્ગવાસી વ્યાખ્યાનમાર્તંડ સુરૂબ્બી શ્રી નગીનદાસ પુરૂષોત્તમ-દાસ સંઘવીજીનો પરિચય મારા પૂજ્ય પિતાશ્રી દ્વારા થયો હતો. 'ધર્મમંગલા' સાપ્તાહિક મારે ત્યાં આવતું હતું તેના તેઓ તંત્રીશ્રી હતા. પોતાના ખર્ચે વગર લવાજમે આ પત્રિકા તેઓશ્રીએ સેંકડોને ત્યાં ભેટ મોકલાવી હતી. તેમાં અંગ્રેજી અને ગુજરાતીમાં ઘણા લેખો પ્રકટ કરીને સદ્‌ગત શ્રી સંઘવીજીએ સનાતન ધર્મની નોંધ-પાત્ર સેવા બજાવી હતી. 'સંદેશ' દૈનિક પત્રની સારંગપુર, સરસ્વતી ભુવનની ઓફીસે 'ધર્મમંગલા' પત્રિકાના છાપકામે સુરૂબ્બી શ્રી સંઘવીજી અવારનવર આવતા હતા. દસવર્ષ સુધી મેં સંદેશ, ગુજરાત સમાચાર વગેરે દૈનિક પત્રોમાં ખબરપત્રી તરીકે સેવા બજાવી છે જેથી હું શ્રી સંઘવીજીને નિડર લેખક અને પત્રકાર તરીકેના પરિચયમાં આવ્યો હતો વૃદ્ધ ઉંમરે તેઓશ્રીની એ શક્તિ માટે મને ખરેખર સદ્‌ભાવ ઉત્પન્ન થતો હતો. મેં તેમનામાં કદી આળસ જોયું નહતું. તેમનામાં કર્તવ્યનિષ્ઠ વીરતા હતી.

ઉમરેઠમાં તેઓશ્રી ત્રણ વખત આવ્યા હતા. પહેલા બે વખત તેઓશ્રી પૂજ્યપાદ જગદ્‌ગુરૂ શ્રી આદ્ય શંકરાચાર્યજી મહારાજશ્રીની જયંતિ નિમિત્તે મુખ્ય વક્તા તરીકે આવ્યા હતા. મારા પૂજ્ય પિતાશ્રી તે સભાના પ્રમુખ તરીકે હતા. ઉમરેઠના કોંગ્રેસ કાર્યકરોને એવી ખાત્રી હતી કે શ્રી. સંઘવીજી કોંગ્રેસ વિરૂદ્ધ ખૂબ કડક બોલશે. આથી આ કાર્યકરો મારા પિતાશ્રીને મલ્યા. સભાના પ્રમુખ તરીકે મારા પિતાશ્રીએ સૌને ખાત્રી આપી હતી અને સંપૂર્ણ શાંતિથી, નિર્વિઘ્ને શ્રી સંઘવીજીનું ભાષણ થયું હતું. વૈદ્ય જયશંકર મનસુખ-રામ, મંત્રી સનાતન ધર્મસભા, આ સભાના યોજક હતા. બીજે

પ્રસંગ પણ તેઓના હસ્તક યોજાયો હતો. શ્રી સંઘવીજીના તેઓ સેવાભાવી પ્રશંસક હતા. સારી સેવા બજાવી હતી.

ઉમરેઠમાં શ્રી સંઘવીજીને ત્રીજી વખત બોલાવવાનો લાભ મને મળ્યો.

અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તરફથી પ્રચારક તરીકે મહોપદેશક પંડિતજી કલ્પનાથ શર્માનો ગુજરાતમાં પ્રવાસ યોજાયો હતો. ખેડા અને પંચમહાલ જીલ્લાનાં કેટલાંક ગામોમાં હું સાથે ગયો હતો. ઉમરેઠમાં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની શાખા સભા સ્થાપવામાં આવી હતી. પ્રધાન મંત્રી હું હતો. એ શાખા તરફથી ઘણી સભાઓ થતી હતી. આ શાખા સભાના સહમંત્રી શ્રી મંગળદાસ મનસુખભાઈ લાધાવાળા, કોષાધ્યક્ષ ગોલોકવાસી ગાંધી કેશવલાલ મંગળદાસ બોન પ્રેમચંદ વગેરેના ઉત્સાહથી સભ્યોની મોટી સંખ્યા થઇ હતી. જરૂરી ફંડ પણ થયું હતું. ખેડા અને પચમહાલમાં મોખરે કાર્ય થતું હતું. ઉમરેઠમાં એક સંમેલન ભરવાનું નક્કી કર્યું. સંમેલનમાં ડીંગુચાના મહંતજી, સુરબ્બી શ્રી નગીનદાસ સંઘવીજી, શાસ્ત્રીજી વસંતરામ હરિકૃષ્ણ, ન્યાયરત્ન મહંતજી શ્રી વૈષ્ણવદાસજી, મહોપદેશક પંડિતજી કલ્પનાથ શર્મા, ડાકોર ગુંદીવાળી જગ્યાના મહંત અને પત્રકાર સદ્દગત પંડિત દેવદાસજી વગેરે વિદ્વાન્ વક્તાઓનાં બે દિવસ સુધી ઉમરેઠની દેશી વાણીઆની ધર્મશાળામાં જાહેર ભાષણો થયાં હતાં. સૌનો મુકામ અને ભોજનનો પ્રબંધ મારે ઘેર જ હોવાથી હું સુરબ્બી શ્રી સંઘવીજીના વિશેષ પરિચયમાં આવ્યો હતો. વૃદ્ધાવસ્થા અને પાચનશક્તિ ઓછી હોવાથી શ્રી સંઘવીજી સામાન્ય નાદુરસ્ત લાગતા હતા. પણ સભામાં ભાષણ વખતે સક્રિય ભાગ લઈ સિંહગર્જના કરતા હતા. બે દિવસના સંમેલનનાં યાદગાર સંસ્મરણો હજી યાદ આવે છે. શ્રી સંઘવીજી સ્પષ્ટ વક્તા હતા એટલું જ નહિ પણ પ્રતિભાશાળી નિડર વક્તા હતા. તેમને લાઉડ સ્પીકરની જરર નહોતી પડતી.

તેમનો બુલંદ અવાજ હતો. હું તેઓશ્રીની હયાતીમાં 'સંઘવી ભુવન' તેમના મકાને પણ કેટલીક વખત ગયો હતો.

સુરજી શ્રી સંઘવીજીનો વધુ પરિચય મંદિર પ્રવેશ બીલ વખતે થયો. એ બીલના વિરોધમાં હું ઘણા ગામોમાં ફર્યો અને હજારોની સંખ્યામાં ગુજરાતમાંથી સહિઓ મોકલી હતી. મને તેઓ અવરનવર ઉત્સાહ અને પ્રેરણા આપતા હતા. ખેડા જીલ્લા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ, મુંબઇ પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના અધિવેશનોમાં તેમની પ્રેરણાથી મેં બનતી સેવા કરી હતી. નડીઆદ રહ્યો હતો. ઉમરેઠથી ૭૦ પ્રતિનિધિઓ સ્પેશીયલ મોટર દ્વારા ઉત્સાહથી ભાગ લેવા આવ્યા હતા. ગામના પ્રતિષ્ઠિત સનાતની નેતાઓ શાખા સભાના હોદ્દેદારો હતા. તેઓ બધા જ નડીઆદ આવ્યા હતા.

અમદાવાદમાં અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘનું અધિવેશન સંઘવીજીના આમંત્રણને લઇને ગોસ્વામી ભૂષણ શ્રી ૨૦૮ ગોકુળનાથજી મહારાજના અધ્યક્ષ પદે મળ્યું ત્યારે પણ હું ઘણા દિવસો અગાઉ ગયો હતો. અને સેવાનો સુઅવસર મને મળ્યો હતો. મ્હારા જીવનવિકાસમાં ત્યાં શ્રી. સંઘવીજીની પ્રેરણા અને ઉત્સાહ મને ઘણાં મળતાં હતાં.

વીસ હજારની માનવમેદનીમાં શ્રી. સંઘવીજી ભીષ્મપિતામહ જેવા લાગતા હતા. વૃદ્ધ સેનાપતિ હતા. વડી ધારાસભાની ચૂંટણી વખતે શ્રી સંઘવીજીનો સંપર્ક વધ્યો. કોંગ્રેસના પીઢ નેતા સ્વ. શ્રી. ભૂલાભાઇ દેસાઈ જેવા મોવડી સામે શ્રી. એન. એન. અંકલેશ્વરીઆ પારસી ગૃહસ્થને વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તરફથી સને ૧૯૩૪માં ઉભા કરવામાં આવ્યા હતા. મેં વિનંતિ કરી હતી કે આ નિષ્ફળ પ્રયત્ન છે. આમ છતાં મને અમદાવાદ તેડાવ્યો હતો અમો બન્નેએ શ્રી. અંકલેશ્વરીઆ સાથે ખૂબ વાતો કરી હતી. શ્રી. સંઘવીજીએ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તથા અન્ય ધાર્મિક સંસ્થાઓના ટેકાથી શ્રી. અંકલેશ્વરીઆને સારી મદદ કરી હતી. ઘણી મોટી પત્રિકાઓ છપાવી બહાર પાડી

હતી. "ધર્મમંગલા" પત્રિકામાં ઘણું છાપ્યું હતું. બનતો બધો જ સહકાર આપ્યો હતો. શ્રી સંઘવીજીનો તે વખતનો ઉત્સાહ હું ભૂલ્યો નથી. તેમની કાર્યશક્તિ યુવાનોને કર્તવ્ય-પરાયણતાનો સાચો બોધપાઠ આપે તેવી હતી. છૂટાછવાયા શ્રી સંઘવીજી સાથે પ્રસંગો આવ્યા હતા. તેમનો પત્ર વ્યવહાર બહુ નિયમિત હતો. તેમના સ્વર્ગવાસથી સનાતની પ્રજાને ભારે ખોટ પડી છે. પૂર્વ, પશ્ચિમ બન્ને સંસ્કૃતિનું જ્ઞાન ધરાવનાર એ ધર્મવીર સેનાપતિના સત્કાર્યો જનતાની અજાણમા નથી.

મુરબ્બી શ્રી સંઘવીજીનાં સેવા કાર્યો સનાતની સૃષ્ટિના ઇતિહાસમા ચિરસ્મરણીય રહેશે.

અન્તમા વિનમ્રભાવે શ્રી. સઘવીજીને સ્મરણાંજલિ–શ્રદ્ધાંજલિ સમર્પી વિરમું છું.



# ધર્મપ્રાણ સંઘવીજી

લેખક : શ્રી. લક્ષ્મીપ્રસાદ આચાર્ય

સ્વ. સંઘવીજીનો સ્મારક ગ્રંથ તૈયાર થાય છે એવી ખબર મળતાં મ્હને પણ પૂ. સંઘવીજીને એક નમ્ર સ્મરણાંજલિ આપવાની પ્રેરણા થઇ.

સ્વ. સંઘવીજી 'ધર્મમંગલા' નામનું એક સાપ્તાહિક પ્રગટ કરતા હતા. આ સાપ્તાહિક 'સંદેશ' કાર્યાલયમાં છપાતું હતું, એટલે પૂ સ્વ. સંઘવીજી નિયમિત પ્રેસમાં આવતા હતા. 'ધર્મ મંગલા'નો હું નિયમિત વાંચક હતો અને પૂ. સંઘવીજીનો પણ અલ્પ પરિચય હતો એટલે તેમના માટે બે શબ્દો લખું તો તે અસ્થાને નહિ જ ગણાય.

સ્વ. સંઘવીજી જ્યારે જ્યારે પ્રેસમાં આવતા ત્યારે પ્રસન્ન વદન જ હોય. મ્હને જોતાં જ 'આચાર્ય દેવો ભવ:' કહી મ્હારૂં ધ્યાન તેમના તરફ ખેંચતા. હું આ તપોમૂર્તિને ભાવથી નમસ્કાર કરતો અને જવાબમાં તેઓ પણ મસ્તક હલાવી મોઢું હસતા. આ લખું છું ત્યારે પણ એ ભવ્ય પુરુષનાં દર્શન મ્હારી દૃષ્ટિ સમક્ષ તરી આવે છે.

ભવ્ય લલાટ, કુંકુમનો ગોળ ચાંદલો, માથે પાઘડી, લાંબો કોટ, ઉપર સફેદ ખેસ અને વૃદ્ધ હોવા છતાં યુવાનને શોભે તેવી છટાભરી ચાલ એવી એ ભવ્ય મૂર્તિ ભૂલાય તેમ નથી.

મ્હને તેઓની સાથે જે સુખદ મિલન ઘડીઓ મળેલી એ દ્વારા મ્હને ઠીક ઠીક જાણવા મળ્યું છે.

બ્રિટિશ રાજ્ય અમલનો એ કાળ હતો. સનાતન ધર્મ પર અનેકવિધ આક્રમણો આવ્યા કરતા હતા. આવા સમયે તદ્દન નમ્રસત્ય કહે તેવા ધાર્મિક પત્રોનો લગભગ અભાવ જ હતો. ત્યારે 'ધર્મમંગલા' ધર્મની ભેરી બજાવતું હતું અને આ રીતે સમાજ સેવા કરતું હતું.

સ્વ. સંઘવીજીની ખ્યાતિ માત્ર ગુજરાત પુરતી જ નહોતી. ભારતભરમાં જે સનાતન ધર્મનાં આંદોલનો જાગતાં તેમાં સ્વ. સંઘવીજીનો પણ અગ્રભાગ રહેતો. એમની ખ્યાતિ હિંદ ભરના સનાતન સમાજમાં હતી. ભારતભરના આચાર્યોની સ્વ. સંઘવીજી તરફ સદ્‌ભાવના હતી.

બીજી એક વિશિષ્ટતા એ તેમનાં ભાષણોની હતી. સ્વ. સંઘવીજી શીઘ્ર કવિ હતા, એક સારા વક્તા હતા. એમનું છટાદાર ભાષણ સાંભળનારા હજુ આજ પણ એમને યાદ કરે છે. એમની વક્તૃત્વ-શક્તિ એટલી બધી અસરકારક હતી કે, જ્યારે જ્યારે ગુજરાતમાં કે ગુજરાત બહાર ભારે સંમેલનો અને ધર્મ-આંદોલનોની સભાઓ હોય ત્યારે સ્વ. સંઘવીજીને યાદ કરી ખાસ આમંત્રવામાં આવતા હતા. ભાષણ કરવાની એમની ખૂબીઓ મંત્રમુગ્ધ કરે તેવી હતી. જ્યારે કોઈ ધર્મ ઘોષણા કરવાની હોય ત્યારે સંઘવીજી મોખરે જ રહેતા. કડક અને જડબાતોડ જવાબ આપવામાં ધર્મવીર સ્વ. સંઘવીજી અજોડ હતા.

કેટલીકવાર 'ધર્મમંગલા'નાં પ્રુફ જોતા હોય ત્યારે તેઓ વર્તમાન ધર્મ સમાજની દુર્દશા ઉપર વિચારપૂર્ણ હકીકતો આપી ખેદ વ્યક્ત કરતા. સુધરેલો સમાજ એમજ કહે છે કે સનાતન ધર્મના અમુક સિદ્ધાન્તોમાં ઘેલછા છે. પરંતુ સનાતન ધર્મના સિદ્ધાંતોનું સાચુ રહસ્ય સમજવામાં આવા અનુભવી જ્ઞાનવૃદ્ધ વડીલ પાસે આવ તો ખુબ જ સરળતાથી સમજી શકાય કે સનાતન ધર્મના સિદ્ધાંતો પાછળ શા ઊંડા રહસ્યો ભરેલાં છે જે જીવનને સુમાર્ગે લઈ જાય તેવાં હોય છે. પરંતુ કેટલીક અજ્ઞાનતા અને પાશ્ચિમાત્ય કેળવણીનું અંધ અનુકરણ સમાજને સત્યમાર્ગે જતાં રોકે છે. દાખલા દલીલો અને સિદ્ધાંતો સાથે આપણા ઋષિમુનીઓની આર્ષદૃષ્ટિ પર, આપણા ધાર્મિક ગ્રંથોની ઋચાઓ પર અને આપણા કર્મકાંડી બ્રાહ્મણોના નિત્ય જીવન પર જ્યારે સ્વ. સંઘવીજીની ગંગાધારા વહેતી ત્યારે એમાંથી અભૂતપૂર્વ પ્રેરણાપાન મળી રહેતું. સ્વ. સંઘવીજી ચુસ્ત સનાતની હતા. એક તપસ્વી જેવું જીવન વીતાવતા હતા.

કોઈની પણ શેહ-શરમમાં તણાયા સિવાય સાચું સંભળાવી દેનાર સત્ય વકતા હતા. સાથે સાથે સ્વદેશાભિમાનમાં પણ તેઓ જરાય ઉતરતા નહોતા. સ્વદેશીના તેઓ હિમાયતી હતા. અને રાષ્ટ્રસેવામાં માનતા હતા.

સ્વ. સંઘવીજીનાં ભાષણ સાંભળવાનો પણ મને લાભ મળેલો છે. ગુજરાતના સનાતન ધર્મના ઝંડાધારી સ્વ. સંઘવીજીએ ધર્મ-ભાવનાને જ્વલંત રાખવા ઘણા અસરકારક શબ્દોમાં મોટી મોટી મહાસભાઓ ગજાવી હતી અને જ્યાં જ્યાં આ નરકેસરી ભાષણ આપતા ત્યાં ત્યાં વિરોધીઓ પણ ઘણી વાર એમની પ્રતિભાથી અંજાઈને ચૂપ થઈ જતા.

સ્વ. સંઘવીજી પાટીદાર કોમમાં જન્મ્યા હતા. પરંતુ એમના કર્મકાંડ, વિચારો, કર્તવ્યપાલન વગેરે એક આદર્શ ઋષિ જીવનનો ખ્યાલ આપે તેવાં હતાં. બ્રાહ્મણો માટે સ્વ. સંઘવીજીને પૂબ જ માન હતું. બ્રાહ્મણો સાચા બ્રાહ્મણ બને અને કર્મકાંડ દ્વારા સમાજના પથપ્રદર્શક બને તેવું તેઓ હંમેશાં ઇચ્છતા હતા, આ માટે તેઓએ શક્ય પ્રયાસો કર્યા હતા.

સ્વ. સંઘવીજી જેવા સનાતન ધર્મવીર જવાથી સનાતન ધર્મે એક વીર પુરૂષ ગુમાવ્યો છે. પરંતુ એમના અક્ષરદેહ દ્વારા અમુલ્ય વારસો તેઓ મૂકી ગયા છે એમાંથી સૌ પ્રેરણા મેળવે એમ ઇચ્છીએ.

સ્વર્ગસ્થના સ્મારક ગ્રંથની યોજના જરૂર આવકારદાયી છે.



## સ્વ. શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીને શ્રદ્ધાંજલિ

લેખક: માસ્તર પરમાનંદ ગ. અધ્વર્યુ

પુરુષોત્તમના પુત્ર એ, નગીનદાસ શુભ નામ;
સનાતની સાચા હતા, કરતા મંગળ કામ... (૧)
ધર્મતણા જ્ઞાતા હતા, હતા ધીર ને વીર;
સાચા સાધક એ હતા, નૃસિંહ ગુરુના શિષ્ય... (૨)
અંતર નિર્મળ એમનું, હતો નિખાલસ ભાવ;
કોઇ થકી ડરતા નહિ, સાચું કહેતાં સાવ... (૩)
વાણીમાં બહુ જોમ ને, હૈયે હતી બહુ હામ;
હામ દામ ને ઠામ સહ, કરતા સઘળાં કામ... (૪)
સઘળા જોમ થકી સદા, ઝૂઝતા એ નરવીર;
સુધારકને હંફાવતા, (ભલે) હોય પીરનો પીર... (૫)
માન અને અપમાનને, ભૂલી કરતા કામ;
સાથી જો ના હોય તો, એકલ હાથ તમામ... (૬)
સિંહ સમી હતી ગર્જના, સિંહ સમા એ બેલ;
હવે સંભળવા ના મળે, રાજનગરની ભોમ... (૭)
વાણી એની સાંભળી, કાયર બનતા શૂર;
ધર્મ ભાવના શોભતા, 'સંઘવીજી' ને ઉર... (૮)
'ભારતભૂષણ' એ હતા, હતા ધર્મના વીર;
લડવૈયા સમ ઝૂઝતા, છોડયું નિજ શરીર... (૯)
સ્વર્ગવાસી 'સંઘવી' થયા, પહોંચ્યા પ્રભુને ધામ;
અધુરાં કામ પુરાં કરો, સાચા મિત્ર તમામ... (૧૦)
નશ્વર દેહ છુટી ગયો, આત્મા છે અવિનાશ;
'પરમાનંદ' કરે વિનંતિ, પ્રભુજી દેજો પ્રકાશ... (૧૧)



## મુરબ્બી શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીનું વ્યક્તિત્વ.

લેખક : શ્રી. રત્નમણિરાવ ભીમરાવ બી. એ.

આપણા સામાજિક કે રાજકીય જાહેર જીવનની એક આગળ તરી આવે એવી વિચિત્રતા એ છે કે ચાલુ પ્રવાહમાં તણાઇને હા એ હા ન ભણનાર નિડર અને પ્રમાણિક વ્યક્તિને ઓળખવાં લોકો પ્રયત્ન જ કરતા નથી. ચાલુ પ્રવાહમાં વહેનારા, અને એમની વિરુદ્ધ પડી ટીકા કરનારા બન્ને આમ તો માનવી જ છે. એકમાં બધા જ સારા ગુણોનો ભંડાર ભર્યો હોય અને બીજા દરેક રીતે ખામીઓથી ભરેલા હોય એવું જગતમાં બનતું જ નથી. પણું પોતાના મતથી વિરુદ્ધ બધા ખરાબજ માનવાની આપણા સમાજના મોટા ભાગને જાણે ટેવ જ પડી ગઇ છે. આ પરિસ્થિતિમાં આ આ જાતની મનોવૃત્તિ વધવાથી પોતાને ન રુચતી હોય એવી બીજી બાબતોમાં નિષ્ણાત કે નોંધપાત્ર વ્યક્તિઓ તરફ આંખ આડા કાન કરવામાં આવે છે, અણગમો બતાવવામાં આવે છે, અને એમને અન્યાય પણ કરવામાં આવે છે. આવાં ઘણાં ઉદાહરણો આપણા દેશમાં બતાવી શકાય તેમ છે. આ જાતનો અન્યાય ગૂજરાતમાં આપણે એક વિદ્વાન્ વ્યક્તિને કર્યો છે. એ સ્વ. શ્રી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી.

આવાં ઉદાહરણોમા એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી એ છે કે વ્યક્તિના ગુણદોષની તુલના આપણા જમાનાના વાતાવરણને જ માત્ર ધ્યાનમાં લઇને ન કરવી જોઇએ. પરંતુ જે જમાનામાં એ વ્યક્તિએ સમાજમાં સક્રિય ભાગ ભજવ્યો હોય તે જમાનાના વાતાવરણને અને દેશકાલને ધ્યાનમાં લઇને તુલના કરવી જોઇએ. કોઇ પણ દેશ કે મહાપુરુષને આપણે આપણા જમાનાના ધોરણથી જોઇએ એ કુદરતી છે, પરંતુ જે જમાનાની વાત કરતાં હોઇએ એ સમયના વાતાવરણ અને દેશકાલને ધ્યાનમાં ન લઇએ તો એ ઇતિહાસ સાચો ન કહેવાય.

શ્રી. નગીનદાસ સંઘવી એમના જમાનામાં એક સાચા દેશભક્ત હતા. બંગભંગની ચળવળ વખતે સ્વદેશ ભક્તિનું જાહેરમાં નિરુપણ કરવાની હિંમત બહુ ઓછા માણસોમાં હતી. એ વખતે એ સ્વદેશીના પ્રચારક અને ઉપાસક હતા. દેશભક્તિનાં કાવ્યો એ વખતે એમણે લખેલાં. એ શુદ્ધ સનાતન ધર્મવાદી હતા એ કારણથી એમના સામે વિરોધ થતો ગયો છતાં એક કાવ્યમાં એમણે લખેલું છે કે જે સ્વદેશને નથી ભજી શકતા તે મહેશને શું ભજી શકવાના છે? આમ એમણે સ્વદેશને મહેશની કક્ષામાં મુકયા છે.

શુદ્ધ સનાતન ધર્મનો પ્રચાર જયારથી એમણે હાથમાં લીધો ત્યારથી અર્વાચીન મતવાદીઓ સાથે એમનો વિરોધ વધતો ગયો. વિરુદ્ધપક્ષે જ્યારથી એમની જાહેર હાંસી કરવા માંડી ત્યારથી શ્રી સંઘવીજીની ટીકા પણ ઉગ્ર બનતી ગઇ, અને આવી અથડામણમાં બને છે તેમ એમના ગુણોની બાજુ જોવાતી ઓછી થઇ અને દોષની બાજુને આગળ લાવવાનો અર્વાચીન મતવાદીઓએ પ્રચાર કરવા માંડયો. આમ ન્યાયની દૃષ્ટિએ એક વાત ભૂલી જવામાં આવી કે એમનો જમાનો કયો હતો? આચાર ધર્મને મહત્વ આપતી આપણી પ્રાચીન પરંપરાનો જેમણે ત્યાગ ન કર્યો હોય એમની મનોદશા કેવી હતી? પોતાના વિચારોને જાહેર ચર્ચાનો વિષય ન બનાવે એવો દેશમાં ઘણો મોટો વર્ગ હતો. એમાં ચર્ચામાં પડનારા નજરે ચઢતા. વિચાર સ્વાતંત્ર્યની આપણે વાત કરીએ પણ વિચાર સ્વાતંત્ર્ય બતાવતી કોઇ વ્યક્તિ આપણા મંતવ્યથી વિરુદ્ધ હોય ત્યારે સહનશીલતા ગુમાવી બેસીએ એ સામાન્ય માણસનો સ્વભાવ છે. પણ વ્યક્તિના જીવનનું મુલ્યાંકન કરતી વખતે એવા રાગદ્વેષથી પર થવાની જરૂર છે. આપણા મત પ્રમાણે આપણે સામા સાથે સંમત થઇએ કે ન થઇએ એમાં વાંધો નથી. પરંતુ કોઇના ગુણ તરફ ન જોવું કારણકે એ આપણા મંતવ્યથી જુદું મત ધરાવે છે, એ વાત તો કોઇપણ સંસ્કારી સમાજ માટે યોગ્ય ન કહેવાય. શ્રી સંઘવીજીના મંતવ્ય પ્રમાણે પ્રામાણિકપણે એમને

જ્યારે એમ લાગ્યું કે કેટલીક નવી પદ્ધતિઓથી પ્રાચીન ધર્મને હાનિ થાય છે ત્યારે એમણે એથી વિરૂદ્ધમત ધરાવતા દેશભક્તોની સામે ટીકા કરવા માંડી. આમ છતાં એમની દેશભક્તિ જરા પણ ઓછી થઇ ન હોતી.

આમાં એક વાત એ ધ્યાનમાં લેવાની છે કે શ્રી સંઘવીજીની ટીકા જરા ઉગ્ર સ્વરૂપમાં આવતી હતી. આજના જમાનામાં એવી ટીકાઓ લોકોને ગમતી નથી. જમાનો ફરે તેમ સાહિત્ય અને ટીકા-ચર્ચાનું સ્વરૂપ પણ ફરે એ ઐતિહાસિક સત્ય છે. એટલે જમાનાના સાહિત્યની પેઠે એવી ચર્ચાઓ અને માન્યતાઓને સમય પ્રમાણેનું સ્થાન હોય છે એ પણ સત્ય છે. પરંતુ એથી વ્યક્તિને અન્યાય ન થવો જોઇએ એ જ કહેવાનો હેતુ છે. આપણા સામાજિક જીવનમાં એક જમાનો એવો હતો કે સાહિત્યમાં કહો કે બીજી ચર્ચામાં કહો, પણ ભાષામાં સૌમ્ય તત્વ ઓછું હતું અને, વિરોધના બલ પ્રમાણે ઉગ્ર શબ્દો વપરાતા, અને અનુપ્રાસની સાથે શ્લેષની ઝમક લાવી વિરોધની સામે થવાની ભાષા વપરાતી. પ્રાચીન સાહિત્યમાં એવા ઘણાં ઉદાહરણો મળી આવશે, અને એમાં સાંપ્રદાયિક ખેંચતાણ હોય ત્યાં તો એવું વધારે જણાશે. આપણા મહાન આચાર્ય પણ વિરૂદ્ધ પક્ષી દલીલો કરતા રામાનુજ શબ્દને અંતે જ આવવાથી શ્લેષ કરી એ સંપ્રદાયના અનુયાયોઓ માટે અંત્યજાઃ એવો શબ્દ વાપરે છે. અને મધ્વ સંપ્રદાયના અનુયાયીઓ માટે મધ્વ શબ્દને અંતે ધ્વ હોવાથી ધ્વાન્તઃ એવો શ્લેષયુક્ત પ્રયોગ કરી મશ્કરીમાં એ સપ્રદાયને ઉતારી પાડવાનો યત્ન કરે છે. એટલે આજનો નવો જમાનો રૂઢ થતા પહેલાં આ પરંપરાના વારસાથી વણાઇ ગયેલા મહાવિદ્વાનો પણ ચર્ચામાં અલંકાર વાપરવા છતા આજે રૂચિકર ન લાગે એવા પ્રયોગો કરતા હતા. એ દૃષ્ટિબિંદુથી જોતા શ્રી સંઘવીજીની ચર્ચા વિરોધીને ઉગ્ર લાગે પણ એમના જમાનાને અનુસરતી હતી, અને અમુક સંપ્રદાયનો પ્રચાર હાથમાં લીધા પછી એમના મંતવ્ય પ્રમાણે પ્રમાણિક હતા. આમ છતાં પણ એમના મતના નિખાલસપણા

માટે એક દાખલો જાણવા જેવો છે. એક વખત શ્રી સંઘવીજી એક સંબંધીના લગ્ન સમારંભમાં ગયા હતા. ત્યાં ગોર મહારાજ લગ્નવિધિ કરાવતાં જે શ્લોકો બોલતા હતા તે લગ્નવિધિમાં કામના તો નહોતા પણ જે કંઇ બોલતા હતા તે પણ ઘણા જ અશુદ્ધ. આ સાંભળીને સંઘવીજીનો જીવ દુઃખી થયો અને એ બોલી ઉઠયા કે આવાં બ્રાહ્મણો હોય ત્યારે રમણભાઇ ભદ્રંભદ્ર લખેજને! ભદ્રંભદ્ર પુસ્તકના ચુસ્તવિરોધીના મુખમાંથી આ શબ્દો એમનું શુદ્ધ પ્રમાણિકપણું સિદ્ધ કરે છે. એના દાખલા એમના સંસર્ગમાં આવેલા ઘણાને થયેલા છે અને પોતાની પ્રિય વસ્તુઓ કે વ્યક્તિના દોષો પણ એમણે ખુલ્લી રીતે શુદ્ધ દિલથી બહાર પાડયા છે.

એ સ્વદેશપ્રેમી હતા. એ ઉપર જોયું. ધર્મપ્રેમી હતા એ પણ જોયું. પરંતુ સ્વદેશસેવા કે ભક્તિમાં ધર્મની પ્રાચીન પ્રણાલિકાનો નાશ ન થવો જોઇએ એમ અંતઃકરણ પૂર્વક માનતા હતા. એટલે દેશસેવાના કાર્યમાં એમને કોંગ્રેસ પક્ષ સાથે મતભેદ ઉત્પન્ન થયો, પરંતુ જેમાં ધર્મ અને આચારને વાંધો ન આવતો તેમાં એમનો સ્વદેશ પ્રેમ અચળ હતો. એમના શુદ્ધ હૃદયનો એક દાખલો યાદ આવે છે. કોંગ્રેસ સાથે મતભેદ થયા પછી એમણે એ પક્ષનો ખુલ્લો વિરોધ કર્યો છે. એક વખત એક મ્યુનિસિપલ ચૂંટણીમાં કોંગ્રેસ પક્ષના ઘણા ઉમેદવારો ઉભા થયા હતાં એમના વિરોધની ઉગ્રતાને લીધે એમના પોતાના અને એ જે સંસ્થા ચલાવતા હતા એના વોટ એમની પાસે હતા. તે માટે બધાએ એટલા માટે વોટ જતા કરી એમની પાસે ન જવાને નક્કી કર્યું હતું.હું એ વખતે એક કોંગ્રેસ ઉમેદવાર તરફથી વોટ મેળવવાનું કામ કરતો હતો. એમની પાસે જઈ વોટની માંગણી કરવાનો મેં નિશ્ચય કર્યો પણ બીજા કાર્યકરોને એ ન ગમ્યું અને એટલા વોટ ન મળે તો વાંધો નહિં પણ માંગણી ન કરવી એમ કહ્યું છતાં પણ હું તો એમની પાસે ગયો. એમણે મારી વાત શાંતિથી સાંભળી, મારો સત્કાર પણ કર્યો. શું જવાબ મળશે

કે ટીકા થશે એ સાંભળવા હું આતુર હતો. પણ એમણે તો વાત્સલ્ય-યુક્ત શબ્દોથી મને આનાકાની વિનાજ કહ્યું કે 'જો હું એ પક્ષના ઉમેદવારને મારો મત આપતો નથી પણ તું માંગણી કરે છે અને સજ્જનને મત આપવાનો છે એટલે મારા બન્ને મત જરૂર આપીશ. મને તત્કાલ તો નવાઈ લાગી. મારા સહકાર્યકરોને વાત કરી ત્યારે તેમને નવાઈ લાગી. પરંતુ હું એમનો ઉગ્ર સ્વભાવ જેટલો જાણતો હતો તેટલો જ ન્યાયી અને પ્રામાણિક સ્વભાવ પણ જાણતો હતો, અને એથી જ એમને વિનંતિ કરવા હું ગયો હતો.

સંઘવીજી ખૂબ વિનોદી હતા. એમની ઉગ્રતા એમના વિનોદમાં ઢંકાઇ જતી. જો કે જમાના પ્રમાણે વિનોદની ભાષા અનુપ્રાસ અને શ્લેષથી ભરપુર રહેતી. શ્લેષ તો એમને એટલો બધો પ્રિય હતો કે સામાન્ય વાતચીતમા પણ બે ચાર શ્લેષ તો આવી જાય. એમના વિનોદના દાખલા પણ ઘણા છે. પણ એ જમાનાને અનુરુપ હોવાથી આજના જમાનાના લોકને ઓછા ગમે. છતાં દલપતરામના યુગને ધ્યાનમાં લેતાં એ નોંધપાત્ર હતા. સાંપ્રદાયિકતાના બળને લીધે એવાના સારા ગણાય એવા વિનોદને જાહેરાત મળી નથી એટલું જ.

સંઘવીજી એમના જમાનામાં સારા કવિ હતા. ઘણીવાર શિઘ્ર કવિતા પણ બનાવતા. દલપતરામ અને એ પહેલાના યુગના કવિઓના જેવી એમની કવિતા ગણી શકાય. એમનાં કાવ્યો અને નાટકો બહાર પડેલાં છે. પરંતુ એમનું ખરું મહત્વ એમના સંસ્કૃતના જ્ઞાનમાં હતું. સંસ્કૃત ભાષામાં પણ એ કવિતા રચી શકતા. એનું ઉદાહરણ શિવ મહિમ્ન જેવું ગુરુમહિમ્ન એમણે રચ્યું છે. એ ગુરુ મહિમ્ન સ્તોત્રમાં શિવના ગુણનો પાર સરસ્વતી પણ પામી શકતી નથી એવાં અર્થનો આપણા સાહિત્યમાં ખૂબ પ્રસિદ્ધ જે શ્લોક છે તેના અનુકરણમાં બીજો શ્લોક એમણે રચ્યો છે. એ બન્નેની સરખામણી જરા રસિક હોવાથી અહીં કરવા જેવી છે.

શિવ મહિમ્નનો શ્લોક :

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तवगुणानामीश पारं न याति ॥

ગુરુમહિમ્નનો શ્લોક

मतिमिति जलतत्वं तेजसा रंजितं च
भवति सुपरिपूर्णं भूमिपात्रे प्रयत्नात् ।
पवनलहरिरूपा धणिका रवं सुपत्रं
नहि तदलमसंख्याः शारदाः कीर्तिलेखे ॥

આમાં શિવમહિમ્નના કર્તા પુષ્પદંત ગંધર્વ કરતાં સંઘવીજીની કલ્પના વધારે વિશાળ અને સુંદર નથી લાગતી? એકમાં શિવનો મહિમા, કાળા પર્વતને શાહી બનાવવા સમુદ્રમાં મેળવી, દેવના કલ્પવૃક્ષની ડાળને કલમ બનાવી, આખી પૃથ્વીને પત્ર બનાવી, સરસ્વતી પોતે હમેશાં લખવા બેસે તો પણ પાર ન પામે એમ કહે છે.

ગુરુ મહિમ્નમાં કુદરતનાં તત્ત્વોને યોજ્યાં છે. જલતત્ત્વ જ તેજ તત્ત્વથી મિશ્રિત થઇ શાહી બને એટલે કે એ કાળી નહિં પણ સોનેરી શાહી થાય, કલ્પવૃક્ષની ડાળીને બદલે વાયુ તત્ત્વ એની લહરી રુપે કલમ બને, અનેક સૂર્યમંડલોને ધારણ કરનારું આકાશ તત્ત્વ જ પત્ર બને, તો પણ ગુરુનામહિમાનો કીર્તિલેખ લખવા માટે એક નહિં પણ અસંખ્ય સરસ્વતીઓ પણ પુરતી ન થાય એ કલ્પના છે. સામાન્ય રીતે કાવ્ય સમજનાર પણ આ બેમાંથી કયી કલ્પના ઉત્તમ છે તે સમજી શકશે. સાહિત્યમાં ઘણીવાર એવું છે કે કવિ કે લેખકે ઘણું લખ્યુ હોય પણ એનો એક લેખ કે એક કાવ્ય એને અમર બનાવવા માટે બસ થઈ પડે છે. આ એક શ્લોક સંઘવીજી એક વિદ્વાન્ હતા એમ સિદ્ધ કરે છે. કોઇ પણ વ્યક્તિની મહત્તાનું મૂલ્યાંકન કરવામાં રાગદ્વેષ કે આવેશને સ્થાન ન મળે તો આપણા સમાજ અને સાહિત્યમાં ઘણાં નામાંકિત પુરુષો થયા છે તેમને અન્યાય ન થાય.

★

## કટ્ટરતામાં પણ સહિષ્ણુતા

લેખક—મોહનલાલ મગનલાલ ભટ્ટ,
મંત્રી, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા.

શ્રી. સંઘવીજી સાથેનો મારો સંબંધ જૂનો ગણાય. ૧૯૨૨–૨૭ માં જ્યારે હું "સ્વરાજ્ય"નો તંત્રી હતો ત્યારે મને તેમનો પ્રથમ પરિચય થયેલો. "સ્વરાજ્ય"ને પણ આજે તો લોકો ભૂલી ગયા હશે. "સ્વરાજ્ય" "સંદેશ"ને જન્મ આપી સંકેલાઇ ગયું અને "સંદેશ" આજે ગુજરાતનું સૌથી વધારે લોકપ્રિય દૈનિક છે.

શ્રી ખોડીવાલા તે વખતે લાલાવસાની પોળમાં સંઘવી ભુવનમાં જ રહેતા હતા અને મારે તેમને ત્યાં આવવા–જવાનું થતું. તેમાંથી શ્રી. સંઘવીજીનો પરિચય થયો. આગળ જતાં એ પરિચય ઠીક ઠીક વધ્યો અને આજે પણ હું તેમનો પ્રેમ સંભારી ગદ્દગદ્દ થઇ જાઉં છું. વિચારોમાં અમારે ઘણો મતભેદ હતો. તેઓ સનાતની વિચારના હોઇ રૂઢિઓને કટ્ટરપણે વળગી રહેનારા હતા. જ્યારે હું ગાંધીજીના વિચારને અનુસરતો હોઇ અસ્પૃશ્યતા આદિનો વિરોધી હતો. છતાં અમારી વચ્ચે સ્નેહ સંબંધ બંધાયો હતો. અમે એકબીજા પ્રત્યે આદર રાખતાં હતા. અમે એકબીજાની મર્યાદાઓ સમજી લીધી હતી અને તેથી અમારી વચ્ચે કદિ કડવાશ ઉભી થવાનો સંભવ નહોતો અને છેવટ સુધી અમારા વચ્ચે સદા મીઠો સંબંધ જ કાયમ રહ્યો હતો.

શ્રી સંઘવીજી પોતાના વિચારોમાં બહુજ કટ્ટર ગણાતા હતા. ભાષા પણ આકરી અને તીખી વાપરવા માટે પંકાયલા હતા. વાતચીતમાં પણ ઘણી કડક ભાષાનો ઉપયોગ કરવાની પણ તેમને ટેવ હતી. પણ મેં તો એમની કટ્ટરતામાં પણ સહિષ્ણુતા છુપાયેલી ભાળી હતી. તેમની કઠોર અને તીખી વાણીની પાછળ પણ મૃદુ અને સંવેદનશીલ હૃદય હોવાની મારી હંમેશા ધારણા રહી છે. વિચારોના મતભેદને કારણે તેઓ કેટલીક વખત વાદવિવાદમાં ઉતરતા તો પણ તેમણે મારી સાથે તો કદિ ધીરજ અને મીઠાશ છોડી

નહોતી. તેમની વાણી સીધી પ્રહાર કરનારી અને દલીલો સચોટ હતી છતા પણ સામા પક્ષની દલીલોને સમજી તેની કદર કરવા જેટલી સહિષ્ણુતાનો તેમનામા મને અનુભવ થયો છે. કદાચ તેનું એ પણ કારણ હોય કે મારૂ ખોળિયુ બ્રાહ્મણનું છે અને શ્રી સંઘવીજી બ્રાહ્મણો પ્રત્યે સદા આદર અને શ્રદ્ધા દાખવતા હતા. વળી તેઓ વૃદ્ધ હોઈ હુ મારી દલીલો તેમની આગળ હમેશાં બહુ જ નમ્રતાથી રજુ કરતો હતો

કદિ કદિ "સ્વરાજ્ય" માટે તેઓ લખતા પણ હતા. લખાણમા પણ તેઓ સરલ ભાષામા સોંસરી હ્રદયમા ઊતરી જાય એવી દલીલો કરતા અને તીખા વ્યગ અને વિનોદની તો તેમની પોતાની હથોટી જ હતી. લખવાની શૈલિ પણ સુંદર અને આકર્ષક અક્ષર ચોખ્ખા મોતીના દાણા જેવા. લખતા ઝીણા અક્ષરોમા પણ કંપોઝીટરને તે વાચવામા કદિ મુશ્કેલી નડી નથી. અને કોલમ, બે કોલમ જેટલું કઇ લખી મોકલ્યું હોય તે કંપોઝ થતા અંદાજ પ્રમાણે ઊતરતું એ એમની વિશેષતાઓ હતી.

તેમને વિષે મારા પર જે છાપ પડી છે તે એ છે કે તેઓ સાહિત્ય અને સુધારાના ક્ષેત્રમા એક અચ્છા લડવૈયા હતા તેઓ ઘા કરી શકતા હતા, તો ઘા ઝીલી પણ જાણતા હતા તેમની ભાષામા કદાચ કોઇ તોછડો શબ્દ આવી જતો પણ તેમના દિનમા તોછડાઇ કે હલકાઇને સ્થાન નહોતુ. જતું કરવાની વૃત્તિ તેમનામાં નહોતી પણ એક એક તસુ માટે લડી લઇને પણ જો પ્રતિપક્ષી માટે જગ્યા ખાલી કરવી પડે તો તેના પ્રત્યે દ્વેષ કે રોષ તેઓ કદિ સંઘરી રાખતા નહિ. તેમની આ વિશેષતાએજ મને તેમના પ્રત્યે વિશેષ આકર્ષ્યો હતો અને તેમના પ્રત્યે મને એ કારણેજ સદા આદર અને શ્રદ્ધા રહ્યા છે. અને આ નાનકડો લેખ એ શ્રદ્ધાથીજ લખાયો છે.

★

## સંઘવીશ્રી એક પ્રખર વિદ્વાન્

લેખક : શ્રી બાપાલાલ વ્રજભૂખણદાસ દલાલ એમ. એ.

સ્વ. નગીનદાસભાઈને હુ સારી પેઠે ઓળખતો હતો. તેમના પરિચયમા આવવા માટે મને ઘણા પ્રસંગો મળેલા. એમને માટે મને ઘણો આદરભાવ હતો. તેમનો સ્વભાવ માયાળુ અને સરળ પણ તેજસ્વી હતો. તેમનામા કેટલાક સદ્ગુણો ઉત્તમકોટીના હતા અને તેથી બીજા પર તેઓશ્રી પ્રભાવ પાડી શકતા હતા.

સઘવીશ્રી એક પ્રખર વિદ્વાન હતા. ધર્મશાસ્ત્રોનો અભ્યાસ તેમનો ઊડો અને વ્હોળો હતો. પોતાની જાતને તેઓ એક ચૂસ્ત સનાતની કહેવડાવતા અને સામાજીક સુધારકોના વિચારો પ્રત્યે તેમને અણગમો હતો. જ્યારે જ્યારે પ્રસગ આવે ત્યારે ત્યારે પોતાના વિચારો તેઓશ્રી વિના સંકોચે દર્શાવતા. કેટલીક વખત તેમને આવી બાબતોમા ચર્ચામા ઉતરવુ પડતુ હતુ અને પોતાનુ દૃષ્ટિબિંદુ મક્કમપણે રજુ કરતા.

ધર્મનુ પાલન તેઓશ્રી હમેશા દઢ મનથી કરતા તેઓશ્રી ક્ષત્રિય હતા અને યજ્ઞોપવિત ધારણ કરતા. આચાર્યો અને મહાત્માઓનો તેઓશ્રી યોગ્ય સત્કાર કરતા.

નગીનદાસભાઈને સાહિત્ય માટે ઘણો પ્રેમ હતો. ગુજરાતી અને સસ્કૃત સાહિત્યનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો તેમનો બન્ને ભાષાઓ પર સારો કાબુ હતો. તેઓશ્રી એક લેખક અને વિચારક તરીકે પ્રખ્યાત હતા. તેમના વાણી અને વિચાર શુદ્ધ અને સચોટ હતા. વક્તા તરીકે તેમણે સારી કીર્તિ મેળવી હતી. શ્રોતાઓને સ્તબ્ધ કરી દેવાની તેમની અજબ શક્તિ હતી. જાહેર જીવનમા તેઓશ્રી રસ લેતા અને વખતોવખત પોતાનો ફાળો યથાશક્તિ આપતા.

ઉપર જણાવ્યા પ્રમાણે તેઓશ્રી ધર્મનું પાલન ચૂસ્ત રીતે કરતા. તેમના જીવનનો એક જ દાખલો આપુ. તેઓશ્રી એક પત્ની વ્રતમા માનનાર હતા. તેમના પત્નીને સતાન નહોતુ. તેમના સગા સબધીઓ તેમને બીજી વાર પરણાવવાને આગ્રહ કરતા. પરંતુ તેઓશ્રી પોતાના નિશ્ચયને વળગી રહેતા. આવો દાખલો અમારી લેઉવા કણબીની જ્ઞાતિમા કદાચ એકલો જ હશે. પોતે ખાનદાન

કુટુંબના હતા અને પૈસે-ટકે સુખી હતા. ન્યાતમાં એક પર બીજી કરવાનો રિવાજ હતો અને સારી સારી કન્યાઓનાં માગાં આવતાં હતાં છતાં પણ પોતે પોતાની પત્નીની હયાતીમાં બીજીવાર ન પરણ્યા તે ન જ પરણ્યા.

નગીનદાસભાઇ સ્વદેશીના પ્રેમી હતા. તેમણે પોતે સ્વદેશી સાહસોમાં પોતાનું દ્રવ્ય ઠીક ઠીક રોકેલું. નફાની નજરે નહિ પરંતુ દેશના હિતને માટે જે ભોગ આપવો પડે તે આપવા માટે જીંદગીભર પોતાનો પ્રયાસ તેમણે ચાલુ રાખેલો. તેમની રહેણી અને પહેરવેશ હંમેશ સ્વદેશી જ હતા. રાજકીય બાબતોમાં શ્રી તિલક મહારાજના તેઓ અનુયાયી હતા અને તેમ કરવામાં તેમને જે યાતના વેઠવી પડે તે વેઠવામાં તેમણે કોઈ વખત પાછી પાની કરી નથી. સ્વદેશી અને સ્વરાજ્ય તેમના જીવનમંત્ર હતા. જીંદગીની છેલ્લી ઘડી સુધી તેમના વલણમાં જરાયે ફેરફાર થયો નહોતો.

જ્ઞાતિ પ્રત્યે તેમને ઘણો પ્રેમ હતો. જ્ઞાતિના નાના મોટા અનેક પ્રશ્નોમાં તેમને ઘણો રસ હતો. અને જ્ઞાતિની ઉન્નતિ કેમ થાય તે જોવાને તેઓશ્રી હમેશાં આતુર હતા. તેમને ખોટા ઢોંગ અને ખોટી મોટાઇ બીલકુલ પસંદ નહોતાં, જ્ઞાતિના મોટેરા અને જુવાનીયા સાથે હરહંમેશ તેમને ચર્ચા કરવી ગમતી અને યોગ્ય સુધારા માટે તેઓ પોતાની તત્પરતા બતાવતા.

તેમનું કૌટુંબીક જીવન સાદું અને પવિત્ર હતું, તેમને પોતાને કાંઇ સંતાન નહોતું પરંતુ તેથી તેમને અસંતોષ નહોતો. તેમના નિકટના સંબંધીના બે દિકરા નાની ઉંમરમાં જ્યારે મા-બાપ વિનાના થયા, ત્યારે પોતાનો ધર્મ સમજીને તે બાળકોને પોતાને ઘેર રાખ્યા અને ઉછેરીને મોટા કર્યા. એટલું જ નહિ પણ તેમને યોગ્ય કેળવણી આપી અને સારા સરકારી બનાવ્યા. તેમનો આ પ્રયાસ ખુબ સ્તુતિને પાત્ર છે. જન્મથી પોતે સુખી હતા એટલે તેમને કોઇ પ્રકારની મુશ્કેલી નડતી નહિ. તેમ છતાં પણ પોતાનું જીવન ખર્ચે મર્યાદિત હતું અને ફાજલ નાણું પરોપકારમાં ગુપ્ત રીતે તેઓશ્રી ખર્ચતા. નગીનદાસભાઇ એકંદરે ભાગ્યશાળી, સદાચારી અને ધર્મપરાયણ હતા. તેમનું જીવન દરેક રીતે પ્રેરણાદાયક અને આદર્શ રૂપ હતું.

★

# સંઘવીજી વિષે મારી હૃદયભાવના રૂપે બે બોલ

લેખક : કવિ હરિલાલ ગિરજાશંકર ભટ્ટ

પરમ પુનિત વિદ્વાન્ દૈવી સંપતિયુક્ત સુશીલ પ્રાજ્ઞશીલ કવિઓના શીરતાજ આદર્શ શીઘ્રકવિવર્ય સનાતન ધર્મભૂષણ શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી સાથે મ્હારો પ્રથમ પરિચય ભાવનગરમાં રાજકીય પરિષદ વખતે સ્વ. શ્રીયુત વિદ્વવર્ય ચુનીલાલ છોટમલાલ વહોરાને ત્યાં થયો હતો. અને ત્યાં તેમના દૈવી પ્રભાવશીલ આદર્શ પુનિત દેહાત્માના દર્શન કરી હું પૂર્ણ ભાગ્યશાળી બન્યો હતો. અને ત્યારબાદ ભાવનગરનાં બ્રાહ્મણોની વાડીમાં હજારો બલ્કે અસંખ્ય મનુષ્યની મેદનીમાં અને પ્રખર પ્રભાવશીલ વિદ્વાનોથી ભરચક રાજકીય પરિષદ મહાસભા પ્રસંગે સનાતનધર્મ ભૂષણ વિદ્વવર્ય સંઘવીજીનું વિદ્વતાયુક્ત ભવ્ય ભભકતી વાણીભર્યું સનાતન ધર્મના સિદ્ધાંત પર અદ્વિતીય અજોડ પ્રભાવશીલ પરાભાષાથી તે (વીરકેસરી નરવીર) સંઘવીજીનું ભાષણ સાંભળ્યું, એ વખતે અંતરમાં એવો ભાસ થયો કે શું આ કુમારિલ ભટ્ટાચાર્યનો અવતાર તો નહીં હોય? તે વખતમાં અનુભવેલ બીનાનું વર્ણન આ ટૂંક પરીચયમાં સંપૂર્ણ લખી નિવેદન કરવાને અસમર્થ છું.

પરંતુ ટૂંકમાં સંઘવીજીની વિદ્વતા, તેમની ધૈર્યતા, અને મર્મજ્ઞતા તથા તેમની મહાન પ્રભાવશીલતા અને તેમની ભાષણ કરવાની ભભકતી ભવભૂતી સમ ભવ્ય વાણી બુલંદ અવાજ ભરી સાંભળી સર્વ શ્રોતાજનોનાં મસ્તકો સવિનય વંદનરૂપે નમી રહ્યા હતા. અને તેમણે, સનાતન ધર્મનો દિગ્વિજય ડંકો વગાડી તેમણે વિજયતા પ્રાપ્ત કરી અને ધર્મ ભાવનાના મહાન પરીબળે સનાતન ધર્મના વિજયનાદ ગજવી, અને ભાવનગરની સમગ્ર સનાતન ધર્મ ભાવિક પ્રજાને મહદ ભાગ્યશાળી કરી હતી. મતલબ કે ભાવનગરમાં સનાતન ધર્મભૂષણ શ્રીમાન સંઘવીજી સાથેનો એ વખતે મહારો પ્રથમ પરીચય હતો. અને ત્યારથી હું (શ્રીમાન વિશ્વવંદ્ય સંઘવીજી ને) મ્હારા ધર્મ પિતા તુલ્ય અગર શ્રેષ્ઠ આધ્યાત્મિક જ્ઞાનદાતા ગુરૂવર્ય તરીકે સુઅંતર ભાવે માનતો હતો.

અને ત્યારબાદ સને ૧૯૩૪ના જુન માસમા અમદાવાદની અંદર એક અઠવાડિયુ રહેન, તે વખતે, ઘીકાંટા પર, બ્રહ્મચારીની વાડીમા મહાન પ્રભાવશાળી પંડિતો પણ સાથે હતા. તેમા ખાસ કરી ત્યાગ તપોમૂર્તિ રમેશજી ત્યાગી ચિત્રકોટીવાળા, પંડિત શત્રુ-ઘ્નદાસજી બાદપરના, અને વ્યાખ્યાન કેસરી પંડિતજી કલ્પનાથ શર્મા મહોપદેશક અ. ભા. વ સ્વ સઘ કાશી તથા બ્રહ્મચારી ચક્રધર શર્મા અમદાવાદ અને સનાતન ધર્મ સેવક કવિ હરિનાન ગિરજાશંકર ભટ્ટ ભાવનગર આ પાચ વક્તાઓ તરીકે અમદાવાદમા શ્રીમાન સધવીજીએ નીમ્યા હતા સાથેસાથ આ પાચે વક્તાઓની નામાવલી સાથે પત્રિકાઓ છપાવી પ્રગટ કરી જનતાને જાણ કરી સંપૂર્ણ ધર્મ ભાવના ફેલાવી હતી તાત્પર્ય એ કે તે સમયમા શ્રીમાન પરમપુનિત વિદ્વવર્ય સદ્વિવેકી શીઘ્રકવિવર્ય સંઘવીજીની આત્મશક્તિનો પૂર્ણ પ્રભાવ યુક્ત બીજીવાર પરીચય પ્રભુકૃપાએ થયો હતો, અને તે સમયમા તેમની દૈવી કવિ શક્તિનો પૂર્ણ પરીચય જાણી અમારૂ અંતર મુગ્ધ બન્યુ હતુ એટલુ જ નહીં પણ સાથે સાથ જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિ વિષયક તથા સામાજીક તથા ધાર્મિક ભાવભર્યા સુકાવ્યો તેમની પાસેથી પ્રભુકૃપાથી શ્રવણ કરી અગર સાભળી મહાન લાભ પ્રાપ્ત કર્યો હતો એટલુ જ નહીં પણ તેમા ખાસ આદર્શતા એમની એ અનુભવિ હતી કે, તેમની દૈવી પ્રભાવશાળી કાવ્યરચનામા, અદ્ભુત ધર્મભાવના, વાક્યેવાક્યમા કે શબ્દે શબ્દમા ભભકતી અગર જણાતી કે જેમા જ્ઞાન, વૈરાગ્ય, સદ્બોધયુક્ત નિતી સાથે અનેક ધર્મભાવનાનુ જ્ઞાન પ્રાપ્ત થતુ હતુ અને તેમાં ખાસ કરી શ્રેયસ પ્રેયસ કલ્યાણકારી સનાતન ધર્મ, વર્ણાશ્રમ ધર્મનુ બોધનાથી આધ્યાત્મિક જ્ઞાન સાથે સ્વધર્મનુ પૂર્ણ વિવેચક વિચાર શીલ પૂર્ણ પ્રેરણા પ્રાપ્ત કરાવનારા ઘણે ભાગે મહાન આત્મકલ્યાણ કારી સદ્કાવ્યો પરમપુનિત સાથે આદર્શ છે, એટની પરમદયાળુ પરમાત્માની પૂર્ણ કૃપાથી ઉપરની સર્વસ્વ અનુભવ બીના, સત્ય ભાવનાથી મે જાણેલ અને જોએલ તથા બહુ જ શાંતિથી શ્રીમાન સંઘવીજીની કવિત્વ શક્તિ તથા તેમની મહાન વિદ્વતાનો પરિચય પૂર્ણ રીતે અનુભવેલ તે પ્રમાણે ઉપરની સર્વ બીના મહારી અલ્પ મતિ અનુસાર સ્વ. સનાતનધર્મ ભૂષણ શ્રીમાન સંઘવીજીના સુઆત્મ

જીવનમાં જે કાંઇ જોયું, જાણ્યું કે અનુભવ્યું, તેમાંથી સામાન્ય હેતુભૂત, સત્ય સાર બીના લખી, સનાતન ધર્મભાવિક ભાઇઓ પાસે નિવેદન કરી કૃતાર્થ થાઉં છું. એટલુંજ નહિ પણ વિશેષમાં અંતર દ્વારા કવિશ્વર વિશે અગર સમર્થ આદર્શ સદ્દગુણી મહાન કવિ સંઘવીજી વિષે અંતરમાં એક ભાવનાનો આવિર્ભાવ થવાથી તે વિશે બે બોલ ખાસ નમ્ર ભાવે જણાવું છું કે અખીલ ભારત વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના અધિવેશન વખતે શ્રીમાન સંઘવીજીએ પુર્ણ કૃપા-ભાવથી લગભગ સોળ–સત્તર વર્ષ પહેલાં અધિવેશન વખતે મને કાશી મોકલેલ તે એક અઠવાડિયું હું કાશી રહેલ; અને તે વખતે અધિવેશનમાં મહાન પંડિતો તથા મહામહોપાધ્યાય અગર સમર્થ વિદ્વાનો દ્વારા સ્વર્ગસ્થ સંઘવીજીની કીર્તિ અગર તેમની સદ્દગુણયુક્ત વિદ્વતાનું વર્ણન સાંભળી હું ચકીત બની ગયો અને તે વખતે શ્રીમાન સંઘવીજી વિષે અને તેમની કવિત્વ શક્તિ વિશે મને જરૂર એવી ભાવના પ્રકટી કે ખરેખર કવિ કુદરતનો એક લાડીલો બાળક છે. કુદરત મંદિરના સૌંદર્ય દેવનો કવિ અખંડ પુજારી છે. કવિ માનસ કે અંતરઆત્મામાં ઉંડો ઉતરી કોઇ દેવી વસ્તુ હોય કરે છે. તેને અનેકવિધ સુંદર કલ્પના રંગબેરંગી મનોહર વિવિધ અલંકારે શણગારી મહીં પોતાનો પ્રાણ મૂકી, તેને સજીવન કરી, ( કાવ્ય ભાવનાને કવિ ) સચેતન બનાવે છે. રસ, પ્રેમ, સૌન્દર્ય, સદ્દગુણી આદિ દેવવિભૂતિની આરાધના કવિઓના હૈયે અહર્નિશ અખંડ છે, અને તેના યશોગાન કવિની ( આંતરદૈવી ) હૃદયબંસી ભરી ભરી ગાજે છે. કવિની વાણીમાં ગવાઇ કીર્તિ પ્રશસ્તિ ને કાળ સાગરના પ્રચંડ મોજા પણ ભૂંસી શકતા નથી, તેમ આદર્શ સદ્દગુણી કવિની કીર્તિ કોઇ કાળે પણ ભૂંસાતી કે નાશ પામતી નથી, તેમ સમર્થ વિદ્વાનો કહી ગયા છે તે પ્રમાણે ખરેખર સનાતન ધર્મભૂષણ વિદ્વદ્-વર્ય શ્રીમાન રત્નશિરોમણી કવિવર્ય શ્રી સંઘવીજી સનાતન ધર્મના મહાન નિષ્કામ ભાવે સેવા કરી તેમની ( યશગાથા ) અમર કીર્તિ આ ભવાટીમા સદાને માટે મુકી ગયા છે. આટલું લખી ( સંઘવીના બ્રહ્મીભૂત આત્માને ) મહાન વિદેહમુક્ત બનેલા એવા બ્રહ્મસ્વરૂપી પુજ્ય પુનિત પિતા સંઘવીજીના આત્મબ્રહ્મને વંદન કરી વિરમુ છું.

★

# સંધવીજી વિશે આંતરઉર્મિ

રાગ—ઝુલણા

શ્રી સંધવીજી મહા ધર્મજ્ઞાની હતા, આર્યવીર ધર્મવીર મહાપ્રતાપી,
વર્ણ આશ્રમતણો બોધ સહુને દઈ, તોડવા હૃદયની પાપગ્રંથી;
પુનિત પિતા દયાળુ પ્રભુની સદા, મધુર રસ ભક્તિનું પાન પાતા,
ન્યાય નીતિ સદાચાર શુભ કર્મનું, જ્ઞાન અર્પી સદા શ્રેય કરતા. ૧

સુરઃ તુલસી સમા સંધવીજી હતા, મહાકવિ શીઘ્ર શ્રી ભક્તિશાળી,
હૃદય શુદ્ધિ કરી કર્મ નિષ્કામથી, આત્મતત્વી હતા તે પ્રભાવી;
સનાતન ધર્મનાં સ્થંભરૂપે હતા, સત્ય વક્તા મહા ધીરજધારી,
આદર્શ રવિ સમું જીવન જગમાધરી, અમર કીર્તિ કરી વિશ્વમાંહી. ૨

હૃદય સંતુષ્ટને ધીરજ મનમાં ધરી, લોભ તૃષ્ણા તણો ત્યાગ કરતા,
શુભ મનથી સદા સરળતા રાખીને, શાસ્ત્રના સત્યપંથે વિચરતા;
પ્રેમ અમૃત સમી સુચીપરા * વાણીથી પાત્રતા જોઈને બોધ દેતા,
સત્યપ્રિય હીન કરા મહાન વક્તા હતા. તે છતાં નીરઅભિમાની રહેતા ૩

સૌરાષ્ટ ગુજરાતને પુનિત કાશીમહીં, વિદ્વતાથી મહા માન પામ્યા,
સનાતન ધર્મની મહા સભાઓ મહીં, શુકવક્તા સમા નીત્ય દીપ્યા;
એમની દીવ્યતા પુનિત નિજ વિદ્વતા, ગુણ ગાંભીર્યનો પાર નાહીં.
કવિ હરિલાલ કહે કરન સુકાવ્યથી, એ સમી જોડના જગતમાંહીં ૪

સનાતન ધર્મસેવક

—કવિ હરિલાલ ગિરજાશંકર ભટ્ટ

* સુચીપરા એટલે પવિત્ર દૈવીવાણી

☆

## કર્મવીર શ્રીમાન્ નગીનદાસ સંઘવીજી.

### શ્રીયુત ભાલચંદ્ર બલવંત જોશી—અમદાવાદ.

પૂજ્ય કર્મવીર શ્રીમાન નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીના પરિચયમાં હુ આજથી ૪૫-૫૦ વર્ષ પહેલાં વડોદરામાં હતો ત્યારે હિંદુસ્થાન (રાષ્ટ્ર) સ્વતંત્ર થવા માટે આ ભારતવર્ષમાં મહાન વિભૂતિઓ પોતાના પ્રયત્નો કરી રહી હતી. શ્રીમાન દાદાભાઈ નવરોજજીએ વિલાયતની પાર્લામેન્ટમાં હિંદુસ્થાન સ્વતંત્ર થવાને ઠરાવ મૂકયો હતો. તે વખતે હિંદુસ્થાનના તે વખતના ઘણા વિદ્યમાન વિદ્વાનો કોગ્રેસ દ્વારા પ્રતિ વર્ષે હિંદુસ્થાન સ્વતંત્ર થવા બ્રિટિશ સરકારને વિનંતિ રૂપે આગ્રહ કરી રહ્યા હતા. તેમાં તે વિદ્વાનોમાં કેવળ ઠરાવ મુકીને સ્વતંત્રતા ન મળે તેમ લાગવાથી બને તો શસ્ત્ર ક્રાંતિથી પણ હિંદુસ્થાન સ્વતંત્ર થાય તેવા પણ પ્રયાસો થઈ રહ્યા હતા. મહાન કર્મવીર લોકમાન્ય તિલક, શ્રી સુરેન્દ્રનાથ બેનરજી, લાલા લજપરાય, દેશભક્ત દાદાભાઇ નવરોજજી, બિપિનચંદ્રપાલ જેવા શસ્ત્રક્રાંતિ કરવી કે કેમ તે માટે વિચાર કરી રહ્યા હતા. સને ૧૯૦૬ માં બંગાલના ભાગલા થયા. બંગાલીઓને બહુ દુઃખ થયુ. ક્રાંતિ થયા સિવાય હિન્દુસ્થાનમાં સ્વતંત્રતા ન થાય તેમ તેમને લાગ્યું. અને દેશમાં ક્રાંતિના ભણકારા ચારે દિશામાં વાગવા લાગ્યા. સને ૧૯૦૬થી ૧૯૧૦ સુધી મહાન વિપ્લવ હિન્દુસ્તાન સ્વતંત્ર થવાને જાગ્યો હતો. બ્રિટિશ સલ્તનતના પાયા આ વખતે હચમચી રહ્યા હતા. હિંદુસ્થાનના પ્રજાજનો ઉપર બ્રિટિશ સરકારનું દમન ચાલતું હતું. અને દેશના ક્રાંતિકારીઓએ પોતાના મન ઉપરથી કાબુ ગુમાવ્યો હતો. બંગાળમાં બ્રિટિશ સરકારના અમલદારોના વારેવારે ખૂનો થતા હતા. રાષ્ટ્ર જાગૃતિની ચળવળ દેશમાં સર્વત્ર ખુબ ચાલતી હતી. રાજકારણમાં વિદ્યાર્થીઓએ ભાગ લેવો કે કેમ તે સંબંધી વિચાર ચાલી રહ્યો હતો. વિદ્યાર્થીઓએ પ્રત્યક્ષ ભાગ ન લેવો પણ સ્વદેશી પ્રચાર અને લોકજાગૃતિમાં ભાગ લઈ શકે તેમ ઠરાવાયું હતું. મહાન પુરૂષોની જયંતિઓ અને દેવનાઓનો ઉત્સવ ઠેકઠેકાણે

થઇ રહ્યા હતા. એ ઉત્સવોમાં લોકજાગૃતિનું કાર્ય લોકોમાં ચાલુ હતું. હું તે વખતે ૧૫–૧૬ વર્ષનો હતો. મને પણ પોતાના દેશની સેવા કરવાનું મન થઇ આવતું. એવા વખતે ભાષણ કરવાની બુદ્ધિ મારામાં નહોતી. પણ વિદ્યાર્થીઓ શરિરબળવાળા થાય તે માટે વ્યાયામશાળા ચલાવવી એમ હું માનતો. હું પણ એક ઘણી સારી વ્યાયામશાળામાં હતો. તેના આચાર્યો અને વિદ્યાર્થીઓ ઘણા જ સંસ્કારી હતા. વિદ્યાર્થીઓ જરૂર પડે દેશ કાર્યમાં ઝુકાવવા તૈયાર રહેતા. દેશમાંથી સેંકડો વિદ્યાર્થી વ્યાયામશાળામાં આવતા. આવેલા વિદ્યાર્થીઓ રાષ્ટ્ર સ્વતંત્ર થવા મમનન કરતા. પણ વ્યાયામ શાળા રાજકીય ભાવનાથી અલગ રાખી હતી. બહારગામમાથી આવેલા વિદ્યાર્થીમાં ઘણા. સી. આઇ. ડી. ના હતા. આ વ્યાયામશાળા રાજકારણનું કામ કરે છે કે કેમ તેની તપાસ થતી.

વડોદરામાં દર વર્ષે અમે શિવાજી જયતિ ઉજવતા હતા. એક વખતે સને ૧૯૦૭ માં શ્રી શિવાજી મહારાજની જયતિ વિદ્યાર્થીઓએ ધામધુમથી ઉજવવાનો વિચાર કર્યો. દેશ સ્વતંત્ર થવાનો પ્રચાર કરનાર મારા વ્યાખ્યાન કરનારાને બોલાવવાનો એક કાર્યક્રમ ઘડવામાં આવ્યો હતો. અમારી નજર ગુજરાત ઉપર હતી. રાષ્ટ્ર સ્વતંત્ર થવામાં ગુજરાતમાં પ્રચાર કેમ થાય તે અમે વિચારી રહ્યા હતા. એક મારા વિદ્વાન નિસ્પૃહ વ્યાખ્યાતાની જરૂર હતી. મારા એક મિત્રે મને પૂજ્ય શ્રી નગીનદાસ સઘવીજીનું નામ સૂચવ્યુ. અને મે તેમની સાથે પત્ર વ્યવહાર કર્યો. શ્રી છત્રપતિ શિવાજી મહારાજની જયતિ પ્રસગે વ્યાખ્યાન આપવાને અમે પૂજ્યશ્રી સંઘવીજીને વિનતિ કરી અને તેમણે સહર્ષ સ્વીકાર કર્યો? સદરહુ વ્યાખ્યાન કરવાને સંઘવીજીને લેવાને હુ જ અમદાવાદ આવ્યો હતો. સંઘવીજીનું વ્યાખ્યાન વડોદરામાં ખંડેરાવ મારકીટમાં કરાવવામાં આવ્યું હતું. વ્યાખ્યાન સાભળવાને વડોદરાના ઘણા આગેવાનો આવ્યા હતા. અને મહારાષ્ટ્રના વિદ્વાનો પણ આવ્યા હતા. તે બધાને સંઘવીજીનું રાષ્ટ્રભક્તિની પ્રેરણા આપતું વ્યાખ્યાન ઘણું ગમ્યું હતુ

અને બધાએ સંઘવીજીની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. સંઘવીજીએ વ્યાખ્યાનમાં એમ પણ જણાવ્યું હતું કે જગતમાં અમારી વૈદિક સંસ્કૃતિ ઘણી ઉચ્ચ અને પવિત્ર છે રૂદ્રીમાં "**तस्कराणां पतये नमः**" અમે ચોરોને પણ નમસ્કાર કરીએ છીએ. તો દુનિયાના સાધારણ અને સારાઓને નમસ્કાર કરીએ તેમાં આશ્ચર્ય શું છે? અમે સંઘવીજીને ત્યારપછી વખતો વખત ભાષણ માટે બોલાવતા. આશરે પાંચ સાત વરસ બોલાવેલા. ઘણું કરીને એકાદવાર તો તેમનું વ્યાખ્યાન સાંભળવાને નામદાર ગાયકવાડ સરકાર પણ આવ્યાનું યાદ છે. સંઘવીજી જનતાને પોતાના ધાર્મિક અને રાષ્ટ્રિય વિચારોનો સારો લાભ આપતા. એકવાર સંઘવીજીને મારી વ્યાયામશાળા જોવાને હું લઇ ગયેલો. અને વ્યાયામના પ્રયોગો બતાવેલા તેથી સંઘવીજી ઘણા ખુશી થયા હતા. અને મારી પીઠ થાબડી હતી. ગુજરાતમાં બળવાન વિદ્યાર્થીઓ કેમ થાય તે સંબંધી તેમની નિત્યની ઝંખના દેખાતી. મેં તેમને ગુજરાતના વિદ્યાર્થીઓનું શારીરિક બળ વધારવાને હું કોશીશ કરીશ એમ કહેલું. તે પ્રમાણે પ્રસંગવશાત શ્રીમાન છોટુભાઇ પુરાણી મારી વ્યાયામશાળામાં મને મળ્યા. તેમની ઇચ્છા પણ સંઘવીજી જેવી જ હતી. શ્રી. છોટુભાઇ વારે વારે મને મળીને ગુજરાતના વિદ્યાર્થીઓ બળવાન થાય તેમ કહેતા અને તેમના બે ભાઇઓ શ્રી. અંબાલાલ પુરાણી અને શ્રી. જગન્નાથ પુરાણી બન્નેને મને સોંપી ગયા. એમને બળવાન થવા કહી ગયા. મારા કહેવા પ્રમાણે એ બન્નેએ શિક્ષણ મેળવ્યું અને અપાવ્યું. છોટુભાઇ પુરાણીએ એ બન્ને ભાઇ દ્વારા ગુજરાતમાં વ્યાયામનો પ્રચાર કર્યો. ગુજરાતમાં વ્યાયામશાળામાં વિદ્યાર્થીઓ બળવાન થતા ગયા. તે જોઇને સંઘવીજીને પોતાનું સ્વપ્નું સાચું થયું છે તેમ લાગ્યું હતું. હવે મને ઉત્તર ગુજરાતના વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ સંબંધી ચિંતા રાખવા જેવું રહ્યું નથી. મારૂં માનવું છે કે સંઘવીજી સને ૧૯૦૬–૧૯૦૭–૧૯૦૮ માં લોકમાન્ય તિલકને પનામાં મળ્યા હોવા જોઇએ. લોકમાન્ય તિલકની રાજ્ય-

કારણ સંબંધની નીતિ સંઘવીજીને ખાસ માન્ય હતી. સંઘવીજી લોકમાન્ય તિલકના ખાસ મિત્ર અને અનુયાયી હતા. લોકો સંઘવીજીને ગુજરાતના તિલક કહેતા હતા. સંઘવીજી મહાન રાષ્ટ્રભક્ત અને નિડર હતા. તેમને અસત્ય, ગેરરસ્તો બીલકુલ ગમતો નહિ. એ તેમના વિચારમા ઘણા નિસ્પૃહ અને મક્કમ હતા. ભાષણ કરતા કોઇની પરવા કરતા નહિ—એમના ઘણા પ્રસંગો મને યાદ આવે છે. તેમના અવસાન પછી તેમની જગો કોઇએ લીધી નથી. જ્યારે જ્યારે સંઘવીજી વડોદરા આવતા ત્યારે તેમને હુ મારે ત્યા લઇ જતો અને તેઓ આનંદ અનુભવતા. સંઘવીજી રાષ્ટ્ર સ્વતંત્ર થવા ઘણું ઇચ્છતા. હિન્દુસ્તાનના મહાન્ દેશભક્તો સાથે સંઘવીજીને સારો પરિચય હતો. ભારતીય પ્રજા સશક્ત બને તે ખાસ તેઓ ઇચ્છતા. તેમના કાર્યો અને ગુણો સબંધી લખીએ તેટલું ઓછું છે.



# સંઘવીજી અને સદાચાર

લેખક : શ્રીયુત વા. મ. ઢાપરે ડ્રાઇંગ માસ્તર—અમદાવાદ.

સંઘવીજીનું નામ હું સાધારણ સને ૧૯૧૭ ની સાલથી જાણતો હતો. તે વખતની ધારાસભામાં તે વખતે પટેલ બીલ નામનું એક મિશ્ર વિવાહનું બીલ સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ લાવ્યાં હતા અને તેના ઉપર લોકમત જાણવાની ખાતર સરકારે તેનો પ્રચાર કરવા મુલતવી રાખ્યું હતું. તેની વિરૂદ્ધમાં ગુજરાત તેમજ સમસ્ત ભારતમાં પ્રચંડ લોકમત વિરુદ્ધમાં હતો અને તે વખતના પ્રમુખ પત્ર મુંબઇ "ગુજરાતી" એ એની વિરુદ્ધ બહુજ જોરમાં આંદોલન ચાલુ કર્યું હતું, તેમાં ગુજરાતના પ્રમુખ આગેવાનોના લેખો આવતા હતા. તેમાં સ્વ. નગીનદાસ સંઘવીજીના પણ ઘણા લેખો આવતા હતા અને અમદાવાદમાં એ બીલના વિરોધમાં સભાઓ ભરાતી તેમાં સંઘવીજી પ્રમુખ હતા. અને એમના પ્રખર ભાષણો થતા હતા. આવી એક બે સભામાં મેં ભાગ લીધો હતો. સંઘવીજીના ભાષણો સાંભળ્યા હતા. તેમના ઉપાડેલા સખત આંદોલનથી એ બીલ તે વખતે પડતું મુકાયું હતું.

ત્યાર પછી સંજોગવશાત હું જુનું રહેઠાણ બદલી સંઘવીજીના સંઘવી ભુવનમાં એક બ્લોક ખાલી હતો ત્યાં રહેવા ગયો અને ત્યારથી મારો અને સંઘવીજીનો પરિચય વધવા માંડયો. પ્રથમ સને ૧૯૦૮ની સ્વદેશી ચળવળના સમયે જ મારા ઉપર સંઘવીજીના સ્વધર્મ સ્વદેશ અને સ્વભાષા સ્વસંસ્કૃતિ માટેનાં અભિમાન અને સંસ્કાર પડયા હતા. સંઘવીજી લો. તિલકના અનુયાયી હતા.

સંઘવીજીના આચાર શુદ્ધ અને સાદા હતા. એમનો પહેરવેશ આખર સુધી સાદો અને સંસ્કારી હતો. તેમજ તેઓ સ્નાન, સંધ્યા દેવપુજા વિગેરે સવાર સાંજ નિત્યનિયમથી કરતા હતા. એમના ઘરમાં ખાવાપીવા સંબંધીના આચાર બહુ જ ચોખ્ખા હતા. કેટલીક બાબતોમાં તો તે બ્રાહ્મણો કરતાં પણ વધી જતા. કેટલીક બાબતોમાં હું બ્રાહ્મણ છતાં વ્યવસાયના લીધે મીલની નોકરીને લીધે મારા

આચારમા શિથીલતા આવી ગઈ હતી તે સઘવીજીના પરિચયમા આવ્યા પછી મારે સુધારવી પડી સઘવીજીના કેટલાક સસ્કારો મારા પુત્ર ઉપર પણ પડયા છે આજકાલના યુવાનો કોલેજમા ગયા એટલે જુના આચાર વિચાર અને ઇશ્વરોપાસના નકામી ગણે છે અને સ્વચ્છદી બને છે પણ મારા પુત્રમા તે હજુ કાયમ રહી છે તેમજ સઘવીજીના ભત્રીજાઓ અને એમના છોકરામા એ સસ્કાર જોવામા આવે છે સઘવી પોતે આચાર સાચવતા હતા જ, પણ બીજાઓ પાસેથી તે સચવાવવા પ્રયાસ કરતા હતા. એમના ઘેર ઘણા વિદ્વાનો જુદી જુદી ન્યાતના અને દેશના આવતા હતા એમા કોઇ વૈષ્ણવ કે બ્રાહ્મણ હોય તો તેને પીવા સારૂ પાણી પણ પોતે શુદ્ધ આચાર વિચારના હોવાથી ચોખ્ખુ આપતા હતા કદાચ પડોશમા રહેતા બ્રાહ્મણો પાસેથી પણ મગાવીને પાતા હતા. એટલી એમની આચાર વિચારમા શ્રદ્ધા હતી

એ શુદ્ધાચારને લઇને જ એમના વિચારો સારા અને પ્રખર હતા પોતાને ન ગમતારી વાત કોઇ કરે કે કરાવે તો તેમને સ્પષ્ટ શબ્દોમા ખુલાસો કરી દેતા. તે વખતે કોઇની પણ શરમ રાખતા નહિ એટલો એમનામા નિડરતા હતી (Moral Corage) હતી શાસ્ત્ર વિરુદ્ધની કોઇ પણ બાબત કોંગ્રેસ કે સરકારની હોય તો પણ તમા રાખતા નહિ અને એના ઉપર એમની સખત ટીકા આવતી હતી તે એમના "ધર્મ–મગતા" નામના છાપામાથી જાણી શકાય તેમ છે. **આચાર પ્રથમો ધર્મ** એ એમનુ અસલ સનાતની ધ્યેય હતું કે જેથી આપણા આચાર્યોએ એ જ ધ્યેય ઉપર સિદ્ધિ મેળવી હતી અને ધર્મની સસ્થાપના કરી છે

આજના સમયમા આચાર તરફ કોઇનુ ધ્યાન નથી તેથી વિચારો સારા નથી અને વિચારો સારા નથી તેના પરિણામે કેવો સમય આવતો જાય છે તેનો અનુભવ દરેકને આજે થતો જાય છે માટે સઘવીજીના ચારિત્ર ઉપરથી આપણે સદાચાર શીખીએ તો પણ બસ છે પરમાત્મા સહુને સદ્દબુદ્ધિ આપો અને સઘવીજીનુ આત્માનુ કલ્યાણ કરો.

## પુજ્યશ્રી સંઘવીજીના સંસ્મરણો

લેખક : શ્રી શિલ્પાચાર્ય ભાઇશંકર નાગેશ્વર શર્મા

(રાગ લાવણી) (બ્રહ્મજ્યોતિ) પંચાલોનાં ધર્મગુરૂ.

પ્રાત સ્મરણનિય, ધર્મ ધુરધર, સનાતની સંઘવી વીરા
સ્વદેશીવૃત્તને સ્વદેશ ફેરા, કાર્ય કર્યા અનમુલ હીરા
શુદ્ધ સનાતન સ્વધર્મ કાજે, ફુગાવી મુકતા આપ ધુરા
**ભારતનાં ભડવીર વીરા ઓ ? સનાતની સંઘવી સુરા...૧**

વિદ્યાર્થીજીવન [1] માસિક, દ્વારા દેશધર્મનાં બોધ દીધા
સાચું ભણતર, પવિત્ર ચણતર, કરવાનાં કંઇ કામ કીધાં
પક્ષાપક્ષીને પાટુ મારી, ધર્મદ્રોહીનાં કર્યાં ચુરા
**ભારતના ભડવીર વીરા ઓ ? સનાતની સંઘવી સુરા ..૨**

કોઇ લખેનાં, કોઇ ભખેના, એવા કપરા કાળ [2] મહી
નીડર નરવીર, વ્યાઘ્ર સમી, કંઇ કરી ગર્જનાઓ જહીં તહીં
બ્રહ્મર્ષિસમ, તત્વજ્ઞાનમાં, આપ હતા યોગી પુરા
**ભારતના ભડવીર વીરા ઓ ? સનાતની સંઘવી સુરા...૩**

ધુરંધર પંડીત [3] કાશીનાં સૌ, ફામતી આપની સ્હાય ધરે
જગતગુરૂ શંકરાચાર્યશ્રી [4] આપને પુછી કાર્ય કરે
શીઘ્ર કવિને, વેદમુર્તિ સમ, આપ પુજ્ય પંડીત પુરા
**ભારતનાં ભડવીર વીરા ઓ ? સનાતની સંઘવી સુરા...૪**

વિપ્રવિજયને કળાધર કિર્તી [5], લખી આપે કલ્યાણ કર્યું
વિશ્વધર્મ કલ્યાણ કાર્યનું, આપે એમાં જ્ઞાન ભર્યું
ધર્મ કર્મને, દેશ હિતના, કાર્ય કર્યા આપે પુરા
**ભારતનાં ભડવીર વીરા ઓ ? સનાતની સંઘવી સુરા...૫**

યાવતજીવન આપે જીવી દેશ ધર્મની સેવા કરી
અનંત વંદન કરૂ આપને, સંઘવી ચર્ણે શિર ધરી
શિલ્પાચાર્ય કહે અનંત સ્મરણો, લખી શકે શું ? કોઈ પુરા
**ભારતનાં ભડવીર વીરા ઓ ? સનાતની સંઘવી સુરા...૬**



---

ચાલીસ વર્ષ ઉપરનું માસિક [૧] સરકાર વીરુદ્ધ બોલવું કે લખવું એ ગુન્હો હતો [૨] કાશીનાં પદ્મનાભાદિ શાસ્ત્રીઓ [૩] શારદાપીઠાધિશ્વર શ્રી રાજરાજેશ્વર મહારાજ [૪] ૪૦ વર્ષ ઉપરની કલ્યાણી પુસ્તીકા [૫]

## સાક્ષર શ્રી નગીનદાસ સંઘવીજી

**શ્રીયુત : ઉમેદભાઈ પુરૂષોત્તમ મણિયાર બી. એ. એન. એલ. બી.**

શ્રી. નગીનદાસભાઈ સંઘવી સાથે મારો સંબંધ નહિવત્ જેવો હતો. હું તો તેમને એક સારા ગુજરાતી સાક્ષર તરીકે તેમજ સનાતન હિંદુધર્મના એક પ્રખર વિદ્વાન્ અને અનુયાયી તરીકે પીછાનતો હતો. મેં તેમને ઘણીવાર જાહેર સભાઓમા ભાષણ કરતા સાભળેલા. અને તે વખતે જોએલુ કે તે જે કાંઇ કહેતા તે પોતાના ઉંડા અભ્યાસ અને અનુભવ પરથી કહેતા. અને પોતાના અભિપ્રાયો નિડરપણે દર્શાવતા. પોતાની ઉંડી પ્રતીતિનો તે અભિપ્રાય છે તે શ્રોતા સહજ સમજી શકે તેવુ તેમનું નિખાલસ વર્ણન હતુ.

તેઓ સાચ-વાદી, નિખાલસ, નિડર અને પરગજુ હતા તે જાણીતી વાત છે તેમના લખાણો મનનીય અને બોધક હતા.

## સદા આદરણીય સંઘવીજી

**પ્રધાનાધ્યાપક. દ્વિવેદી સુંદરદેવ સાંકળેશ્વર યાજ્ઞિક માર્તંડ**

સ્વ સનાતનધર્મ ભૂષણ-ધર્મનિષ્ઠ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજી પાસેથી મને જાણવા મળ્યુ હતુ. શાસ્ત્રની મર્યાદાનું પાલન-સનાતન ધર્મનું રક્ષણ, નિસ્વાર્થ સેવા, ગૌ બ્રાહ્મણ પ્રત્યે-સદ્ભાવના અને ત્યાગ, દયા-દાનશીલ-ઉદારતા તેમનામા અનેક વાર જોવામા આવતી હતી. કર્મકાન્ડ પ્રત્યે તેમની ઉચ્ચકોટિની ભાવના હતી. તે પોતે પ્રાતઃસ્મરણથી આરંભી શયન સુધીનુ કાર્ય એકનિષ્ટા અને સદ્ભાવનાથી કરતા હતા મને પણ તેમણે કહેલુ કે સારૂ કર્મકાન્ડ કરાવવુ કે શાસ્ત્રની મર્યાદાનુ પાલન કરી જનકલ્યાણનું શ્રેય થાય. અને યથાધિકાર નિત્યકર્મ કરવાથી મનુષ્યનો ઉદ્ધાર અને ભગવાન્‌ની પ્રાપ્તિ થઇ શકે છે એમ તેઓ શુદ્ધભાવનાથી વારવાર કહેતા જોવામા આવતા હતા. અમારી પાઠશાળાના વાર્ષિક મહોત્સવમા આવી અનેકવાર શુભસ્થાન શોભાવ્યુ હતું અને અમારા વિદ્યાર્થીઓને વિદ્યાર્થી અને ગુરુ પ્રત્યેની સદ્ભાવના કેવી હોવી જોઇએ, વિગેરે પ્રવચન કરી સમજાવતા હતા તેઓશ્રીનું જીવન આત્માનન્દને સદા આદરણીય હતું એમ હું માનું છુ.

✫

ॐ

## एकश्लोकी रामायणम् ।

आदौ राम तपोवनादिगमनं हत्वा मृगं काञ्चनं

वैदेहीहरणंजटायुमरणं सुग्रीव संभाषणम् ।

वालीनिग्रहणं समुद्रतरणं लङ्कापुरीदाहनं

पश्चाद्रावणकुम्भकर्णहननं एतद्धि रामायणम् ॥१॥

*

## एकश्लोकी भारतम् ।

आदौ पाण्डवधार्तराष्ट्रजननं लाक्षागृहे दाहनं

द्यूतश्रीहरणं वने विचरणं मत्स्यावनौ वर्धनम् ।

लीलागोग्रहणं रणे विचरणं संध्याक्रियावर्धनं

पश्चाद् भीष्मककौरवादिहननं चैतन्महाभारतम् ॥१॥

*

## एकश्लोकी भागवतम् ।

आदौ देवकिदेवगर्भजननं गोपीगृहे वर्धनं

मायापूतनजीवितापहरणं गोवर्धनोद्धारणम् ।

कंसच्छेदनकौरवादिहनन कुन्तीसुतापालनं

एतद् भागवतं पुराणकथितं श्रीकृष्णलीलामृतम् ॥१॥

★

# શ્રી સનાતન હિંદુધર્મ

## મંગલાચરણ

वन्दे श्रीमन्नृसिंहेशं स्वयं धर्मं सनातनम्।
मंगलां धर्ममर्यादां श्रियं विश्वनियामिकाम्॥

ભાવાર્થ:-સાક્ષાત્ સનાતનધર્મરૂપ સદ્ગુરૂ શ્રી નૃસિંહ ભગવાનને તથા સઘળા વિશ્વને નિયમમાં રાખનારી તેઓશ્રીની શક્તિ ધર્મ મર્યાદારૂપ શ્રી મંગલા દેવીને હું વંદન કરું છું. ૧

## (૧) સનાતન ધર્મનો અર્થ

**પ્રશ્ન**-સનાતન ધર્મ એટલે શું? તેની વ્યાખ્યા આપો?

**ઉત્તર**-સના એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. તેનો અર્થ નિત્ય સદા અથવા હમેશ એવો થાય છે. સના એ શબ્દને તન એવો પ્રત્યય લાગવાથી સનાતન એવો શબ્દ બન્યો છે. એટલે નિત્યનો, સદાનો, હમેશનો ટકી રહે એવો ધર્મ તે સનાતન ધર્મ. ધર્મ એટલે જેનાથી આ દૃશ્ય અને અદૃશ્ય સર્વ ધારણ કરાયલું છે, નિયમમાં રખાયલું છે તે ધર્મ.

એ સનાતન ધર્મ શ્રી જગન્નિયંતા વિશ્વપતિ પરમેશ્વરની શક્તિમાંજ રહેલો છે. વિશ્વનિયામક પરમેશ્વર અને તેમની સમગ્ર વિશ્વને નિયમમાં રાખનારી શક્તિ એ બન્ને એક જ છે. શક્તિમાન અને શક્તિ જુદાં નથી. તેથી તે પરમેશ્વરની શક્તિમાં રહેલો સનાતન ધર્મ તે પણ એક પરમેશ્વરનું જ સ્વરૂપ છે. તેથી સનાતન ધર્મ એ, જેમ ઇશ્વર સનાતન છે, ઇશ્વરીય શક્તિ સનાતન છે તે જ પ્રમાણે સનાતન છે.

(૨) **પ્રશ્ન**—એ સનાતન ધર્મ શેમાં કહેલો છે?

**ઉત્તર**—સનાતન ધર્મ વેદમાં કહેલો છે. તેથી તે વૈદિક ધર્મ એટલે વેદપ્રતિપાદિત ધર્મ કહેવાય છે. વેદ એ શબ્દ બ્રહ્મ છે, એટલે વેદ પરબ્રહ્મ પરમાત્મા–પરમેશ્વરનું શબ્દ સ્વરૂપ છે. વેદ કોઈએ કરેલા નથી, તે વેદ તો પરમાત્મામાં જ રહેલા છે. તે વેદ સનાતન હોવાથી જ સનાતન ધર્મને જણાવનારા છે.

(૩) પ્રશ્ન—ધર્મનો આધાર શાના પર છે ?

ઉત્તર—ધર્મનો આધાર વેદ છે.

તેથી જ वेदोऽखिलो धर्ममूलं એમ કહેલું છે કે :- વેદ પરમાત્મામાં જ રહેલા છે. એ કારણથી જ તે સર્વોપરિ પ્રમાણ એટલે આધારરૂપે માનવામાં આવ્યા છે. તે જ અર્થ બતાવવાને કહ્યું છે કે : यस्य महतो भूतस्य निःश्वसितं वेदाः- વેદ એ પરમાત્માના નિઃશ્વાસ છે.

(૪) પ્રશ્ન :—વેદ એ શું છે ? ધર્મના પ્રમાણ ગ્રંથો કયા છે ?

ઉત્તર :—**સંહિતા** બ્રાહ્મણ અને ઉપનિષદ્ એ ત્રણ ભાગો વેદના છે. એ ત્રણેને સનાતની હિન્દુઓ વેદ (શ્રુતિ) માને છે. વેદને અનુસરનાર સ્મૃતિઓ, પુરાણો અને ઇતિહાસ, રામાયણ તથા મહાભારત તથા તંત્રો પણ સનાતન ધર્મના પ્રમાણો છે. તંત્રો કરતાં પુરાણ ઇતિહાસ, પુરાણ ઇતિહાસ કરતાં સ્મૃતિઓ, અને સ્મૃતિઓ કરતાં શ્રુતિ (=વેદ) અધિયાનાં પ્રમાણરૂપ ગણાય છે. વેદ વગેરે ઉપર જણાવેલાં શાસ્ત્રને જાણનાર અને તે પ્રમાણે વર્તનાર શિષ્ટ પુરુષોના આચાર એટલે શિષ્ટાચાર (સદાચાર) તે પણ પ્રમાણરૂપ ગણાય છે.

## સનાતન હિંદુધર્મ

(૫) પ્રશ્ન:-વેદમાં કયા વિષયોની ચર્ચા છે ?

ઉત્તર:-વેદના ત્રણ વિષયો પ્રમાણે ત્રણ કાંડ છે. (૧) કર્મકાંડ (૨) ઉપાસના કાંડ અને (૩) જ્ઞાન કાંડ. કર્મ કાંડમાં દેવ, પિતર મહર્ષિ અને મનુષ્ય વગેરેની પ્રસન્નતા માટે કરવાનાં કર્મ એટલે ધાર્મિક ક્રિયાઓ બતાવેલી છે. ઉપાસના કાંડમાં મનવડે કરવાની ભાવનાઓ વગેરે માનસ પ્રક્રિયાઓ બતાવી છે. અને જ્ઞાનકાંડમાં જીવ, ઈશ્વર અને માયા વગેરે અધ્યાત્મ વિષયોની ચર્ચા છે.

ઉપર જણાવેલા વેદાદિશાસ્ત્ર રાશિને અનુસરતા બીજા પંડિતો અને વિદ્વાનોએ બનાવેલા પ્રકરણ ગ્રંથો અને નિબંધ ગ્રંથો છે. તેનો પણ ઉપયોગ સનાતન ધર્મ સમજવામાં થાય છે, પણ તે ગ્રંથોની પ્રામાણિકતાની કસોટી પૂર્વોક્ત શાસ્ત્રરાશિથી જ કરવામાં આવે છે. શાસ્ત્રના સંબંધમાં ઘણું કહેવાનું સમજવાનું છે; પણ આપણે

આ લેખમાં સનાતન ધર્મનું સ્વરૂપ મુખ્યત્વે કરીને બતાવવાનું હોવાથી તેટલા કામ પૂરતું અત્રે શાસ્ત્ર સંબંધી જણાવી આપણે આગળ ચાલીએ.

(૬) પ્રશ્નઃ-પૂર્વોક્ત શાસ્ત્ર રાશિ અને ગ્રન્થોમાં જે સનાતન ધર્મ બતાવ્યો છે. તે ધર્મ વડે શું સાધવાનું એટલે મેળવવાનું છે?

ઉત્તરઃ-અભ્યુદય અને નિઃશ્રેયસ એ ધર્મથી સાધી શકાય છે.

અભ્યુદય એટલે આ સંસારમાં સુખી થવાય અને દુઃખથી બચી શકાય એવી ઉન્નતિ અર્થાત્ ચઢતી દશા. એક કીડાથી માંડીને બ્રહ્માજી પર્યંતનાં સુખ દુઃખ છે. અર્થાત્ આ સંસારનાં એટલે લૌકિક સુખો ગમે તેટલાં અને ગમે તેવાં મળે તો પણ તેમાં કાંઈપણ ઊણપ અથવા દુઃખનો અંશ હોય છે જ. તેથી મનુષ્યનું અંતઃકરણ જેમાં કાંઈપણ ઓછાપણું ન હોય એવું પૂર્ણ અને જેમાં કંઈપણ દુખનો અંશ સરખો પણ ન હોય તેવું કેવળ સુખ મેળવવાને ઇચ્છે છે. તેવું સંપૂર્ણ અને કેવળ (ચોખ્ખુ) સુખ જ તે નિઃશ્રેયસ કહેવાય છે. અર્થાત્ જે સુખથી બીજું કોઈ અધિક સુખ છે જ નહિ તેવું સુખ નિઃશ્રેયસ એટલે ચઢીયાતીમાં ચઢીયાતી અખંડ ચૈતન્ય આનંદમય સુખની સ્થિતિ. એવું નિઃશ્રેયસ સમઝાયું એ જ બહુ બહુ કઠણહોય એમાં શી નવાઇ?

એ અતિ દુર્લભ નિઃશ્રેયસ, એટલે કલ્યાણની પરમ કાષ્ઠા. સૌથી ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ તે મેળવવાની સાધનપદ્ધતિ તે સનાતન ધર્મ હોવાથી તેના નિરૂપણમાં બે વિભાગ સ્વાભાવિક રીત્યેજ હોવાના.

(૭) પ્રશ્ન—જીવ માત્રની શી ઇચ્છા હોય છે?

ઉત્તર—જીવ માત્ર સુખને જ ઇચ્છે છે, અને દુઃખને ઇચ્છતો જ નથી. પણ તેના જીવપણાના સ્વભાવથી તે સાંસારિક અથવા લૌકિક સુખ તરફ ખેંચાય છે, પણ સાંસારિક યા લૌકિક સુખમાં અપૂર્ણતા, કે દુઃખનો અંશ હંમેશ ભળેલો જ હોય છે. તેથી તે લૌકિક સુખ લેવા જતાં જીવ માત્રે એટલી સાવધતા તો જરૂર જ રાખવી પડે. કે તેને જેમ બને તેમ સુખનો ભાગ વધારે મળે અને દુઃખનો ભાગ

ઓકો મળે. આ પ્રમાણે સુખ સાધવાની વિદ્યા કળાનો સંગ્રહ તે સનાતન ધર્મ છે.

(૮) પ્રશ્ન—સનાતન ધર્મ શિક્ષણના વિભાગો કેટલા છે?

ઉત્તર: સનાતન ધર્મના વિશ્વવિદ્યાલય (મોટામાં મોટી નિશાળ) માં તેના પ્રયોગપૂર્વક (અખતરા સાથેના) શિક્ષણના બે વિભાગ પડે છે. એક તો વ્યવહાર વિભાગ અને બીજો પરમાર્થ વિભાગ. વ્યવહાર વિભાગનું બીજું નામ પ્રવૃત્તિ માર્ગ અને પરમાર્થ વિભાગનું બીજું નામ નિવૃત્તિ માર્ગ છે.

(૯) પ્રશ્ન: સનાતન ધર્મી અને અન્ય ધર્મી પ્રજા વચ્ચે વ્યવહારની અને પરમાર્થની માન્યતાઓમાં શો ફેર છે?

ઉત્તર: આ સંસારમાં વસતી બધી પ્રજાઓમાં વ્યવહાર તો હોય છે જ. પણ તેઓની પ્રવૃત્તિમાં અથવા વ્યવહારમાં અને ભારતવર્ષમાં વસતી આર્ય પ્રજા, જે હાલ હિંદુ પ્રજાને નામે ઓળખાય છે, તેમની પ્રવૃત્તિ યા વ્યવહાર વ્યવસ્થામાં મોટો ભેદ યાને ફરક છે. બીજી બધી પ્રજાઓ પ્રવૃત્તિ એટલે કર્મો કરે છે, પણ તે કર્મો માત્ર શરીર યાત્રા એટલે જીવનને નિભાવવાને માટે જ કરવામાં આવે છે. તેથી તે કર્મો અથવા પ્રવૃત્તિમાં જીવનનો અભ્યુદય એટલે ઉન્નતિ કરવાનો ઉદ્દેશ ખુલ્લી રીતે રહેલો નથી. તેથી બીજી પ્રજાઓમાં "પરમેશ્વર"ની જરૂર જણાયે તેઓએ પરમાર્થ અથવા નિવૃત્તિની સિદ્ધિ યા પ્રાપ્તિ માટે Religion (રિલિજીઅન) દીન, વગેરે નામોવાળી સંસ્થાઓ પોતપોતાની સમજ અને જરૂર પ્રમાણે માની છે. તેમને પ્રોફેટ (Prophet) પેગમ્બર મહાપુરુષો દ્વારા એ ધર્મ સંસ્થાઓ મળી છે. તેથી તેમાં પુરુષ યા માણસમાં રહેલી (અપૂર્ણતાઓ) ખામીઓનો ભાગ સ્વાભાવિક રીત્યે વિશેષ છે. તથી જીવન નિર્વાહનાં કર્મો અને પરમાર્થ (નિવૃત્તિ) ની પ્રાપ્તિ વચ્ચે જે સંબંધ છે, તે એ બીજી પ્રજાઓની જીવનયાત્રામાં ઓતપ્રોત જણાતો નથી. તેથી તે બીજી પ્રજાઓમાં પ્રવૃત્તિ (વ્યવહાર) અને નિવૃત્તિ (પરમાર્થ) એ જુદાં જુદાં ખાતાં રૂપે જણાય છે. તેથી એ બીજી પ્રજાઓને

આપણે અભ્યુદયવાદી (સાંસ્કારિક આબાદી પર ચોટ રાખનાર) કરતાં વિશેષ ચઢતે દરજ્જે મૂકી શકિયે તેમ નથી. તેમની ધાર્મિક સંસ્થાઓની બાંધણી પરથી પણ આ વાત સ્વત.સિદ્ધ થાય છે. તેઓમાં તો વધારેમાં વધારે સ્વર્ગ, હેવન, બહેસ્ત એજ ધર્માચરણનું ફળ છે. તેથી આગળ તેઓની ગતિ પહોંચતી નથી. પણ આપણા ધર્મમાં તો-એટલે વૈદિક સનાતન ધર્મમાં તો મોક્ષ, મુક્તિ (નિવૃત્તિ, પરમાર્થ, નિઃશ્રેયસ) એ છેવટનું નિશાન છે. ચઢતા ઉતરતા દરજ્જાવાળાં સ્વર્ગ તો આપણા સનાતન ધર્મમાં પણ છે; અને તે ઉપરાંત નિઃશ્રેયસ (મોક્ષ)નું સાધન પણ આપણા સનાતન ધર્મમાં છે. તેથી સનાતન ધર્મ એ આખી એટલે સંપૂર્ણ ધર્મ સંસ્થા છે, અને તેમાં સર્વને માટે તેમના તેમના અધિકાર પ્રમાણે સ્થાન તૈયાર છે.

(૧૦) પ્રશ્ન—અન્ય ધર્મ કરતાં સનાતન ધર્મ શ્રેષ્ઠ શા માટે છે?

ઉત્તર—આપણી ધર્મ સંસ્થામાં બધી કાયમની બની બનાવી વ્યવસ્થા (ગોઠવણ) છે, તેમાં અપૂર્ણતા નથી કે ફેરફાર કરવાની જરૂર પડે તેમ નથી. તેથી જ આપણા ધર્મને વૈદિક સનાતન ધર્મ કહે છે. આ વ્યવસ્થા સનાતન પરમેશ્વરમાં જ રહેલી છે. તેથી જ સાક્ષાત્ નારાયણ (પરમેશ્વર) સ્વરૂપ વેદનારાયણ શબ્દ બ્રહ્મ—આપણા ધર્મના મનાયા છે. તેથી આપણી વેદ પ્રમાણિત ધર્મસંસ્થા તે પણ "સનાતન ધર્મ" એ નામથી પ્રસિદ્ધ છે. બીજા ધર્મો મહમદ, ખ્રીસ્ત, જરથોસ્ત બુદ્ધ, કોન્ફ્યુસસ, વગેરે આદમીઓના નામોથી ઓળખાય છે, તેવા કોઇ નામથી આપણો ધર્મ ઓળખાતો નથી, પણ "સનાતન" એટલે નિત્ય હમેશનો-કાયમ-ધર્મ તરીકે પ્રસિદ્ધ છે. તેથી જ તેમાં આ લોક અને પરલોક તથા મોક્ષનાં સાધનોની સુસંકલના (સંધારણ)ની અતૂટ (અખંડ) શ્રેણી (લાઇન) જોવામાં આવે છે.

આ લોક અને પરલોક સંબંધી અભ્યુદય (આબાદી-જાહોજલાલી)નાં સાધનો અને આત્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વક, જન્મમરણ અને તેની સાથે

રહેલાં સમગ્ર દુ:ખોની નિવૃત્તિની સિદ્ધિરૂપ મોક્ષ, એટલે નિ:શ્રેયસનાં -સાધનોની એવી તો સુંદર વ્યવસ્થા સનાતન ધર્મશાસ્ત્રોમાં છે કે -તેવી વ્યવસ્થા બીજા કોઇ ધર્મમાં જોવામાં આવતી નથી.

(૧૧) પ્રશ્ન:–સનાતન ધર્મનું જ્ઞાન આપનાર, ગ્રહણ કરનાર અધિકારી અને સાધનો–કયા છે?

ઉત્તર:–ઉપર જણાવેલાં અભ્યુદયનાં સાધનો માત્રનો સમાવેશ શ્રી સનાતન ધર્મના પ્રવૃત્તિ વિભાગમાં થાય છે અને તેથી તે પ્રવૃત્તિ ધર્મ એ નામથી ઓળખાય છે. અને મોક્ષ એટલે નિઃશ્રેયસના તમામ સાધનોનો સમાવેશ શ્રી સનાતન ધર્મના નિવૃત્તિ વિભાગમાં થાય છે અને નિવૃત્તિ ધર્મ એ નામથી ઓળખાય છે. પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મ કહો કે પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિ માર્ગ કહો, તેનાં એક કરતાં વધારે સાધનો સનાતન ધર્મે બતાવ્યાં છે, અને તેમને વર્ણાશ્રમ ધર્મની આધારભૂમિ ઉપર સર્વોત્તમ વ્યવસ્થાથી ગોઠવ્યાં છે, પ્રવૃત્તિ માર્ગ પણ નિવૃત્તિ માર્ગમાં પરિણામ પામે એટલે આખરે જઇને મળે એ પ્રકારની ઘટના રાખી છે, અને તેમાં અનેક સાધનો યથાયોગ્ય રીતે બતાવ્યાં છે. સાધનો અનેક રાખવાનું કારણ એ છે કે આ સંસારમાં જન્મ પામેની સર્વે વ્યક્તિઓની યોગ્યતા અથવા અધિકાર એક જ પ્રકારનો હોતો નથી. તેથી અધિકાર પ્રમાણે જુદાં જુદાં સાધનો સનાતન ધર્મ બતાવે છે. સર્વને એક અસ્તરે મુંડવાનો અવિવેક સનાતન ધર્મ કરતો નથી. અધિકાર ભેદ પૂર્વજન્મોના કર્મોથી ઉપજેલી શરીર અને મનની વિવિધ સ્થિતિ અને પરિસ્થિતિ (આસપાસનાં સંયોગો)નું પરિણામ છે. તેથી અનેક સાધનો અને તે સાધનો યોજવાની અનેક રીતિયો અધિકાર પ્રમાણે બતાવી છે.

આચાર્ય–ગુરૂ અને એ યોજનાર આચાર્ય અર્થાત્ ગુરૂની આવશ્યકતા તથા મહિમા आचार्यवान्पुरुषो वेद=(આચાર્યવાળો પુરૂષ એટલે ગુરૂ મુખી જનજ્ઞાન મેળવે છે.) વગેરે વચનોથી વેદશાસ્ત્ર

જણાવે છે. આ યોજક ગુરૂ એટલે આચાર્યશાસ્ત્ર સમુદાયને જાણનાર અને તે પ્રમાણે ધર્મનું આચરણ કરનાર તેમજ શાસ્ત્રે જણાવેલ પરમતત્ત્વ પર બ્રહ્મમાં નિષ્ઠાવાળો હોવો જોઈએ, તો પણ વિસ્તારથી સનાતન ધર્મશાસ્ત્રોમાં જણાવેલું છે. તાત્પર્ય એ કે સાધવાનો વિષય, તેનાં સાધનો અને તેનો યોજક એ ત્રણ બાબતોની વ્યવસ્થા એ સનાતન ધર્મની જ ખાસ ઘટના એટલે વિશિષ્ટ વ્યવસ્થા છે. એ વ્યવસ્થા બીજા કોઈ ધર્મમાં નથી. આ વ્યવસ્થાનું એકાદ અંગ કે તે અંગની છાયા માત્ર પર બીજા ધર્મો પોતાનો ગુજારો કરે છે.

વર્ણાશ્રમ ધર્મ–એ સર્વ સાધનોની તથા સાધવાની ઇચ્છાવાળા મનુષ્યની યોગ્યતા અથવા અધિકારની આધાર ભૂમિ પર છે. એ સંબધી શાસ્ત્ર રાશિ (શાસ્ત્રોના જથ્થા) ઉપરથી સનાતન ધર્મશાસ્ત્રકારોની સર્વજ્ઞતાનું વિચારશીલ માણસને ભાન છે. આહાર નિદ્રા, ભય અને મૈથુન એ તો પ્રાણી માત્રની સ્વાભાવિક પ્રવૃત્તિ છે તેને વિધિ નિષેધના બે લગામોથી ભોગના પ્રવાહમાંથી યોગના પ્રવાહમાં એટલે પ્રવૃત્તિ માર્ગમાંથી શુભ પ્રવૃત્તિ માર્ગમાં કેવી રીતે વાળવી અને એ શુભ પ્રવૃત્તિના માર્ગમાંથી નિવૃત્તિ માર્ગમાં કેવી રીતે વાળી લેઇ જવી એ વર્ણાશ્રમ ધર્મની તાલીમ છે. કેમકે સંયમ એ દૈવી હિન્દુ મહાપ્રજાનો પ્રધાન લક્ષ્ય (મુખ્ય યોગ) છે, જ્યારે બીજી પ્રજાઓનો પ્રધાન, લક્ષ ભોગ છે. અર્થાત્ હિન્દુઓનો લૌકિક (સંસાર) વર્ણાશ્રમ ધર્મ પણ યોગ તરફ વલણવાળો છે, જ્યારે બીજી પ્રજાઓનો સંસાર માત્ર ભોગના જ પ્રધાન વલણવાળો છે તેથી :–

શ્લોકઃ

प्रामाण्य यत्र वेदानां साधनानां सुयोजनम् ।
वर्णाश्रमव्यवस्था च सैव धर्मः सनातनः ॥१॥

અર્થાત્–જે ધર્મમાં વેદોનું પ્રામાણ્ય છે, સાધનોની સુંદર યોજના છે, અને વર્ણાશ્રમની વ્યવસ્થા છે, તે આ સનાતન ધર્મ છે. તેથી જેટલા હિંદુ ધર્મ સંપ્રદાયો જેવા કે શિવ, વિષ્ણુ, સૂર્ય

શક્તિ, ગણપતિ વગેરેને માનનારા સંપ્રદાયો, પંથો અને મતો અને તેમની શાખા પેટા શાખાઓનો સમાસ સનાતન ધર્મમાં થાય છે. સર્વે સનાતની હિંદુઓએ એકસંપ થઇ સનાતન હિંદુધર્મનું રક્ષણ કરવું જોઇએ.

આ પ્રમાણે સક્ષેપમા શ્રી સનાતન ધર્મનું સ્વરૂપ લક્ષણ છે. તે ધ્યાનમાં રાખવાથી શું સનાતન ધર્માનુસાર અને શુ સનાતન ધર્મથી વિરૂદ્ધ–એ સમજવાનું સુગમ થઇ જશે; અને ભ્રમથી ધર્માભાસમાં ફસાવાનો સંભવ ઘણો જ ઓછો થઈ જશે.

આ લેખનો નિરંતર પાઠ કરનારના હૃદયમાં શ્રી સનાતન ધર્મ ભગવાન્ પોતે પ્રસન્ન થઇ પ્રકટ થશે.

શ્રી સનાતન ધર્મકી જય!

## ॥ ॐ श्रीं ॥ श्रीनृसिंहाय नमः ॥

## श्रीसद्गुरुचरणारविंदानुसंधान

[ મારા નાથની બિસારી દુઃખી નહિ થઉં રે : એ રાગ ]

ધરૂં ધ્યાન હું શ્રીનરહરિ ગુરૂદેવનું રે,
સદાશિવ સદૈવ પંચમુખથિ ગાય. ધરૂં૦ (ધ્રુવ)

કમલ–સહસ્ર દલરૂપી તંણુ, તેજોમય તેમાંય,
કુંડલી શક્તિ જ્યાં દ્વારેથી, પતિને મળવા જાય. ધરૂં૦ ૧

ત્યાં દ્વાદશદલ કમલ સમુજ્વલ, અતિ અદ્ભુત સોહાય,
તેને ગુરૂવરસદન ગણીને, ભજતા શ્રીભવરાય, ધરૂં૦ ૨

ઉક્ત ઉભય કમલોની કર્ણી, સંપુટ થઇ સંધાય,
તેમાં અકથાદિ રેખા ત્રણ, કોણ હલક્ષ સધાય. ધરૂં૦ ૩

વામા જ્યેષ્ઠા રૌદ્રી શક્તિ–ત્રણનું સ્થાન સદાય,
તે જ ત્રિકોણે નાદબિંદુ મધ્યે મણિપીઠ સ્થપાય. ધરૂં૦ ૪

ચલક ચલક ચપના સમ ઉજ્વલ, નાદ પ્રકાશે જ્યાંય,
રક્ત ઝળકતી બિંદુ પ્રભા જ્યાં, સ્પર્ધા કરિ છલકાય. ધરૂં૦ ૫

હંસપીઠ ઉપર મણિપીઠે, નિરખું શ્રીગુરૂપાય,
રવિ વહ્નિ શશિ–ત્રણની જ્યોતે, નિત્ય નીરાજન થાય. ધરૂં૦ ૬

વિસર્ગ નાદ તણી ઉપર, સત્તા જેની વર્ણાય,
તે શ્રીગુરૂપદકમલ યુગલને, ધૂર્જટિ નિશદિન ધ્યાય. ધરૂં૦ ૭

કુંકુમચર્ચિત ગુરૂવર ચરણો, પરમ શાન્તિ સમુદાય,
વિશ્વમંગલાસ્પદ તે સ્મરતાં, હરતાં સર્વ અપાય. ધરૂં૦ ૮

પંચવદનમુખપંકજથી જે ઝરીં અમૃત ઝરણાંય,
અષ્ટમૂર્તિરૂપે આ સંઘવિ–હૃદય વિષે રેલાય. ધરૂં ૯



## श्रीगुरु-स्थान-निर्णय

આ સંસારમાં જ્ઞાન ધ્યાન અને દાન એ ત્રણ સંસારસાગર તરીને પાર જવાનાં લોકસંમત તેમજ શાસ્ત્રસંમત સાધનોમાં શિખરરૂપે શોભે છે. તેમાં પણ એ શિખરત્રયીની મધ્યમાં તે સાધન ત્રિપુટીની નાભિરૂપ (મધ્યબિંદુ રૂપે) અનુભવાતું ધ્યાન અત્યંત લક્ષાકર્ષક અને ઉપયોગી છે, એમ—વાતડાહ્યા સાધકંમન્યો અથવા તો સિદ્ધંમન્યોને બાદ કરતાં—અધ્યાત્મવિદ્યામાં પરિશ્રમ કરનાર શુદ્ધ બુદ્ધિવાળા નિકૃષ્ટ સાધકોને પણ સર્વથા માન્ય છે. ધ્યાન વિના જ્ઞાન યથાર્થ થવું અસંભવિત છે, અને ધ્યાન (સંકલ્પ) વિના આપેલું દાન પૂર્ણ અથવા ઉચિત ફળ આપતું નથી; એટલું જ નહિ પણ ધ્યાન વિના દાનમાં પ્રવૃત્તિ પણ થતી નથી.

ધ્યાનનો આટલો મહિમા હોવાથી જ આપણા પૂર્વપુરુષો તપોમય ઋષિમુનિયોએ ધ્યાનની જ કલા ઉપર છેક વેદથી માંડીને તે તંત્ર સુધીનાં સર્વ પ્રમાણભૂત શાસ્ત્રોમાં વર્ણન કરેલો જણાય છે; અને સાક્ષાત્ જગદાદિકારણ શ્રીમહેશ્વરે પણ વેદાદિક પ્રસંગે એ ધ્યાનનો જ મહિમા વર્ણવેલો છે, અને તે ધ્યાનમાં જ સાધનોના સંબંધે જીવના સમુદ્ધારને માટે જીવોને પોતપોતાના અધિકારને અનુસાર કરુણાર્દ્ર હૃદયથી સંબોધેલા છે. તેમાં પણ વિસ્તારના સંબંધમાં અને વિગતવાર શ્રુતિ કરતાં સ્મૃતિ, અને સ્મૃતિ કરતા પુરાણ તથા ઇતિહાસ, અને ઇતિહાસ પુરાણ કરતાં પણ તંત્રો એ ઉત્તરોત્તર અધિકતા ધરાવનાર છે; એમ આપણા પૂર્વજપરંપરાપ્રાપ્ત શાસ્ત્રદાયનાં જેમણે ગુરુગમ પૂર્વક દર્શન કરેલાં છે તેવા સજ્જનોને નિર્વિવાદ રીતથે સમજાયા વિના રહે તેમ નથી. પણ નાળિયેરનાં છોડાંને લીધે અને ફનસના કંટકોને લીધે બાલિશપણાથી કેસરપપુની પેઠે જગન્નિયંતાના હેતુને નહિ સમજનાર મનુષ્યોની સમાન જેમ આર્યસમાજીઓ પુરાણની અવજ્ઞા કરે છે, તે પ્રમાણે પોતાને સનાતની મનાવનારાઓ પણ તંત્રોના ઉપર પરવાળ પાડે છે. દ્વેષ અને

ઉપાદેય સકળશાસ્ત્રજનની શ્રુતિમાં પણ અધિકાર પરત્વે છે. તે જ પ્રમાણે શાસ્ત્રરાશિના પણ પેટા વિભાગોના વિસ્તારના પ્રમાણમાં હેય અથવા હેય જેવો જણાતો વધારે ભાગ હોય તેથી તે તે પેટા વિભાગના જીવરૂપ તત્ત્વ ઉપર પણ અનાદર કરવો એ બુદ્ધિમાન સજ્જનોનું કર્ત્તવ્ય નથી.

આ લેખની શરૂઆતમાં જે પદ—"**श्रीसद्गुरु-चरणारविंदानुसंधान**" ના વિષયમાં આપેલું છે, તેનું વિવેચન કાંઇક ઉપર કરેલા પ્રસ્તાવ સંબંધી દિગ્દર્શન કરાવવા સમર્થ થાય તેમ છે. તંત્રમાં એક શ્રીશિવોક્ત "**पादुका पंचक**" છે; અને તેમાં શ્રીગુરુપાદુકાના ધ્યાનનો વિધિ અને યુક્તિ દર્શાવેલી છે. તેની સાથે શ્રીગુરુપદનો અલૌકિક મહિમા શ્રીસાશનમર્યાદાસ્થાપક શ્રીમહેશ્વરે નિજમુખે ગાઇને સાધકસમુદાયને માટે એક નિર્ભય રાજમાર્ગ ખુલ્લો કર્યો છે.

આરંભક સાધકને માટે સામાન્ય રીત્યે જે માનસ ગુરુધ્યાનનો વિધિ દર્શાવેલો છે, તે તો આ પ્રમાણે છે—પોતાના સન્મુખ પ્રદેશમાં ઉત્તમ આસન પોતાની રૂચિ અનુસાર કલ્પી પોતાને યોગમાર્ગનો ક્રમ આપનાર શ્રીસદ્ગુરુનો ભૌતિક શરીરરૂપ મૂર્ત્તિ તેના ઉપર કલ્પીને ધ્યાન કરવું. માનસોપચારથી તેમની પૂજા કરવી. સદ્ગુરુશ્રી જો કે માનવતનુમા છે તો પણ તેઓશ્રી આપણા પિંડમાં જે ગુરુ-સ્થાન છે તેના અધિપતિ પ્રત્યક્ષરૂપે છે; અથવા તો તેઓશ્રી સદ્ગુરુ-તત્ત્વના સાક્ષાત્ સાકાર પ્રતિનિધિ છે. દૃષ્ય બાહ્ય જગતમાં શ્રીસદ્ગુરુ જે સ્થાને છે તે સ્થાને પિંડમા ગુરુ તત્ત્વ છે; આ વાત પ્રત્યેક સાધકે હંમેશ ધ્યાનમાં રાખવી આવશ્યક છે. પ્રતીક ગમે તેવું હોય તે છતાં પણ તે દ્વારા પૂજાતા અધિદેવ અપરિમિત ચમત્કારીક ફળ આપે છે, તે જ પ્રમાણે પોતાના ગુરુ ગમે તેવા સાધારણ કે અસાધારણ બુદ્ધિવિભવવાળા હોય, તોપણ તેઓનું યજનપૂજન એ સાધકને પિંડ અને વિરાટમાં રહેલા ગુરુતત્ત્વના પ્રસાદને જ પાત્ર બનાવી અલૌકિક જ્ઞાનગુણના રાશિ અર્પવા સમર્થ છે, એ વાર્તા યોગ, વેદ અને લોકની સાક્ષીએ સિદ્ધ છે. આની જ શ્રીગુરુમહિમાનાં દુંદુભો

લોક અને વેદમાં નિરંતર ગાજી રહેલાં છે. ગુરુત્વ બુદ્ધિવિભવમાં નથી પણ ગુરુત્વ એ પવિત્ર અંતઃકરણમાં અને પવિત્ર કહેણી રહેણીમાં છે.

વળી કોઈ કોઈ સિદ્ધ મહાત્માઓ મંત્ર યોગનો ક્રમ આપતાં તે અમુક મંત્રાક્ષરોનું જ અભ્યંતર ધ્યાન કરવાનું સ્થાન બતાવે છે તેમાં સત્ પદ વાચ્ય સદ્‌ગુરુશ્રીનું ધ્યાન ભ્રૂમધ્યમાં આજ્ઞાચક્રની મધ્ય કર્ણિકામાં કરવાનું કહે છે; તેથી તેમાં પણ કાંઈ વિરોધ સમજી ગુરુમુખી સાધકે કાંઈ ગુંચવણોમાં પડવા જેવું નથી. આ ક્રમ તે બીજી કોઈ પણ શાસ્ત્રીય બાબતને ઉદ્દેશ્યા સિવાય આ શરીરથી બાહ્ય પ્રદેશમાં છે જે ધ્યાન કરવામાં આવતું હતું, તેને બદલે શરીરની અંદરના ભાગમાં ધ્યાનનો પ્રદેશ લઈ અંતર્મુખતા પ્રતિ એક ડગલું આગળ વધવાનો જ પ્રધાન હેતુ ધરાવનાર છે. એ જ પ્રમાણે કોઈ કોઈ મહાત્મા હૃદયપદ્મના પ્રદેશમાં પણ શ્રીગુરુમૂર્તિનું ધ્યાન કરવાનો ક્રમ આપે છે–તેના સંબંધમાં પણ એમજ સમજવું. પરંતુ ષટ્‌ચક્રવેધના ક્રમ પ્રમાણે જે શ્રીગુરુસ્થાન અથવા શ્રીગુરુપીઠનો વિચાર છે, તેમાં પૂર્વોક્ત ભ્રૂમધ્ય અને હૃત્પદ્મવાળા ક્રમ કરતાં પણ અંતર્મુખતા પ્રતિ એક ડગલું અધિક આગળ વધવાના હેતુ ઉપરાંત, શરીરમાં રહેલાં જ્ઞાનશક્તિના કુદરતી યંત્રોની વ્યવસ્થા અથવા વ્યૂહ સંબંધી વિચાર પણ અધિકતર પ્રધાનપણે રહેલો છે. તે ષટ્‌ચક્ર વેધના ક્રમ પ્રમાણે શ્રીગુરુપીઠનો વિચાર અત્રે વિવક્ષિત છે એ સાધકને માટે અત્રે સ્પષ્ટ કરવામાં આવે છે.

વિવિધ તંત્રના ગ્રંથો અને યોગના ગ્રંથોમાંથી ઉતારાઓ આપીને અત્રે લંબાણ કરીને સમય અને સ્થળના વ્યય ઉપરાંત વાચકને ગુંચવાડામાં નાખવાને બદલે અહીં તે સર્વના સંદર્ભરૂપે એટલું જણાવવું યોગ્ય ધારવામાં આવે છે કે–સર્વ ગ્રંથો ષટ્‌ચક્ર વેધના ક્રમ પ્રમાણે શ્રીગુરુપીઠના સ્થાન તરીકે સહસ્રદલ પદ્મને સ્વીકારે છે. તે સર્વ ગ્રંથો એમ કહે છે કે શ્રીગુરુસ્થાન અથવા ગુરુપીઠ તે સહસ્રદલપદ્મમાં છે. આટલી સામાન્ય બાબતમાં તો સર્વે ટીકાકારોનો એકમત છે. પણ સહસ્રદલપદ્મમાં શ્રીગુરુપીઠનું સ્થાન ક્યાં છે? એ વિશેષ અથવા વિગતવાર બાબતમાં ઘણી શંકા અને

ભ્રાંતિનો અવકાશ રહેનાથી બહુ મૂઝવણ થાય છે–એ સ્વાભાવિક છે. ઉક્ત મતભેદથી ઘણા સાધકોને તેમના ગુરુઓ ભિન્નભિન્ન પ્રકારે ગુરુપીઠના ધ્યાનનું સ્થાન બતાવે છે, અને તે સાધકો તે પ્રમાણે પોતાનો ક્રમ સાધે પણ છે, અને શ્રીગુરુતત્વ તેમજ શ્રીગુરુ એવી વસ્તુઓ છે કે સાકરનો ગાગડો જેણી તરફથી ચાગ તેણી તરફ ગળ્યો જ લાગે, એમ હોવાથી એ ક્રમ યથાર્થ રીત્યે સધાતો હોવા છતા પણ ભક્તવત્સલા ગુરુકૃપા તે સાધકોનુ કલ્યાણ જ કરે છે, અને કોઇ પ્રકારનુ અહિત થતુ જણાતુ નથી શાસ્ત્રીય રીત્યે પણ શ્રીગુરુતત્ત્વ અને શ્રીગુરુ ભગવાનના ગુણકર્મ, સ્વભાવ, ધર્મ અને લક્ષણ એવાં જ સર્વતોભદ્ર કલ્યાણકારી છે. તેથી આ વિષય લખવામા મારો હેતુ કોઇને પોતાના પ્રાપ્ત ક્રમમા બુદ્ધિભેદ અથવા અશ્રદ્ધા ઉપજાવવાનો નથી, તોપણ તત્ત્વ આનુપૂર્વીમા શ્રીગુરુપીઠનુ વાસ્તવિક રીત્યે સ્થાન કયા આવે છે, તે ચોક્કસ રીત્યે બતાવી આપવુ એ અનેક પ્રકારે સાધકને તેના યોગક્રમમા ઘણી ઉપયોગી સહાયતા અર્પવા શક્તિમાન થાય તેમ હોવાથી આ ચર્ચા કરીને નિર્ણય કરવાની આ પ્રવૃત્તિ શ્રીગુરુકૃપાનુસાર થાય છે.

શ્રીગુરુપીઠ સબધી સ્થાન વિષયક મતભેદ નીચે પ્રમાણે છે– કેટનાકનુ માનવુ એવુ છે કે સહસ્રદલ કમલની મધ્યની કર્ણિકામા જે ત્રિકોણ છે તે ત્રિકોણ મધ્યમાથા શ્રીગુરુપીઠ છે, પરતુ આ મત ખરો નહોતા વસ્તુવિષયક ભ્રાન્તિથીજ ઉપજેલો છે. શ્રીપાદુકાપચક અને બીજા તન્ત્રગ્રથોના વચનોનો વિચાર કરતા સ્પષ્ટ જણાય છે કે જો કે શ્રીગુરુપીઠનુ સ્થાન સહસ્રદલકમલની કર્ણિકા મધ્યે છે એ વાત ખરી છે, તો પણ તે સહસ્રદલકમલની કર્ણિકાની મધ્યમા આવેલા ત્રિકોણની મધ્યમા છે એ વાત યથાર્થ નથી–એમ પ્રમાણ પયોનિધિપ્રવનશક્તિ શ્રીકાલિચરણનો અભિપ્રાય છે. શ્રીકાલિચરણ પડિતનો અભિપ્રાય એવો છે કે–સહસ્રદલકમલ તે અધોમુખ એટલે નીચે તરફ મુખવાળુ છે તેમા એક ઉર્ધ્વમુખ એટલે ઉચેની તરફ મુખવાળુ બીજુ દ્વાદશદલકમળ છે, તે દ્વાદશદલકમલની મધ્ય કર્ણિકા અને સહસ્રદલકમલની મધ્ય કર્ણિકાના મુખ પરસ્પર મળીને એક

સંપુટ રચાય છે તે સંપુટમાં શ્રીગુરુસ્થાન છે. શ્રીમાન કાલિચરણ પંડિત કેવળ પંડિત નહિ પણ યોગવિદ્યાના સાધનમાં અનુભવસંપન્ન હોવાથી તેમણે કરેલી ટીકા વધારે માનનીય છે. સહસ્રદલપદ્મમાં બીજું દ્વાદશદલકમલ છે એ તો પાદુકાપંચકમાં જ કંઠરવથી કહેલું છે, તેમજ સહસ્રદલપદ્મની કર્ણિકા અને દ્વાદશદલપદ્મની કર્ણિકાના બનેલા સંપુટમાં શ્રીગુરુસ્થાન છે એ પણ પાદુકાપંચક શબ્દોથી સ્પષ્ટ સૂચવાય છે. પરંતુ તેમાં પણ શ્રીગુરુપીઠનું સ્થાન તે સંપુટની અંદર આવેલા તત્વોના અનુક્રમમાં કયે સ્થળે આવે છે, તે જાણવામાં શ્રીકાલિચરણની જ ટીકા ઘણો સારો પ્રકાશ નાખે છે અને પ્રમાણભૂત તત્રો સાથે સમન્વય કરે છે.

જેનું વર્ણન આપણે વિગતવાર ઉપર આપી ગયા છીએ, તે સંપુટમાં શા શા તત્વરૂપ પદાર્થો રહેલા છે, તે આપણે ગણાવી જવા જોઈએ. તે ગણવાનો અનુક્રમ નીચે પ્રમાણે છે, અને તે એવો છે કે જેમાં શ્રીગુરુપીઠનું સ્થાન પણ યથાર્થ રીતે આવી જાય છેઃ—

| | |
|---|---|
| ૩ બિંદુ<br>૨ મણિપીઠ<br>૧ નાદ | આ ક્રમ આરોહી ક્રમ છે. અર્થાત્ નીચેથી મૂલાધારથી ઉપર બ્રહ્મરંધ્ર પ્રતિ જવાના શ્રેણિરૂપ આ ક્રમ છે. મણિપીઠ ઉપર શ્રીગુરુનું સ્થાન છે. અર્થાત્, નાદની ઉપર મણિપીઠ, અને મણિપીઠ ઉપર બિંદુ. |

અર્થાત્ નાદ અને બિંદુ. એ બંનેની મધ્યે મણિપીઠનું સ્થાન નિર્ણીત થયું. તે મણિપીઠ ઉપર શ્રીગુરુનું સ્થાન તથા મણિપીઠની નીચે વિસર્ગરૂપ આદિહંસનું યુગલ એટલે જોડું. તેથી હવે ક્રમની સ્થિતિ પ્રમાણે ધ્યેય પદાર્થોની આનુપૂર્વી નીચે પ્રમાણે ઉપસ્થિત થાય છેઃ—

૬૬—

हंसः એ વિસર્ગ ( : = . . ) ચંદ્ર સૂર્ય રૂપ છે हंकार અને सकार એ બે અક્ષર રૂપ હોવાથી જોડું અથવા "હંસનું જોડું" એ શબ્દોવડે નિર્દિષ્ટ છે. તે हंस=હકાર અને સકાર જેવો ઉચ્ચાર વિસર્ગનો થાય છે. એ વર્ણ (અક્ષર) સૃષ્ટિમાં આપણે વર્ણ (અક્ષર) સમામ્નાયથી વ્યાકરણ શાસ્ત્રમાં પ્રત્યક્ષ અનુભવીએ છીએ. તે ચંદ્ર સૂર્ય રૂપ છે એ વાત પણ हकारेण बहिर्याति सकारेण विशेत्पुनः એટલે हं એવા અવાજથી બહાર નિકળતો વાયુ (પ્રાણ) તે ઉષ્ણ હોવાથી સૂર્યરૂપ છે. અને सः એવા અવાજથી શરીરમાં પેસતો વાયુ તે ટાઢો હોવાથી ચંદ્રરૂપ છે; અને हं (સૂર્ય) તથા सः (ચંદ્ર) એ પુરૂષ પ્રકૃતિરૂપ હોવાથી આદિ હંસનું યુગલ કહેલું છે. તેમાં પણ हं એ બિંદુથી ચિન્હિત છે, તેથી બિંદુરૂપ (પુરૂષ છે અને सः એ વિસર્ગ ચિન્હવાળો હોવાથી પ્રકૃતિ (સ્ત્રી) છે. પણ તે શ્વાસોચ્છ્વાસરૂપ હોવાથી યુગ્મક એટલે પતિ પત્નીરૂપ જોડું છે. પરંતુ એકલા ચંદ્રસૂર્યથી નાદની પ્રતીતિ થતી નથી તેથી અગ્નિની પણ ત્યાં જરૂર છે. તેથી ઉપરના પદમાં રવિ, વન્હિ, અને શશિ એ ત્રણેની જ્યોતિને નીરાજન એટલે નાદની પ્રતીતિરૂપ આરતીમાં એક સાથે ભેગા ગણાવેલાં છે.

હવે કેટલાક ટીકાકારો એમ કહે છે કે મણિપીઠમાંજ હંસ-યુગ્મનું સ્થાન છે. એ બરોબર નથી એમ તત્વવિદ્રરિષ્ઠ શ્રીકાલિચરણ પંડિત શ્રીકંકાલમાલિની તંત્ર ઉપર અનુવાદ કરીને કહે છે. હું શ્રીકાલિચરણ પંડિતના અભિપ્રાયને મારા યોગપુરૂષ સદ્‌ગુરુ ભગવાન, **શ્રીમન્નૃસિંહાચાર્યે** આપેલી ગુરૂગમઅનુસાર યથાર્થ ગણું છું; અને બીજાઓના અભિપ્રાય કેવળ પાંડિત્ય ઉપર રચાયલા પરંતુ યોગના અનુભવ વિનાના છે. શ્રીકાલિચરણ પંડિત **શ્રીકંકાલ-માલિની** તંત્રના પ્રમાણને વધારે સ્વીકાર્ય ગણે છે, અને તેમને તેવો ગુરુ પરંપરાપ્રાપ્ત ઉપદેશ હોવાથી તેમનો તે અભિપ્રાય ગુરૂગમ સનાથ છે. તે ઉપરાન્ત તર્કથી પણ એજ અભિપ્રાય ખરો છે, એવો મારા આચાર્ય ભગવાનનો મને સ્પષ્ટ ઉપદેશ છે. તે તર્કપરંપરા

અંથવા કારણાવલિનો વિચાર નીચે પ્રમાણે અનુભવગમ્ય થઈ શકે તેમ છે :–

**શ્રીકંકાલમાલિની** તંત્રને શ્રી કાલિચરણ પંડિત ગમે તે કારણથી વધારે માન્ય ગણતા હશે. તો પણ કંકાલમાલિની એ નામ કાપાલિકોના સંપ્રદાયનાં તંત્રોનો ધ્વનિ કરનારું છે. કાપાલિકોએ પ્રથમ જનસમાજને પોતાનાથી દૂર રાખવાને અને પાછળથી પોતાના મૂળ સિદ્ધાન્તનો અજ્ઞાનથી અથવા ઇન્દ્રિયલોલુપતાથી વિપર્યાસ કરીને પિશાચ જેવી પ્રવૃત્તિયોને સેવી હોય એમ જણાય છે. તોપણ તેઓ પોતાના ભેખના ચિન્હરૂપે નરકપાલ રાખતા તે ઉપરથી તેઓએ મનુષ્યના મસ્તિક અને શરીરના અસ્થિરપંજરગત નસો, શિરાઓ અને જ્ઞાનતંતુઓના સંબંધી વિજ્ઞાનને તેઓએ પોતાના ખાસ અભ્યાસના વિષયરૂપે સેવેલું જણાય છે. આ તેમના તંત્રોની અંદર આવતા વિજ્ઞાનશાસ્ત્રના અંશો ઉપરથી સ્વતઃ સ્પષ્ટ થાય છે. તથા ષટ્ ચક્ર સંબંધી અભ્યાસ એ સંપૂર્ણ રીતે જ્ઞાનતંતુઓના વ્યૂહનો શાસ્ત્રીય અભ્યાસ જ છે. તેથી આપણે જો કે "કાપાલિક" અને "કંકાલ" વગેરે નામથી અને કાપાલિકોનાં બાહ્ય આચારરૂપ કામોથી આપણે તેમની પ્રત્યે ગમે તેવો ખોટો અભિપ્રાય બાંધી બેઠા હોઈએ, તોપણ આપણે તેમણે કરેલા શાસ્ત્રીય અન્વેષણને બીજાઓના અભિપ્રાયો કરતાં વધારે માન આપવાનું સકારણ જણાતુ હોય, તો આપણે તેમ કરવામાં આપણા મત્સરને આડો આવવા દેવો જોઈએ નહિ.

મસ્તિષ્કમાં જ્ઞાનના આવિર્ભાવના અનુક્રમ વ્યૂહ વિષે જો આપણે જરા ઉંડા ઉતરીને વિચાર કરીશું, તો આપણને સ્પષ્ટ સમજાશે કે જ્ઞાનઘન સચ્ચિદાનંદ આદિતત્વરૂપ પરમપુરુષમાયા જગદાકાર પરિણામને પામવાને માટે નિજ શક્તિ જે સામ્યાવસ્થાને પામેલી હતી તેના પ્રથમ ક્ષોભના કારણરૂપ જે પ્રથમ સ્ફુરણરૂપ બિંદુ રૂપ જ્ઞાન (બીજરૂપ)ના અવતરણ પછી તરત જ જ્ઞાનશક્તિનો સમુચ્ચય આવીર્ભાવ પામે છે અને શ્રુતિ, સ્મૃતિ, પુરાણ

અને તંત્રો એને જ "ગુરુ રૂપ" ગણે છે. શ્રી 'ભાવનોપનિષદ્'માં કરેલું છે કે—શ્રી ગુરુઃ સર્વકારણભૂતા શક્તિઃ અને તે જ્ઞાનશક્તિ જ છે; અને એ વસ્તુ ઉપર કામ કરનાર કારીગર અર્થાત્ બોધ કે ઉપદેશ આપનાર તે પૂજ્યપુરુષ તેમના તરફથી મળતા ઉપદેશના પ્રકાર પરત્વે લૌકિક કે પારમાર્થિક ગુરૂ ગણાય છે. ગુરૂ ગુ (અંધકાર) + રૂ (નિરોધક) = અંધકારનો નિરોધ કરનાર, પ્રકાશ અથવા જ્ઞાનશક્તિ તે સર્વના આદિ કારણરૂપે પ્રતીતિમાં આવતી શક્તિ છે. તે આ શરીરમાં મસ્તિષ્કના મણિરૂપ મણિપીઠમાં —બિંદુ (જ્ઞાનઘનમાથી પડેલું જ્ઞાનબીજ)ની નીચે બીજે નંબરે આવે છે, એ અનુક્રમ કેળવાયેલા અંતઃકરણને અનુભવમાં આવ્યા વિના રહે તેમ નથી; અને તે જ્ઞાનશક્તિરૂપ ગુરૂની પછી જ જીવત્વના નિર્વાહની પ્રતીતિરૂપ શ્વાસોચ્છવાસરૂપ ક્રિયાની કારણભૂત હંસ:ની (સૂર્યચંદ્રની) જોડીનું સ્થાન નીચે ત્રીજે નંબરે આવે છે; અને તેમાં પણ હં બિંદુ પ્રધાન હોવાથી પુરૂષરૂપ છે અને સઃ વિસર્ગ (સૃષ્ટિ) પ્રધાન હોવાથી—વિસર્ગ બે બિંદુ તે દ્વૈત અથવા અનેકત્વરૂપ હોવાથી પ્રકૃતિ (સ્ત્રી) રૂપ છે. ચંદ્ર, સૂર્ય, અને તે ઉભયમાં અનુસ્યૂત એવા અગ્નિની શિખા ચંદ્ર સૂર્યરૂપ ઈડા પિંગલા નિર્દિષ્ટ પ્રાણથી (પવનથી) આહત થયેલો તે નાદ અને અર્થાત્મક વાણીને ક્રમે કરે છે—એ શિક્ષિત મનુષ્યને સ્વતઃ સમજાય તેવું છે. આથી ગુરૂનું સ્થાન મણિપીઠ ઉપર હંસનું સ્થાન મણિપીઠ નીચે એમ નિષ્પન્ન થાય છે.

આ વિવરણથી શ્રીગુરુમુખી સાધકો પ્રસન્ન થાઓ; એવા સંકલ્પ સાથે વિરમુ છુ. સંઘવી



મહાજ્યોતિઃ માસિકના સંવત ૧૯૭૦ના જેઠ માસના અંક ૮ ઉપરથી

# બંધુભાવે બે બોલ

## અથ મર્ગલમ્

શ્લોક :

મર્ગલાં જ્ઞાતિમર્યાદાં નૃસિંહં ધર્મરુપિણમ્ ।
ભૂત્યર્થે ભારતીયાનાં ભાવયે ભવ્ય દમ્પતી ॥૨॥

ભાવાર્થ:— જ્ઞાતિ મર્યાદારૂપિણી શ્રી મંગળાદેવીનું અને ધર્મ રૂપી શ્રી નૃસિંહભગવાનનું અર્થાત્ એ ભવ્ય દંપતીનું હુ ભારતવાસીઓના ભલા માટે ચિન્તન કરૂં છું.

દરેક પ્રજાનું ભાવિ તેના યુવકવર્ગ અને તેના નેતાઓ પર આધાર રાખે છે. આ એક અચલ સિદ્ધાંત છે. તેથી ભારત ભૂમિના એક શ્રદ્ધાળુ સંતાન તરીકે હાલના યુવકવર્ગની મનોદશા જોઇને બંધુભાવે બે બોલ કહેવાની પ્રેરણા થાય છે.

એ એક અત્યંત આનંદની વાત છે કે– યુવકોમાં હાલ ઉત્સાહ અને જાગ્રત અવસ્થા આવેલ જણાય છે. પ્રગતિના પોકાર સાંભળવામાં આવે છે. 'કુછ ન કુછ કર જાયેંગે'ના લલકાર કાને પડે છે. પણ એ જ યુવકોની કડવી ફરિયાદ એવી છે કે, દેશની પ્રજા સમસ્ત અને તેમાં પણ દેશનો સમગ્ર યુવક સમુદાય દેશહિતની બાબતો સમજવામાં પછાત હોવાથી એ નવ શિક્ષિત નવયુવકોને સાથ આપતા નથી. આથી તો ધગશમા ધીખતા કેટલાક નવશિક્ષિત યુવકો તો હિંદુજાતિના મુખ્ય દળ સામે બંડ કરવા પણ મંડી પડે છે. પરંતુ જેઓના હૈયામાં દેશહિતની કાંઇપણ ચિન્તા જ્યોતિ જાગતી રહેતી હોય, તેઓને એ પ્રશ્ન પણ વિચારવા જેવો જ છે કે–"એ નવધગશિયા ભડવીરોનો અને પ્રજાના મુખ્ય દળનો મેળ કેમ જામતો નથી?" શુ પ્રજાના મુખ્ય દળને તેના ભેગા રહેનાર મોટા યુવક સમુદાયને માતૃભૂમિના સૌભાગ્ય સૂર્યનો ઉદય થાય તે ગમતું નથી? કે બીજી તરફ જોતા એ ઉત્સાહી બંડખોર બહાદુરિયાઓની પ્રવૃત્તિમાં જ કોઇ એવી ખામી છે કે જેથી પ્રજાનું

મુખ્ય દળ એ ધગશીઆ ધીરવીરોથી ભડકે છે ? આ પ્રશ્નોનો વિચાર કરીને ખરું કારણ ભેદભાવનું શોધી કાઢવામાં આવે અને તેનો ઇલાજ કરવામાં આવે તો ભારતવર્ષની આખી પ્રજા એક દિલ થઇને દેશનાં ઉદયને માટે સામટો પ્રયત્ન કરે તો સંગઠિત બળનું ફળરૂપ કાર્ય સિદ્ધ થવામાં લેશપણ અડચણ આવે નહિ, અને બંધુપ્રેમનો મિઠાશ પણ કોઇ અનેરો જ આનંદ આપે! આ કારણથી જ ઉક્ત પ્રશ્નોનો અવિસ્તર વિચાર કરવાની જરૂર હાલનાં અડાકડીના સમયમાં ઉભી થાય છે. તેથી એવી આશા હરેક ભારતહિતૈષી વ્યાજબી રીતે રાખી શકે કે-આ સવિસ્તર વિવેચનામાં હરેક શુદ્ધ બુદ્ધિવાળા દેશસેવક અને દેશભક્ત ભાગ લેવાને અથવા કાંઇ નહિ તો રસપૂર્વક ધ્યાન આપવાને પણ બંધાયલા છે. આ વિવેચનામાં પોતાની ખાનગી મતલબ તથા અભિનિવેશો અને પક્ષપાત વગેરે દુરાગ્રહો દૂર ધરીને જ વાસ્તવ ન્યાયબુદ્ધિથી જ દેશોદય પર ચોટ રાખી તરત તોળવાની વિનંતી સર્વ વાચક વર્ગને છે.

સઉથી પહેલાં જુના પક્ષ અને નવા પક્ષની પામેલી સોગાત (માલ)ની નોંધ લેવાની જરૂર છે તેમાં (૧) જુના પક્ષની-શાસ્ત્ર, સંપત્તિ, ધર્મ નિબંધનો, અને રૂઢિઓ-એ મિલ્કત ઉત્તાડી છે. જુના પક્ષનો ભૂતકાળનો ઇતિહાસ પણ આપણી આગળ છે તેમજ વર્તમાન તો આપણી સમક્ષ રજુ છે જ. (૨) હવે નવા પક્ષની મિલ્કત-તેમણે નવા શિક્ષણથી મેળવેલો જ્ઞાન સંપત્તિ-સ્વતંત્રતાની આશાઓ-અને તેમની અભિરૂચિઓને અનુસાર તેમની પદ્ધતિઓ (દેશનો) આમાં નવા પક્ષે નવુ જ્ઞાન અભ્યાસ કરીને મેળવ્યું છે. જુના પક્ષને તેનો જ્ઞાન અને અનુભવનો વારસો વંશપરંપરાથી ઉતરી આવ્યો છે; અભ્યાસની પદ્ધતિસર સંસ્થાઓ જુના પક્ષની હાલ અસલ સ્થિતિમાં રહી નથી. હા. તેવી સંસ્થાઓમાંથી વિકૃત પામેલી આભાસરૂપ સંસ્થાઓ રહી છે, તેમાં અસલ સંસ્થાઓના એક કે વધારે અંશો મળી આવે ખરા. તે ઉપરાંત, જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓએ આચારાશ્રના (તાલીમના) ચાલુ અખાડા અથવા પ્રયોગશાળાઓ રૂપે હજુ પણ વિદ્યમાન છે.

નવ શિક્ષિતોની સઘળી સામગ્રી તેઓની નવ શિક્ષા છે. તેઓની વાસ્તવિક ઉત્પત્તિ અને સ્થિતિ તેઓના નવા શિક્ષણની જ છે. તે નવશિક્ષણ માટે તેઓ યોગ્ય અભિમાન અને મમત્વ હોય એ સ્વાભાવિક છે, કેમકે તેમણે સમય અને નાણાં ખરચીને તથા મહેનત કરીને એ નવશિક્ષણ મેળવ્યું છે. તેથી તેઓની અત્યારે જે મનોદશા છે, તેજ અત્યારે મુખ્ય મુદ્દાનો વિષય છે; અને નવશિક્ષિતોની એ મનોદશા હાલ લોક પ્રસિદ્ધ છે, જગજાહેર છે, છાની નથી. નવશિક્ષિતોને હાલ જે ઉદ્દગારો કાઢવાની હિંમત આવી છે. તે ઉદ્દગારો તેજ એમની મનોદશાનો આબેહૂબ ચિતાર આપે છે. તેઓના ઉદ્દગારો આ પ્રમાણે છે —

"હિન્દુઓએ ધર્મમાં ને ધર્મમાં ગોથાઈ રહી આખો આ લોક ખોયો, પરલોક સુધર્યો નહિ, ઉલટો આ લોક બગાડયો. સંસારની વ્યવહારિક બાબતોમાં પણ જ્યાં ત્યાં ધર્મનાં લફરાં આડા આવે એવી સામાજિક વ્યવસ્થા રાખવાથી આખો હિન્દુ સમાજ સડી ગયો, અને સામાજિક સડાને લીધે સ્વતંત્રતા મેળવવાનાં સઘળાં માર્ગો બંધ થઇ ગયા."

શાસ્ત્ર અને ધર્મને માટે ખરા અંતઃકરણથી કાંઈક માન ધરાવનાર અથવા એવું માન ધરાવવાનો દેખાવ કરનારાઓ એમ કહે છે કે —"ધર્મશાસ્ત્રમાં કાંઇ આવી બેવકૂફીભરેલી રૂઢિઓ અને રીતરિવાજો રાખવાનુ કહ્યુ નથી. ધર્મશાસ્ત્રનો ખરો અર્થ આમ છે, ને તેમ છે." વગેરે કહી તેઓ શાસ્ત્રનાં લુગડા ખેંચવા તૈયાર થાય છે, અને તેના ગમે તેવા ખોટા ખરા અર્થોના અનર્થ કરીને છીંડા ખોળવા માંડે છે, અને નાશ બારીઓ શોધે છે.

કેટલાક તો એમ કહેવા લાગ્યા છે કે "ધર્મ અને શાસ્ત્રો હાલના દેશકાળને પ્રતિકૂળ પડતા હોય તો તે બધામાં ફાવતુ આવે તેવો ફેરફાર કરવો જોઈએ. દુષ્ટ અને ભયંકર રૂઢિઓનો તો એકદમ નાશ જ કરવો જોઇએ–વગેરે વગેરે."

કેટલાક તો મનુસ્મૃતિને બાળવા જેટલા સુધારાની પરાકાષ્ટાએ પહોંચી ચૂકયા છે.

એટલું સારું છે કે આવા ઉદ્દગારો કાઢનાર અને સ્વીકારનારાઓની સંખ્યા એક મુઠીભર છે. તો પણ તેમના વિચારોથી પણ જો દેશનું હિત થવાનું જણાતું હોય તો તેનું પણ પર્યાલોચન કરવું જોઇએ. તેથી શુદ્ધ બુદ્ધિથી આ બાબત ઉહાપોહ કરવાની આ પ્રવૃત્તિ આરંભી છે. હવે ઉપરના ઉદ્દગારોથી નવશિક્ષિતોની મનોદશા કેવી છે, તે બરોબર રીતે સમજાઇ શકે તેમ છે. તેઓ ખુલ્લી રીતે એમ સમજી બેઠા છે કે "જુનાઓનું બધું યે સડી ગયેલું છે. તે જ દેશના ઉદયમાં અને સ્વરાજ્ય પ્રાપ્તિમાં અડચણ કરે છે." આ પ્રમાણે કેટલાક તો શુદ્ધ બુદ્ધિથી માને છે. એટલે તેમનું માનવું ખરૂં પણ હોય, અને જુનાઓની માન્યતાઓ વખતે ખોટી પણ હોય. તેથી આ વિષયની આપણે પૂરેપૂરી મીમાંસા કરવી જોઇએ.

એ મીમાંસા સઉથી પ્રથમ આપણે એ વિચારવું જોઇએ કે— નવ શિક્ષિતોના પૂર્વોક્ત ઉદ્દગારોનું અને તે ઉદ્દગારોથી જણાઈ આવતી તેમની મનોદશાનું મૂળ ક્યાં રહેલું છે? હિન્દુપ્રજા અત્યારે સ્વરાજ્ય રહિત છે, અને યુરોપીય વગેરે પ્રજાઓ સ્વરાજ્યવાળી છે; તથા હિન્દુપ્રજાના ધર્મ આચાર વિચાર અને રીત રિવાજ તથા રૂઢિઓ જુદા જ પ્રકારના છે. આ પ્રત્યક્ષ જોવાથી એ નવ શિક્ષિતોએ એમ માન્યું જણાય છે કે—"જો એ પ્રજાઓના જેવા આચાર વિચાર વગેરે આપણે સ્વીકારીએ, અને હિન્દુઓના આચાર વિચાર વગેરેને આપણે છોડી દઇએ તો આપણી હિન્દુપ્રજાની પણ સર્વ પ્રકારે ઉન્નતિ થઇ આપણને સ્વરાજ્ય મળે." નવશિક્ષિતોની મનોદશા અને માન્યતાઓના મૂળનો પત્તો આપણને આ પ્રમાણે લાગે છે, અને તેમનાં જાહેર લખાણો અને ભાષણોમાં આવતાં તેમનાં અવાન્તર કથનોથી પણ એજ પત્તો ખરો છે એમ પૂરવાર થાય છે.

હવે નવ શિક્ષિતોની એ મનોદશા અને માન્યતાઓ યથાર્થ છે કે ભ્રાંતિરૂપ છે? એ બાબતના નિર્ણય માટે તપાસણી કરવાની ઉપસ્થિત થાય છે. નવ શિક્ષિતોની વિદ્યાર્થી અવસ્થામાં તેમને એવા સંસ્કાર નાંખવામાં આવેલાં હોય છે કે હિંદુઓનો ધર્મ, સમાજ,

વ્યવહાર વગેરે બધું ભયંકર ખામીઓથી ભરેલું છે, અને તે ખામીઓથી જ હિંદુજાતિની સર્વ પ્રકારની અવનતિ થયેલી છે; તથા જ્યાં લગી એ ખામીઓ રહેશે, ત્યાં લગી હિંદુઓની કોઈ પ્રકારે ઉન્નતિ થવાની જ નથી.

આ તપાસણીમાં પ્રમાણ રૂપે જે અભિપ્રાયો આપણે ઉપયોગમાં લેવા જોઇએ, તે એવી વ્યક્તિઓના લેવા જોઇએ કે—જેમણે એ નવ શિક્ષિતોના જેવું શિક્ષણ લીધું હોય, તેમજ પશ્ચિમ ગોવાર્ધમાં જઇને ત્યાંની પ્રજાઓનો અનુભવ કર્ણોપકર્ણ નહિ પણ પ્રત્યક્ષ અનુભવ લીધો હોય. સ્વામીજી શ્રી વિવેકાનંદ એક એવી વ્યક્તિ છે. એમાં કોઇથી વાંધો લઇ શકાય તેમ નથી. તેઓ નવશિક્ષિતોની મનોદશા અને માન્યતાઓના ઉદ્‌ભવ વિષે પોતાના વિચારો આ પ્રમાણે દર્શાવે છેઃ—

Did not the Occidental conqueror, the man who demonstrated his religion with sword and gun, say that all the old ways were mere superstition and idolatry? Children brought up and educated in the new schools started on the Occidental plan, drank in these ideas from their childhood and it is not to be wondered at that doubts arose. But instead of throwing away superstition and making a real search after truth, the test of truth became "What does the West say?" The priest must go, the Vedas must be burned, because the West has said so. Out of the feeling of unrest thus produced, there arose a wave of so-called reform in India.

(Swami Vivekanand's Speeches & Writings—Third Edition—Published by messers. G. A. Natesan & Co.—Madras. P. 6.)

અર્થાત્—જેણે પોતાનો ધર્મ તલવાર અને બંદૂકથી સમજાવ્યો તે પાશ્ચાત્ય વિજેતા મનુષ્યે શું એમ નહોતું કહ્યું કે—બધા જુના સિરસ્તાઓ તો વહેમ અને પૂતળાની પૂજા છે? પાશ્ચાત્ય યોજનાઓ ઉપર ખડી કરવામાં આવેલી નિશાળોમાં છોકરાંઓ ઉછરેલાં છે. અને કેળવાયલાં છે, તેઓએ બચપણમાંથી એવા વિચારોનું પાન કરેલું હોય છે, એટલે તેમના મનમાં સંશયો ઉપજ્યા તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી, પણ વહેમોને વેગળા નાખીને સત્યની પાછળ ખરી શોધ કરવાને બદલે, સત્યની કસોટી એ થઇ બેઠી કે—"પશ્ચિમ શું કહે છે?" ધર્મગુરુને ધક્કો મારો, વેદોને બાળી નાંખો–કેમકે પશ્ચિમે એમ કહ્યું છે. આ પ્રમાણે ઉપજેલી અસ્થિરતાની લાગણીમાંથી હિન્દમાં કહેવાતા સુધારાનું મોજું ચઢ્યું. (સ્વામી શ્રી વિવેકાનંદના ભાષણો અને લખાણો, ત્રીજી આવૃત્તિ, મે જી. એ. નટેશન અને કંપનીએ છપાવેલ, મદ્રાસ. પૃષ્ટ ૬ ૬.)

આ ઉપરથી નવશિક્ષિતોની મનોદશા અને માન્યતાઓનું મૂળ વિદેશી અને વિધર્મીઓથી મળેલી દીક્ષા શિક્ષામાં આપણને જડી આવે છે. તેમ જ એ નવશિક્ષિતો પણ પરાક્રમી પશ્ચિમને પગલે ચાલવાની તેમના ધુનને માટે તેમનો અભિમાન જાહેર કરે છે. પણ અમે બંધુભાવે હવે અમારા એ નવ શિક્ષિત બંધુઓને પશ્ચિમથી પરિચિત અને પાશ્ચાત્ય કેળવણીનો પુષ્કળ લાભ પામેલા મહાન્ પુરુષોના જ અભિપ્રાયોથી સમજાવવા પ્રયત્ન કરીશું કે—જે પાશ્ચાત્ય સુધારાના આવેશમાં તેઓ જુનાઓની સઘળી બાબતોને ખામી અથવા દોષરૂપે દેખે છે, તે તેમની દૃષ્ટિ ખરી છે કે ખોટી? આ કાર્ય માટે આપણે સ્વામીજી શ્રી વિવેકાનંદનાં કથનોનો ઉપયોગ નહિ કરીએ: કેમકે આપણા નવ શિક્ષિત ભાઇઓ જો કે સ્વામીજી એક ત્યાગી વર્ગના હોવાથી તેમને જુના પક્ષની કેટલીક બાબતો તરફ સંસર્ગજન્ય રાગબુદ્ધિ હોવી સંભવે છે, તેથી તેઓ નવ શિક્ષિતોને કદાચ ન્યાય આપી શકે નહિ. જોકે સ્વામીજી બીજા સંન્યાસીઓ પેઠે એકલા ધાર્મિક માન્યતાને ટેકે ચાલનારા ન હોઇ, આ જમાનાના વિદ્વાનનો

પણ આશ્રય લેનારા છે, તે છતાં પણ અમે અમારા નવ શિક્ષિત બંધુઓના સંતોષની ખાતર એક વિજ્ઞાન શાસ્ત્રનો જ ધંધો કરનાર સુશિક્ષત બંગાલી વિદ્વાનના જ અભિપ્રાયોનો ઉપયોગ કરીશું. આ સદ્‌ગૃહસ્થ શ્રીયુત પ્રમથનાથ બોસ ખાસ વિલાયત જઈને બ્રિટિશ સામ્રાજ્યની રાજધાની લંડન નગરમાં નિવાસ કરી સાયન્સનો અભ્યાસ કરી બી. એસ. સી.ની પદવી પ્રાપ્ત કરી આવેલા છે. હાલ તો તેઓ વૃદ્ધાવસ્થામાં હશે. તેમણે પોતાના એક પુસ્તકમાં સન ૧૯૧૬માં આપણા નવ શિક્ષિતોની મનોદશા વિષે લખ્યું છે, તેનો નીચે પ્રમાણે ઉતારો કરવામાં આવે છેઃ—

But for the present, the persistence and the annually accelarated intensity of the forces of Western Civilization have created a new India, as they have Created a new Japan, and are Creating a new China And new India regards the methods and ideals of that Civilization to be so superior to those of Hindu Civilization as to render their piopagation to be, on the whole atleast, a boon and a blessings and eagerly pursues the path of Western Civilization as the right path of progress and reform. ( P. 2. Introduction of Illusions of India" by Pramath Nath Bose, B. Sc. (Lond) & C published by messers W. Newman & Co. (1916) Calcutta )

અર્થાત્—પણ હાલમાં પશ્ચિમની સંસ્કૃતિની અંતે અને દરવર્ષ વધતી જતી પાશ્ચાત્ય સંસ્કૃતિના બળની સુનિશ્ચિતતાએ, જેમ તેઓએ નવું જાપાન બનાવ્યું છે, અને નવું ચીન તેઓ બનાવી રહ્યાં છે. તેમ તેઓએ એક નવું ભારતવર્ષ પણ ઉત્પન્ન કર્યું છે. અને એ નવું ભારતવર્ષ પાશ્ચાત્ય સંસ્કૃતિની રીતિઓ અને આદર્શોને હિન્દુ

સંસ્કૃતિ કરતાં એટલાં તો ચઢિયાતાં માને છે કે તેમનો પ્રચાર કરવો તે કાંઇ નહિ તો એકંદરે તે નવા ભારતવાસીઓ માટે એક વરદાન અને આશીર્વાદ રૂપ થઇ પડયું છે, અને તે નવું ભારતવર્ષ, પ્રગતિ અને સુધારાના સાચા માર્ગ તરીકે પાશ્ચાત્ય સંસ્કૃતિના માર્ગને આતુરતાપૂર્વક અનુસરે છે. (પૃષ્ઠ ૨. પ્રસ્તાવના, બાબુ પ્રમથનાથ બોસ લંડન બી. એસ. સી. વગેરે, એમણે રચેલ "નવભારતની ભ્રમણાઓ" એ નામનું પુસ્તક કલકત્તાની મે. ડબલ્યુ ન્યુમેન અને કંપનીએ સન ૧૯૧૬ માં છપાવેલ આવૃત્ત.)

આ મહાન વૈજ્ઞાનિક પણ સ્વામીજી શ્રી વિવેકાનંદની માફક ભારતના નવ શિક્ષિતોની મનોદશા અને માન્યતાઓનું મૂળ વિદેશી અને વિધર્મી પાશ્ચાત્યોની શીખવણીમાં જ રહેલું બતાવે છે. હવે એટલું જ આપણે જોવાનું રહ્યું કે—નવશિક્ષિતોની મનોદશા અને માન્યતાઓ ખરી છે? શ્રીયુત પ્રમથનાથ બોસ જેવા વૈજ્ઞાનીક અને સુશિક્ષિત અનુભવી વિદ્વાન સ્પષ્ટ રીતે જણાવે છે કે: This is the great Illusion of new India—'નવા હિંદ એટલે હિંદના નવશિક્ષિતોની એ મનોદશા તે એક મોટી ભ્રમણા અથવા ભુલાવો છે.' આથી વધારે સ્પષ્ટ શું કહેવામાં આવે? શ્રીયુત પ્રમથનાથ બોસ જે કાંઇ કહે છે, તે હામની કેળવણી વિષે જે ગવેષણાની જાહેર પ્રવૃત્તિ અને ચર્ચા ચાલી રહી છે, તે ઉપરથી પણ ખરૂં ઠરે છે.

હાલમાં હિંદની કેળવણી વિષે તપાસ કરવાને એક કમિશન પણ નિમાયું હતું. તેમાં થયેલા કામ વિષે જાહેરમાં થતી ચર્ચા ઉપરથી એ ઉઘાડું સમજાય છે કે હિન્દને મળેલી કેળવણીમાં આર્થિક લાભ અને શારીરિક લાભ કરનાર તત્વનો લગભગ કેવળ અભાવ છે. આ અનર્થ તો ઉઘાડો પેટપોષણ પર હલ્લો કરનાર હોવાથી જ સૌની આંખ્યે અનિવાર્ય રીત્યે ચઢયો છે. પણ એની નીચે એથી પણ વધારે મોટો અને ઉક્ત અનર્થને પોષનારો અને અવકાશ આપનારો અનર્થ રહેલો છે, તે અનર્થ તો એ છે કે, નવ શિક્ષણને લીધે નવશિક્ષિત હિન્દુઓએ પોતાનું કાળજું અને

બેજું બંને ગુમાવ્યાં છે. તેના સાથે તેઓ વળી એમ માનતાં શીખ્યા છે કે તેઓ જ ખરી સમજના ઇજારદાર છે, આખી હિન્દુજાતિની સમજણ અને રીતરિવાજો ખોટા છે, તથા તેમણે પોતે પોતાની નવશિક્ષાના પ્રભાવે જે પાશ્ચાત્ય રીતરિવાજો વિષે પક્ષપાત બાંધ્યો છે, તે રીતરિવાજો હિંદુઓ પોતાના જાતીય રીતરિવાજોને સ્થાને નહિ દાખલ કરે ત્યાં લગી ભારતનો ભાગ્યોદય થવાનો નથી: આ તેમની માન્યતામાં રહેલી ભૂલ અમારા જેવા ઘણાએ દેશહિતૈષીઓ ખુલ્લી રીતે અનેકવાર જાહેર કરી ચૂક્યા છે. પણ તેઓ પોતાનો દુરાગ્રહ કોઈપણ રીતે છોડવા માગતા નથી, અને વિવિધ પ્રકારના છળ અને બળનો ઉપયોગ કરી યુગોયુગના અનુભવદ્વારા સ્વસંરક્ષણના આત્માવલંબનરૂપ માર્ગથી સારી પેઠે પરિચિત હિન્દુપ્રજાનું નાક પકડીને તેને પોતાની પાછળ જબરદસ્તીથી તાણવા મથે છે. તેઓએ વારુણી ( પશ્ચિમ દિશા )નો પ્યાલો પીધો છે, તેની કેફમાં તેઓ ઉન્મત બન્યા છે—ભાન ભૂલ્યા છે. છતાં તેઓ ભારતમાતાના વૈદ્ય બનવા બેઠા છે, પણ વસ્તુતઃ આ નવશિક્ષિત ભાઈઓની ગમે તેટલી ફેકીવત હોય, તો પણ તેમની ગુંજાશ શી છે, તે તેમનાં પોતાનાં પરાવલંબી આપ વડાઈનાં રણશિંગાંના નાદ ઉપરથીજ જુનો પક્ષ માની બેસે નહિ જ એ સ્વભાવિક અને સકારણ છે.

કારણ કે એ નવશિક્ષિતોએ પશ્ચિમનાં જે નવકૌતુકોનો વ્યામોહ ધારણ કરેલો છે, તે નવકૌતુકો વેગળેથી 'બારકે ભાણે મોટા લાડવા' જેવાં છે, એમ ભાનમાં રહેલા ભારતવાસીઓને સ્પષ્ટ સમજાય છે. નવશિક્ષિતોને એ નવકૌતુકોનો, તે પાશ્ચાત્ય પ્રજાઓનો, તેમના સમાજની આન્તરદશાનો અને તેના આદ્યન્ત ફેરફારોનો ગાઢ પરિચય અને અનુભવ નથી. વળી તેઓ પરાયા અનુકરણમાં વેગે ચડવાથી, તેમજ ભમાવનાર અને ભમેલાઓના સંગબળથી સ્વદેશીય પ્રજાના પોતાને અને ખાસીઅતોને ભૂલી ગયેલા છે. તેઓ સ્વભાનની બાબતમાં વિદેશીઓ કરતાં પણ નાપાટ છે. પશ્ચિમને તેમણે પૂરી જાણી નથી, પૂર્વનું તેઓ ભાન ભૂલ્યા છે. તેથી ભારતવાસી

પ્રજાને તે નવ શિક્ષિતોને અનુસરતાં સલામતી ભાસતી નથી. પ્રજાના ટાંટિયા ધ્રુજે છે. નવ શિક્ષિતો આથી પ્રથમ ઉત્સાહ ભંગ થયા, પછી નારાજ થયા, પછી દાંતિયા કરવા લાગ્યા, પછી ક્રોધાગ્નિથી પ્રજળી ઉઠયા, હવે તેઓ જુનાઓ સામે ઇંટો પથ્થર ફેંકવા લાગ્યા છે, અને સરકારથી સ્વતંત્ર સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને ગાલ બજાવનારા એ નવશિક્ષિતો સરકારની જનસોડમાં પેશી હિન્દુ પ્રજાનો પરમાર્થ અને ઘરસંસાર પણ સરકારના કાયદાને સોંપવાના કાવતરાંનો ધંધો લઈ બેઠાં છે, તેથી એક સ્નેહ ભરેલા બંધુ ભાવથી જુનું મુખ્ય પ્રજાદલ સામ પ્રયોગ તરીકે દેશ હિત અને પ્રજાના અસ્તિત્વની ખાતર તેમને અપીલ કરે છે કે–તમો દેશોન્નતિની દવાઇ દેઇ જે સ્વરાજ્ય અને સ્વતંત્રતાની વાતો કરો છો, તેમાં જો તમારી પ્રમાણિકતા અને શુદ્ધ બુદ્ધિ હોય તો તમે હવે પોતાની ખુબસુરતીની પોતાની જ માન્યતાનો ઘમંડ છોડીને કોઇ આરસીને હાથમાં પકડી આપની સીકલનો સાક્ષાત્કાર કરો. આરસી વિના એમને એમ પોતાના મુખની સુંદરતા કે વિરૂપતા પોતાની આંખે દેખી શકાતી નથી એ જગત્પ્રસિદ્ધ કુદરતી નિયમ છે. ભારતવર્ષના નવશિક્ષિતોની આગળ તેથી અમે શ્રીયુત પ્રમથનાથ બોસનાં લખાણરૂપ દર્પણ નીચે પ્રમાણે ધરીયે છીએ.

"This is the great Illusion of new India. The causes for it are not very far to seek. In the first place, new India consists of people who have been educated on western lines–Neo-Indians as they may be convenently called. Macaulay had the foresight to predict that English education would train up a 'class of persons, Indian in blood and colour, but English in tastes an opinions, in morals, and in intellect' That is exactly what has happened. The western-educated

Indian can hardly be said to have a mind of his own. It is more or less a shadow, a reflection of the western mind." (P. 2 of Introibid)

ભાવાર્થ—નૂતન ભારતની આ એક ભારે ભ્રમણા છે. તેનાં કારણો શોધવાને બહુ દુર જવું પડે તેમ નથી. પ્રથમ તો નૂતન ભારત એવા લોકોનું બનેલું છે, કે જે લોકો પાશ્ચાત્ય પદ્ધતિઓ પ્રમાણે કેળવાયલા છે, તેઓને આપણે બોલવામાં અગવડ પડે તેટલા માટે નૂતન ભારતવાસીઓ કહીએ તો ચાલે. મેકોલેમાં એવું ભવિષ્ય ભાખવા જેટી આગળ-બુદ્ધિ હતી કે—'અંગ્રેજી કેળવણીથી મનુષ્યોનો એક એવો વર્ગ કેળવાઇને તૈયાર થશે કે જે પોતાના રૂધિરમાં અને રંગમાં ભારતવાસીઓ હશે, પણ જે પોતાની રૂચિઓમાં, અભિપ્રાયોમાં, નીતિનાં ધોરણોમાં, અને બુદ્ધિમાં અંગ્રેજો હોવાનાં.' અને બરોબર એજ પ્રમાણે બન્યું છે. પાશ્ચાત્ય કેળવણી પામેલા ભારતવાસી પાસે તો મન પણ તેનું પોતાનું નથી. તેનું મન થોડે કે ઘણે ભાગે પાશ્ચાત્ય મનનો પડછાયો-પ્રતિબિંબ છે. (શ્રીયુત પ્રમથનાથ બોસ કૃત 'નૂતન ભારતની ભ્રમણાઓ'ના ઉપોદ્ઘાતનું પૃષ્ઠ ૨) શ્રીયુત બોસ પોતાના સદ્ગુ કથનના ટેકામાં એક અત્યંત પ્રસિદ્ધ અને લોકપ્રિય હિન્દવાસી ગ્રન્થકારના ભારતીય અર્થશાસ્ત્ર વિષેના પુસ્તકમાંનું વાક્ય ટાંકે છેઃ—"The rise to a higher standard of life without which no advance in civilization is possible has begun in India." એટલે જીવન નિર્વાહનું વધારે ખર્ચાળ ધોરણ કે જેના વિના સંસ્કૃતિમાં કોઇ પણ પ્રગતિ સંભવતી નથી, તેવું ધોરણ હિન્દમાં શરૂ થયું છે."

આ એક પશ્ચિમના જ વિચારનો પડઘો છે, અને તે ભૂલ ખવરાવનાર છે, એથી આપણું જીવન સુખ અળપાતું જાય છે અને તેથી આપણી આજીવિકાની તંગીઓ વધતી જવાથી વ્યક્તિ સામે વ્યક્તિ અને વર્ગ સામે વર્ગ ઝગડામાં ઉતરે છે, અને તેથી ઉદારભાવ અને સમાજ સેવાની બુદ્ધિનો લોપ થતો જાય છે, તથા સંપ અને ઐક્યનો

સમાજમાથી અભાવ થાય છે, અને ધ ર્મિક વિષયો વિવિધ પ્રકારના ઉત્પન્ન થાય છે, વગેરે બાબતો શ્રી પ્રમથનાથ બોસ બહુ અસરકારક રીતે જણાવે છે. વળી તેઓ જણાવે છે કે ખર્ચમા વધારો થવા સિવાય સસ્કૃતિમા પ્રગતિ થતી નથી. એ કથનના વિરૂદ્ધ કાઈ બોલી શકાય તેમ નથી. એવો ખર્ચનો વધારો ભારતવર્ષમા આશરે હજાર વર્ષો ઉપર હિન્દુ સસ્કૃતિની પ્રગતિ વખતે થઇ ચૂકયો હતો, અને અદ્યાપિ લગી સભ્યતા, સગવડ અને આરામ વગેરે બાબતોમા એજ ધોરણ પ્રમાણે વર્તવામા આવે છે. પણ હવે જે વધારો ખર્ચમા કરવાનુ કહેવામા આવે છે, તે વધારો પશ્ચિમની જડ ભૌતિક સસ્કૃતિના ધોરણ પ્રમાણે કરવાનું કહેવામા આવે છે. તેના બદલામા આપણે આપણી સભ્યતા, સ્વચ્છતા, સુખાકારી અને આરામનો વિદેશી ધતીગો અને તરગોને માટે ભોગ આપવાનો છે

આપણા નૂતન ભારતવાસીઓના ઉપર એવી ભુરકી નાખવામા આવી છે કે તેઓ પોતાની પ્રત્યેક પ્રવૃત્તિ અને વિચાર શ્રેણીને માટે પશ્ચિમની મજૂરીની છાપની અનિવાર્ય અપેક્ષા રાખવાની ટેવ તેઓને પડી ગઇ છે વગેરે બાબતો બાબુશ્રી બોસ એવી તો હૃદયગમ મિમાસા પૂર્વક તેમના પ્રસ્તુત પુસ્તકમા પ્રતિપાદન કરે છે કે નવ યુવકોને ચઢેલા કેફ યાને અધારી દૂર કરવામા તે અત્યત ઉપયોગી થઈ પડે તેમ છે.

વિલાયતમા જ વાસ કરી વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કરી આવેલા તત્વાન્વેષી ગ્રન્થકાર શ્રી પ્રમથબાબુ વિગેરે અન્ય વિચારશીલ તટસ્થ સમર્થ લેખકોના વિચારો ઉપરથી એ ઉઘાડુ સમજાય છે કે–ભારત વર્ષને જો કોઇની પણ તરફથી ભયકર જોખમનો સભવ હોય તો એ ભ્રમણામા ભાગ્યોદય માનવાના ભુલાવામા પડેલા એ નૂતન ભારત-વાસીઓ તરફથી જ છે. એ ભ્રમણામા ભૂલેલા ભાઇઓએ વૃદ્ધપૂજ્ય ભારતભૂમિ માતાને તેણીના કયા કયા અગોમા કેવા કેવા ગોદા મારવામા દેશભક્તિ અને માતૃસેવા માની લીધી છે, તેનો સપૂર્ણ ખ્યાલ આવવાને માટે તો નૂતન ભારતવાસીઓએ શ્રીયુત બોસની કૃતિ પૂરેપૂરી વાચવાની જરૂર છે. તો પણ હાલની ચડાઊવેડાની ભર-

તીને વખતે કાંઇક સંક્ષેપમાં થયેની અને થતી હાનીઓનું અત્રે દિગ્દર્શન કરાવીએ તો તે અનુપયુક્ત નહિ ગણાય.

(૧) દરેક બાબતમાં દીન ભારતને દારિદ્રયના દરિયામાં ડૂબાડ-નાર જે ખર્ચાળપણુ (અરે ઉડાઉપણું) નૂતન ભારતવાસીઓને પાશ્ચાત્ય શિક્ષણે શિખવાડયું છે, તેથી **पुनर्दरिद्री पुनरेव पापी** એ નિયમ પ્રમાણે આપણી દરેક પ્રવૃત્તિ અને પ્રયત્ન પોતાની મેળે જ અફળાઇ પડે છે. ગરૂડ જેવા પાશ્ચાત્ય ગર્થના ગંજ પર ગંજ સામે નૂતન ભારતના ફંડના ફુદાં ભારતવર્ષના ધર્મ અને ધનનો નાશ કરવા માટે કરોડો રૂપેયા પશ્ચિમ ઉડાડી રહ્યુ છે, તેના સામા સામે નૂતન ભારતીયો શી રીતે પાર પાડવા માગે છે?

(૨) ભારતવર્ષની સ્ત્રીઓના ધર્મની વ્યવસ્થા સામે, પોતાના પાશ્ચાત્ય ગુરુ ગોરાઓની ચડામણી અને ભડકામણીથી ભાન ભૂલેના નૂતન ભારતીયો સ્ત્રીઓ પરના જુલમ માટે ભારતવર્ષને વગોવવાની વકીલાત લઇને મેદાનમા ઉતર્યા છે. પણ પશ્ચિમના સ્ત્રી જગતની દશાનો ચિતાર જે પુસ્તકો અને જાહેર વર્તમાનપત્રો પરથી પણ વાંચી કે વિચારી જોવા જેટલી પણ કાળજી નથી, તેવા નવફૂતુકથી પારકી આંખે જોનારા અથવા તો તદ્દન આંખો મીચીને જ જોનારા સ્ત્રીજાતિના તારક અને ઉદ્ધારક તરીકે ધૂણવા લાગ્યા છે.

(૩) વેદાદિક ધર્મશાસ્ત્રો માટે એ નૂતન હિન્દુઓને લેશ પણ પણ માન નથી, તો પૂજ્યભાવ તો ક્યાંથી જ હોય? કેટલાક તો શાસ્ત્રોને આગળ ધરે છે, પણ તે અજ્ઞાણ મનુષ્યોને ઠગીને પોતાના મહાજનમાં ખેંચવાની ખાતર જ, અને તે શાસ્ત્રના અર્થના અનર્થ પોતાની મતલબ પ્રમાણે કરવાને માટે જ તેઓ શાસ્ત્રનો સહારો લે છે. તેમની પોતાની મરજી પ્રમાણે તે શાસ્ત્રોમાં ફેરફાર અને ઘટાડો પણ કરવાની તેઓ દાવો કરે છે; એટલું જ નહિ પણ કેટલાક ઉજમતોએ તો મનુસ્મૃતિને બાળી નાખવાની પણ ચેષ્ટાએ કરવા, તે આપણે જાણીએ છીએ. આ બધું તેમનું વેદાદિ ધર્મશાસ્ત્રોનું અજ્ઞાન અને મિથ્યા ધર્મડ છે તે વિચારના જરૂર આવે છે. અપૂર્ણ-

★

# સદ્વિચાર સ્ફુરણ સંગ્ર.

૧. મર્વના આદિકારણ શ્રી પરમેશ્વરના અસ્તિત્વનું ભાન એ અસાધારણ પુણ્ય સંચયનું ફળ છે. સાધારણ પાપ પ્રતિબંધના સંચયનું ફળ તે શ્રી સર્વેશ્વરના અસ્તિત્વનું અભાન છે. અસાધારણ પાપ પ્રતિબંધનું સંચયનુ ફળ તે શ્રી વિશ્વેશ્વરના પ્રતિ નાસ્તિક ભાવના અથવા દ્વેષ બુદ્ધિ છે.

૨. જેને પ્રાણીમાત્ર પ્રતિ દયાની ભાવના નથી તે મનુષ્ય હોવા છતા પણ મનુષ્ય જાતિ પ્રતિ પોતાના ધર્મ કદી પણ બજાવી શકતો નથી. જીવ હિંસક વૃત્તિના મનુષ્યો મનુષ્ય વત્સલતાનો આડંબર કરતા હોય તો તે વૃથા છે. તે ઉપર વિશ્વાસ કરવો નહિ.

૩. જેને સ્વદેશાભિમાન નથી તેવો મનુષ્ય જો કોઈ પણ સદ્ધર્મ સદ્વર્તન, કે સદ્ગુણ ઉપર દાવો રાખતો હોય તો તે પાયા વગરનો છે. તેવા માણસ ઉપર કોઈ પણ મહત્વની બાબતમાં વિશ્વાસ કરવો એ મૂર્ખતાનું ચિન્હ છે.

૪. સ્વદેશ દ્રોહ એ પરમેશ્વરના દ્રોહ કરતાં પણ મેરુ પાપ છે. સ્વદેશ દ્રોહી નરક લોકને પણ અપવિત્ર કરનાર છે.

૫. સ્વદેશ દ્રોહી ગમે તેવો પૂજ્ય વડીલ હોય તો પણ તેનો નાશ કરનાર મનુષ્ય કાંઇ પણ પાપને પાત્ર નથી. સ્વદેશ દ્રોહીનો સંહાર એજ પરેખરો મહાયજ્ઞ છે. અને તેમાં જ પ્રાણી હિંસા એ સ્વર્ગની નિસરણી છે.

૬. સૌથી મોટામા મોટો પરોપકાર એ સ્વદેશાભિમાન છે.

૭. સ્વદેશાભિમાન વિનાની પરોપકાર બુદ્ધિ તે પરમેશ્વરનો પાકો દ્રોહ છે.

૮. પ્રજાનો ખરો રાજા અથવા મહીપતિ સ્વદેશાભિમાની શૂર પુરુષ છે, કેમકે સ્વદેશ ભૂમિ તેનાથી જ સૌભાગ્યવતી છે; રાજા એ તો પૃથ્વીને ધાવનાર તેનો પુત્ર છે. અને સ્વદેશ ભૂમિની લાજ જતા પડેના જે રણભૂમિમા આત્મયજ્ઞ કરે છે તે જ તેનો પતિ છે.

૯. જનની પોતાના સંતાનના મૃત્યુથી હસે છે અને તેમને જીવતાં જોઇને રૂએ છે એવું તો ફક્ત એકજ પ્રસંગે બને છે. જનની અને સ્વદેશભૂમિ એક જ છે.:સ્વદેશભૂમિ પોતાને માટે મરનાર વીરનરોના રણમાં થયેલા મરણથી તેમના જન્મની અને પોતાની કુખની સફળતા થયેલી જાણી હસે છે, પણ જીવના સ્વદેશાભિમાન રહિત કાતડાઓને જોઇને રૂવે છે.

૧૦ "અમારો દ્વેષ કરનારનો નાશ થાવ" એવા અર્થના મંત્રો જોઈ વેદને કેટલાક મૂઢ વિદ્વાનો દોષને પાત્ર ગણે છે. પણ એમાં જ સ્વદેશાભિમાનનું બીજ રહેલું છે. અને તેને હું પવિત્રમાં પવિત્ર માનું છુ, "મારા દેશના શત્રુ તે મારા શત્રુ છે મારા દેશના મિત્ર તે મારા મિત્ર છે." એ શીખવનારા મારા પિતા શ્રી વેદનારાયણનો સદા જયજયકાર થાવ.

૧૧ બ્રાહ્મણો વિદ્યાકલાનો સંગ્રહ તથા ઉપયોગ કરે તે પોતાના દેશને જ માટે કરે, ક્ષત્રિયો પોતાની શસ્ત્રાસ્ત્ર વિદ્યા અને બળ પોતાના દેશને માટે જ સમજે, શૂદ્રો પોતાને પોતાના દેશના જ સેવક સમજે—અને સર્વે પોતાના જીવનને પોતાના દેશને સમર્પવવું સમજે, એ વાસ્તવ સ્વદેશાભિમાન છે—એ જ કર્મયોગ છે.

૧૨ સંસારમાં સૌથી મોટી પદવી કવિની છે, પણ કવિનું કવિત્વ તે સ્વદેશાભિમાની વીરનરોનાં ચરિત્રની કીર્તિ જાળવી રાખવામાં જ સમાયેલું છે. માટે કવિઓનું મહત્વ પણ સ્વદેશાભિમાનમાં રહેલું છે, નહિ કે સ્વદેશાભિમાનની વૃત્તિયો ઝાંખી પડી જાય તેવા ગીતો પૈસા પ્રતિષ્ઠાની ખાતર ગાંગડવામાં.

૧૩ ખરો જ્ઞાની અથવા યોગી તો એ જ છે કે જે સમષ્ટિ ભગવાનના શિરોભાગ રૂપે પોતાના સ્વદેશને દેખે છે, અને ખરો કર્મનિષ્ઠ પણ તે જ છે કે જે સ્વદેશની પ્રતિષ્ઠા માટે રણયજ્ઞકુંડમાં પોતાના આત્મ સમર્પણદ્વારા અશ્વમેધાદિક મહાયજ્ઞો પણ જેનાથી ઉતરતી પંક્તિના છે એવો આત્મમેધ યજ્ઞ કરી સૂર્યમંડલને ભેદીને પેલી પાર નીકળી જાય છે.

૧૪ અભિમાન એ સોમલની માફક મનુષ્યના વિનાશનુ કારણ છે, પણ તેને સ્વદેશ હિતરૂપ અનુપાનની સાથે વિવેક રસાયન ક્રિયા વડે સેવવાથી સ્વદેશાભિમાની પુરૂષ એકલોજ સુખી થતો નથી પણ આખા દેશને સુખી કરનાર થઇ શકે છે.

૧૫ કોઇ મને એમ પૂછે કે પ્રથમ સુધારો કે પ્રથમ સ્વદેશાભિમાન? તો હુ વાણુ પાંડિત્ય ડહોળ્યા વિના નિખાલસપણે કહીશ કે **સહુથી પહેલાં સ્વદેશાભિમાન** કેમકે સ્વદેશાભિમાન વિના વાસ્તવિક સ્વતત્રતા નથી, અને સ્વતત્રતા વિના સુધારાની શી આશા? ડાહ્યામા ડાહ્યા ગુનામોનું ડહાપણ પોતાના પેટમા જ રહ્યુ છે; પણ જેમને લુગડા પહેરવાનુ પણ ભાન નહિ, મેના ચોખ્ખાની પણ સમજ નહિ એવી પ્રજાઓ પણ સ્વદેશાભિમાનના સદ્ગુણ વડે સુધારાના શિખરે ચઢેલી આપણે ઇતિહાસમા જોઇએ છીએ

૧૬ સસાર સુધારો ન કરવો એવુ મારૂં કહેવુ નથી પણ સેનાપતિની આજ્ઞામા લશ્કર રહેવુ જોઇએ. લશ્કરની આજ્ઞામા સેનાપતિ રહે તેવો સસાર સુધારો મારે જોઇતો નથી. **સર્વ સદ્ગુણોના સેનાપતિ તે સ્વદેશાભિમાન છે.**

૧૭ મોટામા મોટો માણુસ તો આ દુનિયામા એ જ છે કે જે સુલેહના વખતમા પોતાના અને પોતાના સ્વદેશના નિર્વાહની ખાતર હળ પકડી શકે છે, અને લડાઇના વખતમા તલવાર પકડી શકે છે જે દેશમા ખેડૂત અને સિપાઇ બનેનુ કામ પ્રજા સર્વોત્તમ ગણે છે, તે દેશમા જીવન અને સ્વતંત્રતા અવિનાશી હોય છે.

૧૮. સ્વદેશરૂપ પિતૃનુ તર્પણ કરવાની હદ ક્યા લગી હશે? રણક્ષેત્રરૂપ તરભાણામા પોતાના જીવન રૂધિરને રેડીને તલવાર રૂપી દર્ભની શેર રાખીને અનેક જન્મ લઇને દેશની પીડા ટાળવા તર્પણ કરે ત્યા લગી પણ મનુષ્ય સ્વદેશ ઋણમાથી મુક્ત થતો નથી. માત્ર વાસ્તવ બ્રહ્મ જ્ઞાનથી જ સર્વ ઋણની પરિસમાપ્તિ થાય છે

૧૯. વાસ્તવ બ્રહ્મજ્ઞાનની કસોટી શી? સ્વદેશ તર્પણ કરવા માટે નિસકલ્પ હૃદય.

૨૦. જે પ્રજાઓએ સ્વદેશ તર્પણ કરેલું છે અને કરે છે તે પ્રજાઓ ધન, ધાન્ય, પશુ, પુત્ર, લાભ અને અસંખ્ય સંવત્સરનું દીર્ઘ આયુષ્ય પામી છે. અને પામે છે. એ આપણે નજરે જોઇએ છીએ.

૨૧. કઈ પ્રજા ઇતિહાસના યુગમાં મુવેલી ગણાય છે? જે પ્રજાએ ભૂત ભવિષ્ય કે વર્તમાનમાં રાજ્ય ન કર્યું હોય તે પ્રજા.

૨૨. કઇ પ્રજા ઇતિહાસના યુગમાં પુરુષરૂપ ગણાય છે? જે પ્રજાઓ રાજ્યો પ્રાપ્ત કરીને જાગતી રાખી શકે છે તે જ પ્રજા પુરુષરૂપ છે.

૨૨. "મરજીવા" પુરૂષો બે પ્રકારનાં છેઃ-(૧) એક તો બ્રહ્મજ્ઞાન.વડે જેઓ જીવન્મુક્તિ પામ્યા છે તે. (૨) અને બીજા જેઓ સ્વદેશાભિમાનવડે માથાં હોરાણે મુકીને ફરે છે તે. જે પુરુષો બીજા પ્રકારના "મરજીવા" થઇ શકતા નથી, તેઓ પ્રથમ પ્રકારના "મરજીવા" કદી પણ થઇ શકતા નથી—એમ વેદ, શાસ્ત્ર અને શિષ્ટ મહાત્માઓ પોકારીને કહે છે.

૨૩. ઘણીએ વૈરાગ્ય અને જ્ઞાનની પૂંછડીઓ એમ બોલે છે કે-'પ્રજાઓ સ્વદેશ સ્વદેશ કરીને શીદને કપાઇ મરે છે? આ તો જૂઠો સંસાર છે, અને ઝાંઝવાના જળ જેવો છે. હું તેવા શાણા ભગવાઓને પૂછું છું કે—'જ્યારે આ સંસાર ઝાંઝવાના જળ જેવો જુઠો છે, ત્યારે તે સંસારમાં જીવવું તમને શા માટે વહાલું હોવું જોઇએ?

૨૪. અક્ષરો વાંચી શકે અને પુસ્તકો સમજી શકે એવા ઘણા મનુષ્યો થયાં એટલે દેશની ઉન્નતિ થઇ એમ સમજનાર માણસ પોપટના પાંજરામાં પુત્રના પારણાનો લ્હાવો લેવા મથનાર છે.

૨૫. દેશની વાસ્તવ કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ, તે આપણી સુખ શાન્તિની અભિલાષાથી જ વિચારવાનું નથી—પણ ખરૂં સુખ શું અને ખરી શાન્તિ કયી તેની સમજણ સાથે દુઃખ અને વિગ્રહમાં ટકી રહેવાને માટે પ્રજાને જે તૈયાર કરે તેજ દેશની વાસ્તવ કેળવણી છે.

૨૬. રાજ્યકર્તાની રાજનીતિની સફળતા પોતાની પ્રજાને આજ્ઞાંકિત ગુલામો અથવા તો નાક નીચું અને પેટ ઉંચુ કરનાર ખુશામત-

ખેરો બનાવવામાં રહેલી નથી; પણ પ્રજાને જવાંમર્દ અને પ્રેમાધીન બનાવવામાં જ રાજાની રાજનીતિની સફળતા રહેલી છે.

૨૭ પુરૂષની શોભા વધારે એવું કયું ઘરેણું છે, એમ મને કોઇ પૂછશે તો મને તો એકજ ઉત્તર સૂઝે છે કે પુરૂષની કમરે લટકતી તલવાર અથવા ખભા ઉપર ઉઠાવેલી ચળકતી સંગીનવાળી બંદુક અથવા તો ખભે ભરાવેલાં ધનુષ્ય અને બાણના ભાથાં જેવું એક પણ ઘરેણું પુરૂષને ખલે તેવું નથી. સ્ત્રીના અલંકારમાં મુખ્ય તેનો ચાંલ્લો, ચૂડો અને કેશ છે તે પ્રમાણે પુરૂષનું ઘરાણું તે ખડ્ગાદિક શસ્ત્રાસ્ત્ર છે.

૨૮ સતીત્વ અને પતિવ્રત એ બંને ગુણો અનુક્રમે સ્ત્રીઓ અને પુરૂષોને માટે અત્યંત અવશ્યના છે, પણ એ બંને ગુણો નિભાવવામાં આણની પણ દરકાર રહે નહીં એવા શૌર્ય અને ધર્મની એરી જરૂર છે. તેથી એવાં પવિત્ર શૌર્ય અને ધૈર્ય સર્વોત્તમ માનસિક ઘરેણાં છે.

૨૯ સુખ એ મનુષ્ય જાતિના વિશ્રામનું સ્થાન છે, પણ નિરંતર વિશ્રામ લેનાર માણસ બેઠા ખાઉ જેવો થઇ જાય છે, અને શ્રમના પ્રસંગે તેને બમણા દુઃખનું ભાન થાય છે.

૩૦ 'દુઃખ સહ્યું માણસ અને ભૂખ સહ્યું ઢોર'—એ કહેવત પ્રમાણે દુઃખ સહન કરવાની જે માણસમાં શક્તિ નથી તે માણસ કદી પણ સુખી થવાને લાયક નથી, એટલું જ નહિ પણ તેનામાં મનુષ્યની વ્યાખ્યામાં પડે એવાં લક્ષણનો અભાવ છે.

૩૧ દુઃખ એ મનુષ્યોએ કરેલાં પાપની શુદ્ધિને માટે પ્રાયશ્ચિત્ત જેવું છે; પરાધીનતા જેવું પાપનું બીજું કોઇપણ ફળ નથી; તો દુઃખ વેઠયા વિના સ્વાધીનતા પ્રાપ્ત કરવાની જેઓ ઇચ્છા રાખે છે, તેઓ પ્રાયશ્ચિત્ત કર્યા વિના પાપની નિવૃત્તિ ઇચ્છનાર જેવા છે. માટે દુઃખ પડે તો પણ ઉદ્વેગ કરવો, પણ શ્રમથી ડરીને સુખીઆ જીવમાં ગણાવાના પ્રમાદ સેવવો નહિ, એ સિદ્ધાન્ત સર્વ પ્રકારના યુક્તિના ઉપાસકોને માટે નિરંતર યાદ રાખવા જેવો છે.

૩૨ ચાર પુરૂષાર્થમાં ધર્મ એ આદિ પુરૂષાર્થ છે; તેની પાછળ અર્થ, કામ અને મોક્ષ એ ત્રણ તો ગાયની પાછળ વાછડાંની પેઠે ચાલ્યાં આવે છે. પણ જ્યારે આપણે અર્થ અને કામથી પણ રહિત હોઇએ ત્યારે આપણે વિચારવું જોઈએ કે આપણે જે પાળીએ છીએ તે ધર્મ છે કે અધર્મ છે ?

૩૩ ધર્મ એ એવી વસ્તુ છે કે જેના બરાબર આ દુનિયામાં તો શું પણ ત્રિભુવનમાં એવી બીજી કોઈ વસ્તુ નથી. આવી મોંઘી વસ્તુ જેઓની પાસે હોય એવા મનુષ્યોની સિકલ કેવી હોય છે તે કાંઇ કહેવું પડે તેમ નથી.

૩૪ ધર્મ તો એવી વસ્તુ છે કે તેની ખરી સમજ પડતાં જ પ્રત્યેક કર્મનો મર્મ એવી રીતે સમજાય છે કે અજ્ઞાન અને પ્રમાદ તરત જ નાશ પામી જાય છે, પણ જ્યાં ધર્મને નામે ધૂર્તપણું જ ચાલે ત્યાં અજ્ઞાન અને આળસ પોતાની પ્રજા મખી ભીખની સાથે આવીને વાસ પૂરે છે.

(૩૫) જેઓએ પોતાના ભુજદંડ ઉપર સ્વદેશનો મહિમા અને સલામતી ટકાવી રાખી છે; તેવા બાહુબળવાળા પુરૂષોને જે કાંઇ કર રૂપે આપવામાં આવે છે તે આલોક તેમજ પરલોકમાં એકગણું દાન તો સતગણું પુણ્ય આપે છે. સુખમાં અને વિષયમાં લુબ્ધ રહેનાર કાયર નપુંસકોને આપેલું વિત્ત તે આપનાર અને લેનાર બંનેને આલોક અને પરલોકમાં અપયશરૂપ નરકમાં ઝીકાવે છે.

(૩૬) ખેતી, પશુપાલન અને વ્યાપાર-ના ઉત્તેજનને માટે આપેલું દાન તે એક ગણું દાન તો દશ ગણું ફળ આલોકમાં અને પરલોકમાં આવે તેવું છે. પણ આળસમાં રહેનાર મનુષ્યોને જે દાન આપવામાં આવે છે તે આ લોક અને પરલોક બન્નેમાં ભિખારી-પણાની નામોશી તે દાન આપનાર અને લેનારના કપાળમાં ચોડે છે.

(૩૭) વિદ્યા અને કળા તે બાહુબળ, ખેતી પશુપાલન, વ્યાપાર અને મજુરીમાં ચમત્કારિક શક્તિ ઉમેરનાર છે. તેથી વિદ્યા કળાને આપણે તેમજ વર્ણવ્યવસ્થા સહુથી પ્રથમ દરજ્જો આપે છે. વિદ્યાકળા એ સમગ્ર દેશ અને પ્રજાની ઉન્નતિની દશા સૂચવી આપે છે.

(૩૮) ખેતી, પશુપાલન અને વ્યાપાર તે મજૂરી પૂરી પાડે છે. અર્થાત્ કામ લે છે, અને રોટના પૂરા પાડે છે. તેથી ખેતી પશુપાલન અને વ્યાપાર તે દેશની ઉપયોગિતામાં ત્રીજો દરજ્જો ધરાવે છે.

(૩૯) ઉદ્યોગ એ પ્રજાની પૂજી છે, પણ લોકપ્રિયતા તેજ રાજાની પૂજી છે. જો રાજા થઇને પ્રજાના પિતાનું કામ ન સાચવ્યું તો તેનુ રાજ્યપદ શા કામનું છે? જુ, માકણ, મચ્છર, અને ચાચડ વગેરે ક્ષુદ્ર જંતુઓ પણ પ્રજાનું લોહી તો ચૂસેજ છે; અને બકરીના ગળાના આંચળ પણ શોભામાં ક્યા ઓછા છે. પ્રજાને રંજન કરે તે રાજા અને રોજ પ્રયત્નશીલ રહે તેજ પ્રજા

(૪૦) રાજાનો મિથ્યાભિમાન રાજાને અને પ્રજાને બન્નેને પૂરો છે. મિથ્યાભિમાનથી ઉન્મત થયેલો રાજા સઉથી પહેલો તો પોતાની રૈયતને જ રમડે છે. ગાડો સઉથી પહેલો ઘરનાને જ પથરા મારે છે. મિથ્યાભિમાનમા અને સન્નિપાતમા કંઇ પણ ફરક નથી.

(૪૧) રાજાનો અને પ્રજાનો સબંધ પિતા અને પુત્રના સંબંધ જેવો છે અને રાજ્ય એ એક કુટુંબ છે. એ વાત રાજાએ પોતાના મનમાથી એક ક્ષણ પણ વિસરવા દેવી નહિ. આ પ્રમાણે બધા રાજ્યકર્તાઓ અને એમના સેવકો કહે છે ખરા પણ એ પ્રમાણે વર્તીને પોતાના રાજ્યને પ્રબળ અને પોતાની કીર્તિને અચળ તથા અમર બનાવનાર ઘણા થોડા જ હોય છે.

(૪૨) જે તે બાબતમા કર નાખનારો રાજા તે પ્રજાનો પિતા નથી પણ ઉડાઉ મુનીમ જેવો છે તે થોડા વખતમા રાજ્યરૂપી પેઢીને પાયમાન કર્યા વિના રહેતો નથી

૪૩ જે રાજા ઘણા ગુચવણીભરેલા જકાતના ધારાઓ બાંધે છે તે રૈયતના વ્યાપારમા હાથ પગ બાધે છે. અને જે રાજાના રાજ્યનો વ્યાપારી વર્ગ ગુચવાયેલો રહે છે તે રાજ્ય પૂરેપૂરા ગ્રહણમા અમાવના ચદ્રના જેવુ છે. પછી ભલેને તે પૂર્ણિમાનો ચદ્ર હોય.
૪૪ ખુલ્લા ગોચર, ઝાડમીડનો બીન હરકતે લાભ, વસવાને મોકળી જમીન, બધન વગરનો વ્યાપાર, અને સ્વતંત્ર ખેતી એજ ખરા

સુધરેલા રાજ્યની નીશાની છે, બાકી તો રાજા પ્રજાના મ ધનો વેષ માત્ર ભજવવા જેવુ જણાય છે

૪૫ જે રાજા પોતાની પ્રજાના એક ભાગને પક્ષપાતથી પોષે છે અને બીજાને પોતાની પક્ષપાતી રાજનીતિથી નિર્બળ બનાવે છે તે રાજાના રાજ્યને અર્ધાંગ વાયુ કે પક્ષઘાત થઇ વિનાશ ભોગવવો લમણે લખ્યો છે એમ રાજનીતિરૂપ દૃષ્ટિથી જોનારને જણાય છે

૪૬ રાજ્યના રક્ષણ માટે કર નાખવાની જરૂર છે અને તેમાં કોઇપણ પ્રજાજન વાધો લે તેમ નથી, પણ મીથ્યા આડ બર અને રાજ્ય લોમના આચરણ માટે કરવામા આવતો ખરચ જે કરનો પિતા છે તે કર રાજ્યના રક્ષણનો પુત્ર નથી પણ રાજ્યનો વર્ણસ કર થતુ જ છે

૪૭ બધી પદવીને માટે પરીક્ષાઓ છે, પણ રાજ્યની પદવીને માટે પરીક્ષા નથી એટલે ગમે તેવા અયોગ્ય માણસો એ પદવી ઉપર આવે છે, અને યોગ્યતા ન હોય તો પ્રજાને દુ ખી કરે છે, તથા પોતાની નાનાયકીનુ નિશાન ચઢાવી અપકીર્તિને પામે છે આ એક અદ્ભુત વાત છે કે બીજી પદવીઓ માટે પહેલેથી પરીક્ષા થાય છે પણ રાજપદવીની તો મળ્યા પછી પરીક્ષા થાય છે કે તે પદવી અ ગીકાર કરનાર નાનાયક ઉમેદવારની ફજેતી સિવાય બીજી ગતિ જ રહે નહિ

૪૮ રાજાએ પોતાની પ્રજાના સ રક્ષણ માટે કાયદા કરવા જોઇએ, પોતાના ખજાનાના ભરણ અને રક્ષણ માટે કાયદો બાંધવાની જરૂર નથી કેમકે રાજાના ખજાનાનુ રક્ષણ તો રાજ્ય સત્તાથી જ થઇ શકવાનુ, પણ રૈયતના રક્ષણનો હેતુ મુખ્ય ગણીને જ કાયદો કરવામા આવતો નથી તો નિરતર રાજાનો અને રાજ્યના નોકરોનો લક્ષ પોતાના ખજાના તરફ રહે છે, અને પ્રજાના તન, મન અને ધનને ચૂશીને તે કાયદો રાજાના એકના ખજાનાને જ ભરવામા વપરાય છે

૪૯ મિત્રો ! શરીર અને બુદ્ધિની શક્તિને જાળવીને વિદ્યાભ્યાસ કરજો. શરીર અને મન ઉપર જેથી નકામો ઓજો થાય એ બનેની શક્તિ દબાઇ જાય એવી રીતે વિદ્યાભ્યાસ કરવાથી કાઇ પણ લાભ થતો નથી, પણ ઉલટી હાનિ જ થાય છે

૫૦ વિદ્યા એટલી ભણો કે તેનો ઉપયોગ કરીને તેથી તમે પોતે લાભ મેળવો અને બીજાઓને લાભ આપો તેટલો વખત રહે. નહિ તો એકલો ભણ ભણ કરેલી વિદ્યાને સંચ સંચ કરીને એકઠા કરેલા ખજાનાના જેવી છે. જેથી થતો લાભ અપાયો સેવાયો નહિં એ વિદ્યા અને પુંજી એક સરખી નકામી છે.

૫૧ પુંજી તો આ દુનિયામાં પાછળ રહે છે. તો તેનો ઉપયોગ બીજા માણસો પણ કરીને તેથી જગતને લાભ આપી શકે છે, પણ વિદ્યા તો ભણનારની સાથે જ જાય છે; માટે વિદ્યાને જાણનારે જાતે જ જગતના લાભ માટે તેને યોજવી અને તે માટે વખત મેળવવો. એકલું ભણ ભણ કરવામાં જ સાર્થકતા રહેલી નથી.

૫૨ મનોવિકારો વિષયભોગોથી શાંત પડતા નથી; પણ મનોનિગ્રહથી જ શાન્ત પડે છે. શત્રુને શરણ જવાથી શત્રુનું બળ વધે છે, શત્રુની મૈત્રી કરતા જતાં તે દગો કરે છે, પણ શત્રુનો નિગ્રહ જ નિરંતરની શાંતિને આપે છે.

૫૩ મનોનિગ્રહ એ જ જીવન્મુક્તિ છે; મનોવિકાર એ જ સંસાર છે, અને ભ્રષ્ટાચાર એ જ નરક છે.

૫૪ શાણા માણસો બહાર સુખ શોધતા નથી. પોતાના અંતઃકરણમાં સાચા સુખને મેળવે છે. વહેવારમાં પણ કહેવાય છે કે:-"આખી પૃથ્વીનો છેડો તે માણસનું પોતાનું ઘર છે." તે જ પ્રમાણે સમગ્ર સુખનો અવધિ તે પોતના અંતઃકરણમાં છે.

૫૫. મનુષ્યને પરમેશ્વર તેના અંતઃકરણમાં જ જણાય છે. જો અંતરમાં પરમેશ્વર જણાય તો પરમેશ્વર સર્વત્ર જણાય. જો અંતરમાં ન જણાય તો કોઈપણ સ્થાને જણાતા નથી. માટે અંતરમાં જ પ્રભુને શોધો.

૫૬. પરમેશ્વરની કૃપાનું ચિન્હ શું? સદ્‌ગુણી વર્તન. પરમેશ્વરની પ્રાપ્તિનું ચિન્હ શું? પ્રશાન્ત અંતઃકરણ.

૫૭. પરમેશ્વર પરમાનંદના મહાસાગર છે, પણ મનુષ્યનું પવિત્ર મન એ આખો મહાસાગર પી જનાર અગસ્ત્ય મુનિ છે એમ કયો અનુભવી કબુલ નહિ કરે. અહો પવિત્ર મહાત્માઓના મનનું માહાત્મ્ય.

૫૮. એક કાળે અનેક જણ જેનો આખેઆખો ઉપભોગ કરે, છતાં જે ખુટતો નથી એવો આનંદ કયો છે? પરમાત્માનો.

૫૯. વૃત્તિરૂપી તલવારની મુઠ કયાં છે? એ મુઠ તે તો હૃદય સ્થાન છે. એમ અનુભવી યોગીઓ કહે છે. ત્યાંથી પકડેલી વૃત્તિરૂપી તલવાર વડે સિદ્ધ પુરુષો અદ્ભુત ચમત્કારો કરે છે, અને સાધકો સર્વ કર્મનો ક્ષય કરીને સિદ્ધિ પદને પામે છે.

૬૦. કર્મ ઉપાસના અને જ્ઞાનમાં શું મોટું? આપણે માટે સહુથી મોટું કર્મજ છે. કેમકે કર્મ રજોગુણવડે તમોગુણને હઠાવે તો ઉપાસના યોગ્ય મન થાય, અને ઉપાસનાથી વિક્ષેપાદિક શમે તો જ જ્ઞાનનો અવિર્ભાવ થાય. આખી દુનિયા વસુંધરા છે, પણ જે આપણને પૃથ્વીની અંદરના ખજાનાને બતાવે તે જ આપણે માન આપવા યોગ્ય છે. માટે કર્મ આપણે માટે માન્ય છે.

૬૧. કર્મ કરવામાં ઉપાસના કરવામાં અને જ્ઞાન અનુભવવામાં મનની જ જરૂર છે. માટે જે જે કરવું અને વિચારવું તે તે સર્વ મનની સાવધાનતા પૂર્વક જ કરવું. આનું નામ ખરો યોગ છે, અને તે સર્વને માટે બની શકે તેવો હિતકર છે.

૬૨. કામ પરસ્ત્રી પ્રત્યે થાય છે તો તે વ્યભિચાર રૂપ થાય છે, ધન પ્રત્યે થાય છે તો લોભ રૂપ થાય છે; કામ પોતાના અન્યાય માર્ગે ઇચ્છેલા વિષયને પ્રાપ્ત કરે છે તો હરકોઇ નાનું મોટું પાપનું રૂપ લે છે; અને ન્યાય માર્ગે કે અન્યાય માર્ગે ઇચ્છેલો વિષય પ્રાપ્ત કરવામાં નિષ્ફળ થાય છે તો પણ ક્રોધરૂપ દુર્ગુણનુંરૂપ ધારણ કરે છે માટે કામ એ તો સર્વથા તજવા યોગ્ય છે.

૬૩. ત્યારે શું મનુષ્યે કામને કાઢી મુકવો? હા, જો કાઢી મુકાય તો તેના જેવું એકે ઉત્તમ નથી. પણ બમણા જોરથી પાછો આવે એવી રીતે કાઢી મુકવો એ તો અત્યંત અહિતકર છે. માટે પોતાના બળનો વિચાર કરીને કાળ જોઇ પ્રબળ વિકારની સામે વિગ્રહ માંડવો.

૬૪. ત્યારે કામથી બચવાને કરવું શું? કામને ધર્મના અંકુશમાં મુકવો, અને કામદેવની ધ્વજારૂપ સ્ત્રીનું શરણ પ્રહણ

કરીને ગૃહસ્થાશ્રમ સેવવો. પણ ધર્મના અંકુશ રાખ્યા વિના તો ગૃહસ્થાશ્રમ તે પણ કામથી ઉત્પન્ન થતા સર્વ અનર્થના વેલ રૂપ જ છે.

૬૫. ધર્મના સ્થાન કયાં કયાં ? સદ્ગુરુ, સત્શાસ્ત્ર અને સત્સંગ. માટે ગુરુથી ત્રણમાંથી પ્રાપ્ત થતો ત્રિગુણરૂપ ધર્મના અંકુશ તે મત્તગજ જેવા કામના માથા ઉપર નિરંતર રાખવો.

૬૬. ધર્મ એ પારસમણિ છે. જે કામ અનેક પાપરૂપ કાટનું સ્થાન થઇ પડે એવું લોઢું છે, અને સર્વ સદ્ગુણનો સંહાર કરનાર તલવાર રૂપ થઈ પડે છે, તે કામને પણ મોક્ષ પ્રત્યે વાળીને તેને મોક્ષકામના મોક્ષેચ્છા અથવા મુમુક્ષુતાનું સુવર્ણ બનાવે છે.

૬૭. મુમુક્ષુતા કે મોક્ષેચ્છા તે તો સુવર્ણની પણ તલવાર જ કેની ? હા, તલ્વાર ખરી પણ તે ભવબંધનને કાપીને મુકત બનાવનારી છે.

૬૮. પરમેશ્વર કોની પ્રાર્થના સાંભળતો નથી ? જેએ આખો દિવસ પરમેશ્વરને ભજે છે પણ જેઓ કદી પણ પોતાના દેશને સંભાળતા નથી તેમની પ્રાર્થના પરમેશ્વર સાંભળતો નથી.

૬૯. સત્કર્મ કદી નિષ્ફળ જતું નથી, એ સિદ્ધાન્તનો અપવાદ રૂપ દાખલો કિયો છે ? અનેક સત્કર્મો પણ જો તેમાં દેશ હિતનો વિચાર નથી હોતો તો તે નિષ્ફળ જ જાય છે.

૭૦. કોઇ કહે છે કે અંગ્રેજોની સાંસારિક સુધારણા તેમની ઉન્નતિનું કારણ છે. હું કહું છું એવું કહેનારા ખાંડ ખાય છે. કુંવારીઓના ટોળાં; છેડાછુટકાના કેસો, લગ્નની કરારી સ્થિતિ, એ વગેરે સાંસારિક સુધારણા નથી પણ પડતી સ્થિતિ છે. તેને પણ દાટી દેઈને અંગ્રેજોની સ્વદેશ ભકિત તેમની વિજય પતાકા આખા ભૂમંડળમાં ફરકાવે છે. એજ દેશભકિતની ખરી યોગ્યતા બતાવે છે.

૭૧. પુરૂષનું મહત્વ વધારે કે સ્ત્રીનું ? આ મોટા પ્રશ્નનો નિર્ણય મને એક મિત્રે પૂછયો. મને તો એજ ઉત્તર યોગ્ય લાગે છે કે પોતપોતાની કર્તવ્ય–મર્યાદામાં બંનેનું મહત્વ એક સરખું છે. તે કર્તવ્ય મર્યાદાની સમજણ વિના જેઓ સ્ત્રી પુરૂષના મહત્વનો પ્રશ્ન ઉભો કરે છે તેજ એ બંનેના ખરા મહત્વને બરાબર સમજનારા નથી.

૭૨. પરમેશ્વરનાં ત્રણ નેત્ર છે. એમ શાસ્ત્ર કહે છે. (૧) અગ્નિ, (૨) સૂર્ય અને (૩) સોમ. સ્વદેશની ખાતર આ ભૂલોકમાં આવીને શત્રુઓને સંહારીને પોતે પણ શમી જનાર શૂરવીર પુરુષોને સ્વદેશમાં વસીને પ્રકાશ કરનાર અગ્નિરૂપ વિભૂતિ છે. ભૂલોકથી દૂર રહીને ઉષ્ણતા અને પ્રકાશ આપનાર જ્ઞાનીઓ લોકના સંસર્ગથી દૂર રહેનાર હોવાથી, સૂર્યના જેવા છે, અને પતિવ્રતાઓ દાતાભક્ત કે ઘરને સુતન (જન્મ) આપનાર હોવાથી તેમજ પતિને આનંદ અને શાન્તિ આપનાર હોવાથી સોમ દેવતાની વિભૂતિ છે.

૭૩. ધર્મ અને અર્થનો એવો નિકટ સંબંધ છે કે ધર્મ વડે જ અર્થ પ્રાપ્ત થાય છે; આજે પ્રાપ્ત થયેલો અર્થ તે પણ ધર્મની ખાતર વપરાય છે. આ પ્રમાણે થાય તો જ અર્થની સફળતા છે; અને એ પ્રમાણે ન થાય તો અર્થ તે અનર્થ જ છે. વ્યાપારી પોતાનો વ્યાપારીનો ધર્મ બજાવીને પૈસો રળે છે અને તે પૈસો પોતાના કુટુંબથી માંડીને દેવાદિક પ્રત્યેના પોતાના ધર્મ બજાવવામાં જ ખર્ચે છે. એ દૃષ્ટાન્ત પ્રમાણે બીજાં અનેક દૃષ્ટાન્તો યોજી શકાશે.

૭૪. માણસે પોતાનું સર્વસ્વ બીજા પરાયા માણસને સંભાળવા સોંપવું જોઇએ, પણ પોતાનાં છોકરાંની કેળવણી બીજાઓના હાથમાં સોંપવી જોઇએ નહિ; અને સોંપવી પડે તો ઘણો ઉંડો વિચાર કરીને જ સોંપવી જોઇએ. જેની દ.ળ બગડી તેની રસોઇ બગડી, જેની સ્ત્રી બગડી તેનું ઘર બગડ્યું, અને જેનાં છોકરા બગડ્યાં તેનો દેશ બગડ્યો, એ વાત સદા હૃદયમાં જડી રાખો.

૭૫. બંડેખાં થયા પછી ખરી મોટાઇને માણસ વળગી રહેતાં નથી. પણ બીજાં બંડેખાંઓનો હાજીઓ કુટી જુદી મોટાઇ ટકાવી રાખવામાં માણસ મંડ્યો રહે છે. જનસમાજ તેને નિંદાનો પરોણો ઘોંચી સાવધ કરે છે. પણ તેને આખા જનસમાજ વિષે દ્વેષો મન થાય છે. પોતાની આત્મપ્રશંસા રૂપની વાતો કરનારને તે કેળવાયલા મતવ.ળા માની કેળવાયલા મતને અનુમોદવાનો ફાંકો રાખે છે.

૭૬. બાલ્યવસ્થા એવી રીતે ગાળવી કે જેથી યુવાનીમાં ધર્મિષ્ઠ રહેવાય. યુવાની એવી રીતે ગાળવી કે જેથી ઘડપણ પશ્ચાત્તાપ વિનાનું થાય. ઘડપણ એવી રીતે ગાળવુ કે જેથી મરણ ઉત્સવ જેવું લાગે, અને મરવુ એવી રીતે કે જેથી ફરીને જન્મવુ પડે જ નહીં.

૭૭. દેશાટન એ ઘણું લાભ કરનારૂ છે. એમ કોઇ કહે છે, અને જેમની પાસે સાધન છે અને અનુકૂળતા હોય છે તેવા માણસો દેશાટન કરે છે પણ ખરા, પણ દેશાટનથી થતા લાભ તો થોડા જ માણસો લઇ શકે છે.

૭૮. મેનથી મેન ધોવાય છે. જીવનથી જીવન શુધ્ધ થાય છે. અને મરણથી જ મરણ જીતાય છે. એ સિધ્ધાતને જે માણસ ખરી રીતે સમજે છે તે મર્ત્યલોકમા વિચરતો છતા પણ દેવ છે.

૭૯. વળી જીવનથી મરણનુ ફળ મળે છે, અને મરણથી અજરામર થવાય છે. એ સિદ્ધાન્તનો મર્મ જાણનાર અને એ પ્રમાણે સમય આવ્યે વર્તનારને દેવો પણ નમસ્કાર કરે છે.

૮૦. પોતાના ગરીબ પતિને તુચ્છ ગણી બીજાની શ્રીમંતાઇ ઉપર મોહ પામે છે તે જેમ સર્વ પ્રકારે કુલટા સ્ત્રી છે, તેજ પ્રમાણે પોતાના રંક દેશને 'કૂછ નહિ' સમજનારની મતિ કુલટા સ્ત્રીના જેવી જ નિંદ્ય છે.

૮૧. પોતાના પૂર્વજોના પરાક્રમ વાચવા વિચારવા અને કથવા—એ કાઇ પોતાના પરાક્રમ કરવાનો રસ્તો બધ કરતા નથી, ઉલટુ તેથી તો પોતે પણ પોતાના પૂર્વજો જેવા થવુ જોઇયે, એવુ પ્રત્યક્ષ રીતે ઉદ્દીપન થાય છે.

૮૨. પ્રજાના અગ્રેસરો કેવા જોઇએ? એ પ્રશ્નનો ખરો વિચાર જે પ્રજા કરી શકે છે, તેજ પ્રજા પોતાનો ઉદય કરી શકે છે, "ટકે શેર ભાજી અને ટકે શેર ખાજા" જે પ્રજામા ચાલે છે, તે પ્રજા 'અંધેરી નગરી અને ગંડુ રાજા' કરતા પણ વધારે શોચનીય દશામા ડુબકા ખાય છે.

૮૩. પ્રજાના અગ્રેસરો તે પ્રજા તરફથી જમાનની આશા રાખનારા હોવા જોઇએ. સત્તાધિશો તરફના માનની આશા રાખના

રાઓ તે પ્રજાના અગ્રેસરો થવાને લાયક જ નથી. પરપુરુષ પાસે પોતાનું રૂપ વખણાવવાની ઇચ્છા રાખનારી નારી ભાગ્યે જ પતિવ્રતા હોય છે.

૮૪. પ્રજાના અગ્રેસર થવાને તો તેઓ જ યોગ્ય છે કે જેઓ પોતાના હિતને પ્રજાના હિતની પાછળ જ ગણે છે. પોતાનાં નાનાં છોકરાંની પહેલાં ખાનારો પિતા તો પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય છે.

૮૫. પ્રજા તે નાનામાં નાના બાળક જેવી અને ઘરમાં ઘરડા વૃદ્ધ જેવી છે, તેથી તેની સર્વ પ્રકારે સંભાળ રાખવી અને સર્વ પ્રકારે માન આપવું એ પ્રજાના અગ્રેસરનો પહેલો ધર્મ છે.

૮૬. પ્રજાના ઉપર પગ મૂકીને જેઓ પોતાનું શાણપણ આગળ ધુસાડે છે તેઓ પ્રજાના અગ્રેસર નથી, પણ પ્રજાને ફસાવનાર છે, અને પ્રજાને નામે પોતાનો સ્વાર્થ સાધનારા છે.



## જો હિન્દુજાતિની હયાતી રાખવી હોય તો નીચેની નિષિદ્ધ બાબતોને ત્યજી દેજો

હાલની કેળવણીની સંસ્થાઓનો એકદમ ત્યાગ કરો, અને સનાતની બ્રહ્મચારી આચાર્ય કુલો સ્થાપો.

નકલી સુધારકોની પાસેથી વાહવાહ મેળવવાની ખાતર સ્ત્રીઓની કોઇ પણ સંસ્થા ઉભી કરશો નહિ કે તેને સહાયતા કોઇ પણ રીતે કરશો નહિ.

સ્ત્રીઓને વિદ્યાકળાથી કોઈ પણ કેળવણી તેનો પતિ કે પિતા આપી શકે. પિતા કરતાં એ કાર્ય માટે પતિ વધારે યોગ્ય છે. માટે સ્ત્રી–કેળવણીના પાશ્ચાત્ય મનોરથોની નકલે કદી પણ ચઢશો નહિ.

મેકાલીયન સૃષ્ટિનાં એપગાંની વિદ્યા, પછી કે તરંમરીના તેજમાં તણાશો નહિ, કેમકે એવાંઓના તેજમાં તણાવાથી છેવટે આખી પ્રજાનો નાશજ થાય છે.

નાત જાત અને સમાજ બંધનોની સામે બંડખોરીમાં બહાદુરી માનનારાં મર્કટોને પૂર્ણ તિરસ્કારથી ત્રેવડજો–તેઓનો સર્વ પ્રકારે બહિષ્કાર કરજો.

હિન્દુ ધર્મના આચારને છોડી જે ભ્રષ્ટ થાય એવા માણસનો સંસર્ગ કોઇપણ પ્રકારે રાખશો નહિ. એવા લોકો જાતિ, ધર્મ અને સંસ્કૃતિના શત્રુજ હોય છે.

હાલ જે કંઇ સુધારાને નામે જનતાની આગળ ધરવામાં આવે છે તે બધું હિન્દુ જાતિ માટે વિરૂપ છે. તેને કોઇપણ પ્રકારે કોઇ આપશો નહિ.

સનાતની પ્રજાએ, તેમના આગેવાનોએ, ધર્મગુરૂઓએ, ઉપદેશકોએ અને કાર્યકર્તા વગેરેએ સનાતન ધર્મને ઓછપ લાગે, એવી કોઇ પણ બાબત કરવી પડે તેમ કોઇના પણ તેજમાં તણાવું નહિ. તેમજ કોઇ પણ પ્રકારની લાલચમાં લેવાવું નહીં.

સનાતનીઓએ પોતે પોતાના પગ ઉપર ખડા રહેવું, બીજા કોઇની પણ ઉપર આધાર રાખવો નહિ. ગાંધીવાદનું પોત પરખાઇ ગયું; હિન્દુ મહાસભા પણ ધર્મ ભ્રષ્ટતામાં ગાંધીવાદ જેવીજ છે. લીબરલપક્ષ પણ તેવોજ ધર્મવિમુખ છે. તેથી એવા કોઇ પક્ષ સાથે સહકાર કરવા કરતાં સનાતનીઓએ પોતેજ સંગઠિત થઇ સમર્થ દલબંધી કરવી જોઇએ. એજ ખરો રસ્તો છે. નાન્યઃ પંથા વિદ્યતેયનાય. આ અંતિમ ચેતવણી છે.

જે નાચવા ગાવાનું ચેટક વિદ્યાર્થીઓને અને વિદ્યાર્થિનીઓને લગાડવામાં આવે છે તેનો સર્વ પ્રકારે અનાદર કરો. એથી માનવતાનું પતન થાય છે.

જેટી એટલે છૂતાછૂતી પાળો અને જે એ ન પાળતો હોય તેને પોતાના પેટનો દીકરો હોય તો પણ ચાંડાળ ગણીને ત્યજી દેજો.

હિન્દુ ધર્મ જાતિ સંસ્કૃતિની હાલની વિકટ સ્થિતિમાં રક્ષા ન કરી શકે અથવા તે રક્ષક પ્રવૃત્તિમાં ભાગ ન લેતા હોય તેવાઓને કોઈપણ દાનને પાત્ર ગણશો નહિ. કમકે તેવાં દાનથી હાલની પ્રજાની અને ધર્મની કફોડી દશા ઉપજી છે.

જે સંસ્થાના નાયકો સનાતની હિન્દુ આચારવિચારનું ઉલ્લંઘન કરનારા હોય તે સંસ્થાઓને દારૂના પીઠા સમજીને તેમનો ત્યાગ કરો.

જેની સાથે આપણી નાત રોટી વ્યવહાર ના રાખવો હોય તેની સાથે ભાણા વ્યવહાર રાખવો નહિ તેમજ આ નિયમને તોડનાર માણસને પણ તેવોજ પંક્તિ બહાર ગણવો. તેજ પ્રમાણે આપણી જ્ઞાતિના લગ્ન સંબંધી નિયમોનું કદી પણ ઉલ્લંઘન કરવું નહિ અને એવું ઉલ્લંઘન કરનાર હોય પણ માણસની સાથે સંસર્ગ રાખવો નહિ.

આચાર ભ્રષ્ટ માણસ છાની આચાર ભ્રષ્ટતા કરે તે ક્ષમ્ય છે, પણ જે ખુલ્લું બંડ ઉઠાવે તે અક્ષમ્ય છે. તેવાથી કદી પણ દબાવું નહિ. પણ બમણો અનાદર કરવો.*



## ધર્મ મંગલાનો આદર કરનારનો આભાર અને નિવેદન

જે સજ્જનોએ ધર્મમંગલા માટે આ ચૌદ વર્ષ પર્યન્ત એકધારો આદર રાખ્યો છે. અને ધર્મ પક્ષપાત પ્રત્યે પ્રેમ દર્શાવ્યો છે તેઓનો અમે આભાર માનીએ છીએ. અને તેઓની ધર્મભાવનાનું શુભ ફળ તો ધર્મના ધણી પરમાત્મા આપશે.

આજે ફલાણા નાયકે ફલાણા બડેખાંની મુલાકાત લીધી, કે મુલાકાત લેવાના છે, ફલાણા નેતા આમ બોલ્યા અને આમ લખ્યું, વગેરે બાહુતીઆ પેપરના લખાણ ઉપર વખત ન ગાળતાં શરીર અને મનને આપણા અભ્યુદય અને નિઃશ્રેયસની સિદ્ધિ કરવા સમર્થ બનાવવાને પ્રયત્ન નિરંતર રહો. એજ હવે નિત્ય કર્મ કરી લેવું જોઈએ.

હવે વાંઙમયનું વધારે વ્યસન રાખવા કરતાં કર્મમય જીવન બનાવવું જોઈએ. તોજ છેવટે અભ્યુદય અને નિઃશ્રેયસ પ્રાપ્ત કરી શકીએ. અભ્યુદયમાં સર્વ ઐહલૌકિક ઉન્નતિનો સમાવેશ થાય છે. એટલે સ્વરાજ્ય પણ તેમાંજ આવી ગયું. સાધનશક્તિ પ્રાપ્ત કરો અને વારંવાર સાધ્યના રાસડા ગાવાના છોડી દો. એટલે શુદ્ધ કર્મ-

યોગ સધાશે અને તેનું યોગ્ય ફળ મનોરથના માંડવા બાંધ્યાં વિના પણ મળશે.

એક વાત કદી પણ ભૂલશો નહિ કે હિન્દુ જાતિ અને તેની સંસ્કૃતિનું ખમીર અથવા ઘટક તત્ત્વ તે હિન્દુ ધર્મ છે. હિન્દુ ધર્મનો આત્મા સંયમ (મર્યાદા) અને ત્યાગ (ભોગમાં અનાસક્તિ) છે. અને અવલંબન ધર્મના ધણી શ્રી. જગન્નિયંતાનું છે. સંપૂર્ણ સદાચાર અને સંપૂર્ણ વીર ધર્મનો આગ્રહ અમલ કરવાની દીક્ષામાં દીક્ષિત જન્મથીજ પ્રત્યેક હિન્દુ વ્યક્તિ છે, આ વાત હિન્દુ પ્રજાનો દીક્ષા મંત્ર છે. તેમાં પરિવર્તન ઇચ્છનારા અથવા દીક્ષા મંત્રનું ઉલ્લંઘન કરનારા ખરી રીતે જોતાં હિંદુ હોવાનો દાવોજ કરી શકે નહિ. તે છતાં એવા હિંદુત્વથી પતિત થયેલાં પાત્રો અત્યારે દેશને નામે ચાલતી દરેક પ્રવૃત્તિના નેતાઓ બનીને ઘૂમે છે-મોખરે છે. એને એ પાપનાજ પરિણામે સરકાર અને રૈયતને માથે દાનવી માનવી અને દૈવી સંકટોના પહાડના પહાડ વર્ષવા લાગ્યા છે. રૈયત એવા ધર્મ દ્રોહી આગેવાનોનીજ પાછળ ઘસડાય છે અને સરકાર એવા નેતાઓને પૂછશે રાખીને એ અપૂજ્યોની પૂજા રૈયતમાં ચાલુ રખાવે છે. આ પાપથી રાજા પ્રજાની પીસણીના યંત્રો ચાલી રહ્યા છે. તે પ્રત્યક્ષ જુઓ છો. દુનિયાના સર્વ ધર્મોના હવાડામાં જે ગંગાજળીયા કુવામાંથી તત્ત્વરૂપ પાણી આવે છે તે સનાતન હિન્દુ ધર્મના આચાર-વિચારનું અનુસરણ કરવાને બદલે તે સનાતન ધર્મની છેડતી ધારાસભાઓ વગેરે સત્તાના સ્થળોએ થવા માંડી ત્યારથી દૈવની ચક્કીમાં સરકારને રૈયત કેવાં પીલાઇ રહ્યાં છે ? તે પ્રત્યક્ષ જુઓ.

રાજનૈતિક પક્ષો-કોન્ગ્રેસ (મહાસભા), હિન્દુ, મહાસભા, જસ્ટીસ પાર્ટી (ન્યાયપક્ષ), મુસ્લીમ લીગ વગેરે છે. તે સર્વના ચાલક-પાલકો સનાતન હિન્દુ ધર્મના વિરોધી છે. છતાં સરકાર તેમની સલાહ લે છે. આ તો પાર્ટીઓ અથવા પક્ષો છે, હિન્દની મહાપ્રજા હિન્દુઓ તો સનાતની છે; તેઓની મુખ્ય પ્રતિનિધિસભા તો શ્રી. અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વારાજ્ય સંઘ છે. છતાં સરકારના મી.

એમરી જેવા ધ ગ્રેજી રાજદ્વારી હિન્દુ મહાસભાને સનાતની સુરત હિન્દુઓની પ્રતિનિધિ કહે છે. તે કેટલું હાસ્યપાત્ર છે? મી. એમરીની આ ભયંકર ભૂલભરેલી મ ન્યતાથી હિન્દુ મહાસભાનું નામ ધારણ કરતી સંસ્થાના પ્રમુખનાયક બે. સાવરકર ભડકી ઉઠે છે કે–હું તો સનાતન હિન્દુ ધર્મનો આત્યન્તિક વિરોધી છું.' આ ઉપરથી સનાતની હિન્દુઓએ હિન્દુ મહાસભાના નામથી છેતરાવું નહિ. અને સરકારે એ બે.-સાવરકરને અને હિન્દુ મહાસભાને સનાતનીઓનો પ્રતિનિનિધિ માનવાની:ભૂલ કરવી નહિ.

સનાતની સામાન્ય જનતા અતિ વિશાળ હોવાથી અસંગઠિત છે. પણ તે આચાર વિચારના એકનાર પાલનથી બીજા બધાથી નિરાળી સ્પષ્ટપણે જણાય છે, તો સરકાર આંખળ બહેર કૂરે નહિ, અને એ અસંગઠિત પણ અતિ-વિશાળ રૈયતનાં સ્વરૂપ લક્ષણ જાળવે અને તેના પર બીજાઓ દ્વારા કાયદાના કત્તાઓથી ઝાટકા ન મારવા દે એ રાજ્યકર્તા તરીકેનો પવિત્ર ફરજમાં કસૂર કરવાથી અત્યારે દૈવકોપનો દાવાનળ પ્રકટયો છે.

સનાતની શ્રીમાનો અને જનતા કુપાત્રે દાન કરે છે: અને બીજા પક્ષોના દાની શ્રીમાનો જે સનાતનીઓની કરડાકી કરે છે. તેઓએ પણ ગાંધીવાદ, દયાનંદવાદ, સાવરકર મુંજેવાદ વગેરે દુર્વાદોને કુપાત્રે દાનોથી પોષ્યા ન હોત તો હાલની દશા સરકારની કે રૈયતની આવત નહિ–એ અમે નોમત બજાવી ઘોષણા કરીએ છીએ.

જો કે ધર્મમંગલ હવે અંતર્ધાન પામે છે, તેમ છતાં સનાતની હિન્દુ જગતની સેવામાં અમે સર્વદા તૈયાર જ રહીશું, એ વચન આપીને પ્રભુને પ્રાર્થીએ છીએ, કે સનાતની હિન્દુ મહાપ્રજાને સન્મતિ આપીને તેનું સર્વ પ્રકારે રક્ષણ પોષણ કરે.*

ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:



ઉપરના બન્ને લેખ સને ૧૯૪૧ માં ધર્મમંગલ બંધ કરતી વખતે સંઘવીજીએ લખેલા છે.

# श्री महादेवी मातृभूमि भारतवसुन्धरानी आरती

જય અંબ ! જય અંબ ! ! જયભારતધરણી ! ! ! જયભારતધરણી ! ! !
ત્રિવર્ગ દેઈ તત્ર મોક્ષ તણી સરણી ! જય અંબ જય અંબ ! ! (ધ્રુ)

ચૌદભુવનમા એકજ, પવિત્ર તું પૂરી મા ! પવિત્ર તું પૂરી,
દેવ ચહે નરદેહ, તુજ અર્થે ઝૂરી — જય અંબ ! ૧

સત્યભૂમિ તુ સાચી, વિશ્વતણી ધરતી, મા ! વિશ્વતણી ધરતી,
હરિશ્ચન્દ્ર સમ સતિયા, નરની જ્યા ભરતી — જય અંબ ! ૨

અનસૂયા દમયન્તી, સાવિત્રી સીતા,—મા ! (૨)
સતિયોની સેનાના, ગૌરવની ગીતા — જય અંબ ! ૩

વસિષ્ઠ આદિ ઋષિની, તપોમયી ભૂમિ—મા ! (૨)
જ્ઞાન ધ્યાન સહ શ્રદ્ધા, ઘર ઘર જ્યાં ઘૂમી — જય અંબ ! ૪

એક બાણુ એક વાણુ, ધરનારા ધીરા,—મા ! (૨)
રામકૃષ્ણ સમ પાકયા, તુજ કૂખે વીરા — જય અંબ ! ૫

નારાયણ હનુમાન, જેવા બ્રહ્મચારી,—મા ! (૨)
તુજ ખોળામા ખેલ્યા, મા તુજ બલિહારી — જય અંબ ! ૬

યજ્ઞભૂમિ તુ એક, યજ્ઞવરાહ વરી,—મા ! (૨)
સુરસુાન પિતૃને પોષે,[1] અવની અમૃત ભરી — જય અંબ ! ૭

કર્મભૂમિ પણ તુ જ, જીવની ગતિદાત્રી,—મા ! (૨)
વર્ણાશ્રમ દૃઢ મર્મ, ધર્મતણી ધાત્રી — જય અંબ ! ૮

સુવર્ણલંકા પીઠે, પખાળતો પ્રેમે, —મા ! (૨)
લક્ષ્મીપિતા રત્નાકર, ચરણકમળ નેમે — જય અંબ ! ૯

વિષ્ણુ ચોવિસ વાર,[2] તુજ પર અવતરિયા —મા ! (૨)
શંકર તજિ શિવલોક, હિમગિરિ પર ઠરિયા — જય અંબ ! ૧૦

વિષ્ણુ નાભિ પુષ્કરને, પર હરિને વસિયા,—મા ! (૨)
પુષ્કરમા બ્રહ્માજી, બ્રહ્મલોક—રસિયા — જય અંબ ! ૧૧

કલકત્તે મહાકાની ખર્ગ ખપરવાળી,—મા ! (૨)
અસુરોને ભય દેતી, પળમા પડતાળી — જય અંબ ! ૧૨

સરસ્વતી કાશ્મીર વસિને ગુણ ગાતી,—મા ! (૨)
સીવપુરે દ્રવીભૂત, તુજઉદર સમાતી — જય અંબ ! ૧૩

પશ્ચિમમા ગુજરાતે, અંબા ને બાળી,—મા ! (૨)
રક્ષણો સહ રક્ષે દ્વાર ત્રિશૂળ ધારી — જય અંબ ! ૧૪

દક્ષિણ દેશ ભવાની, શિવકરશોભાણી[3]—મા ! (૨)
મ્લેચ્છ મહામદભંજન, તું ગજા દે તાળી — જય અંબ ! ૧૫

તેત્રિસ કોટી દેવ–કેરી અધિ દેવી,—મા ! (૨)
વિશ્વ વિષે નથિ બીજી, જગતી[૪] તુજ જેવી. જય અંબ ! ૧૬

તીર્થરાજ સહ તીર્થ, સઘળા તુજ દેહે,—મા ! (૨)
દિવ્ય રત્ન પણ સઘળાં, શોભે તુજ ગેહે. જય અંબ ! ૧૭

મલયાચલ ચંદનનો, ધૂપ ધરે મીઠો,—મા ! (૨)
જ્વાળાદેવી[૫]દીપ અખંડ તે દીઠો. જય અંબ ! ૧૮

કસ્તુરિયે પશુપતિની, પત્ની નેપાળે,—મા ! (૨)
અર્પે અતિ ભક્તિથી, બિંદી તુજ ભાળે. જય અંબ ! ૧૯

સરસ્વતી કાશ્મીરી, કુંકુમ કેશરિયાં,—મા ! (૨)
મા ! તુજ લલિત લલાટે, લેપે રસભરિયાં. જય અંબ ! ૨૦

ચંદ્રસૂર્ય નિત્ય નિયમે, આરતિ નિરાજે,—મા ! (૨)
રત્નાકર દે ડંકો, નોબત ધન ગાજે. જય અંબ ! ૨૧

ષડ્ ઋતુ ષડ્ રસ પાકે, રસોઇ શુભ કરતા,—મા ! (૨)
નૈવેદ્ય રુચિર તાંબુલ, તુજ આગળ ધરતા. જય અંબ ! ૨૨

ગંગા યમુના આદિક, રત્નકળશ ભરતી,—મા ! (૨)
તુજ પાનાર્થે પ્રેમે, કૃતાર્થ તું કરતી. જય અંબ ! ૨૩

આર્યતણી તું અંબા, ત્રિભુવનની ધાત્રી,—મા ! (૨)
વંદન કરિયે પ્રેમે, પૂર્ણપુનીત ગાત્રી. જય અંબ ! ૨૪

## આશીર્વાદ પ્રાર્થના

"ઘણું જીવો મુજ બાળ! તમ અરિ સર્વ ટળો,"—મા ! (૨)
અમોઘ એ આશિષ્ દો, અમને તેહ ફળો. જય અંબ ! ૨૫

## ફળશ્રુતિ

ચોવિસ ટૂકતણી આ સ્વદેશગાયત્રી,—મા ! (૨)
સંઘવિ ભણશે તેને, છે સુખસાવિત્રી. જય અંબ ! ૨૬



૧—વિશ્વને ધારણ કરનારી; દેવાદિકનો યજ્ઞાદિકથી નિર્વાહ કરે છે તેથી. ૨—ચોવીસમો અવતાર શ્રી કલ્કિ ભગવાનનો આ ચતુર્યુગીમા હજુ હવે થવાનો છે. પણ અત્રે ગત ચતુર્યુગીને ઉદ્દેશી લખ્યું છે. ૩—શંકરે પાણી ગ્રહણ કર્યું તેથી શોભા પામેલી. ૪—પૃથ્વી, ભૂમિ. ૫—પંજાબમાં જ્યોત જ્વાળામુખી નામે દેવનું સ્થાન છે. ત્યાં જ્વાળામુખીની જ્યોતિઓ નિરંતર બળ્યા કરે છે. હિંગળાજ જનારા યાત્રાળુઓ ત્યા જાત્રાએ જાય છે.

## પ્રેમોન્મત્ત

( મેં દિવાના નામના મુજે કોઇ ન છેડો વે :— એ રાગ )

હું દિવાનો દેશનો મને કોઇ ન સતાવો;
હોય જે મારા સમા—મારી કને આવો. હું દિવાનો. ૧
તોના અને ટૌવા મળી મુજ સિર ન પકાવો;
ડાંપણ બતાવીને વૃથા મુજ દિલ ન દુઃખાવો. હું દિવાનો. ૨
હોડી વિના સિંધુ તરો, હિમ્મત ન હરાવો;
હથિયાર વિણ ઝૂઝી શકો તો સંગ સિધાવો. હું દિવાનો. ૩
વિણ પાંખ ઉડવું આદરી પર જોઇ ઉડ વો;
તે હું દિવાના સાથ સઉ નિજ હાથ મિલાવો. હું દિવાનો. ૪
પકવાન ખાવાં હોય તો તમ મુખ છુપાવો;
જો અગ્નિ ખાવો હોય તો પતરાળી નંખાવો. હું દિવાનો. ૫
હાંકો તમારૂં મુખ ચહો જો લોભથી લ્હાવો;
જે હોય દિવાનો તે બનો મુજ સંગમાં બાવો. હું દિવાનો. ૬
સુખ આશ કેરા પાશ બાળી ખાખ લગાવો;
ભીતિ જલાવો ભઠ્ઠિમાં 'આદેશ' જગાવો. હું દિવાનો. ૭
નવ પાઘડીનો પ્રેમ ધારી શીષ નમાવો;
નિજ પ્રાણ અર્પો દેશને નવ નામ ગુમાવો. હું દિવાનો. ૮
નીરાંત કેરી રાતમાં નિદ્રા નહિ લાવો;
ઉજાગરે આનંદ માનો તો તમે ફાવો. હું દિવાનો. ૯
નિજ સ્વાર્થને સળગાવીને જો દેશ દીપાવો;
વપુ વિત્ત વનિતા વ્હાલ છોડી ખ્યાલ ખિલાવો. હું દિવાનો. ૧૦
શય્યા ચહો જો પુષ્પની તો મ્હો ન બતાવો;
સુવું હોય શરશય્યા પરે લો દોસ્તીનો દાવો. હું દિવાનો. ૧૧
ઘસી પાય મરવુ હોય તો તમ ધામ સુહાવો;
લણવી અમરતા હોય તો ક્ષેત્રે જીવન વાવો. હું દિવાનો. ૧૨
એ દેશનો સંદેશ ને આદેશ છે આવો;
તે રસ સદા હે સંઘવી? પીવો અને પાવો. હું દિવાનો. ૧૩

✲

## खरी भक्ति

### રાગ મિશ્ર બનજારાને

(જાઇ ગ્રીષ્મ થયું ચોમાસું—એ રાગ)

મન સ્વદેશ ભક્તિ ન જામી, તવ મહેશ ભક્તિ નકામી;
મન સ્વદેશ ભક્તિ જામી, તેને વશ અંતર્યામી. (ધ્રુ૰)
દ્દઢ પ્રેમ તેમની શાળા, છે સ્વદેશ ભક્તિ વિશાળા,
તે વિણુ ભક્તિના ફંદ, સકળ છળછંદ, ખરેખર ખામી. મન. ૧
જે કક્કો વાંચી ન જાણે, તે ગ્રંથગતિ કયમ માણે,
તે પંડીતાઇનાં પોલ, ફાટલું ઢોલ, રિઝે કયમ સ્વામી? મન. ૨
તુલસી રૂદ્રાક્ષની માળા, તે ચાળા હાલા માલા,
થઇ સ્વદેશ હિતની દાસ, ધરિ ન જયમાલ, ખરો તે હરામી. મન. ૩
શું વળીયું ટીલાં તાણે, જો સ્વદેશ ભક્તિ ન જાણે,
ટટિ કરી ન દેશ હિતાર્થ, ઉદરનો સ્વાર્થ, ગયો ન વિરામી. મન. ૪
તજીને નિજ સુખની આશા, નવ જગમાં વીર પ્રકાસ્યા,
તો વૃથા ધરી કરતાલ, મળે નહિં માલ બીડે શી હામી? મન. ૫
તજી સ્વદેશ હિતની સેવા; થયા ભગત ભિખારી જેવા,
તેથી ભારતને ભય ભાર, ધેલછાગાર, લિંપાઇ ગુલામી. મન, ૬
શું વળ્યું ભજનિયાં ગાયે, દેશ હિતે હાક ન વાપે:
તો સખિસમ નાચ્યું ધૂળ, સજાવ્યાં ફૂળ, વૃથા બની કામી. મન. ૭
જે સ્વદેશ ભક્તિ ભરિયા, તે મહેશ ભક્તિ-દરિયા,
જે જગ પાવન મહાવીર, ધર્મ દ્દઢ ધીર, રીઝે બહુનામી. મન. ૮
જે સ્વદેશ કાજ મરણિયો, તેણે કોટ કીર્તિનો ચણીયો.
તેને કાળ જવાળના ખાય, અમર લેખાય, અમર યશ પામી. મન. ૯
બાઇ વેષ બગતનો સારો, સહુ આરોપે કુલ હારો,
પણ વરસે જ્યાં સંહાર, તહીં રમનાર, ખરો નિષ્કામી. મન. ૧૦
છે શૂરવીરની ભક્તિ, બીજી જગ ઠગવા જુક્તિ.
નિજ દેશ તણો જે ભક્ત, પ્રભુ અનુરક્ત, સુગુણ ગણ ગામી. મન. ૧૧
અંધારી તન મન ધન વારે, ખરિ સ્વદેશ ભક્તિ ત્યારે,
તો પ્રભુ ભજને અધિકાર, પ્રકટશે સાર કહું કર ઉગામી. મન. ૧૨



# साचुं भणतर तो स्वदेशनी लागणीज

## લાવણી

(થયા છો રે પતિ તેજ ત્યારિ તનના ઉર હસિ વરિ આજ:—એ રાગ)

ભણિયા રે, તેમાં શું ઉઘડિયું ? જો પહેર્યા ચણિયા,
રણિયા રહે, નિજ દેશ તણા તો જનની શિર જણિયા ? [ટેક]

અધમ દશા જોઇ દેશની, મગજ ન ધમધમિ જાય,
નર એવા, પશુ જેવા ! જડ કે'વા !... ... ...
નહિ! નહિ! નર એ તો નિમકહરામી અસુરો અવગુણિયા. ભણિયા રે. ૧

દુ:ખ પડે નિજ દેશને પોતે રહે નચિન્ત,
હરિ ધનમાં, સ્વજીવનમાં, ભય મનમાં,
પામે તે પામર પંડિત નહિ પણ પાનાપીંખણિયા. ભણિયા રે. ૨

અનર્થ કરિ નિજ દેશને સ્વારથરથ પર સ્વાર,
લે પોથાં, તે થોથાં, ખઇ ગોથાં,
તેવાને આ લોકે પરલોકે પરમ પાપિ ગણિયા. ભણિયા રે. ૩

વાતો કરે વિવેકની મનગ્હાલાં તનમાલ,
તે શાણા, શઠ ન્હાણા, ભય થાણાં,
રોતા જઈ મ્હોંકાણ માંડિ હસે મન ભાગી ઢીંચણિયા. ભણિયા રે. ૪

હિંમત હૈયામાં નહિ મુખમાં ન મળે જીભ,
કર ચૂડી, જડિ બૂડિ, મતિ ખૂડી,
તો સતિના શરા સંત નહિ પણ એ સાચા શંખણિયા. ભણિયા રે. ૫

દેશ મમત્વ મટી જઇ દેશ-છિદ્ર દેખાય,
તે ભણવું, વિશ ગણવું, નવ ખણવું,
નિજ દેશ મમત્વ વિસારી ભણિ ભણિ દાનવ સાખણિયા. ભણિયા રે. ૬

વણસે સાચવતાં પણ વીરા ! તન ધન નથી અભંગ,
તે દેશે, નિજ દેશે, જશ લેશે,
સંધરી શરના ઇતિહાસ અમર કીર્તિકોટ ચણિયા. ભણિયા રે. ૭



## श्री शिवराज जयन्ती महोत्सव.

### એકત્રીશા સવૈયા–લાવણી.

રુદ્રઅંશ રણગગનદિવાકર હિંદુ બિરૂદ રક્ષક રણધીર,
યવનમ્લેચ્છવનદહનદવાનલ અતુલિન બલવિક્રમવર ; વીર;
ગોબ્રાહ્મણ સાધુજન અબલા હિંદુ ધર્મ રક્ષક સિરતાજ,
ધન્ય દિવસ ઘડિ પલ તે જ્યાં આ–ભારતમાં જન્મ્યા શિવરાજ ! ૧

ધન્ય મહાબાહુ શ્રી શાહૂ પિતા ધરણીમાં જેનું નામ,
શૂરવીર શિવરાજે ઝળકાવ્યું કરિ ધર્મધુરંધર કામ;
શ્રી જીજીબાઈ તણી કૂખજ ધન્ય ધન્ય ને ધન્ય સદાજ, ધન્ય.. ૨

ધન્ય ધન્ય દક્ષિણને બહુધા ધન્ય મહાબલ માવલ સર્વ;
'જય શિવ છત્રપતિ જય' ગર્જિ યવન મ્લેચ્છનો તોડયો ગર્વ,
ધન્ય ધન્ય ગુરૂ રામદાસ યતિ પવનતનય મૂર્તિ મુનીરાજ, ધન્ય. ૩

ધન્ય જન્મસ્થળ શિવનેરી કિલ્લો જ્યાં ઉગ્યો ભારત માર્તંડ,
જુલમ તિમરને તોડયું જેણે પ્રતાપ દાખ્યો પૂર્ણ પ્રચંડ;
ભગવો ઝુંડો ભારતને શિર ગગન ગાજતું વિજય અવાજ, ધન્ય. ૪

મહાકાલિ ભગવતી ભવાની 'કરમાં ઉભી થઈ કરવાલ,
હિંદુ તણા અરિદલનો કરવા કાલ પ્રલય મહાપાવક જ્વાલ;
હિંદુ જાતિને પુનઃ સજીવન કરવા અમૃતકલશસમ કાજ. ધન્ય. ૫

કનકકામિનીમોહરહિત નર પ્રમાદરહિત પરાક્રમપૂર,
સત્યાગ્રહ હઠયાગ્રહ બંને છોડયા ધરિ ધર્માગ્રહ શૂર;
ભરતભૂમિમાતાના દુઃખનો રામબાણ સમ કર્યો ઇલાજ. ધન્ય. ૬

સમરાંગણમાં અગ્રેસર બનીને રાખ્યું નાયકનું નામ,
પ્રેમ નેમને રાગ દ્વેષને તજિ કીધાં ભારતનાં કામ;
દંભ ન કીધો લોક રિઝવવા હયાત રાખ્યો હિંદુ સમાજ. ધન્ય. ૭

અષ્ટમૂર્ત શિવ કેરી મૂર્તિ ભવાની સાથે ભારતકાજ,
શિવજી તેમ ઉપજજો હરદમ–ભારત માગે એક અવાજ;
સંધવી યશ શિવ નૃપના ગાતો શિવજયન્તિ ઉત્સવમાં આજ, ધન્ય. ૮



# દશા વિચાર

## રાગ બિલાવર

(અવધપુરીના રાજીઓ, રાય દશરથ જેતે—એ રાગ)

શીરે દશા થઈ દેશની? વીરા! કરો રે વિચાર;
દેખાદેખીની શેખી તજી, જુઓ જગે ને ઉધાર. શી રે. ૧
મન નથી સુણતા માતાતણો, તજતા પિતાનો પંથ;
આચાર્યને તો ન ઓળખો, ગોખ્યા પરદેશી ગ્રંથ. શી રે. ૨
પાયા વિના ઘણા માળનું, માંડયું મિથ્યા મંડાણ;
ટકશે નહિ તકલેદીયું, વળશે કચ્ચરઘાણ. શી રે. ૩
કરી ન શકયા એક કોટડી, મિથ્યા ચણવી ચોટ!
કયારે જશો, તમે કંગલાં? જુના તોડીને કોટ! શી રે. ૪
પ્રભુના વિલોપી વિદેશની, આંખ્ય અકલ અંજાઈ:
ઘરમાં કે બ્હાર સુઝે નહિ, મિથ્યા બકતા બડાઇ! શી રે. ૫
અવરના રંગથી રીઝીને, ખોતાં પોતાનું પોત;
ખ્યાલ ગાલપરનાં ગ્રહી, મૂર્ખ! માગો છો મ્હોત. શી રે. ૬
સ્નેહિ સગાં ને પડોશીનો, તમે પરહર્યો પ્રેમ;
અનાથ-આશ્રમથી ચલ્યાં, ખોટાં કુશળક્ષેમ. શી રે. ૭
પાળો ન વિધવા કુટુંબમાં, કરો વિવિધ વિશ્રામ:
કુશળ નહીં આગ નીપજે, પ્રજા વણસે તમામ. શી રે. ૮
ગુરૂ આશ્રમને વિસારીને, ભજતા હાયસ્કૂલ;
કોલેજમાં તજી ધર્મને, વાવતા વિષમૂળ. શી રે. ૯
દેશમાં કાર તો લેશ ના, વંઠી જાય વિદેશ;
વિવાને બદલે વેગમાં, કરી દેલાવે કલેશ! શી રે. ૧૦
વેશ ફેશનમાં ફિરંગી છો, ઉર અસુર આવેશ!
નહિ આર્યોમાં ન આંગ્લમાં, ચોળી કુળ પર મેશ. શી રે. ૧૧
"મુખથી "સ્વદેશી સ્વદેશી" ના માંડયા મિથ્યા પ્રલાપ;
તનમન વચને વિદેશનાં, લાદ્યાં પાપ અમાપ. શી રે. ૧૨
સ્વદેશી માનનું દાખવો, બ્હારથી બારદાન;
તાલ ખ્યાલ પરદેશનાં-તેનું તમને છે તાન. શી રે. ૧૩

ભણતર ભુંડું નીવડયું, વ'દી જણતર જાય;
એ ચણતરથી હિંદના, કયાંથી મ્હેલ ચણાય? શી રે. ૧૪
ટડપડ મિથ્યા તુમાખની, વટમાં તો વટાલ;
મર્કટ ને મદિરા પિયે! તેવો જામ્યો છે તાલ. શી રે. ૧૫
સોળે સાન ન આવતી, વીસે વળતાં ન વાન;
સંઘવી કહે એ હેવાનથી, હિંદ માતા હેરાન. શી રે. ૧૬



## હિન્દુ સમાજને સન્દેશો.

### રાગ ઓધવજીના સંદેશાનો.

સંઘવીનો સદેશો હિંદુ સમાજને,
ઔષધ સમ કટુ પણ છે હિત કરનાર જો;
અંદેશો તજી અંતર આપ ઉતારશો,
તો પરિણામે હીંદ તણો ઉદ્ધારજો. સંઘવીનો ૧
હૃદયે પ્રથમ વિવેક વસાવો વ્હાલથી,
ગોળ ખોળને સરખા ગણે ગુમાર જો;
ન્યાય તણી બુદ્ધિને શિથિલ કરો નહિ,
તોજ સંપનો ત્રાપો છે તરનાર જો, સંઘવીનો ૨
શત્રુ તણા પણ સદગુણને જશ આપવો,
મિત્ર તણા પણ દુર્ગુણથી રહો દૂર જો;
હું પદના મદને તો મૂકો વેગળો,
તો હરિ વ્હારે રહેશે નિત્ય હજૂર જો. સંઘવીનો ૩
ધર્મ વિષે દઢ રહેજો લાલચને તજી,
તોજ વિજય તમને દેશે વિશ્વેશ જો;
નિજનિજ જાતી કુલના ધર્મ ન છોડશો,
કુતર્ક કાદવમાં જ કરોડો કલેશ જો. સંઘવીનો ૪.
સગવડીયા થઇને બનશો જો સોસળા,
તો નહિ રાજ્ય મળેને જાશે લાજ જો;

ક્લેશ અને આવેશે કાજ સરે નહીં,
વિજય વિભયનો ધર્મતણો સિરતાજ જો.    સંઘવીનો ૫
ધર્મ મર્મ જાણ્યા વિણ કર્મ કરી મરે,
તેથી શુભ ફળની કદીએ નહિ આશજો;
મહેનત મિથ્યા જાય મુરખ અંતે હરે,
સાથ કરે તેનું પણ સત્યાનાશ જો.    સંઘવીનો ૬

ધર્મ વિના બુદ્ધિ બળ તે......છળ જાણજો,
ધર્મ વિના ઉદ્યમ તે યમનો દૂત જો;
ધર્મ વિના સાહાઈ સોદો સેતાનનો,
ધર્મ વિનાનું ભલપણ તે તો ભૂત જો.    સંઘવીનો ૭

ધર્મ વિના યમ નિયમ વિવિધ વળી સંયમો,
શમદમ સઘળાં બારશનાં તાબૂત જો;
વાજંતે ગાજંતે આખર બૂડતાં,
ધર્મ વિના સઉ તદગીરો તે તૂર જો.    સંઘવીનો ૮

વર્ણાશ્રમનો ધર્મ જ સાચો ધર્મ છે,
અવર વૃથા અવલંબન સંકટરૂપ જો;
સ્પૃશ્યાસ્પૃશ્ય ઉપર ગઢ ભક્ષ્ય અભક્ષ્યનો,
લગ્નવિવેક વિના વણસે જડ મૂળ જો.    સંઘવીનો ૯

તેમ છતાં જે વૈકલ વાત ઉંધી લવે,
તેને જાણી લ્યો કળીયુગના ચાર જો;
વિષિયર સર્પ ગણી તેથી રહો વેગળા,
એને સંગે ઉભય લોકમહીં માર જો.    સંઘવીનો ૧૦

આ સંદેશો શુદ્ધવંશસંતાનને,
વર્ણસંકરોને નથી આ સદેશ જો;
બચી બચાવો ધર્મે નિજ નિજ કોમને,
થશે સમગ્ર પ્રજારક્ષક અખિલેશ જો.    સંઘવીનો ૧૧



# वीर श्राद्ध

## રાગ મરાઠી લાવણી

શ્રી ભારતનું ભદ્ર ચહીને, જે વીરોએ અર્પ્યા પ્રાણ,
આજ લગી તે શૂરા આર્યો, હજુ નથી પામ્યા નિર્વાણ;
તે સઘળાને કૃષ્ણપક્ષની, ચૌદશ દિન ભાદરવે માસ,
સ્વધા શબ્દ સહ વાણી તર્પણ અર્પું ધ્યાન ધરી ઉલ્લાસ. ૧
માતૃભૂમિનું દુધ દીપાવ્યુ, રણમા વાવ્યાં જીવન બીજ,
અમર જીવનફળ લેઇ આવશો, આર્યભૂમિને દેવા રીજ;
પિંડ દાન દેનારાં બંધુ, જાણ્યા ને અણજાણ્યા જેહ,
પ્રેમપિંડ દઉં સ્વધાકર સહ, તૃપ્ત તમો હો નિસંદેહ. ૨
સ્વદેશ કાજે મૃત્યુ તે તો, સઘળા મોક્ષ તણા માગાપ,
તો પણ મોક્ષ તમારો કયમ નહિ? એવો અજ્ઞ કરે સંતાપ;
સ્વદેશહિત કરવા અવતરવા, હજુ રહ્યા જય લક્ષ્મી કાજ,
તેવા તમને ભડ બાંધવને, સ્વધાકારથી તર્પું આજ. ૩
દૈવી પ્રજા તણી રક્ષાર્થે, વિષ્ણુ અવતર્યો ચોવીસ વાર,
તેથી સમસ્ત પિતૃરૂપ શોભે, ગયા ગદાધરનો અવતાર;
તમે તેમ ફરિ ફરિ અવતરશો, આર્યધરાની કરવા વ્હાર,
તેવા તમને આર્યવીરને, સ્વધાકારથી તર્પું સાર. ૪
સ્વર્ગ સદન ને દિવ્ય અપ્સરા, તમ હકનાં તેનો ત્યજી પ્યાર,
ભારતમાં અવતરવા ઉન્મુખ, વીરા મ્હારા આર્યકુમાર;
મૃત્યુલોકવાસી ભારતને, નથી વિસાર્યો તમે લગાર,
સ્વધાકારથી તમને તર્પું, વ્હાલા વીરા વારંવાર. ૫
યોગી જ્ઞાનીને બહુ શ્રમથી, સિદ્ધ થાય જે મોક્ષ સ્વરૂપ,
તે તૈયાર તમારે અર્થે, છતા પડ્યા નહિ નિજ સુખકૂપ;
સ્વદેશ અર્થે સ્વાર્થ તજી, સરસ્વતિચક્રે ચઢવા તૈયાર,
તેવા રણમોજા વીરાને, સ્વધાકાર કહિ તર્પું સાર. ૬
નિજ સુખ અર્થે જ્ઞાની યોગી, ભક્ત યત્ન કરી મોક્ષે જાય,
પાપી પણ તરવાને યત્નો, કરી કરીને ભજતા જગરાય;
તે જગરાય તમોને ભજતા, યજ્ઞપુરુષના છો આકાર,
તેવા મારા આર્યવીરને, સ્વધા સ્વધા જય જય બહુ વાર. ૭

ખડગધાર ને હાર બરોબર, પુષ્પગેંદ સમ ગોળા સાર,
બરછી અગરબત્તી બે સરખાં, મરણ મોક્ષ નહિ ફેર લગાર;
ફાંસીને વનમાલા સરખી, જેલ મ્હેલ સરખા ગણનાર,
એવા ધાયા બૂડયા આર્યો, સ્વધાકાર તમને બહુ વાર. ૮
સ્વદેશયજ્ઞે સ્વદેહ અર્પ્યો, અને અર્પવા છો તૈયાર,
શિવ સાયુજ્ય સમીપ છતાં, હજુ જીવપણું કરી રહ્યા સ્વીકાર;
ધર્મ ગણ્યો પ્રિય ધડથી અધિકો, ધારાતીર્થે તન તજનાર!
સ્વધાકાર તમ અર્થે ખાસ જ, આગમનિગમ વિષે નિર્ધાર. ૯
પ્રેમપિંડ વાણી તર્પણથી, વીરા કીધો તમ સત્કાર,
તેથી આશિષ આપો અમને, સ્વદેશની સેવા મોઝાર;
સ્વદેશપર શ્રદ્ધા અમ વધજો, પ્રજા પ્રકટજો વીર ઝુઝાર,
ભય બંધન ભારતનાં છુટો, થઇ જગ આર્ય તણો જયકાર. ૧૦
વીરા તૃપ્ત સ્વધાથી થઇને વેગે આવો ધરિ અવતાર,
આર્યધરા જનનીને અંકે, રમવા કાજે આણી પ્યાર;
અગ્રેસર થઇ ઉદય પંથના, જેવા રૂદ્ર દીપે અગિયાર,
સ્વધાકારનો એ વહ્નિ તમને, સઘળી આજ કરે ઉચ્ચાર. ૧૧



## साचा हिंदु संताननो संकल्प

પદ

[ સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લેઇએ એ લય ]

સુણો સંકલ્પ મ્હારો જે, સનાતન ધર્મ માટે,
સદા સાચો થનારો તે, અમારા શીશ સાટે. (ધ્રુ.)
અનંત કોટિ પુણ્યનું, ફળ હિંદુ અવતાર,
ધર્મક્ષેત્ર ભારતધરા, ભાગ્ય તણો નહિ પાર!
ધર્યો અવતાર મેં તો છે, સનાતન ધર્મ માટે;
સકળ સંસાર આ તો છે, અમારા ધર્મ માટે. સુણો. ૧
"હુવા! હુવા!!" કરીને રહ્યો, હર્ષ હૃદય ઉભરાય;
हुवा कार्य मम सिद्ध यह, જન્મ મમય અભિપ્રાય.

કર્યું પયપાન જનનીનું, સનાતન ધર્મ માટે;
જમ્યો પકવાન ઝાઝેરું અમારા ધર્મ માટે. સુણો. ૨
બાળક બની આળોટિયો, ભરતભૂમિ ઉત્સંગ;
હિંદુ સનાતન ધર્મનો, રગ રગ ભાર્યો રંગ.
શિશુપણમાં કર્યા જે ખેલ, તે પણ ધર્મ માટે;
ભણી ગણીને થયા કાબેલ, તે અમ ધર્મ માટે. સુણો. ૩
માત તાત મ્હેતા તણો, ખાધો જે કાંઇ માર;
હિન્દુ સનાતન ધર્મને અર્થ અનેક પ્રકાર.
બન્યો હું બ્રહ્મચારી તે, સનાતન ધર્મ માટે;
સુવિદ્યા સર્વ ધારી તે, અમારા ધર્મ માટે. સુણો ૪
બની ગૃહસ્થ સ્રીપુત્રનો શિરે ઉઠાવું ભાર;
સ્વધર્મ અર્થે સહન કરું, ઉપાધિના અંબાર.
સુણું કથું શાસ્ત્ર તે સહુ છે, સનાતન ધર્મ માટે;
પકડું શસ્ત્રાસ્ત્ર તે સહુ છે, અમારા ધર્મ માટે. સુણો ૫
ગો રક્ષણુ ખેતી વણજ, શિલ્પ અને સેવાય;
હિંદુ સનાતન ધર્મને–અર્થ ધર્યો હેવાય.
તરિશ તારીશ તો પણ હું, સનાતન ધર્મ માટે;
મરિશ મારીશ તો પણ હું, અમારા ધર્મ માટે. સુણો. ૬
હિંદુ સનાતન ધર્મને, કાજ ભજું ભગવાન;
ધર્મશિરે સંકટ પડ્યે, પકડું તીર કમાન.
બનું નિઃસંગ હું તોયે, સનાતન ધર્મ માટે;
જગાવું જંગ હું તોયે, અમારા ધર્મ માટે. સુણો. ૭
હિંદુ ધર્મ કાજે સહી–સંકટ કરૂં ઉપકાર;
ધર્મ કાજ આદરિ મરણુ, કર પકડું તલવાર.
ભજું કરતાર તો પણ તે, સનાતન ધર્મ માટે;
કરું સંહાર તો પણ તે, અમારા ધર્મ માટે. સુણો ૮
નિર્ભયને નિઃશંક થઇ, ઝુઝું ધર્મને કાજ;
ધર્મ કાજ વિષયો તજી, વસું જઇ વનવાસ.

મહું સંન્યાસ તો પણ તે, સનાતન ધર્મ માટે;
તજુ સહુ આશ તો પણ તે, સનાતન ધર્મ માટે. સુણો ૯

સ્પૃશ્યાસ્પૃશ્ય અને વળી, ભક્ષ્યાભક્ષ્ય વિવેક;
સ્વવર્ણને સ્વજ્ઞાતિમાં, પાણિ ગ્રહણનો ટેક.
બધાંએ બંધનો પાળું, સનાતન ધર્મ માટે;
સકળ હું લાલચો બાળું, અમારા ધર્મ માટે. સુણો. ૧૦

હિન્દુ ધર્મ અર્થે સજું સ્વરાજ્ય કે સામ્રાજ્ય;
હિન્દુ ધર્મ અર્થે તજું, ત્રિલોક કેરો તાજ.
સનાતન ધર્મ કરતા કાંઇ, મોટું હું ન દેખું;
સનાતન ધર્મ આગળ હું સકળ જગ તુચ્છ લેખું. સુણો. ૧૧

હિન્દુ સનાતન ધર્મ તે, પિતા અમારો એક;
ભરતભૂમિ જનની સતી, કેમ તજું કુલટેક.
અલ્યા ઓ સંઘવી ! કર ગાન સનાતન ધર્મ માટે;
હું તો છું હિન્દુનું સંતાન, સદા આ શીર સાટે. સુણો ૧૨



## श्री इष्टपति पुकार

પદ

( વારે મારા વિરા રે ન કરીએ સંગ નીચનો રે—એ રાગ )

હે નૃસિંહ ! સુરવર ગરવા રે, લાજ હાથાં રાખજો રે જી.
વ્યાપ્યો વ્યાપ્યો કૂડો હવે આ કળિ કાળ;
ધર્મી થતા ધુતારા રે, કર્મી કપટી થયા રે જી,
મર્યાદા તો પેગી ગઈ જ પાતાળ. હે નૃસિંહ ! ૧

વેદ સેતુ તૂટયો રે, વિદ્વાનો તો વંઠીઆ રે જી,
કુતર્ક કંઠે અર્પી વિજયની માળ;
વિચાર તો વંઠયો રે, આચાર ઉંધો વળ્યો રે જી,
સાચા પુરૂષની તો, તૂટી ગઈ પાળ. હે નૃસિંહ ! ૨

ઋષિયો રીસાયા રે, મુનિઓ મૂકી ગયા રે જી,
સાચા સંત જનનો તો આવ્યો અંત,
પંચ વિષયોનો રે પ્રપંચ વધી પડયો રે જી,
તરકટનો ફેલાયો તંત. હે નૃસિંહ ! ૩

આ બ્રાહ્મણ બ્રામણ બનીને રે બીજાને ભમાવતા રે જી,
કળિમાં તો ભૂપ થયા સઉ ભૂત.
વૈશ્યો વિપ બનિયા રે ધર્મને તો રેંસતા રે જી,
શુદ્ર ક્ષુદ્ર બનીને બેઠા તાબૂત. હે નૃસિંહ ! ૪

કળિયુગમા તો ગુરૂઓ રે ગોરી અને ગર્થના રે જી,
પૈસા પ્રમદા માટે એ કરતા પ્રપંચ,
ધર્મને ડૂબાવ્યો રે ધતીંગો ખડાં કરી રે જી,
સત્યનો સૌ તોડયો સમૂળો સંચ. હે નૃસિંહ! ૫

દારતો દામ કેરા રે કામ કેરા કેદીઓ રે જી,
એદી પૂરા નૈયત કેરા હરામ,
એવા આગવાથી રે, કુશળ શું ઉપજે રે જી,
ધીંગાણાનાં થાણાં થયાં ધર્મ ધામ. હે નૃસિંહ! ૬

બાપ બેટી તાકે રે ભાઇ બોટે બ્હેનને રે જી,
ત્યાં શી બીજાની કરીએ વાત,
સભામાં શોભંતા રે ભાખે ભલાં ભાષણો રે જી,
સુણી સુણી અંધા થતા ગળિઆન. હે નૃસિંહ! ૭

રાજાઓ રીઝવવા રે ગુરૂ ગણિકા બન્યા રે જી,
સંજતા જુદી સફાઇના સોંગ,
ધર્મ માર્યો ધોકે રે રોકે ટોકે કો નહિ રે જી,
ધરણી ઉપર ધગધગતા બહુ ઢોંગ. હે નૃસિંહ! ૮

પુત્ર પુત્રી વેચીરે માવતર મ્હાલતાં રે જી,
છોરી છોરા માવતરોને દે છેહ.

ધરતીએ કસ ચોર્યો રે, વાડયે ચોર્યાં ચીભડાં રે જી,
આભે ચોર્યો મેદનીમાંથી મેહ. હે નૃસિંહ! ૯

ન્યાય ગયો નાશી રે, છાય કળિની થતાં રે જી,
સત્ય કેરું જાવા બેઠું સત્યાનાશ,
ગોરસ તો ઘટીયાં રે; ગોરખ વધી ગયો રે જી,
છૈયા છ છ માસે ન દેખે છાશ. હે નૃસિંહ! ૧૦

ધર્મના પિતાઓ રે, વરે બેટી ધર્મની રે જી,
ભેળા જમે વિપ્ર અને ચાંડાલ,
ભક્ષ્યાભક્ષ્ય કેરો રે, ભેદ તો ભાગી ગયો રે જી,
વણસી ગયાં સગાં વ્હાલાંમાંથી વ્હાલ. હે નૃસિંહ! ૧૧

કાવાખ્ખી માયો રે, બાળને પોષે નહીં રે જી,
ધાવણ વણુ વણસે કાંઇ બાળ,
યવન આયાતે રે હાથે આર્ય ઉછરે જી,
આથી વિષમ કયો કળિકાળ? હે નૃસિંહ! ૧૨

દોસ્તી તો દગાની રે, સગાઇ ઠગાઇની રે જી,
છુટ્યા છુટ્યા સાચાઇ કેરા સંબંધ,
સ્વાર્થને ધુંસરે રે, બંધાયા આ બળદીઆ રે જી,
મોહની મદિરા પીને બન્યા અંધ. હે નૃસિંહ! ૧૩

કુલટાઓ કુદે રે, સતીઓ સીઝાય છે રે જી,
નકટ નરો થઇ બેઠા ન્યાન,
ઉજળા દગોએ રે ઊર્વી ઉભરાઇ ગઇ રે જી,
ખૂબ કમાવા લાગ્યા કલાલ. હે નૃસિંહ! ૧૪

જોગીઓ જમાવે રે, જર અને જોરૂઓ રે જી,
સન્યાસીએ માડયો હવે સંસાર.
ગૃહસ્થીએ માંડી રે હવે ભીખ માંગવા રે જી,
અવનિમાં અવળો વધ્યો આચાર હે નૃસિંહ! ૧૫

બુઢ્ઢાં ને રાંડેલાં રે, લ્હાના ચહે લગ્નના રે જી,
કુંવારાઓ છાનો સેવે વ્યભિચાર,
દંપતીના થાતા રે, દેખ્યા છેડા છુટકા રે જી,
ભણ્યાં ગણ્યાં ગંડુએ ભાળ્યો એમાં સાર. હે નૃસિંહ! ૧૬

માથું પડયું નીચું રે, ઉંચે થયા ટાંટીયા રે જી,
નેવનાં તો પાણી પો'ચ્યાં જઇ મોભ,
કળણુ કલિનું રે, જ્યાં ત્યાં ભારે જામિયું રે જી,
કામ ક્રોધ મોહ મત્સર મદ લોભ. હે નૃસિંહ! ૧૭

હે નાથ! હવે આવો રે, લેઇ અવતારને રે જી,
પ્રભુ! કોટવાલને દંડે છે ચોર;
દંભે થંભ રોપ્યા રે, ચારે દિશ વિજયના રે જી,
કળિયે તો કીધું અંધારૂં ઘોર. હે નૃસિંહ! ૧૮

નૃસિંહ! દયાળુ રે, અમે તમ આશરે રે જી,
રાખો રાખો સેવક જાણી લાજ,
સંઘવી શીશુ તો રે, અન્યને ના ઓળખે રે જી,
બાપજી! બચાવો આ બુડતું જહાજ. હે નૃસિંહ! ૧૯



## નવરાત્રનો ગરબો

[ ૧ પડવે મારે ગરબો : રાગ-પુનમ ચાંદનીનો ]

આવો સતી-શિરોમણિ સખિયો, ગરબે ખેલિયે રે,
ગાઇએ મહામાયા જગદંબાનો જયકાર;
શક્તિ સાંખ્ય કરે તો સુખ-સાગરમાં રેલિયે રે. (ટેક)

ઉજળો આસો માસ પધાર્યો આ તિથિ પ્હેલીએ રે,
નવલા નવરાત્રીના ઓચ્છવ બેઠા સાર આવો. ૧
સ્વામીની આજ્ઞા લઇ, સજી સુશીલ શણગાર;
સદ્‌ગુણ ગરબો શિર ધરી, સહિયર થા હુંશિયાર.

રમવા આધરાં થઇ બાળક રોતાં નવ મ્હેલીએ રે,
મહિયરિયે સાસરિયે સહિયર અહિ પતિમાર. આવો. ૨

જશ ગાઇએ જગદંબના, કરિયે સદ્‌ગુણ ગાન;
પવિત્ર પ્રેમ વખાણિયે, વળિ સ્વદેશ અભિમાન.
ભાન વિસારી ખાવું ગાવું નહિ અતિ ઘેલિયે રે,
જેથી જગમાં થાય ન અપજસનો વિસ્તાર. આવો. ૩

જય આદિ શક્તિ ઉદય, મહેશ્વરી મહામાય;
હવે અમો બાળક ઉપર, માત કરો કરૂણાય.
આપો ભરતખંડને શુભ ફળ જયની વેલીએ રે,
આર્યોના કાર્યોમાં સદા પડો પોબાર. આવો. ૪

સરસ્વતી વિદ્યાકલા, સુનીતિ સન્મતિ જ્ઞાન;
આપોને અમ દેશને યાચ્યું એ વરદાન.
અટપટિ યુક્તિ સહજે આર્યજનો ઉકેલીએ રે,
પ્રાચીન પૂર્વજ જેવા કરિ આપો અમ કાર. આવો. ૫

લક્ષ્મી દેવી લક્ષમાં, લ્યો ભારતની ભૂખ;
રિધ્ધ સિધ્ધ આપી આર્યને, સઘળાં આપો સુખ.
અવિચળ વસો હિંદમા વન, ઘર અને હવેલીએ રે.
હૃદયે યાદ કરો અમ આર્ય વડિલોનો પ્યાર. આવો. ૬

કૃપા કરિને કાલિકા, બાહુબળ હથિયાર;
આપીને દ્યો આર્યને, રણમા જય જયકાર.
કે નવ વહિયે રૂઢિ-રિપુ-મધનને નેળિયે રે,
હિંદુ શિરથી ઉતરે મશ્કરિયોનો માર. આવો. ૭

સંપ શાન્તિમાં સર્વને, સ્થાપો અંતે આપ;
આર્યપુણ્યનો ઉદય કરિ, પ્રલય કરો સહુ પાપ.
સંધવી આર્ય-સંઘ નવ વહે વ્હેમને વ્હેળિએ રે,
એ વર માગી લેઇએ વિનવી વારંવાર. આવો. ૮



श्रीः

श्रीसनातनसमस्तहिन्दुधर्मसभा–अमदावाद.

# ॥ श्रीसनातनं भारतगीतम् ॥

## अथ मङ्गलम्

पद्यम् १. राग : कल्याणः

श्रीगणाधिनायकं नमामि विश्ववन्दितम् ;
भारतीस्वरूपमिष्टमोदयोधनन्दितम् .
श्रीगणाधिनायकम्० (ध्रु०)
वेदनिधिविधिम्, सकलसर्जनेश्वरम् ;
नटवरं हरिं भजे, महानटं महेश्वरम् .
श्रीगणाधिनायकम्० १

---

## श्रीसनातनभारतगीतम्.

पद्यम् २.

वन्दे पितरं धर्मम्, तदनु वन्दे मातरम् .
प्रथमं वन्दे पितरं धर्मम्, तदनु वन्दे मातरम्,
भारतवसुधां सुधान्नपूर्णाम्, तदनु वन्दे मातरम्,
वन्दे पितरं० (ध्रु०)

स्पृश्यास्पृश्यविवेकः शक्तः,
स्थूलो देहो यस्य व्यक्तः,
तं परिचर्यापात्रम्,
वन्दे शौचप्रभाकरम्. तदनु० १

भक्ष्याभक्ष्यविमर्शविधानम्,
सूक्ष्मशरीरं सत्त्वनिधानम्,
यस्य तिमिरहरशास्त्रम्,
वन्दे ब्रह्मप्रमापरम् . तदनु० २

वंशविशुद्धिविवाहविवेकम्,
कारणवपुरपि धर्मनिषेकम्,
यस्य सुमङ्गलमात्रम्,
वन्दे भव्यं सुभास्वरम्. तदनु० ३

रागद्वेषरहितमभिजातम्,
वर्णाश्रमनियमनविख्यातम्,
विश्वहितमहामात्रम्,
वन्दे श्रेयोमयस्करम्. तदनु० ४

अगणितभुवनजनैरतिचकितम्,
अवलोकितं स्तुतं सपुलकितम्,
तश्चामृतरसधात्रम्,
वन्दे चेतःसुभास्करम्. तदनु० ५

श्रुतिस्मृतिपुराणतन्त्रतत्त्वम्,
इतिहाससम्प्रमाणितसत्त्वम्,
सनातनं दृढगात्रम्,
वन्दे वर्चोयशस्करम्. तदनु० ६

सकलसदाचारसद्व्वाहम्,
विशदसद्विचारसुप्रवाहम्,
अनवद्यपुण्ययात्रम्,
वन्दे शुद्धं शिवङ्करम्. तदनु० ७.

संग्राहः

★

## અથ મંગલાચરણનો

### ભાવાર્થઃ—

આખા વિશ્વવડે વંદાયલા શ્રીગણપતિને, તથા ઇષ્ટ આનંદ અને જ્ઞાનવડે પ્રસન્ન શ્રીભારતી દેવીના સ્વરૂપને પણ હું નમસ્કાર કરૂં છું. (શ્રો૦)

વેદના સાગર અને સૃષ્ટિ કરવાને સમર્થ એવા શ્રીબ્રહ્માજીને, તથા સર્વ નટોમાં ઉત્તમ એવા શ્રીવિષ્ણુ ભગવાનને તથા સર્વથી મોટા નટ શ્રીમહેશ્વરને હું ભજું છું. ૧.

---

## શ્રી સનાતન ભારત ગીતનો

### ભાવાર્થઃ—

પિતા ધર્મને હું વંદું છું, અને ત્યાર પછી માતાને હું વંદું છું. પહેલાં તો પિતા ધર્મને હું વંદું છું, અને ત્યાર પછી માતાને વંદું છું:—અમૃતથી અને અન્નથી ભરપૂર એવી માતા ભારતભૂમિને હું વંદું છું. (ટેક)

જેનો પ્રત્યક્ષ સ્થૂલ દેહ તે સ્પૃશ્ય અને અસ્પૃશ્ય બાબતનો સમર્થ વિવેક છે, તે સેવવાને યોગ્ય તથા પવિત્રાચારના—પ્રભાત—સૂર્યરૂપ પિતા સનાતન ધર્મને હું પ્રથમ વંદું છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૧.

જેનું સત્ત્વ ગુણના ભંડારરૂપ સૂક્ષ્મ શરીર તે ભક્ષ્ય અને અભક્ષ્યના વિચારનું વિધાન છે, કે જે તમોગુણનું નિવારણ કરનાર શાસ્ત્રરૂપ છે, બ્રહ્મસાક્ષાત્કારપરાયણ પિતા સનાતન ધર્મને હું પ્રથમ વંદું છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૨.

જેનું કારણ શરીર પણ ધર્મના આધાનવાળું અને વંશની વિશેષ શુદ્ધિવાળા લગ્ન વિવેકવાળું છે, તે સમગ્ર શુભ માંગલ્યસ્વરૂપ ભવ્ય અને સુપ્રકાશ પિતા સનાતન ધર્મને

હું પ્રથમ વંદું છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૩.

રાગદ્વેષથી રહિત અને ઉચ્ચ કુળમાં જન્મેલા, વર્ણાશ્રમના નિયમો ચલાવવામાં વિખ્યાત, સમગ્ર વિશ્વના હિતની બાબતોમાં સર્વોપરિ અધિકારી તથા શ્રેયને અને પ્રેયને કરનાર પિતા સનાતન ધર્મને હું પ્રથમ વંદું છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૪.

અસંખ્ય ભુવનોના નિવાસીઓ વડે અત્યંત આશ્ચર્યપૂર્વક જોવાયેલા, અને રોમાંચપૂર્વક સ્તવાયેલા, અને અમૃતરસને ધારણ કરનાર પાત્રરૂપ, તથા અંતઃકરણના સૂર્યરૂપ પિતા સનાતન ધર્મને હું પ્રથમ વંદુ છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૫.

શ્રુતિ સ્મૃતિ પુરાણ અને તંત્રના તત્ત્વરૂપ, તથા ઇતિહાસસિદ્ધ જેનું સત્ત્વ (સામર્થ્ય) છે એવા, તથા સનાતન, તથા દૃઢ ગાત્રોવાળા, તથા વર્ચસ્ (તેજ) અને યશ આપનારા પિતા સનાતન ધર્મને હું પ્રથમ વંદું છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૬.

સર્વે સદાચારોના સંઘને દોરનાર તથા નિર્મલ સદ્વિચારના પ્રવાહરૂપ, તથા તદ્દન ખોડખાંપણ વિનાની પવિત્ર યાત્રા એટલે પદ્ધતિ છે જેની એવા, શુદ્ધ અને પરમકલ્યાણકારી પિતા સનાતન ધર્મને હું પ્રથમ વંદું છું, અને ત્યાર પછી માતા ભારત ભૂમિને હું વંદું છું. ૭.

સંઘવી.



## સ્વર્ગસ્થ નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર

-લેખકઃ સ્વધર્મ ધુરંધર શ્રીમાન રતિલાલ મનસુખરામ પટેલ

માતૃદેવો ભવ। પિતૃદેવો ભવ। આચાર્યદેવો ભવ।

(તૈત્તિરીયોપનિષદ્–શિક્ષાવલ્લી)

### કુટુંબ પરિચય અને પૂર્વજોનો ઇતિહાસ

સ્વર્ગસ્થ સંઘવી નગીનદાસ પુરૂષોત્તમદાસના વડાદાદા શ્રી. ગોવર્ધનદાસના પૂર્વજો અમદાવાદ પાસેના ગેત્રાડ (ગાત્રાલય)માં પ્રથમ આવી રહ્યા હતા. પહેલાંના સમયમાં એમની જ્ઞાતિ શ્રી. હર્ષવંશી લેઉવા ક્ષત્રિયની ગણાતી હતી. વર્તમાન સમયમાં એમની જ્ઞાતિ લેઉઆ પાટીદારને નામે પ્રસિદ્ધ છે. સંઘવીજીના પૂર્વજો શ્રી ગોવર્ધનદાસે અમદાવાદમાં આવી પોતાના પુરૂષાર્થથી અમદાવાદમાં રેશમના ઉદ્યોગનો પાયો નાખ્યો હતો. અને રેશમના વહેપારીઓ જે તાગીઆ એ નામે ઓળખાય છે તે તાગીઆના મહાજનના પંચ શેઠીઆમાં મુખ્ય શેઠ સ્થપાયા હતા. ત્યાર પછી શ્રી ગોવર્ધનદાસે સ્થાપેલી શ્રીમંતાઇ અને પ્રતિષ્ઠામાં વધારો કરીને તેમના પરમ ભગવદ્ ભક્ત પિતામહ શ્રી ચતુરદાસ સંઘવીએ શેઠ ગોવર્ધનદાસ ભગવાનદાસ મધિયાના નામની તેમની પેઢીને વધારે પ્રસિદ્ધિમાં આણી હતી. સંઘવીજીના દાદા શ્રી ચતુરદાસ શ્રી ડાકોરનાથ રણછોડરાયના પરમ ભક્ત હતા. તેઓ જીવ્યા ત્યાં સુધી શ્રી ડાકોરનો સંઘ દરેક પુનમે કાઢતા તેથી તેઓ સંઘવીને નામે પ્રસિદ્ધ છે. અને ત્યારથી તેમનું કુટુંબ સંઘવીના ઉપનામથી ઓળખાવા લાગ્યું. શ્રી રણછોડજીના અનુગ્રહથી અમદાવાદની લેઉઆ જ્ઞાતિના સુપ્રસિદ્ધ અગ્રણી શ્રીમન્ત શેઠ શ્રી લાલદાસ રાયજીના પુત્રી શ્રી ઇચ્છાબાઇથી સંઘવીજીના પિતા શ્રી પુરૂષોત્તમદાસનો જન્મ થયો હતો. એકના એક અને લાડકવાયા પુત્ર તરીકે પોતાને ઘેર અને મોશાળમાં લાલદાસ રાયજીને ત્યાં પુષ્કળ ધન હોવાથી તેમના પિતા વૈભવ ભોગી અને ઉદાર સ્વભાવના થયા અને આજે પણ તેમને લોકો પુરૂષોત્તમલાલ એ નામે હજી સંભારે છે. સંઘવીજીના પિતાશ્રી દૃઢ નિશ્ચયવાળા અને ઉદાર સ્વભાવના હતા. તેઓ બહાર જતા ત્યારે કછોટો મારીને ધોતીયું પહેરતા. અંગરખુ અને પાઘડી પહેરતા

અને હાથમાં લાકડી રાખી ઘોડી ઉપર સ્વાર થઇને ફરવા જતા. કોઇની નજર ન લાગે તેથી ગળામાં કાળો દોરે। પણ રાખતા હતા.

**મહાત્માના વરદાનથી જન્મ**-સ્વર્ગસ્થ સંઘવીજી નગીનદાસ પુરૂષોત્તમદાસને જન્મ ઇ. સ. ૧૮૬૪, સવત ૧૯૨૦ ના ચઇતર વદી ૧૩ ને રવીવારે થયો હતો. કહે છે કે તેમના પિતાશ્રી પુરૂષો-ત્તમદાસની આશરે ચાલીસ વર્ષની ઉમર થઇ ત્યાં સુધી કોઇ સંતતી નહોતી અને તે કારણથી તેમના પિતાએ પાંચ પત્નીઓ કરેલી. તેમાના પાંચમા છેલ્લા અ. સૌ. મહાકોર બાઇ હતા. પૂત્ર ન થવાથી અમારા પિતાને દત્તક લેવાની વિચારણા ચાલતી હતી. દરમ્યાન તેમના માતા શ્રી મહાકોર બાઇને અનાયાસે અમદાવાદમાં ધીકાટે નવતાડની પોળના ન્હોટે રહેતા એક પ્રસિદ્ધ યોગીશ્વર હીરાપુરીજી મહારાજ મળ્યા હતા અને તેમને એક પુત્ર થવાનું વરદાન આપ્યુ હતું. એ પછી મહાકોર બાને પેટે સંઘવીજીનો જન્મ અમદાવાદમા થયો હતો. કહે છે કે જન્મ થયા પછી સંઘવીજી છ માસ સુધીની ઉમરમા ચક્ષુ ઉઘાડયા વિના અને હાથ જોડી નમસ્કાર મુદ્રા બાંધી પડયા રહેતા હતા. છ માસની ઉંમરે એક દિવસ સવારના એક તેજનો ગોળો દેવસેવાના મેડામાથી બહાર થતો જતો તેમના માતુશ્રીએ ચોકમાથી જોયો અને તે જ દિવસથી સંઘવીજીની આખો ઉઘડી ગઇ. અને તે વખતે જ સુદર્શનના કપાળમા તાજા કોરા કંકુનું તીલક અને પારણામા આજુ બાજુ વેરાયલ કંકુ જોઇ તેમના મા ઘણાં ચકિત થયા. પાંચ વરસની ઉંમર સુધી નાનપણમા તેઓ વખતો વખત ઘણા માંદા પડતા હતા. તેથી તેમની માતા ઘણી દવા કરતા અને ચિંતાતુર રહેતા અને તેમને માટે પોતાના ઘણા પૈસા દવામા ખર્ચતા હતા. સંઘવીજી વખતો વખત માંદા પડવાથી તેમની તબીયત સંબંધી તેમની માતાને ઘણી જ ચિંતા રહેતી હતી.

**બાળપણમાં લગ્ન**-સંઘવીજી એક પ્રતિષ્ઠિત ધનવાન અને કુળવાન કુટુંબમાં જન્મ્યા હતા તેથી તેમના માતા પિતાએ તેમની ગ્નાતિના જ વાખાતીના પ્રતિષ્ઠિત કુટુંબમા શ્રીમતી મહાલક્ષ્મી ગૌરી

સાથે તેમની ત્રણ વર્ષની વયે લગ્ન કરી લ્હાવો લીધો હતો. અને અગીયાર વર્ષની નાની ઉમરમાં સંઘવીજીએ પહેલી જ વારનો સંસાર માંડયો હતો. આ તેમની પસંદગીનું લગ્ન નહિ હોવા છતાં તેઓ સુખી હતા. તેમના આ પ્રથમ પત્નીથી એક પુત્ર થયો હતો જે બાલ્યાવસ્થામાં એક વાર માતાના ખોળામાં રમતો હતો ત્યારે એક સાધુએ આવી કહ્યું કે બચ્ચા હજી તું જીવતો છો એમ કહી ગયા પછી તેમનો પુત્ર થોડા જ વખતમાં ગુજરી ગયો હતો. અને ધર્મ પત્ની પણ ૧૯ વર્ષની ભર યુવાવસ્થામાં જ ગુજરી ગયા હતા.

**વિદ્યાર્થી અવસ્થામાં શ્રી નીતિવર્ધક સભાના પ્રમુખ** પાંચ વર્ષની ઉમરે તેમના પિતા જે નિશાળે ભણેલા તે શ્રી નાનશા મહેતાની ગામઠી નિશાળે દોઢ વર્ષ લગી ભણવા મૂકેલા; પરંતુ ઘણી જ જડતા અને બુદ્ધિ શૂન્યતાને લીધે કાંઈ જ નહિ ભણી શકવાથી તે નિશાળેથી ઉઠીને તેમના માતુશ્રીએ પૂજ્ય શ્રી શોભારામ ગણપતરામની ગામઠી નિશાળે મૂકયા. તેમના આ પૂજ્ય આદ્ય વિદ્યા ગુરૂએ ઘણા પ્રયત્ને દોઢેક વર્ષમાં નામા લેખાં લગી ભણાવ્યા. ત્યાર પછી સરકારી ધોરણ પ્રમાણે તથા અંગ્રેજી ભણાવવાને તેમના પિતાએ રા. રા. દુર્ગાશંકર મગનલાલ માસ્તરને રાખેલા તેમણે ગુજરાતી પાંચ ચોપડી ઘેર પુરી કરાવી હતી. અને દશમે વર્ષે બીજા નંબરની બ્રાન્ચ સ્કુલમાં ભણવા ગયા હતા અને પરાણે પહેલું ધોરણ પાસ કરેલું; ત્યાં લગી તેમની અભ્યાસમાં મંદતા હતી. માતુશ્રી અભણ હતા પરંતુ તેમના મોઢે જુના કવિઓનાં ઘણાં કાવ્યો અને રાસા મ્હોંડે હોવાથી રસપૂર્વક સાંભળવાથી તેના અનુકરણ રૂપે જોડકણાં જોડી કાઢતા. આથી સંઘવીજીને તેમના માતુશ્રી તરફથી બાળપણમાં જ ધર્મ ભકિત અને શ્રદ્ધામય શિક્ષણ મળ્યું હતું. જીવન સાદું અને શ્રમશીલ ભોગવવાની પણ નાનપણથી જ ટેવ પડી હતી. તેમના પિતાશ્રી સ્વભાવે ઉદાર તથા સમર્થ શ્રીમાન હતા; પરંતુ સ્વભાવે ઉગ્રસ્વભાવના હતા તેથી ઘરમાં કલેશ વખતો વખત થતો હતો. બારમા વર્ષે અંગ્રેજી બીજા ધોરણમાં ગયા પછી તેમની બુદ્ધિ

અભ્યાસમાં જરા સતેજ થવા લાગી અને ચૌદ વર્ષની ઉંમરે વિદ્યાર્થીઓએ સ્થાપેલી શ્રી નીતિવર્ધક સભામાં મેમ્બર થઇ વ્યાખ્યાનો કરવાથી સભાસદોએ તેમને તેઓના પ્રમુખ તરીકે નિમ્યા હતા.

**જીવનની સાદાઇ**—સંઘવીજીમાં ઘણી સાદાઇ હતી અને ઘણા કરકસરીયા હતા. સ્વભાવે ભલા છતાં હોંશીયાર હતા. તેમનો પહેરવેશ તદ્દન સાદો અને ગૃહસ્થને શોભે તેવો હતો. ઘરમાં તેમજ બહાર જતાં ચારે છેડે ધોતીયું અને પહેરણ પહેરતા. બહાર જતી વખતે મલમલનું પહેરણ બેસ અને પાઘડી ઘાલતા. અને હાથમાં ચાંદીની ખોલીવાળી નેતરની લાકડી રાખતા. બહાર જતા કેટલીક વાર અંગરખું કસોવાળું હલકું ખુલ્લું રહે તેથી વર્ષો સુધી હમેશાં પહેરતા. પણ છેવટના વર્ષોમાં બનતા સુધી લાંબો સફેદ કોટ પણ પહેરતા. કપડા મંગાવવા અને શીવડાવવાની ખટપટ તેમના ધર્મપત્ની જ કરતા. તેઓ શિયાળામાં ઘરમાં સફેદ શાલ ઓઢતા આંખે જોવાના તેમને ચસ્મા રાખવા પડતા પણ વાંચતા ચસ્માની જરૂર પડતી નહીં. મુંબઈમાં પોલીસ કમીસ્નરના ઉચ્ચ ઓધ્ધે હતા ત્યારે તેઓ કોટ, પાટલુન અને ફેંટો ઘાલતા. તેઓ પગે સ્લીપર અને કેટલીકવાર મારવાડી જોડા પહેરતા. કપડા મોંઘેના પહેરતા. પણ બહુ સદાઇબંધ અસ્ત્રી કરાવેલા પહેરવાની ખાસ ટેવ નહોતી. ગમે તેવા નાના મોટા જ્ઞાની અજ્ઞાની સુખીદુઃખી સાથે બેસતા ઉઠતા અને વાતચીત કરતા. ઘેર ઘોડાગાડી હોવા છતા જવા આવવામા પોતે ભાગ્યે જ તેનો ઉપયોગ કરતા. પગે ચાલી જતા. સ્ટેશનથી સામાનનું પોટલું પોતાના હાથમા લેઇ ઘેર આવતા. ગમે તેવી નાની મોટી મુસાફરી થર્ડ કલાસમાં જ કરતા. ૪ થો કલાસ હોય તો તેમા પણ તેઓ કરવા કહેતા હતા. બનતા સુધી દવા દેશી વૈદ્યની જ કરતા. પોતે કદી હવા ખાવા જતા નહીં; તેમના મુંબઈવાળા મિત્ર હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટી સોલીસીટર પોતાની સાથે જુનાગોઢના આનંદ માટે સંઘવીજીને લેઇ જતા ત્યારે જ માત્ર તેમની સાથે સેકન્ડ કલાસમાં મુસાફરી કરતા.

**દિનચર્યા**—સંઘવીજી પ્રાતઃકાળે બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠતા. અને દાતણ પાણી શૌચ આદિથી પરવારી કસરત તથા યોગના આસનનો

ક્રમ નિયમિત કરતા હતા. પછી સ્નાન કરી ગો દુગ્ધપાન અગર ગરમ મસાલાનો ઉકાળો લેતા. પ્રાતઃ સંધ્યા, મધ્યાન્હ સંધ્યા, પિતૃતર્પણ પુરુષ સૂક્ત આદિનો પાઠ અને ગાયત્રી-મંત્રનો જપ વૈશ્વદેવ વિગેરે સવારના કરતા. નિત્ય કર્મ કાર્યવશાત સક્ષેપમાં અથવા મોડા સુધી પણ કોઈ કોઈ વાર કરતા. સંધ્યાપૂજા, પ્રાણાયામ આદિ તેમના ધર્મપત્ની હરિમંગળા પણ કરતા. અને તેઓએ અમને અને અમારા છોકરાઓને પણ વજ્ઞોપવીત સંસ્કાર અપાવેલો. ભોજન સવાર સાંજ બે વખત કરતા. વચમાં ભાગ્યે જ કંઈ ખાતા. બપોર પછી ચાહ કદી પીતા નહિ. બપોરે આરામ લેઈ લેખ અને કોઇને પત્રાદિ લખતા અગર વાંચતા. ગમે તે સમયે મનમાં સ્ફૂર્ણા આવે ત્યારે પણ લખતા અને વાંચતા. કાર્ય પ્રસંગે બહાર જતાં ત્યારે હમેશાં ચાલતા કરીને જ જતા. કદી રણછોડજી, બહુચરાજી, ભદ્રકાળી માતાના દર્શને જતા. પંચાયતન દેવતાને માનતા હોવાથી રસ્તામાં જતા આવતા કોઇ પણ દેવમંદિરે નમસ્કાર કરતા. હાથમાં છત્રી કે લાકડી સિવાય બહાર જતા નહિ. અને ગજવામાં એક સારૂ મોટુ ચપ્પુ પણ હમેશાં રાખતા. સાયંકાળે વહેલા અગર ગમે તેટલા મોડા આવે તો પણ સાયં સંધ્યા કરવા કદી ચુકતા નહિ. સાંજે વધારે ભૂખ હોય તો જ ભોજન લેતા, નહિ તો એક શેર ગાયનું દૂધ હમેશા લેતા. તેમના બાપ દાદાના સમયથી ગાયનાં ખાસ ઓરડીમાં ગાય રખાતી અને તેઓ પણ રાખતા તેનું દૂધ પીતા. તેઓ ખાંડના મીલના કામે બહારગામ જતા ત્યારે ત્યાં સવારના પૂજા કરતી વખતે ચૂલા ઉપર ઢોકળી બનાવતા. પૂજા અને ઢોકળી બન્ને સાથે થતા તે ખાઈ લેઈને પછી કામકાજ કરતા. એમ તેઓ કલમ કડછો અને બરછીનો ઉપયોગ સારી રીતે કરી જાણતા. આ ત્રણે દરેક મનુષ્યને જરૂરી હોવાનું પણ કહેતા હતા. સામાન્ય રીતે રાતના ૯ થી ૧૦ વાગતા સુતા. જરૂર પડે બાર વાગ્યા સુધી કોઈ કાર્ય પ્રસંગે જાગતા. બપોરના પણ કદી સુતા. પરન્તુ તેમની મુલાકાત પ્રથમથી ખબર આપ્યા સિવાય કોઇ પણ ગમે તે સમયે લેઇ શકાતું. પત્ર આદિ માટે

લેખો નિબંધ પુસ્તક વિગેરે લખવાનું રાત અગર દિવસના ગમે તે સમયે ધાર્યું માપસર પેજની ગણત્રીથી લખતા. તેમને કદી શુદ્ધ કે છાપવા જેવુ કરીને ફરી લખવુ પડતુ નહિ. કાવ્યો અને પદો—ગરબીઓ ગમે તેવા કઠીણ અને નવા રાગો બનાવીને સંસ્કૃત, હિન્દી, ગુજરાતી ભાષામા લખતા તેઓ કદી પણ મોજ ખાતર નકામા ફરવા જતા નહિ

મંત્ર સિદ્ધિ—સંઘવીજી બાળપણથી જ સરસ્વતીના ઉપાસક હતા. અને ઘંટાકરણનો મંત્ર સાધ્યો હતો. એ સિવાય પણ સરસ્વતીને પ્રસન્ન કરવાને કેટનાક મંત્રો તેમણે સાધ્યા હતા પણ મુખ્યત્વે તો તેઓ ગાયત્રી મંત્રનો જ જપ કરતા હતા. અને બીજાને કરવાને કહેતા હતા. તેમને હાથ પગના વાયુના દરદને મટાડવા રાઝણનો મંત્ર, આદા શીશી—અરધી બાજુના માથાના દુખાવા માટે આદા શીશીનો મંત્ર, ચીંછી કરડયાનુ દર્દ મટાડવાને વીછીનો મંત્ર, નાના છોકરાની વરાધ મટાડવા વરાધનો મંત્ર વિગેરે અનેક મંત્રો તેમને સિદ્ધ હતા. આ બધા મંત્રોને તેઓ ગ્રહણ અને કાળી ચૌદશને દિવસે ખાસ સાધતા. કાળી ચૌદશે દેવીની ઉપાસના રાતના મોડા સુધી કરતા ઉપરના દરદીઓને મંત્રોથી મંત્રવાથી તેમના દર્દો જરૂર મટના હતા.

માતૃભાષાવત્ સંસ્કૃતનુ અધ્યયન—તેમના ખાનગી શિક્ષક શ્રી દુર્ગાશંકર માસ્તરે પરચુરણ વાચનનો એટનો બધા શોખ કરાવેલ્યો કે જેથી ચૌ વર્ષની ઉમરમા શ્રી આપારાવ ભોળાનાથ લાયબ્રેરીના ઘણા ખરા પુસ્તકો વાચી નાખ્યા હતા અંગ્રેજી ચોથા ધોરણમા હાઇસ્કુનમા જવાથી સંસ્કૃત ભણવાનુ આવ્યુ, પરંતુ બુદ્ધિની મદતાને લીધે અઘરૂ લાગતુ અને આવડતુ નહી તેથી વે. શા. સંપન્ન પૂજ્ય શ્રી ભાસ્કરરાવ શાસ્ત્રીએ પોતાને અપયશ મળે તેથી સંસ્કૃત છોડીને ફારસી ભાષા લેવાને આજ્ઞા કરી એક બાજુથી બીજી ભાષા તરીકે સંસ્કૃત ના શીખે તો ઘરમાથી માતા કાઢી મૂકે અને બીજી બાજુથી સંસ્કૃત નહિ આવડવાથી ક્લાસમાથી માસ્તર કાઢી મૂકે, આથી સંઘવીજીની મુંઝવણ તે વખતે વધી પડી હતી. આ સંજોગોમા તેમના ગુજરાતી ભાષાના માસ્તર અક્ષરધામવાસી સુપ્રસિદ્ધ કવીશ્વર શ્રી દલપતરામ

ડાહ્યાભાઈ કે જેમના કાવ્યો માટે સંઘવીજીને ઘણું માન હતું તેમના ભૂત નિબંધમાંના વિદ્યા આપનાર ઘંટાકરણના મંત્રનો પ્રયોગ કર્યો હતો; તેથી તેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઉપજવા લાગ્યું હતું. અને સંસ્કૃત વિદ્યાના સંસ્કાર જાગૃત થયા હતા. આથી શાસ્ત્રીજીની કૃપા વધવા લાગી હતી. વે. શા. સં. શાસ્ત્રીજી શ્રી ભાસ્કરરાવે કૌમુદી ભણાવવાની કૃપા કરવાથી આખરે સંસ્કૃત ભાષા તેમને માતૃભાષાવત્ સિદ્ધ થઇ હતી. અને સંસ્કૃતભાષામાં બુદ્ધિપ્રવેશ સારી રીતે થવા લાગ્યો હતો. ગુજરાતી અને સંસ્કૃત ભાષામાં સારી રીતે પ્રવેશ થવાથી અને સાધુઓના સમાગમથી તેમજ તુલસીકૃત રામાયણ વાંચવાથી હિંદુસ્તાની ભાષા પણ સ્વાભાવિક રીતે આવડી ગઇ હતી.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના અગ્રેસર શિષ્ય–વૈદિક સિદ્ધાન્તનું સમગ્ર રહસ્ય અને યોગ શાસ્ત્રનો અનુભવ દર્શાવે અને આત્મ સાક્ષાત્કાર કરાવે એવા ગુરુની શોધમાં સંઘવીજી હતા. તેવામાં વડોદરાવાળા સુપ્રસિદ્ધ શ્રીમન્નૃસિંહાચાર્યજી મહારાજનો અનુકુળતાના સમયે મેળાપ થતા સમર્થ શ્રીમન્નૃસિંહાચાર્યજી સાથે પ્રખર વાદવિવાદ થયા પછી તેમણે તેઓશ્રીનું શરણ ગ્રહ્યું હતું અને તેમના પ્રત્યે સમસ્ત જીવન પર્યંત અચળ ગુરુભક્તિ અને શ્રદ્ધા અગ્રેસર શિષ્ય તરીકે અજોડ રહી હતી. સંઘવીજીએ કરેલા ગુરુ માતા પિતાને પસંદ ન્હોતા પરંતુ પ્રત્યક્ષમાં તો તેમનું સારૂ સન્માન કરતા હતા. સંઘવીજીનું જ્ઞાન તેમના ગુરુની કૃપાને જ આભારી હતું. વીરમગામ સાધન સમારંભમાં તેઓએ અષ્ટાવધાન કરેલ. શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગમાં સંઘવીજી એક અગ્રેસર મહાન શિષ્ય હતા. તેમની લખેલી આરતી અને છઠ્ઠી પૂજન સમયે આજે પણ બોલાય છે. સંઘવીજીએ લખેલા શ્રી સદ્ગુરુમહિમ્નઃ-સ્તોત્રનો પાઠ શ્રેયઃ સાધકો આજે પણ ભક્તિ અને શ્રદ્ધાથી કરે છે. તેમણે પોતાના ગુરુની પુત્રી ભારતીદેવીને પોતાને ઘેર આખરની સ્થિતિમાં રાખી સેવા કરી કરાવી હતી. સંઘવીજીએ ગુરુપુત્ર શ્રી સુરેશ્વરાચાર્યજીની શિક્ષા સંબંધી યોગ્ય લક્ષ આપ્યુ હતું; અને તેમના પરોપકાર પ્રસંગે અગ્રેસર ભાગ લીધો હતો; તેમના પોતાને ઘેર વાજતે ગાજતે



શ્રેયઃસાધક અધિકારી વર્ગના
આદ્યઆચાર્ય શ્રીમન્નૃસિંહાચાર્યજી

**પિતાનો કૈલાસવાસ**–ઇડરના મહારાજા શ્રી કેસરીસિંહજીનો કૈલાસવાસ થયો. અને સંઘવીજીના પિતાશ્રી પણ બીમાર પડયા. પિતાએ પોતાની મીનકતનો અને રેશમની દુકાનનો વહીવટ વિગેરે સંઘવીજીને સોપ્યો. અને તેમના ધર્મપત્ની મંગળા ગૌરીએ વહીવટ ચલાવવામાં પુરતો સાથ આપ્યો. થોડા જ સમયમાં તેમના પિતાનો કૈલાસવાસ થયો. તેથી સંઘવીજીએ ઇડર રાજ્યની નોકરી છોડી હતી પણ તેમને નોકરીએ ફરી માન સાથે બોલાવવા છતાં ગયા નહોતા.

**વિદ્યાર્થી જીવનના તંત્રી અને મુખ્ય લેખક**–સંઘવીજીએ અમદાવાદ આવીને રહ્યા પછીથી સને ૧૯૦૧ મા સામાજીક, ધાર્મિક અને રાષ્ટ્રિય ચળવળ ગુજરાતમાં ચલાવવાને સારૂ "વિદ્યાર્થી જીવન" નામનું માસિક તેમના તંત્રીપદે શરૂ કર્યું. જેમાં મુખ્યત્વે તેઓ જ લેખો લખતા હતા. જેના પ્રથમ પ્રકાશક નાથાલાલ રંગીલદાસ સુરતી ભરૂચના હતા. અને પછી ત્રવાડી અંબાલાલ નરસીલાલ કપડવણજ કર હતા. છેવટના શાહ હિમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા હતા. આ માસિકમાં સ્વદેશ, સમાજ, અને ધર્મ તથા કર્તવ્ય સંબંધી લેખો આવતા. તેમા રાષ્ટ્રિ કાવ્યો, દિવાનો, હાલરડુ, પ્રભુ ભક્તિ વિગેરે સંબધી કાવ્યો લખાયા છે જે તે વખતના સ્વદેશ કીર્તનમા પણ છપાયા છે. તે વખતે પ્રો. સ્વામિનારાયણ વિગેરે ભરસભામા તે ગાઇ સમાજમાં જાગૃતિ આણતા. સને ૧૯૦૨ થી ૧૯૧૨ સુધી દેશમા સ્વદેશી ચળવળ અને રાષ્ટ્રિય જાગૃતિનું મોટું મોજુ ફરી વળ્યું હતુ. આ માસિક સને ૧૯૦૬ મા બંધ પડયું હતું.

**ખાંડની મીલના એજન્ટ**–ઇડરમાં રેવન્યુ કમીશ્નર તરીકે શેરડીના પાક સંબંધી કરેલા અભ્યાસના પરિણામે સ્વદેશીના જુસ્સામાં સંઘવીજીએ લોકોને પવિત્ર દેશી ખાંડ મળે તેથી મેસર્સ નગીનદાસ હરગોવિંદદાસની કંપનીના નામથી ઇડર નરેશના નામ ઉપરથી ધી કેસર ઇન્ડીયન શુગર રેન્યુ ફેકટરીંગ કંપની લીમીટેડ આગ્રેરોડમા અને ૧૯૦૭ માં કાઢી અને તેમણે દેશી ખાંડ બનાવવાનું કારખાનું કાઢયું હતું. ગોળની ખરીદી સારૂ સંઘવીજી

કાનપુર, બીહાર આદિ સ્થળે જતા. વળી માઉન્ટ આબુ ટ્રાન્સપોર્ટ કંપની નામની એક બીજી કંપની આબુરોડથી માઉન્ટ આબુ પેસેન્જરો માત્રાઓ તથા માલને લઇ જવા લાવવા કાઢી પણ સંઘવીજીનો ધંધામાં પુરતો લક્ષ કરી ન રહેતો હોવાથી ફાવ્યા નહીં અને ધંધાની ગુંચવણમાં પડેલા ધંધાની કડાકૂટમાંથી સંઘવીજીને સુભાગ્યવાળા તેમના મિત્ર શેઠ હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોનીસિટિરે છુટા કર્યાં હતા.

**કોંગ્રેસ દ્વારા સ્વદેશ સેવા**—ઇ. સ. ૧૯૦૪થી ૧૯૧૨ સુધીમાં આખા દેશમાં રાષ્ટ્રિય પ્રવૃત્તિ જોર શોરથી ચાલતી હતી. લોર્ડ કર્ઝને બંગાળના ભાગલા કર્યાં હતા. આથી ક્રાંતિકારીઓ અરવિંદ ઘોષ ' ખુદીરામ બોઝ, કનૈયાલાલ દત્ત વિગેરેની પ્રવૃત્તિ જોરમાં ચાલતી હતી. ગોરા અધિકારીઓ ઉપર બોંબ નંખાતા' દેશમાં રાષ્ટ્રિય જાગૃતિનું પ્રચંડ મોજું ફરી વળ્યું હતું. બંગાળના ભાગના રદ કરવાને અને દેશ સ્વતંત્ર કરવાને ' લોકમાન્ય તિલક, લાલા લજપતરાય, બીપીનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ વિગેરે દેશ નેતાઓએ દેશમાં સર્વત્ર રાષ્ટ્રિય આંદોલન કરી પ્રજામાં જાગૃતિ આણી હતી. સ્વદેશીની ચળવળ બ્રિટીશ માલના બહિષ્કાર સાથે જોરથી ચાલતી હતી. આ સમયે ગુજરાતમાં રાષ્ટ્રિય જાગૃતિ આવી હતી સ્વદેશીની ચળવળને લેઇને અમદાવાદની મીલોને સારો લાભ મળ્યો હતો. સંઘવીજી લોકમાન્ય તિલકના અનુયાયી હતા તેઓ ગુજરાતના તિલક કહેવાતા હતા. કોંગ્રેસ શું છે? શા માટે સ્થપાઇ છે? તે સંબંધી મુંબઈ સમેત આખા ગુજરાતમાં ઠેકાણે ઠેકાણે ભાષણો આપી સમજાવતા હતા. સને ૧૯૦૬માં સુરતમાં કોંગ્રેસ તૂટી ભાગલા થયા, તે વખતે મવાળ જહાલ બે પક્ષો ખુલ્લી રીતે બહાર આવ્યા સંઘવીજી તિલકના જહાલ પક્ષે રહ્યા હતા. શિવાજી જયંતિ અને ગણેશ મહોત્સવ જેવા રાષ્ટ્રિય તહેવારો વડોદરા મહેસાણા, મુંબઇ વગેરે સ્થળે ઉજવાતા ત્યાં તેમના ભાષણો જાગૃતિ લાવતા તે વખતનો રાષ્ટ્રિય ચળવળમાં સંઘવીજી સાથે જી કે. માવલંકર, એ. સચ્ચિદાનંદ, જીવણરાય વજેરાય દેસાઇ,

"શ્રીમહાકાલ" માસિકની સ્થાપના કરી પ્રથમ તંત્રી બન્યા અને એક વર્ષ લગી ચલાવ્યું. પ્રથમ વરસમાં જ મહાકાલમાં આવતા આધ્યાત્મિક લેખ આદિથી આખા ગુજરાતમાં તેની સારી પ્રસિદ્ધિ થઇ હતી. પરંતુ વિવિધ સંજોગોથી વધેલા કુટુંબકલેશને લીધે શ્રી મહાકાલનું તંત્રીપદ તેમને છોડવું પડ્યું હતું. અને સાક્ષર શ્રી મનસુખરામ સૂર્યરામની ભલામણથી ઇડર સ્ટેટમાં નોકરીએ ગયા હતા.

ઈડરના મહારાજા અને પ્રજાના પ્રીતિપાત્ર—સંઘવીજી નોકરી છોડી ઇડરથી અમદાવાદ આવ્યા અને મેસર્સ પાઠક સંઘવી એન્ડ કંપનીના નામથી હરિશંકર કરૂણાશંકર, સંઘવી નગીનદાસ પુરુષોત્તમદાસ, ભગુભાઇ ફત્તેચંદ કારભારી, ફરમનજી અરપંડી આર. જી. શેઠના સાથે મળી જાપાનથી રંગ, છત્રી વગેરે કટલરી માલ મંગાવવાનો ધંધો કર્યો હતો. જેમાં આશરે સાઠ હજારનું મોટું નુકશાન થવાથી પિતાના ઉગ્ર સ્વભાવને લેઇને કુટુંબ કલેશ ફરી પાછો થયો હતો. સંઘવીજી ધનવાન હોવાથી અને તેમના નામની હુંડીઓ આવવાથી પિતા પાસેથી નુકશાનીના રૂપીઆ લેઇ ચુકવવા પડ્યા હતા. આ કલેશમય સ્થિતિની ખબર તેમના કદરદાન ઇડરના મહારાજા સર શ્રી કેસરીસિંહજીના જાણવામાં આવી. તેઓએ તેમને પાછા ઈડર નોકરીમાં બોલાવી લીધા. જ્યાં મહારાજાશ્રીના કૈલાસવાસ સુધી આશરે બાર વરસ નોકરી કરી. નોકરી દરમ્યાન માજીસ્ટ્રેટ, પોલીસ કમીશનર અને રેવન્યુ કમીશનરના ઉચ્ચ ઓધ્ધે પ્રમાણિકપણે છેવટ સુધી રહ્યા હતા. સંઘવીજીએ એક પ્રમાણિક ન્યાયાધીશ તરીકે મહારાજા સાહેબના આગળ તેમના સગાને ગુન્હેગાર તરીકે રજૂ કરતા મહારાજાએ તેમની ઘણી કદર કરી હતી. સંઘવીજી જે મકાનમાં રહેતા તેમાં આપઘાતથી મૃત્યુ પામેલો માણસ બીજાને નડતો હતો તેથી સંઘવીજીને ખબર પડવાથી ઘર બદલવાના વિચારમાં હતા; પણ સંઘવીજીની પવિત્રતા પૂજાપાઠ કરવાનું વિગેરેને લેઇને તે તેમનાથી મદદ અને સુખો દેવાનું તેણે તેમને જણાવ્યું હતું. સંઘવીજીના ધર્મપત્ની હિંમતવાન અને બહાદુર હતા.

ઈડરથી એકલા ઘેર આવતા ત્યારે ઇડરના જંગલોમાંથી ગાડામાં બેસી આવતા ત્યારે સાથે લોકપાટ હોવા છતાં વાઘ અને જંગલી જનાવરથી બચવા ખોળામાં થોડો ચઢાવેલી ભરેલી બંદુક હાથમાં રાખતા હતા.

**મહારાજા શ્રી કેસરીસિંહજીએ કરેલી કદર**—સંઘવીજીએ મહારાજશ્રીની આજ્ઞાથી 'રેસીલેક્સ' નામના જગવિખ્યાત મહાન ગ્રંથનું અંગ્રેજીમાંથી ભાષાન્તર કર્યું હતું. જે શ્રી બ્રિટીશ રાજ્ય કેળવણી ખાતાએ લાયબ્રેરી બુક તરીકે પાસ કર્યું હતુ. બીજુ મહારાણી સાહેબા ઓઝલમાં રહેતા હોવાથી તેમની નાટક જોવાની તીવ્ર ઇચ્છા થવાથી મહારાજાશ્રીની આજ્ઞાનુસાર શિશુપાલ ગદમર્દન અથવા રૂક્મિણી હરણ નામનું નાટક લખીને તેના શ્રીકૃષ્ણના પરાક્રમરૂપ વિષયના પાત્રો તૈયાર કરાવીને શ્રી મહારાણી સાહેબાને ભજવાવી બતાવરાવેલું. તેમણે શ્રી કેમરી કુંડલ નામનું પુસ્તક કુંડળીયા છંદમાં પણ લખ્યું છે. વિગેરે બાબતોથી પ્રસન્ન થઇ તેમને મહારાજા શ્રી કેસરીસિંહજીએ રૂા. ૧૦૦૦) નું ઇનામ આપી સંઘવીજીની કદર કરી હતી. સંઘવીજીનો મહારાજા ઉપર ઘણો પ્રભાવ હતો. તેઓ તેમને વખતો વખત મળવા જતા ત્યારે સન્માન આપી વિવેકપૂર્વક વાર્તાલાપ કરતા હતા. અને સંઘવીજીના કાર્યથી ખુશી થઇ પ્રસંગોપાત ભેટ પણ આપતા હતા.

**શીઘ્રકવીશ્વર તરીકે ખ્યાતી**—નોકરી દરમ્યાન જુનાગઢના નવાબ સાહેબના પાટવી કુંવરના લગ્ન સમયે નવાબ સાહેબે કવિઓને આમંત્રણ આપી ભેગા કરી કાવ્યો લખાવ્યા હતા. અને ન આવી શક્યા તેમની પાસેથી લખાની મગાવ્યા. તે કચ્છભૂજના રાજકવિએ કરેલી ભલામણથી આવેલા કાવ્યો સંઘવીજીએ તપાસી કોને કેટલું ઇનામ આપવું તેનો નિર્ણય નવાબ સાહેબને મોકલી આપ્યો હતો. સંઘવીજી નહિ જઇ શકવાથી તેમણે પોતાનું કાવ્ય નવાબ સાહેબને લખી મોકલેલુ. આ કામગીરીઓ બદલ સંઘવીજીને રૂા. ૧૦૦૦) નવાબ સાહેબે ઇનામ તરીકે આપેલા. આ કાર્યથી સાક્ષરો અને કવિઓમાં સંઘવીજી શીઘ્રકવીશ્વર તરીકે ઘણી જ વધારે ખ્યાતિ પામ્યા હતા.

પંક્તામણી કરી સારો સત્કાર કર્યો હતો. તેમના ગુરુ તેમને મકના હાથીની ઉપમા આપતા. ગુરુનું શિષ્યત્વ સ્વીકાર્યા પછી અનન્ય ભાવ રાખી હમેશાં સ્મરણ કરતા હતા. તેમના ગુરુ અગર મંડળનાનું કોઇ ઘસાતું બોલે તો તેની સખત ખબર લેતા હતા.

**કેપ્ટ્ન ગિબ્સ મેમોરિયલ પ્રાઇઝ અને પ્રથમ વર્ગના** કવી—"ઉદ્યોગથી થતા લાભ અને આળસથી હાનિ" એ વિષે નિબંધ સંઘવીજીએ લખેલો અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પાસ કર્યો હતો અને હરિફાઈમાં તેમને કેપ્ટ્ન ગિબ્સ મેમોરિયલ પ્રાઇઝ મળ્યું હતું. "વર્ષાવર્ણન" નામનું કાવ્ય રચિને તેમણે ગોકળેશું "બુદ્ધિપ્રકાશ"માં પ્રસિદ્ધ કર્યું તેના બીજા દિવસે તેમના પિતાના મિત્ર દિવાન બહાદુર મોતીલાલ લાલભાઇ "હિમાભાઇ ઇન્સ્ટીટ્યુટ" માં સંઘવીજીને વર્ષાવર્ણન વાંચીને મળ્યા અને કહ્યું કે આજથી હું તમને તમારા ગુજરાતના પ્રથમ વર્ગના કવિઓમાં ગણું છું. ત્યારથી પણ સંઘવીજીનું પ્રસિદ્ધ સાક્ષર જીવન શરૂ થયું હતું રૈકવ રમણ અને કવિતા વિલાસમાં તેમણે કાવ્યો લખ્યા અને કવિતા વિલાસ માસિકને બે વર્ષ સુધી તંત્રી તરીકે ચલાવ્યું અને તેમાં સરસ્વતી રાસ, મનહર મંજરી, શૃંગાર શતકના ખંડ કાવ્યો અને પરચુરણ કવિતાઓ રચી પ્રસિદ્ધ કરી હતી.

**શ્રી મહાકાલનું તંત્રીપદ અને સાહિત્યની સેવા**—આ સમયે સંઘવીજીએ બીજીવારનું લગ્ન અ. સૌ. મંગળા ઉર્ફે હરિમંગળા સાથે માતાપિતાની સંમતિ વગર તેમના સસરા શ્રીમાન હીરાચંદ મંગારામ સાથે વચનબદ્ધ થવાથી સ્વેચ્છાથી કર્યું હતું. ત્યાર પછી "ગુજરાત ગેઝેટ" નામના અંગ્રેજી સાપ્તાહિકમાં તેમણે "ગુર્જર **ગ્રંથકાર ચિત્રાવળી**" નામનો ટીકા રૂપ લેખ લખ્યો. આ લેખે ઘણા વિદ્વાનોનું ધ્યાન ખેચ્યું હતું અને તત્ત્વનિષ્ઠ સાક્ષરરત્ન શાસ્ત્રી ઉદયરામ, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, સાક્ષરામણી શ્રી રણછોડભાઇ ઉદયરામ, સાક્ષર કવિ શ્રી છોટાલાલ સેવકરામ, તથા સુપ્રસિદ્ધ વૃદ્ધ ગુર્જર કવીન્દ્ર શ્રી દલપતરામ ડાહ્યાભાઇનો ઘણો નિકટ સંબંધ કરાવ્યો. ત્યારબાદ તેમના પરમપૂજ્ય શ્રીમન્નૃસિંહાચાર્યજીની આજ્ઞાથી ગુજરાતમાં જાણીતા

**પિતાનો કૈલાસવાસ**—ઇડરના મહારાજા શ્રી કેસરીસિંહજીનો કૈલાસવાસ થયો. અને સંઘવીજીના પિતાશ્રી પણ બીમાર પડયા. પિતાએ પોતાની મીનકતનો અને રેશમની દુકાનનો વહીવટ વિગેરે સંઘવીજીને સોપ્યો. અને તેમના ધર્મપત્ની મંગળા ગૌરીએ વહીવટ ચલાવવામાં પુરતો સાથ આપ્યો. થોડા જ સમયમાં તેમના પિતાનો કૈલાસવાસ થયો. તેથી સંઘવીજીએ ઇડર રાજ્યની નોકરી છોડી હતી પણ તેમને નોકરીએ ફરી માન સાથે બોલાવવા છતાં ગયા નહોતા.

**વિદ્યાર્થી જીવનના તંત્રી અને મુખ્ય લેખક**—સંઘવીજીએ અમદાવાદ આવીને રહ્યા પછીથી સને ૧૯૦૧ મા સામાજીક, ધાર્મિક અને રાષ્ટ્રિય ચળવળ ગુજરાતમાં ચલાવવાને માટે "વિદ્યાર્થી જીવન" નામનું માસિક તેમના તંત્રીપદે શરૂ કર્યું. જેમા મુખ્યત્વે તેઓ જ લેખો લખતા હતા. જેના પ્રથમ પ્રકાશક નાથાલાલ રંગીનદાસ સુરતી ભરૂચના હતા. અને પછી ત્રવાડી અંબાલાલ નરસીલાલ કપડવણજ કર હતા. છેવટના શાહ હિમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા હતા. આ માસિકમાં સ્વદેશ, સમાજ, અને ધર્મ તથા કર્તવ્ય સંબંધી લેખો આવતા. તેમા રાષ્ટ્રિ કાવ્યો, દિવાનો, હાવરહુ, ખરી ભક્તિ વિગેરે સંબંધી કાવ્યો લખાયા છે જે તે વખતના સ્વદેશ કીર્તનમા પણ છપાયા છે. તે વખતે પ્રો. સ્વામિનારાયણ વિગેરે ભરસભામાં તે ગાઇ સમાજમાં જાગૃતિ આણતા. સને ૧૯૦૨ થી ૧૯૧૨ સુધી દેશમા સ્વદેશી ચળવળ અને રાષ્ટ્રિય જાગૃતિનું મોટુ મોજું ફરી વળ્યું હતું. આ માસિક સને ૧૯૦૬ મા બંધ પડયુ હતું.

**ખાંડની મીલના એજન્ટ**—ઇડરમા રેવન્યુ કમીશ્નર તરીકે શેરડીના પાક સબંધી કરેલા અભ્યાસના પરિણામે સ્વદેશીના જુસ્સામાં સંઘવીજીએ લોકોને પવિત્ર દેશી ખાંડ મળે તેથી મેસર્સ નગીનદાસ હરગોવિંદદાસની કંપનીના નામથી ઇડર નરેશના નામ ઉપરથી ધી કેશર ઇન્ડીયન સ્યુગર મેન્યુ ફેકચરીંગ કંપની લીમીટેડ આણુરોડમા સને ૧૯૦૭ માં કાઢી અને તેમણે દેશી ખાંડ બનાવવાનું કારખાનું કાઢયું હતું. ગોળની ખરીદી સારૂ સંઘવીજી

કાનપુર, બીહાર આદિ સ્થળે જતા. વળી માઉન્ટ આબુ ટ્રાન્સપોર્ટ કંપની નામની એક બીજી કંપની આબુરોડથી માઉન્ટ આબુ પેસેન્જરો યાત્રાળુઓ તથા માલને લઇ જવા લાવવા કાઢી પણ સંઘવીજીનો ધંધામાં પુરતો લક્ષ ફરી ન રહેતો હોવાથી ફાવ્યા નહી અને ધધાની ગુંચવણમાં પડેલા. ધધાની ફકાફૂટમાંથી સંઘવીજીને મુંબઇવાળા તેમના મિત્ર શેઠ હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટરે છુટા કર્યાં હતા.

**કોંગ્રેસ દ્વારા સ્વદેશ સેવા**—ઇ. સ. ૧૯૦૪થી ૧૯૧૨ સુધીમાં આખા દેશમાં રાષ્ટ્રિય પ્રવૃત્તિ જોર શોરથી ચાલતી હતી. લોર્ડ કર્ઝને બંગાળના ભાગલા કર્યા હતા. આથી ક્રાંતિકારીઓ અરવિંદ ઘોષ 'ખુદીરામ બોઝ, કનૈયાલાલ દત્ત વિગેરેની પ્રવૃત્તિ જોરમા ચાલતી હતી. ગોરા અધિકારીઓ ઉપર બોમ ન ખાતા' દેશમા રાષ્ટ્રિય જાગૃતિનું પ્રચંડ મોજું ફરી વળ્યું હતું. બંગાળના ભાગલા રદ કરવાને અને દેશ સ્વતંત્ર કરવાને 'લોકમાન્ય તિલક, લાલા લજપતરાય, બીપીનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ વિગેરે દેશ નેતાઓએ દેશમા સર્વત્ર રાષ્ટ્રિય આંદોલન કરી પ્રજામા જાગૃતિ આણી હતી. સ્વદેશીની ચળવળ બ્રિટીશ માલના બહિષ્કાર સાથે જોરથી ચાલતી હતી. આ સમયે ગુજરાતમા રાષ્ટ્રિય જાગૃતિ આવી હતી. સ્વદેશીની ચળવળને લેઇને અમદાવાદની મીલોને સારો લાભ મળ્યો હતો. સંઘવીજી લોકમાન્ય તિલકના અનુયાયી હતા. તેઓ ગુજરાતના તિલક કહેવાતા હતા. કોંગ્રેસ શું છે? શા માટે સ્થપાઇ છે? તે સંબંધી મુંબઇ સમેત આખા ગુજરાતમા ઠેકાણે ઠેકાણે ભાષણો આપી સમજાવતા હતા. સને ૧૯૦૬મા સુરતમા કોંગ્રેસ તૂટી ભાગલા થયા; તે વખતે મવાલ જહાલ બે પક્ષો ખુલ્લી રીતે મહાર આવ્યા. સંઘવીજી તિલકના જહાલ પક્ષે રહ્યા હતા. શિવાજી જયંતિ અને ગણેશ મહોત્સવ જેવા રાષ્ટ્રિય તહેવારો વડોદરા મહેસાણા, મુંબઇ વગેરે સ્થળે ઉજવાતા ત્યાં તેમના ભાષણો જાગૃતિ લાવતા. તે વખતની રાષ્ટ્રિય ચળવળમા સંઘવીજી સાથે જી. કે. માવલકર, પ્રો. સ્વામિનારાયણ, જીવણરાય વ્રજરાય દેસાઇ,

પંડિતશ્રી કૃપાશંકર બહેચરભાઇ વિગેરે ભાગ લેતા હતા. તે વખતે સંઘવીજીના રાષ્ટ્રિય કાવ્યો સ્વદેશ કીર્તન તરીકે ઠેકાણે ઠેકાણે ગવાતા હતા. તે વખતે સંઘવીજી ઉપર સી. આઈ. ડી. સખ્ત જાપતો રાખતી અને તેમના ઘરમાં રાજદ્રોહી સાહિત્ય, પીસ્તોલ આદિ મેળવવાને સંઘવીજીની ગેરહાજરીમાં તેમના ધર્મપત્નીની હાજરીમાં આખો દિવસ ઝડતી કરી હતી. પણ કંઇ મળી આવ્યું નહોતું.

**કોંગ્રેસથી છુટા પડયા**—સંઘવીજી કોંગ્રેસ અને દેશના મહાન સેવક હતા. ગાંધીજીએ આફ્રિકામાં સત્યાગ્રહ કર્યો ત્યારે સંઘવીજીએ પ્રેમવશ થઇને ગાંધીજી માટે એક કાવ્યમાં લખ્યું કે "ગાંધીને ત્યાંથી ગુલાલ મંગાવો ટેક તીલક નિજ ભાલ લગાવો." પણ ગાંધીજી અમદાવાદ આવી રહ્યા અને કોંગ્રેસમાં અસ્પૃશ્યતાની બાબત ઘુસાડી ત્યારે તેમણે તેનો સખ્ત વિરોધ કર્યો. ગુજરાત પ્રાંતીય રાજકીય પરિષદ ભગુભાઇના વંડામાં મળી અને તેમાં અહિંસક અસહકાર અને સ્કુલ કોલેજો કોર્ટો વિગેરેના બહિષ્કાર સંબંધી ઠરાવ ૨૮ કરવામાં આવ્યો ત્યારે તેમણે તે સફળ થશે નહિ તેમ ખુલ્લા શબ્દોમાં ભાષણમાં જણાવ્યું હતું. પોતાની વીર વાણીથી સખ્ત વિરોધ કર્યો હતો. અને કોંગ્રેસ ધાર્મિક બાબતમાં હાથ ઘાલતી થઇ ત્યારથી સંઘવીજીએ કોંગ્રેસમાં ભાગ લેવો બંધ કર્યો હતો. છતાં તેમની સ્વદેશભક્તિ કાયમ જ હતી.

**પત્રો દ્વારા સેવા**—સંઘવીજીએ યુવાવસ્થાની શરૂઆતમાં ગુજરાત ગેઝેટ, રૈવત રમણ અને બુદ્ધિપ્રકાશ આદિમાં સાક્ષરોને આકર્ષે તેવા લેખો લખ્યા છે. સને ૧૯૦૧ માં શરૂ કરાયેલા વિદ્યાર્થી જીવનમાં સદ્વિચાર સ્ફુરણ સંઘ, વિદ્યાર્થી વીણા, ગણેશ રહસ્ય, સુધારા સતશાઇ, જયંતીઓ, ભદ્રભ્રમણ મીમાંસા સંબંધી ચર્ચા કરેલી. ત્યારબાદ સંવત ૧૯૬૯ની સાલમાં પંડિત રઘુનાથ શર્માના તંત્રીપદે કઢાયેલા "મહાજ્યોતિ" —માસિકમાં યોગ સંબંધી ટીકા, ભજનો, સુધારા સતશાઇ અને ધાર્મિક તથા આધ્યાત્મિક લેખો લખતા. જેમાં કર ટોરા દગ જેવા માર્મિક લેખો જ્ઞાન સાથે ગમ્મત આપતા. આ માસિક સંવત ૧૯૭૧ ની સાલમાં શ્રી. હિંમતલાલ વ્રજવલ્લભ

વીમાવાળાના તંત્રીપદે ચાલ્યુ હતુ અને સંવત ૧૯૭૩ માં ચૈત્ર માસથી તેના પ્રકાશક, અને સંપાદક તરીકે મઘવીજીએ મને પસંદ કરવાથી આ માસિક સંવત ૧૯૭૭ સુધી મારા તંત્રી પદે ચાલ્યુ હતુ અને સારી પ્રસિદ્ધિ પણ પામ્યુ હતું. સંવત ૧૯૮૧ માં મુંબઈથી શ્રીકૃષ્ણમોહન કાર્તાતિકના તંત્રીપદે પ્રસિદ્ધ થતા સાપ્તાહિક "સનાતન ધર્મ કેસરી" સાપ્તાહિક માટે ઓગસ્ટથી અમદાવાદથી પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા કરાવાઈ ત્યારથી તેમાં સંઘવીજીએ વિશેષ કરીને લેખો લખવા માંડયા હતા. તેના પ્રકાશક તરીકે તેમણે મને નીમ્યો હતો. આ સાપ્તાહિક પણ પંડિત કાર્તાતિકજી તા. ૨૦ મી ડીસેમ્બર ૧૯૨૫ સંવત ૧૯૮૨ ના પોષ સુદ ૫ થી વધુ ચલાવવા ઇચ્છતા ન હોવાથી બંધ પડયું હતુ.

**સાપ્તાહિક ધર્મમંગલા અને મહાકાલ**—સંઘવીજીએ સંવત ૧૯૮૪ના કાર્તિક સુદ ૧૪ તા. ૮–૧૧–૨૭ દેવદિવાળીથી પોતાના ધર્મપત્ની હરિમંગળાના નામથી **ધર્મમંગલા સાપ્તાહિક** રાજકોટવાળા શ્રી ગુલાબરાય હાથીના તંત્રીપદે અને મારા વ્યવસ્થાપકપણા નીચે શરૂ કર્યું હતુ. સંવત ૧૯૮૪ ના પોષ વદ ૧૦ થી સંઘવીજી પોતે જ તેના તંત્રી બન્યા હતા. આ સાપ્તાહિકમાં ધાર્મિક, સામાજિક અને રાજનૈતિક વિષયો નિડરતાથી કોઈની પણ રોકટોક કે શેહશરમ રાખ્યા વગર ચર્ચાતા હતા. તેમના લેખોથી જનતાને પ્રેરણા મળતી. પત્ર કેટલાકને મફત મોકલાવતા અને તેનો ખર્ચ પોતે કરતા તેનો ઉદ્દેશ એ હતો કે ધર્મનિષ્ઠ શ્રીમંત હિંદુ આગેવાનો પંડિતો વિગેરે તેમના વિચારો સનાતન હિંદુ ધર્મ અને હાલની પરિસ્થિતિ સમજી શકે છે તે જાણે અને સમજી વર્તે આલોક અને પરલોકનું કલ્યાણ સાધે પત્રની પ્રતિષ્ઠા આખા દેશમા વ્યાપી હતી. સંઘવીજી ધર્મમંગલાને પોતાની એક નાની મરખી કટારની ઉપમા આપતા. આ પત્ર સંઘવીજીએ હિંદુ સમાજ અને ધર્મના પ્રચાર અને રક્ષા સારૂ તા. ૨૦ મી મે ૧૯૪૧ = ૧૯૯૭ ના વૈશાખ વદ ૧૦ સુધી આશરે ૧૪ વર્ષ સુધી ચલાવ્યું. વળી

"મહાકાલ" માસિક સંવત ૧૯૯૩ ના ચૈત્ર વદી ૧૪ થી તેમણે તેમના તંત્રીપદે ફરી એક વાર શરૂ કરેલું. તેમાં આધ્યાત્મિક લેખો લખતા અને લખાવતા તે પણ સંવત ૧૯૯૭ ના ચૈત્ર વ. ૧૪ સુધી ચાર વર્ષ ચલાવી ધર્મમંગળા સાથે તેને પણ બંધ કર્યું હતુ.

**અગ્નિ પરીક્ષા**—સઘવીજીના અમદાવાદમા વિવિધ સ્થળે ઘણા મકાનો છે. લાનાવમાનીપોળમાં પણ મકાનો આવેલા હતા. સને ૧૯૧૨ ની સાલમાં સંઘવીજી મુંબઇ હતા ત્યારે તેમના જુના અમલ દુકાનવાળા મકાનમા એકાએક પ્રચંડ આગ લાગી. અને મકાન બળી ગયું હતું. આ પછી સઘવીજીએ મકાનનો અને સામાનનો વીમો ઉતરાવ્યો હતો. ત્યાર પછી એકજ માસમાં ચાર વાર જુદા જુદા દિવસોએ જુદા જુદા મકાનમા અને છેવટના રહેવાના મકાનમા ભયકર આગ લાગી હતી અને તેમા ઘરવખરો, ફરનીચર, લાયબ્રેરીના હજારો પુસ્તકો કબાટો સાથે બળીને નાશ પામ્યા હતા. જાણે અગ્નિદેવતા કોપ્યા જેવુ લાગતુ હતું. ઘરાણું માત્ર બચી જવા પામ્યું હતુ. કપડા સબધી પહેરેલે લુગડે રહેવા જેવી સ્થિતિ થઇ હતી. વામણકુમણોના જાગીને ભૂક્કા થયા હતા. આ આગોમા આશરે લાખ રૂપીયાનુ નુકશાન થવા પામ્યુ હતુ; જ્યારે વીમાના આશરે રૂ. ૧૫૦૦૦) પદર હજાર આવ્યા હશે. આ સમયે રહેવાના મકાનો વડોદરાવાળા ભાઇ ગોવિંદલાલ ચુનીલાલ કોન્ટ્રાકટરની દેખરેખ નીચે તેમના ધર્મપત્ની હરિમગનાગૌરીએ બધાવ્યા હતા આશરે પોણો લાખ રૂપીયા મકાનો બાધવામા ખરચાયા હતા ફર્નીચર તથા જરૂરી પુસ્તકો ફરીથી લેવામા આવ્યા હતા. જીવનના આ એક વધુ વિકટ પ્રસગે તેઓએ અજબ ધૈર્ય ધારણ કર્યું હતુ સઘવીજીના ધર્મપત્નીએ નવેસરથી ઘરવખરો વસાવીને પોતાના ઘરનો વ્યવહાર નવેસરથી હિંમતપૂર્વક ચલાવ્યો હતો.

**સંઘવીજીના પત્નીનો સ્વર્ગવાસ**—સઘવીજીના ધર્મપત્ની શ્રી હરિમગના જળોદરના રોગથી પીડાતા હતા અને દવા માટે તેઓ સઘવીજીના પરમ મિત્ર શ્રીમાન્ હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટીને ત્યા અંધેરી જઇ રહેલા. ત્યાં તા. ૩૧ મી મે સને ૧૯૨૫ના

રોજ સ્વર્ગવાસ પામ્યા. સંઘવીજીના પત્ની ઘરનો તમામ વહીવટ સંભાળતા હતા. તેમના દેહોત્સર્ગથી સંઘવીજી જ્ઞાનસંપન્ન હોવા છતાં પણ તેમના મનને ઘણું લાગેલું. આ દુઃખદ પ્રસંગ પછી સંઘવીજી સાથે અમે કુટુંબ સાથે રહેતા. અને તમામ વહીવટ અમે કરતા. આથી તેમની હરેક પ્રકારની જાહેર પ્રવૃત્તિમાં તેઓ પુરતું ધ્યાન આપી શકતા.

**શ્રી સનાતન સમસ્ત હિન્દુ ધર્મ સભાની સ્થાપના**

સને ૧૯૧૬ના માહે ડીસેંબરની તા. ૧૦મીને રવીવારના રોજ "શ્રી સનાતન સમસ્ત હિન્દુ ધર્મ સભા" નામની પંડીતો અને નાગરીકોની એક પ્રભાવશાળી સભા સનાતન ધર્મના પ્રચાર અને રક્ષાના કાર્ય સારૂ સંઘવીજીએ સ્થાપન કરાવી અને તેનું એક બંધારણ અને વ્યવસ્થાપક મંડળ બનાવવામાં આવ્યું હતું. વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષપદે રા. બ. જેઠાલાલ વ્રજભાઇ મજમુંદાર રિટાયર્ડ ડેપ્યુટી કલેક્ટર હતા. અને તેમના અવસાન બાદ ધર્માધિકારી શ્રીમાન્ શ્રીધર આપારાવ અગ્નિહોત્રી હતા. મંત્રીઓ તરીકે રા. રા. ગોવિંદરાવ બાજવંતરાવ આપ્ટેરાવ રિટાયર્ડ ન્યાયાધીશ ભાવનગર સ્ટેટ, રા. રા. બંસીલાલ મણીલાલ મહેતા ડીસ્ટ્રીક્ટ પ્લીડર અમદાવાદ, વ્યાખ્યાન વાચસ્પતિ પંડિત શંકરપ્રસાદ મિશ્ર, રા. રા. નગીનદાસ સંઘવી, રા. રા. રતિલાલ મનસુખરામ પટેલ, શાસ્ત્રી દામોદર જાદવજી વિગેરે હતા અને શેઠ મોતીલાલ હીરાભાઇ, શેઠ બાલાભાઇ દામોદરદાસ, શેઠ અમરતલાલ દામોદરદાસ, શેઠ ગીરધરલાલ અમૃતલાલ, શેઠ રણછોડભાઇ ગિરધરલાલ મણીઆર.બી, રા. રા. બાપુજી જગન્નાથ, રા. રા. ગોવિંદલાલ કરસનદાસ શાહ, શાસ્ત્રી પ્રસિદ્ધ નારાયણ મિશ્ર, રા. રા. ગોવિંદલાલ રામશંકર જાની ચોરાશી જ્ઞાતિના શેઠ, રા. રા. ભગુભાઇ ગોવિંદલાલ શાહ વકીલ, મહારાજ શ્રી રામભર્યા પ્રાગ, તથા શ્રી વ્રજલાલ અવસ્થી ભદ્રકાળી માતાના મહારાજ વિગેરે સભ્યો હતા. અને કાયદાના સલાહકાર શ્રીયુત હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટર હતા. આ સભાને સંઘવીજીએ પ્રથમ રૂા. ૧૦૦૧) આપી આશ્રયદાતા બન્યા હતા અને અન્ય ગૃહસ્થો પાસેથી સારી મદદ મેળવી હતી.

આ સભા તરફથી સંઘવીજીએ ગાયકવાડ સરકાર તરફથી કરાતા પુરોહિતના કાયદાનો, બાળ લગ્ન પ્રતિબંધક કાયદાનો અને શારદાપીઠના શંકરાચાર્ય નીમવાના ફરમાન આદિનો સખ્ત વિરોધ કર્યો કરાવ્યો હતો; અને શ્રીમાન વિઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલે વડી ધારાસભામાં વર્ણાન્તર લગ્નનો ખરડો આણેલો તેનો સખ્ત વિરોધ ગુજરાતમાં સર્વત્ર કરાવી પાછો ખેંચાવરાવ્યો હતો. મુંબાઇમાં ગોસ્વામી શ્રીવલ્લભલાલજી મહારાજના અધ્યક્ષપદે મુંબાઇ પ્રાંતીય સનાતન ધર્મ મહા સંમેલન ઇ. સ. ૧૯૧૭માં મેળવવામાં આવ્યું હતું ત્યારે તેની સફળતા માટે ગુજરાતમાં સર્વત્ર ફરી ભારે પ્રચાર કર્યો હતો. સંઘવીજી ઉક્ત સભા દ્વારા શંકર જયન્તી આદિ પ્રસગે પણ બહારગામ ગયા હતા. પ્રચાર પ્રસગે સંઘવીજીની સાથે ધર્મવીર નારણજી સાંગાણી, પંડિત શંકરપ્રસાદ મિશ્ર તથા શાસ્ત્રી વસંતરામ, શાસ્ત્રી રમણલાલ જયેષ્ઠારામ વિગેરે જતા હતા. આર્ય સમાજીઓના અધિવેશનથી કરાતા આંદોલન પ્રસગે પણ આણંદ સુરત મુંબઇ વિગેરે સ્થળે તેઓ જતા હતા. આ સભાદ્વારા સેંકડો સભાઓ મેળવી મેળવાવી તેમજ પ્રસંગોચિત પેમ્ફલેટો છપાવીને ધર્મ પ્રચાર અને ધર્મરક્ષાના કાર્યો પંડિત કાલુરામ, પંડિત કાશીનાથ, મહોપદેશક મણિશંકર, પંડિત પદ્મનાભજી, શંકરાચાર્ય સ્વામી શ્રી. રાજરાજેશ્વરાશ્રમ અને શ્રી ૧૦૮ સ્વામી શ્રી નયેન્દ્રપુરીજી મહામંડલેશ્વર વિગેરેના વ્યાખ્યાનો પણ કરાવતા હતા. વળી સને ૧૯૨૭ ના ડીસેમ્બરમા "ગુજરાતી"ના તંત્રી શ્રીયુત મણીલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ. ને તેમની સાહિત્ય તથા સનાતન ધર્મની સેવા બદલ શ્રી સ. સ. હિંદુ ધર્મ સભા તરફથી સ્વામી શ્રી રાજરાજેશ્વરાશ્રમ શંકરાચાર્યના અધ્યક્ષપદે **"શ્રી સનાતન ધર્મ મંડળ પત્રકાર શિરોમણિ"** જણાવી અભિનંદન પત્ર અને સોનાનો ચાંદ પણ અપાવ્યો હતો. સંઘવીજીએ અન્ય મંત્રીઓ સાથે આ સભાના મંત્રી તરીકે જીવતાં સુધી કાર્ય કર્યું હતું. શ્રી શારદાપીઠના શંકરાચાર્યની પસંદગી સંબંધીના મતભેદના કારણે શ્રી સઘવીજી સને ૧૯૧૮ માં શિષ્ટ પરિષદ્‌માંથી સભ્ય તરીકે છૂટા થયા હતા.

સંઘવીજી ભાવનગર કાઠિયાવાડ રાજકીય પરિષદ્ વખતે સનાતન ધર્મ સંમેલન સને ૧૯૨૫માં મેળવવામાં આવ્યું ત્યારે ત્યાના આગેવાનોના

આગ્રહથી સંઘવીજી સાથે સાંગાણી પણ ગયા હતા અને ત્યાં સંઘવીજીના ધર્મપ્રચારના કારણે કા. રા. પરિષદમાં ગાંધીજીની હાજરીમાં અસ્પૃશ્યો દેરડીની માટે વાડ જુદી કરવામાં આવી હતી. આ વ્યવસ્થાથી સનાતન ધર્મીઓનો વિજય થયો હતો. સંઘવીજીની ધર્મસેવાને લેઇને તેમનું સન્ઘસ કાઢી માન આપવામાં આવ્યું હતું. અને તેમને સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. આ પ્રસંગે સંઘવીજી તેમના પત્નિની સખ્ત બીમારી છતાં ગયા હતા. સુરતમાં પણ અનેક વખત સ્વામી આત્મસ્વરૂપજી અને ધર્મમંડળના આગ્રહથી વખતોવખત સભાઓ અને આર્ય સમાજ સામે મેળવેલા સંમેલનોમાં જઇ સનાતન ધર્મનો વિજય વાવટો ફરકાવ્યો હતો. તે જ પ્રમાણે આણંદમાં આર્યસમાજીઓના સંમેલન વખતે સનાતનીઓની સભાઓમાં સંઘવીજી પંડિત શંકરપ્રસાદ સાથે ગયા હતા. આ પ્રસંગે આર્ય સમાજીઓને ચેલેન્જ આપવા છતાં કોઇ શાસ્ત્રાર્થ માટે આવ્યું નહોતું.

**ખાનદાન કુટુંબો સાથે સંબંધ**—સંઘવીજી એક ગૃહસ્થ અને ખાનદાન કુટુંબના હોવાથી તેમને ઘણા જાણીતા સારા કુટુંબો સાથે રહેવા અને બેસવા ઉઠવા મળવાનો ગાઢ સંબંધ હતો. જેમા શેઠ બહેચરદાસ અંબાઇદાસ લશ્કરી, શેઠ મોતીલાલ હીરાભાઇ, શેઠ મંગળદાસ ગીરધરદાસ, શેઠ બાલાભાઇ અને અમરતલાલ દામોદરદાસ, શેઠ રણછોડલાલ મણકીવાળા, શેઠ હરિવલ્લભ મૂળચંદ વાળા, રા. બા. હરીલાલ દેસાઇભાઇ દેસાઇ, ચીમનલાલ ગીરધરલાલ, રા. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા, રા. ચીમનલાલ ખુશાલરાય મહેતા, રા. રા. ભાઇશંકર નાનાભાઈ, રા. બાપુજી જગન્નાથ, રા. પંડિતજી શ્રી શંકરપ્રસાદ મિશ્ર, રા. જીવણરામ જેશંકર ભટ્ટ, વડોદરાવાળા શ્રી સુનીલાલ આત્મારામ પટેલ, જેવા સાથે સારો કૌટુંબિક સંબંધ હતો. આ ઉપરાંત પણ ઘણા સાથે હતો. તેમાં મુંબઇવાળા શ્રીમાન હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી સોલીસીટર સાથે પૂર્વજન્મના સંસ્કારોને લઇને ગાઢ સંબંધ થયો હતો. જેથી એક બીજાના કુટુંબો મહિનાના મહિનાઓ સુધી એકબીજાને ઘેર રહેતા અને રહે છે

સુખદુઃખના પ્રસગે સાથે ઊભા રહી મદદ કરે છે. મંઘવીજીએ માઉન્ટ આબુ ટ્રાન્સપોર્ટ કંપની કાઢેલી તેના આબુના મકાનો શ્રી. હીરાલાલભાઈએ મઘવીજીના ભાગીદાર મારવાડીના ભાગમાં ખરીદેલા. આબુ જ્યાં અર્બુદાદેવી અને વસિષ્ઠ આશ્રમ જેવા પવિત્ર ધામ આવેલા હોઈ હવા ખાવાનુ રમણીય સ્થાન છે, ત્યા તેઓ ઉનાળામા હવા ખાવા જતા ત્યારે સંઘવીજીને તેમના કુટુબ સાથે અમોને પણ સત્સંગ, આનદ, જ્ઞાનગોષ્ઠિ અને હરવા ફરવા માટે સાથે લેઈ જતા. તેમના સિવાય સંઘવીજી હરવા ફરવા કે હવા ખાવા કદી કોઈ જગ્યાએ જતા નહિ.

**સંઘવીજીનું પિતૃશ્રાદ્ધ અને યાત્રાર્થે ગમન**-સંઘવીજીના દાદા ચતુરદાસ સંઘવીજી ડાકોરનો સંઘ કાઢતા તેથી તેઓ પણ અવારનવાર તેમના માતા પિતા તથા ધર્મપત્ની સાથે ડાકોર જતા. તદ ઉપરાંત ચાદોદ સિદ્ધપુર અને અબાજી અને બહુચરાજી આદિ તીર્થ સ્થળોએ જતા. શ્રીનાથજી, કાશી, પ્રયાગરાજ, હરદ્વાર પણ ગયેલા. પરન્તુ સને ૧૯૨૨ ના અરસામા મે વેકેશનમા તેઓ અને અમે તેમના પરમસ્નેહી શ્રીમાન્ હીરાલાલ ડાહ્યાભાઈ નાણાવટીની સાથે યાત્રાર્થે પુષ્કરરાજ, એકલિંગજી, શ્રીનાથજી, કાકરોલી, કાશી, હરદ્વાર, હૃષીકેશ અને પિતૃશ્રાદ્ધ માટે ગયાજી પણ ગયા હતા. સઘવીજી દરેક વર્ષે માતા પિતા અને તેમના ધર્મપત્નીના સાવત્સરિક અને ભાદ્ર માસમા મહાલય શ્રાદ્ધ બરાબર ધર્મશાસ્ત્રાનુસાર બ્રહ્મભોજન સાથે ગયા જઈ આવ્યા પછી પણ કરતા હતા.

**મુંબઈની ધારાસભા માટે ઉમેદવારી**-ધારાસભાઓમા પ્રજાનો અવાજ ઉઠાવવા માટે ધારાસભાઓમા જઈ ધારાસભાઓ કબજે કરવામા સઘવીજી માનતા હતા અને તેથી જ્યારે ધારા સભાનો કોંગ્રેસે જોરશોરથી બહિષ્કાર કર્યો ત્યારે એક ગામડીઆનો વેશ ધારણ કરી વહેલી સવારના ઘેરથી નીકળીને પોતાનો મત આપી આવ્યા હતા. આની ખબર પડતા કેટલાક કોંગ્રેસીઓએ કેટલાક અજ્ઞાન છોકરા અને છોકરીઓને ચડાવીને પજવણી કરાવી હતી. તે તેમણે સિદ્ધાંતની ખાતર સહર્ષ સહન કર્યું હતું.

આપવામાં આવ્યું હતું. તેથી તે સમયે સંઘવીજી ખાસ દિલ્હી ગયા હતા. સંઘવીજીને સંઘની કારોબારીના સભ્ય તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. સંઘવીજી ગુજરાત પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ જે પૂજ્ય ગોસ્વામી શ્રી વ્રજરત્નલાલજી મહારાજના અધ્યક્ષપદે સ્થપાયો, તેના મંત્રી તરીકે કાર્ય કરતા હતા. સ્થાનિક વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના પણ એક મંત્રી હતા. તેમણે ગુજરાતમાં વિવિધ સ્થળે વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની ઘણી શાખાઓ પંડિતજી શ્રી કલ્પનાથ શર્મા દ્વારા સ્થપાવી પ્રચારકાર્ય કરાવ્યું હતું. કેટલાક સ્થળે તો તેઓ જાતે પણ ગયા હતા. વળી તેમણે દિલ્હી, મુંબઈ, ગયા, નાગપુર, જલગાંવ, પુના, અમદાવાદ, બનારસ, કલકત્તા, લાહોર, ગુરુવાયુર વિગેરે ઘણે દૂર સ્થળોએ ભરાયેલા અધિવેશનોમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. સંઘના સભ્યો તેમને ભીષ્મ પિતામહ કહેતા હતા. મુંબઈમાં સને ૧૯૩૪ની સાલમાં સંઘનું અધિવેશન મળ્યું ત્યારે તેમણે અમદાવાદમાં સંઘનું અધિવેશન ભરવાને આમંત્રણ આપ્યું હતું. સને ૧૯૩૫ની સાલમાં ગોસ્વામિકુલભૂષણ શ્રી ગોકુલનાથજી મહારાજના અધ્યક્ષપદે અમદાવાદના સ્વામિનારાયણના મંદિરમાં ભરાયેલું. વ. સ્વ. સંઘનું આ અધિવેશન તેમના રાત દિવસના પ્રચારકાર્ય અને તન મન અને ધનથી કરાયેલી મદદને લેઈને ઘણી સફળતા વિકટ સમયમાં પણ મેળવી શક્યું હતું. સંઘવીજીએ હરવખત પ્રમાણે પ્રચારકાર્યની મદદમાં રૂા. ૧૦૦૧) સંઘને આ વખતે પણ આપ્યા હતા. ગુજરાત અને અમદાવાદની પ્રજાને અધિવેશનનો મળેલો અમૂલ્ય લાભ સંઘવીજીના આમંત્રણને આભારી ગણાય. મી. એન. એન. અંકલેશ્વરીઆએ વડીધારાસભામાં મંદિરપ્રવેશ બીલ વખતે મદદ કરવાથી સને ૧૯૩૫માં તેમણે વડીધારાસભા માટે ઉમેદવારી કરી ત્યારે વ. સ્વ. સંઘના મંત્રી તરીકે સંઘવીજીએ મદદ કરી કરાવી હતી.

**ગુરુવાયૂરમાં હરિજન મંદિર પ્રવેશ**–સને ૧૯૩૩ માં ગાંધીજીએ હરિજન મંદિર પ્રવેશનું તથા કોમી મતાધિકાર માટેનું આંદોલન પુનાથી જોરથી શરૂ કર્યું હતું. પં. માલવીયાજીએ પણ હરિ-

જનમંદિર પ્રવેશને અનુમોદન આપવાથી કાશી સમેત સનાતની સમાજમાં જબ્બર ખળભળાટ થયો હતો. તેવા સમયે સને ૧૯૩૩ માં મલબારમાં આવેલા કાલીકટના રાજા ઝામોરીનના તાબામાં આવેલા ગુરુવાયુરનાં ભગવાન્ વિષ્ણુના મંદિરમા હરિજન પ્રવેશ કરાવવાનું પ્રચંડ આંદોલન શરૂ કરવામાં આવ્યું હતું. આ મંદિરમાં હરિજન પ્રવેશ થાય તો સમસ્ત દેશના મંદિરોમાં હરિજન પ્રવેશ થવાની ધારણા હતી. આ નિષ્ફળ કરવાને વ. સ્વ. સંઘના મંત્રી શ્રી દેવનાયકાચાર્યજી, ગોસ્વામી શ્રી ગોકુલનાથજી મહારાજ અને સંઘવીજીએ મળી ગુરુવાયૂરમાં સંઘનું ખાસ અધિવેશન ભરવાની યોજના ઘડી હતી. તે માટે ફંડ ઉભું કરાયુ હતુ. તેમાં સંઘવીજીએ રા. ૧૦૦૧) પ્રથમ ભર્યા અને મહારાજશ્રી પાસે આજ્ઞાપત્ર કઢાવી ગૃહસ્થોને ઘેર ઘેર ફરી આશરે" રા. ૧૧૦૦૦) ભેગા કર્યા હતા. શ્રી ગોકુલનાથજી મહારાજ, પંડિત દેવનાયકાચાર્યજી, પંડિતજી શ્રી રાજેશ્વર શાસ્ત્રી, સંઘવીજી, પંડિત કલ્પનાથ શર્મા વિગેરે મુંબઇથી મોટર દ્વારા નીકળીને પૂના, સતારા, મદ્રાસ, બેલગામ, મદુરા આદિ સ્થળોએ પ્રચાર કરતા ગુરુવાયૂર પહોંચ્યા હતા. સંઘવીજી રાજા ઝામોરીનને મળ્યા. અને કહ્યું કે ગાંધીજીના પ્રયાસથી ગુરુવાયુરના મંદિરમાં હરિજન પ્રવેશ કરાવશો તો તમે પાપના મહાન ભાગી થશો અને જો નહિ કરાવો તો પુણ્યના મહાન ભાગી થશો. તમારે મંદિરના ટ્રસ્ટી, રક્ષક અને રાજા તરીકે મંદિરની પવિત્રતા સાચવવી જોઇએ. એમ સ્પષ્ટ સમજાવ્યું હતુ. આ સમયમાં ત્યાંના પ્રદેશમા મહાન્ પ્રચાર કરાવ્યો હતો. હરિજન મંદિર પ્રવેશના હિમાયતીઓએ હરિજન મંદિર પ્રવેશ કરાવવા ઘણા પ્રયત્નો કર્યા હતા અને છેવટે બળ પણ વાપર્યું હતું. ઉશ્કેરાઇને તોફાન કર્યું હતું. પંડિત કલ્પનાથ શર્મા અને રાધેશ્યામ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો તેથી, ગાંધીજીએ કેલાપનને આમરણાંત ઉપવાસ છોડવાની સલાહ આપી હતી. અને ગુરુવાયૂરમાં હરિજન મંદિર પ્રવેશ અટક્યો હતો. અને દેશના મંદિરોમાનો હરિજન પ્રવેશ બંધ રહ્યો હતો. અને ગાંધીજીએ હરાગ ગણેલી ધારાસભામાં રંગા આયર પાસે હરિજન મંદિર પ્રવેશ

બીલ મૂકાવરાવ્યુ હતું તેનો પણ પ્રચંડ વિરોધ દેશમા સનાતનીઓ તરફથી કરાયો હતો. અને તે બીલ છેવટે પાછુ ખેંચી લેવડાવવામાં આવ્યુ. આમ તે વખતે હરિજન મંદિર પ્રવેશની ચળવળ નિષ્ફળ કરવામા સંઘવીજીનો અમૂલ્ય ફાળો હતો. ગુરુવાયુરના પ્રવાસમા હવા અને ખોરાક પ્રતિકૂળ હોવાથી સંઘવીજીની કમર બેવડી વળી ગઇ હતી

**પરિચારક વર્ગની સ્થાપના**—સંઘવીજીએ સને ૧૯૩૩ ના અરસામા પરિચારક વર્ગ નામની એક સસ્થા શરૂ કરાવી હતી તેમા સંઘવીજી, શ્રી સત્યનારાયણ દવે, શ્રી માહુલીકર, પંડિત કલ્પનાથ શર્મા, શ્રી રતિલાલ પટેલ, શ્રી જમનાદાસ મોહનલાલ પુરોહિત, શ્રી. ઘાભાઇ ઉર્ફે ડાહ્યાભાઈ લલ્લુભાઇ પટેલ વિગેરે શહેરના જુદા જુદા ભાગોમા આ વર્ગ તરફથી સેંકડો સભા કરણ સમયમા પણ પ્રચાર માટે કરવામા આવી હતી

**મુમુક્ષુ મંડળ**—નામનું એક મંડળ શ્રી નાનાલાલ ભાઉશંકર ભટ્ટે સ્થપાવ્યુ હતુ તેમા તેઓ તથા શ્રી મણીલાલ શર્મા, શ્રી જયંતીલાલ માણેકલાલ વિગેરે કાર્યકર્તાઓ મુખ્યત્વે હતા અને સંઘવીજીના ધાર્મિક વ્યાખ્યાનો પોળે પોળે કરાવતા હતા.

**ઇલેકશન બોર્ડની સ્થાપના**—અમદાવાદના બાલાજીના મંદિરવાળા જાણીતા શ્રી ભાગવતાચાર્યજી મહારાજના અધ્યક્ષપદે ઇલેકશન બોર્ડના નિયમો ઘડાવીને ઇલેકશન સંબધી કાર્ય કરવાને ઇલેકશન બોર્ડની તા. ૨૩–૧૦–૩૬ ના રોજ કેટલાક ગૃહસ્થોની સમિતિ બનાવીને સંઘવીજીએ સ્થાપના કરાવી હતી. જે ઇલેકશનના સમયમા કાર્યકર્તા સાથે મળીને કાર્ય કરતી હતી. અને ઉમેદવાર પણ ઉભા કરતી હતી તેમજ ધાર્મિક વૃત્તિવાળા ઉમેદવારને મદદ પણ કરતી હતી

**શારદાપીઠની સેવા**—શ્રીમદ્ જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્ય ભગવાને સ્થાપેલી શ્રી દ્વારિકા શારદાપીઠના સ્વામી શ્રી માધવતીર્થજી સને ૧૯૧૬ ના અરસામા ઉત્તરાધિકારી નીમ્યા વગર ઉજ્જૈનમા બ્રહ્મલીન થયા, આથી નામદાર ગાયકવાડ સરકાર શ્રી સયાજીરાવે દ્વારિકા પોતાની હકુમતમાં હોવાથી શારદાપીઠના શંકરાચાર્ય નીમવાનો પોતાનો હક્ક જણાવી સ્વામી શાન્તાનંદ સરસ્વતીની નીમણુંક કરી

ગાદીએ બેસાડયા ત્યારે સંઘવીજી વિગેરેએ દ્વારિકા શારદાપીઠના શંકરાચાર્ય નીમવાનો અધિકાર દ્વારિકા શારદાપીઠની હકુમતની સ્માર્ત પ્રજાનો હોવાનું સ્માર્ત પ્રજાના અગ્રેસરો પાસે જાહેર કરાવ્યું. અને સ્વામી માધવતીર્થજીના પટ્ટશિષ્ય તરીકે બહાર પડેલા નૈષ્ઠિક બ્રહ્મચારી શ્રી પરમાનંદસ્વરૂપને ડાકોરમાં સન્યાસ લેવડાવી પટ્ટાભિષેક કરાવ્યો. સ્વામીશ્રીએ રાજરાજેશ્વરાશ્રમ નામ ધારણ કર્યું. તેઓને જનતા અને પંડિતોએ દેશભરમાં સત્કાર્યા. આશરે ૨૫ વર્ષ ઉપરાંત સંઘવીજીએ સ્વામીશ્રી રાજરાજેશ્વરાશ્રમના પક્ષે રહી શારદાપીઠના શંકરાચાર્યની નીમણુકના હક્ક સબંધી રક્ષા કરવાથી શારદાપીઠ અને સ્માર્ત પ્રજાની મહાન્ સેવા કરી છે. દ્વારિકા શારદાપીઠના શંકરાચાર્ય નીમવાનો દ્વારિકાના મહાજનને જે હક્ક મળ્યો છે તે સંઘવીજીએ કાયદેસરની લડતમા કરેલી મોટી મદદને પણ આભારી છે.

**બ્રહ્મચારી વાડીના ટ્રસ્ટી**—ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના પ્રમુખ સ્વ. ભાઇશંકર નાનાભાઇ સોલીસીટરે સને ૧૯૨૬ માં બ્રહ્મચારી વાડીના ટ્રસ્ટી તરીકે સંઘવીજીને પસંદ કરી નીમણુંક કરાવી. તેનો વહીવટ તેઓ બાહોશીથી કરતા હતા. તેમના વહીવટ દરમ્યાન આવકમાં સારો વધારો થતાં સને ૧૯૨૨ના જુન માસમાં "બ્રહ્મચારી આચાર્ય કુળ" નામની સંસ્થાની સંઘવીજીએ સ્થાપના કરી હતી. તેઓ જાતે પણ અન્ય શાસ્ત્રીઓ સાથે અધ્યયન કરાવતા. વાડીના વહીવટ, અને માલકી સંબંધી તથા ખર્ચાના પૈસા સંબંધી ખટપટ પગારદાર તરીકે વાડીમા રહેતા બંમ મહાદેવ સાથે ઉભી થઇ અને મામલો કોર્ટે ગયો હતો. સંઘવીજી આખર સુધી વાડીના ટ્રસ્ટી તરીકે ટ્રસ્ટના હિતમાં તન મન ધનથી લડયા હતા. પરિણામે બ્રહ્મચારી વાડીના ટ્રસ્ટીઓ ચુસ્ત સનાતન વર્ણાશ્રમ ધર્મમાં માનનાર પ્રજા તથા સોસાઇટીના સભ્યોમાંથી નીમાય તેવા પ્રકારનું જજમેન્ટ સંઘવીજીએ મેળવ્યું છે. તેમણે એક આદર્શ બ્રહ્મચારી વાડી ી પટાવાળી જમીનની મુદ્દત પુરી થવાથી તે સરકારે કબજે લેવાને કાયદેસર પ્રયત્ન કર્યો ત્યારે તેઓએ વકીલ મી. જીવણરામ જયશંકર

ભદ્રને રોકીને શ્રીમાન હીરાલાલ સોલીસીટરની સલાહ મેળવી લડયા હતા. અને જમીનના પટા સંબંધી વધુ વર્ષો વધરાવ્યા હતા. વળી સંઘવીજીએ શેઠ જીવણલાલ બલાખીદાસ, પટેલ પાનાચંદ જ્યેષ્ઠારામ ચેરીટેબલ ટ્રસ્ટ અને હરિમંગલા ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે મહાન્ સેવા કરી છે.

**જ્ઞાતિસેવા**—સંઘવીજી અમદાવાદની પોતાની લેઉવા જ્ઞાતિના લેઉઆ હિતવર્ધક સભાના સ્થાપક અને પછીથી પ્રમુખ હતા. તેઓ જ્ઞાતિમાં કેળવણી સંબંધી પ્રચારકાર્ય કરતા હતા. તેમની સાથેના કાર્યકરોમાં શેઠ જીવણલાલ બલાખીદાસ, શેઠ ભોગીલાલ ચુનીલાલ, શેઠ ગોરધનદાસ ચુનીલાલ, રા. રા. ગોરધનદાસ લલ્લુભાઈ વિગેરે મુખ્ય હતા. જ્ઞાતિની સભાઓ મોરલીધરના મંદિરના મેડા ઉપર તથા દ્વારિકાનાથજીના મંદિર આગળ તથા તેમના પોતાના મુકામે પણ થતી હતી અને તેમાં જ્ઞાતિનું બંધારણ ઘડવા સંબંધી તા. ૨૩–૪–૨૨ના રોજ સભા મળેલી તેમજ પછીથી જુદી જુદી પોળોના પ્રતિનિધિઓ નીમી વસ્તીપત્રક તથા પરણા વિગેરે સંબંધોના કામો કરવાની વિચારણા થતી. સંઘવીજી યુવાનો અને મોટી ઉમ્મરના આગેવાન કાર્યકરોની સાંકળરૂપ હતા; અને બંને વર્ગનાને માનનીય હોવાથી તેમના અધ્યક્ષપદે કેળવણી અને જ્ઞાતિહિતના પ્રશ્નો વખતો વખત ચર્ચાતા હતા. સંઘવીજી જનતાનો ઉત્કર્ષ ઇચ્છવા સાથે જ્ઞાતિનો ઉત્કર્ષ ઇચ્છતા હતા. તેમણે સંસ્કૃતનો અભ્યાસ કરનાર વિદ્યાર્થી માટે પિતાના નામથી સ્કોલરશીપ કાઢી છે.

**સંઘવીજીની વૈરાગ્ય વૃત્તિ**—સંઘવીજી યોગભ્રષ્ટ પુરુષ હતા. તેઓને પ્રથમ પત્ની શ્રી મહાલક્ષ્મીગૌરીથી ૧૯ વર્ષની નાની ઉમ્મરે એક પુત્ર થઇ મરણ પામ્યો અને પત્નીનો પણ દેહોત્સર્ગ થયો ત્યારે ફરીથી સંસારમાં પડવાની ઇચ્છા નહોતી. છતાં માતા પિતા અને ગુરુના આગ્રહથી બીજીવારના પત્ની શ્રી હરિમંગલા સાથે સને ૧૯૯૭ના અરસામાં તેમનું લગ્ન થયું; અને તેમનાથી ચિતિપ્રસાદ નામનો પુત્ર થયો. તે બે એક વર્ષનો થઇ દેવલોક પામ્યો ત્યારે પણ ઉમયને એકનો એક પુત્ર મરણ પામ્યો છતાં કોઇ પણ પ્રકારનો ખેદ થયેલો નહિ. અને તેમના ધર્મ પત્નીએ જ્ઞાતિ રીવાજને અનુસરી કાળો સાલ્લો પણ પહેર્યો નહોતો. વળી સંઘવીજીની

૬૨ વર્ષની વૃદ્ધ વયે તેમના પત્ની હરિમંગલા સને ૧૯૨૫ના મે માસની તા. ૩૧મીએ ગુજરી જતા પુત્ર ન હોવાથી જ્ઞાતિમાંથી લગ્ન માટે કન્યાઓ આવતી હોવા છતાં તેઓએ ત્રીજીવારનું લગ્ન કર્યું નહોતું. અને સનાતન ધર્મના પ્રચાર અને રક્ષા સંબંધી દેશના દૂર દૂરના ભાગોમાં વૃદ્ધાવસ્થામાં પણ જઇને તેમજ ધર્મમંગળા સામાહિક કાર્ડોને ધર્મપ્રચાર અને રક્ષાના કાર્યો વધારે જોરશોરથી કર્યાં હતા. સંઘવીજીએ વહેપારમાં લાખો રૂપીઆ ખોવા છતાં અને અગ્નિમાં મકાનો બળી જવાથી નુકશાન થવા છતાં તેમને કદી દુઃખ લાગેલુ નહિ પરંતુ પરમાત્મા જે સ્થિતિમાં રાખે તેમ રહેવાને કહેતા હતા.

**સ્વામીશ્રી જયેન્દ્રપુરીજીના વિશ્વાસુ**—પ્રાતઃસ્મરણીય શ્રી ૧૦૮ સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહામંડલેશ્વર સાથે સંઘવીજી કટ્ટર સનાતન ધર્મી અને મહાન્ પ્રચારક હોવાથી સંબંધ થયો હતો. કાશી વિશ્વનાથ મહાવિદ્યાલયની સ્થાપના સમયે સંઘવીજીએ પ્રચારકાર્યમાં સ્વામીજીને ઘણો સાથ આપ્યો હતો. સ્વામીજી ત્યાગી હોવા છતાં સનાતન ધર્મ પ્રચાર અને રક્ષાના કાર્ય માટે સંઘવીજી જે સભાઓ ભરતા તેમાં અધ્યક્ષપદ સ્વીકારતા હતા. ધર્મવિરોધી બીલો સામે વિરોધ જાહેર કરવામાં અંતઃકરણથી મદદ કરતા હતા અને સંઘવીજીની ધર્મપ્રચાર અને રક્ષાની ધાર્મિક પ્રવૃત્તિમાં કથાના સ્થાનનો ઉપયોગ કરવા દેઇને સારો સાથ પણ આપતા. એક વાર ઉજ્જનના કુંભ મેળામાં સ્વામીજીએ સંઘવીજીને આમંત્રણ આપેલું હતું.

**જ્ઞાનયજ્ઞ**—સને ૧૯૩૯ના માર્ચ માસમાં એક કાર્યવાહક મંડળ પ્રચાર કાર્ય માટે સંઘવીજીએ બનાવ્યું હતું. શ્રી. સનાતન ધર્મ વ્યાખ્યાન સપ્તાહ જ્ઞાન-યજ્ઞ અમદાવાદમાં સનાતન રામમલ હોલમા કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે ઉમરેઠવાળા શાસ્ત્રી જ્યેષ્ઠારામભાઇ, શ્રી નારણજી પુરૂષોત્તમ સાંગાણી વિગેરે વિદ્વાનોને ખાસ આમંત્રણો આપી સનાતન ધર્મસંબંધી વ્યાખ્યાનો કરાવવામાં આવ્યા હતા. જેમાં સ્થાનિક વિદ્વાનો પંડિતજી શ્રી શંકરપ્રસાદ મિશ્ર, શ્રી રામમની પ્રાગ, શાસ્ત્રી વસંતરામ, શાસ્ત્રી અનુપરામ, શ્રી માર્કંડ-

રાય રાવળ તથા અમો વિગેરેએ ધર્મપ્રચારના કાર્યમાં મારો ઉત્સાહપૂર્ણ ભાગ લીધો હતો અને જનતાને ધર્મોપદેશનો અલભ્ય લાભ આપ્યો હતો.

**અમદાવાદમાં કોમી હુલ્લડ**–અમદાવાદમાં સને ૧૯૪૨ માં કોમી હુલ્લડ ફાટી નીકળ્યું હતું તે સમયે બ્રિટિશ સરકારની હિન્દુ મુસ્લીમોને લડાવી મારવાની હિન્દુઓ વિરૂદ્ધની નીતિ માટે વિરોધ દર્શાવતો એક પત્ર અમદાવાદના કલેકટર સાહેબને લખ્યો હતો. અને તેમાં હિન્દુઓ વિરૂદ્ધ રખાતી નીતિનો સખ્ત વિરોધ કર્યો હતો. તેઓ રાતના પોતાની પોળમાં પહેરો ભરવાની માગણી કરી પહેરો ભરતા હતા. અને પોતે વૃદ્ધ હોવાથી પ્રસંગ પડતા મરી જવાય તો તેમાં પોતાનો ધર્મ બજાવ્યાનું કહેતા હતા.

**પ્રાપ્ત થયેલી પદવીઓ અને અભિનંદન પત્ર**–સંઘવીજીને સનાતન ધર્મના પ્રચાર અને રક્ષાના કાર્યોને લઇને તેમજ આધ્યાત્મિક, ધાર્મિક અને સામાજીક માર્મિક લેખો અને કાવ્યો લખવાથી અને તેજસ્વી અસરકારક ભાષણો આપી કરેલી લોકસેવાને લઇને ધાર્મિક હિન્દુ જનતા તરફથી વિવિધ પદવીઓ મળી હતી. કાશી પંડિત સભા તરફથી "સદ્ધર્મ ભાસ્કર", શારદાપીઠ તરફથી "ભારત ભૂષણ" "વ્યાખ્યાન માર્તંડ", ભાવનગર સનાતન ધર્મ મંડળ તરફથી "સનાતન ધર્મભૂષણ", સંસ્થાન જામનગર ગુરુ સ્થાન જ્ઞાનપીઠ તરફથી "સનાતન ધર્મકેસરી" સંસ્કૃત કાર્યાલય અયોધ્યા તરફથી "ધર્મમણિ", શ્રી ગીર્વાણ વાગવર્ધિની સભા તથા નગર વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ કાશી તરફથી સનાતન ધર્મની વ્યાખ્યા ઉપર ભાષણ તાત્કાલીક કરી આપવાથી અભિનંદન પત્ર મળ્યું હતુ. તેમજ ભાવનગર, મુંબાઈ, સુરત, રાજકોટ હિન્દુ સનાતન ધર્મ સભા વિગેરે તરફથી અભિનંદન પત્રો અને અમદાવાદમાં શ્રી ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિહિતવર્ધક સભા તરફથી શ્રી રામમવી હોલમાં યોજાયેલા સનાતન વ્યાખ્યાન સપ્તાહની કાર્યવાહીના સભ્યો તરફથી પણ અભિનંદન પત્ર મળ્યું હતું. આ ઉપરાંત "શ્રી સનાતન ધર્મભૂષણ" "સાક્ષરોત્તમ", "શીઘ્રકવીશ્વર", "ધર્મમર્યાદાસંરક્ષકવીર"

તરીકેની પદવીઓથી સંઘવીજી સારી રીતે સન્માનિત હતા. તેઓ ગુજરાતની કાશી પંડિત સભા શાખાના સભ્ય પણ હતા.

**આચાર્યો અને પંડિતોની સાથે પરિચય અને કરાવેલા વ્યાખ્યાનો**—શ્રી સનાતન સમસ્ત હિન્દુ ધર્મ સભા, પરિચારક વર્ગ અને ગુજરાત પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તરફથી સંઘવીજીએ સેંકડો સભાઓ વિવિધ સ્થળે મેળવી હતી, તેમાં ગોસ્વામી ગોકુલનાથજી મહારાજ તથા ગોસ્વામી શ્રી વ્રજરત્નલાલજી મહારાજ શ્રીમદ્ જગદ્ગુરુ શારદાપીઠાધીશ્વર શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજ, શ્રી રાધાવલ્લભીય સંપ્રદાયાચાર્ય અનંતલાલજી, ૧૦૮ સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી તથા સ્વામી કૃષ્ણાનંદજી મહામંડલેશ્વર મહારાજ, મહોપદેશક શ્રી ગિરિધર શર્મા ચતુર્વેદી, પંડિત અખિલાનંદજી, કાનપુરવાળા પંડિત ધર્મવીર વિશ્વાસરાવ ડાવરે, શ્રી કાલુરામ પંડિતજી, શ્રી પદ્મનાભ શાસ્ત્રી. પંડિતજી શ્રી કલ્પનાથ શાસ્ત્રી, પંડિતજી શ્રી કેદારનાથ, શ્રી સદાશિવ માધવરાવ પરાડે, ધર્મપ્રાણ શ્રી મણીશંકર મહાશંકર, શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરજીવનભાઈ, શાસ્ત્રી રેવાશંકર મેઘજી, પંડિતજી શ્રી શંકરપ્રસાદ મિશ્ર, શાસ્ત્રી અનુપરામ, શાસ્ત્રી વસંતરામ, શાસ્ત્રી ચીમનલાલ તથા મનુશંકર દવે, રમણલાલ જ્યેષ્ઠારામ ગુજરાતીના તંત્રી શ્રી મણીલાલ છબ્બારામ દેસાઈ વિગેરેના સનાતન ધર્મ સંબંધી વિવિધ વિષયો ઉપર પ્રવચનો કરાવીને જનતાને સારો લાભ આપ્યો હતો. સંઘવીજીને આ ઉપરાત કાશીના મહામહોપાધ્યાય લક્ષ્મણ શાસ્ત્રી દ્રાવિડ, પંડિત શ્રી રાજેશ્વર શાસ્ત્રી, પંડિત દિનદયાળ શર્મા, પંડિત કેદારનાથ શર્મા સારસ્વત, દર્શન કેસરી ગોપાળ શાસ્ત્રી, ન્યાયરત્ન શ્રી જીવન્યાયતીર્થ કલકત્તા, પંડિત શ્રી કૃષ્ણજીવનજી કાર્તાતિક, કાનપુરના પંડિત જ્વાલાપ્રસાદ, શ્રી નટેશ અય્યર મદુરા, વિગેરે સાથે સારો સંબંધ હતો. પ્રચાર માટે પંડિતો તેમને ઘેર ઉતરતા હતા તેમનો સારો સત્કાર પણ કરતા હતા. *ગોસ્વામી શ્રી દેવકીનંદનાચાર્યજી તેમજ સ્વામિનારાયણના આચાર્ય* શ્રી વાસુદેવપ્રસાદજી તથા સ્વામી આત્મસ્વરૂપજીને પણ સંઘવીજી માટે પણ સારૂ માન હતુ.

## નિષ્કામ કર્મયોગીનો કૈલાસવાસ

સંઘવીજીનું સમસ્ત જીવન જોતાં તેઓએ સનાતન ધર્મની સેવા સ્થાનિક તેમજ અન્ય સ્થળોની સંસ્થાઓ મારફત તન, મન અને ધનથી કરી છે. આથી આચાર્યો અને પંડિતો તેમજ સમાજમાં તેમનું સ્થાન આજે પણ ઘણું ઊંચુ છે. જીવનના છેવટના ત્રણેક વર્ષથી તેમને હૃદયમાં અવારનવાર દુઃખાવો થવાથી તેમની તબીયત સાધારણ રહેવાથી ખાસ કાર્ય સિવાય દોઢેક વર્ષથી બહારગામ જતા નહિ. "ધર્મમંગલા" અને "મહાકાલ" આદિ પત્રો અવસાન પહેલા જ બંધ કર્યા હતા. છતાં કોઇવાર 'ગુજરાતી' આદિ પત્રોમાં લેખ પ્રસંગોપાત લખતા. તેમના ઘણા વિષયો અધૂરા રહેવા છતાં શ્રીનૃસિંહ લીલામૃત અને તેમના સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીની આજ્ઞાથી શરૂ કરેલ શ્રી માર્કંડેય ઋષિએ કરેલ શ્રી મહામૃત્યુંજય સૂત્ર ઉપર સંસ્કૃતમાં શરૂ કરેલું ભાષ્ય પુરૂ કરવાનું રહેલું તથા બીજા ઘણા વિષયો અધુરા રહેવા પામ્યા છે. સંઘવીજી સરસ્વતીના ઉપાસક ગુરુના કૃપાપાત્ર અને યોગના સારા અભ્યાસી હતા. તેઓ સંકલ્પસિદ્ધ હતા. ભવિષ્યમાં બનનારી બાબતો જાણતા હતા. તેઓ ઘરમાં હમેશાં કહેતા કે મારો દેહ છૂટવાનો હશે ત્યારે તમને પહેલેથી ખબર આપીશ. તે મુજબ તેમને તા. ૧૬ મી ડીસેંબર ૧૯૪૨ સવારના દસેક વાગતા સ્નાન કરતી વખતે આખા શરીરે ઠંડી લાગવા સાથે ધ્રુજારો થઇ આવ્યો; અને હૃદયમાં અસહ્ય દુઃખાવો જોરથી શરૂ થતાં દિવો વિગેરે કરવું હોય તે કરશો. હવે શરીર નહિ રહે એમ કહી દીધું હતું. નજીકમાં મારો દેહ છૂટશે માટે ભ્રમમાં ન રહેવાં. તેમણે પ્રથમ કરેલા વીલની પૂર્તિમાં સાંજના કોડીસીલ વીલ કર્યું અને મને તથા શ્રી લલ્લુભાઇને આખરનો સંદેશ આપતા કહ્યું હતું કે–તમો જ્યારે પણ પ્રસંગ આવે ત્યારે સનાતન ધર્મની વાત કરવા ચૂકશો નહિ. પછી છેવટના શ્વાસ સુધી તેમના સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજી અને ભગવન્નારાયણનું સ્મરણ કરતા હતા. અને બીજે જ દિવસે તા. ૧૭–૧૨–૧૯૪૨ના રોજ સવારના ૮। વાગતા આ અસાર સંસારમાં નિષ્કામતાથી કર્તવ્ય બજાવી સંઘવીજીએ કૈલાસવાસ કર્યો.



બ્ર. શ્રી. પ. પ. જગદ્‌ગુરુ શંકરાચાર્ય
શારદાપીઠાધીશ્વર શ્રી રાજરાજેશ્વરાશ્રમ સ્વામી

रत्नमिव स्वनाम्ना संयोजितं, भवद्भिर्यत्नेन संरक्षणीयमिति शिवम्।
श्रीमच्छंकरभगवत्पूज्यपादाचार्याणामवतारशकाब्दाः २३८७
विक्रमशकाब्दाः १९१३ स्वारी मु. अमदावाद.

॥ श्रीवाग्जिजयतेतराम् ॥
सिद्धान्तमौपनिषदं शुद्धान्तं परमेष्ठिन ।
शोणाधरमह. किञ्चिद् वीणाधरमुपास्महे ॥



## प्रतिष्ठापत्रम् ।

श्रीमान् भारतभूषण, धर्मवीर, नगीनदास पुरुषोत्तमजी संघवीमहोदयः
सांकडीशेरी, लालवसाकी पोळ, अहमदावाद.

अविद्यान्धंतमो निरस्यन्ती विद्या ज्ञानञ्जयति । परमाभ्युदय-साधकं तस्या. स्वरूपं सतीष्वपि त्रिविधासु भूतभव्यवर्तमानोदय-निदानत्वाद्विद्यान्तरापेक्षयो त्कृष्टतमा संस्कृतवाणीमेवाधिकृत्य जगति प्राकाशयत् । साम्प्रतञ्जगद्गुरुत्वेनाभिमते भारते जगन्मङ्गलायास्याः प्रचुरप्रचार आवश्यक । स च संस्कृताध्यापनाध्ययनाभिभाषणपत्र-प्रचारसरलोत्कृष्टग्रंथलेखनगौरवप्रकाशनसन्माननितरणोत्साहवर्धनादिभिः सम्भाव्यते । एत कार्यसम्पादनायैव संस्कृतकार्यालयः समजनि ।

सुरसरस्वत्या कृपाकटाक्षास्पदीभूता ये केचित् विद्द्-धार्मिकाभिभावकास्तेऽस्य कार्यालयस्य प्रेमपात्राणीति तत्रभवतो भवत संस्कृतसंरक्षणकराणि कर्माणि दिवानिशं मुहुर्मुहुरालोचयन्नपि नि स्वतया वसुत्वेनापि सत्कर्तुमप्रभुर्महाप्रतिष्ठोपनिषदुत्कृष्टमदुपाधि-प्रदानमात्रैणैवोपचरितुकाम· साम्प्रत धार्मिकयोग्यतया प्रसन्न. संस्कृतकार्यालयो भवन्त धर्ममणि–उपाधिनाऽलङ्कृत्य परमानंद–

माप्नोति तथा सर्वशक्तिमत्या महाकान्याश्चरणकमलयो सनियं प्रार्थयते यद्भावको परा सास्कृनसमुन्नतिर्भूयादिति ग्राम् संस्कृत-कार्यालयस्य च ।

| प्रबन्धक | मङ्गलाकाङ्क्षी |
| --- | --- |
| कालीप्रसादशास्त्री | श्रीरामानुजाचार्यः |
| संस्कृतसंपादक | देवनायकाचार्यः |
| संस्कृतकार्यालयः अयोध्या, | जगद्गुरुः |
| रामनवम्याम् १९९१ वि | तिरुपति चितूर-मद्रास. |

॥ श्रीकाशीविश्वेश्वरो विजयते ॥

सुवर्णपुष्पा पृथिवीं चिन्वति पुरुषास्त्रय ॥
शूराश्च कृतविद्याश्च ये च जानन्ति सेवितुम् ॥

श्रीकाशी-पण्डित-सभा ।

★

## मानपत्रम् ।

श्रीयुक्तधर्मवीरनगीनदासपुरुषोत्तमदाससघवीमहोदयानाम् गुर्जर-प्रदेशान्तर्गतअहमदावादवास्तव्यानाम् निखिलानवद्य-विद्याविद्योतितान्तःकरणानाम् श्रीवैदिकसनातनधर्ममर्यादासरक्षणविचक्षणानाम्, तत्रभवता श्रीमता प्रौढ-गुण-ग्रामयशोविशेषसमृद्धा दिगन्त-प्रसूता सत्ख्यातिमनुरुन्दधाना प्रमुदितमानसा श्रीकाशीपण्डित सभा सहृदयेभ्य सुविनीतेभ्य, श्रीमद्भ्य, सद्धर्म-भास्कर इति-पदवीं वितरति ।

| श्रीकाशी पण्डित-सभा-कार्यालय | सभापति |
| --- | --- |
| तिथि चैत्रकृष्णा ५ भौमे | सर्वतन्त्रस्वतन्त्रमीमासक- |
| वैक्रमाब्दा १९७६ रससप्ति- | शिरोमणि |
| अङ्कैकपरिमिताः | स० मन्त्री च |
| काशी । | |

★

परिशिष्ट क- # अभिनन्दनपत्रम्

जा. अङ्क ८. ॥ श्रीशारदाम्बा विजयतेतराम् ॥

श्रीमत्परमहंसपरिव्राजकाचार्यवर्यपदवाक्यप्रमाणपारावारपारायण-
यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाध्यष्टाङ्गयोगानुष्ठाननि -
ष्ठतपश्चर्याचरणचक्रवर्त्यनाद्यविच्छिन्नगुरुपरम्पराप्राप्तषण्मतस्थापनाचार्य-
सांख्यत्रयप्रतिपादकवैदिकमार्गप्रवर्तकनिखिलनिगमागमसारहृदयश्रीमत्सु
धन्वसाम्राज्यप्रतिष्ठापनाचार्यश्रीमद्राजाधिराजगुरुभूमण्डलाचार्यचातुर्वर्ण्य-
शिक्षकगोमतीतीरवासश्रीमद्द्वारकापुरवराधीश्वरपश्चिमाम्नायश्रीमच्छारदा-
पीठाधीश्वरश्रीमन्माधवतीर्थस्वामिवर्यकरकमलसञ्जातश्रीमद्राजराजेश्वरा--
श्रमस्वामिनाम् ।

स्वस्तिश्रीसंघवीत्युपनामानं पुरुषोत्तमदासात्मजं नगीनदासं प्रति
प्रत्यगब्रह्मैक्यानुसन्धाननियतनारायणस्मरणसंसूचिताशिषः समुल्लसन्तुत-
राम् । जगद्गुरूणां महेश्वरापरावतारश्रीमच्छंकरभगवत्पूज्यपादाचार्या-
णामादिमकान्तिकस्थानद्वारकास्थश्रीमच्छारदापीठगोचरा भक्तिरनवधिक-
श्रेयोनिदानमिति सार्वजनीनमेतत् ॥

साम्प्रतं, अस्मत्पूर्वाचार्यसन्निबद्धवर्णाश्रमधर्ममर्यादासंरक्षणे बद्धपरि-
करणा भवतां प्रौढगुणग्रामयशोविशेषसमृद्धासुदन्तपरम्परामनवरत-
मनुसन्दधाना प्रमुदितान्तःकरणा वयं भवद्भ्यः-

भारतभूषणं-व्याख्यानमार्तण्डश्चेति सत्पदवीद्वयं सम्प्रयच्छामः ।
इदं च श्रीद्वारकाधीशशारदाम्बाचन्द्रमौलीश्वरप्रसादरूपं सत्पदं, सुवर्ण

श्रीहरिं परमानन्दमुपदेष्टारमीश्वरम् ।
व्यापकं सर्वलोकानां कारणम् तं नमाम्यहम्॥

# ॥ मानपत्रम् ॥

श्री अमदावाद निवासी साक्षर सनातनधर्मसंरक्षक सद्धर्मभास्कर श्रीमान् नगिनदास पुरुषोत्तमदास संघवी महाशय,

आपनी भारतीय सनातन धर्मसंरक्षक असाधारण सर्वदेशीय बाल्यावस्थाथी आरंभेली शुभ प्रवृत्ति धर्मनिष्ठा श्री शारदापीठ गुरुः स्थान प्रति सुदृढ भक्ति तथा शुभ वैदिक वर्णाश्रम धर्मदीपक सदाचरण अने भारतना कल्याणसूचक अमोघ तलस्पर्शी सुबोधथी आकर्षाइ आजना महापुण्य प्रसंगे श्री राजकोट हिंदु सनातन धर्म सभा तरफथी आपश्रीने दीर्घायुष्य आदि महासंपत्तिमां अभिवृद्धि मळे एवी श्री परमकृपाळु परमात्मा पासे प्रार्थनापूर्वक आ नम्र हार्दिक अभिनंदन पत्र आपतां अमने अतिशय आनंद थाय छे.

श्री गुजरात तथा काठियावाड आधुनिक धार्मिक ग्लानिना समयमां तथा विदेशी मोहात्मक राजकीय आदि व्यामोहनो अधार्मिक प्रवृत्तिओने योगे ब्राह्मणेतर प्रजामां गौब्राह्मणनां सुरक्षण निमित्त शुद्ध सनातन धर्मनी समजपूर्वक अने धर्मथीज भारतनुं कल्याण छे एम समजी समजाववा तन, मन, धनना अवर्णनीय भोगे अग्रेसर कार्यकर्त्ताओमां आपश्री तथा अमारा आ सभाना मळ प्रेरक धर्मवीर श्रीयुत नारायणजी पुरुषोत्तम सांघाणी अद्वितीय छो ए खरेखर आपश्रीना वडीलोना महापुण्य-प्रतापनुं फळ बतावी आपना मात-पिताने कृतार्थ दर्शावी दृष्टांतभूत जीवन गाळनारा छो. अने

તે ભાવી પ્રજામાં ફલિત થાય એમ અમે ઇચ્છી આપને શુભ આશીર્વાદ અર્પિએ છીએ.

'હિંદુ સંસ્કૃતિ' તથા 'ધર્મમંગલા' તથા આપની 'ભારતમયી સુપ્રવૃત્તિ' એ ત્રિવેણી સંગમરૂપ પાવન કરનાર જંગમ સ્વરૂપ છે એમ માનીએ છીએ. આપની આવી શુભ નિષ્ઠા કાયમ સુદ્દઢ બની રહે અને સર્વેને અનુકરણીય બને એવી શ્રી ગુરુસ્થાન પાસે પણ પ્રાર્થના છે. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

શ્રી પંચનાથ મંદિર, સંવત્ ૧૯૯૪ ના વૈશાખ સુદ ૫ બુધવાર.

વિજ્ઞાપકઃ
**કાલિદાસ મોતીરામ દ્વિવેદી**
પ્રમુખ–રાજકોટ હિંદુ સનાતન ધર્મસભા.

॥ શ્રી સનાતનધર્મો વિજયતેતરામ્ ॥

સં. જ્ઞા. જા. અ ૫૫૫



## ॥ पदवीप्रदानपत्रमिदम् ॥

श्रीमद्ब्रह्मविद्वरिष्ठवर्णिवर्ययोगनिष्ठश्रीरामेश्वरस्वरूपसद्गुरुश्रीराम-परम्पराप्रविष्टसनातनधर्मप्रचारकवेदान्ताचार्यश्रीश्रोत्रियब्रह्मनिष्ठसमस्त--ब्रह्मसम्पद्विभूषितदैशिकेन्द्रश्रीमद्विश्वनाथपादपद्माधिष्ठितज्ञानपीठाभिषिक्त-सद्गुरुश्रीभगवानजीनिदेशाहितपीठाधिपत्यवेदान्तसिद्धान्तप्रवचकश्री--शारदापीठसंरक्षकगुरुश्रीकृष्णलालजीमहाराजसकाशात् ।

स्वस्तिश्रीअमदावादनिवासिशीघ्रसाक्षरकवीश्वरभारतभूषण श्रीमन्नगीनदास पुरुषोत्तमदास सङ्घवी, मन्त्रिणः श्रीसनातनसमस्त हिन्दु

धर्मसभा(याः) अमदावाद(स्य) एतान् प्रति प्रत्यगूत्रह्मैक्यानुसन्धाननियतश्रीशङ्करस्मरणसंसूचिताशिषः समुल्लसन्तुतराम्। वेदान्ताचार्यश्रीरामेश्वरस्वरूपभगवत्पूज्यपादाचार्याणामादिमैकान्तिकस्थानाभिनववाराणसी—जामनगर—नवानगरस्थ श्रीमज्ज्ञानपीठगोचरा भक्तिरन्वधिकश्रेयोनिदानमिति सार्वजनीनमेतत्। साम्प्रतमस्मत्पूर्वाचार्यश्रीमज्जगद्गुरुमहेश्वरपारावतारश्रीमच्छङ्करभगवत्पूज्यपादाचार्योद्धृतश्रीसनातनश्रौतस्मार्तवैदिक—वर्णाश्रमधर्मकर्ममर्यादासंरक्षणे बद्धपरिकराणां भवतां प्रौढगुणग्राम—यशोविशेषसमृद्धामुदन्तपरम्परामनवरतमनुसन्दधानाः प्रमुदितान्तःकरणा वयं भवद्भ्यः **सनातनधर्मकेसरी**तिसत्पदवीं सम्प्रयच्छामः ॥ इदं च श्रीज्ञानपीठाधीशभगवतीभारतीशक्तीश्वरभगवन्मुग्धेन्दुशेखरप्रसादरूपं सत्पदं सुवर्णे रत्नमिव स्वनाम्ना संयोजितं भवद्भिर्यत्नेन सरक्षणीयमिति शिवम् ॥

| श्रीआद्यशङ्कराचार्याब्दः | श्रीरामगुर्वब्दः | श्रीविक्रमशकाब्द : |
|---|---|---|
| २४०१ | १९१ | १९८७ |
| | कार्तिकशुक्लप्रतिपदा | बुधवासरे |

| | | |
|---|---|---|
| रत्नलाल माणेकलाल द्विवेदी | | कृष्णलाल भगवानजी |
| सर्वाधिकारी | स्वारी मुकाम | वेदान्ताचार्य |
| संस्थान जामनगर | खाडिया | संस्थान जामनगर |
| गुरुस्थानज्ञानपीठ. | अमदावाद. | गुरुस्थानज्ञानपीठ. |

★

सुवर्णपुष्पां पृथिवीं चिन्वन्ति पुरुषास्त्रयः ॥
शूराश्च कृतविद्याश्च ये च जानन्ति सेवितुम् ॥१॥

सुजनो न याति विकृतिं, परहितनिरतो विनाशकालेऽपि ।
छेदेऽपि चंदनतरुः सुरभयति मुखं कुठारस्य ॥

શ્રી ગુર્જર પ્રદેશાન્તર્ગત રાજનગર—અમદાવાદ નિવાસી શ્રી સનાતન ધર્મવિભૂષણ, સાક્ષરોત્તમ, ભારતભૂષણ, વ્યાખ્યાનમાર્તંડ સદ્ધર્મભાસ્કર, સનાતન ધર્મ કેસરી, શીઘ્ર કવીશ્વર ઈત્યાદિ પદવી સમલંકૃત લવવાહિની–ક્ષત્રિય કુલોત્પન્ન, પ્રૌઢ ગુણગ્રામ યશઃસમૃદ્ધ, ધર્મમર્યાદા સંરક્ષક વીર.

## શ્રીમાન્ નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજી

આપશ્રી શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત શુદ્ધ સનાતન ધર્મના એકાન્ત-પક્ષ-સમર્થક તથા વાસ્તવિક અનુષ્ઠાન કરનાર સાચા, વર્તમાન ઉપદેશકોમાં—સર્વાંગગામી મહાન ઉપદેશક છો. આપના ઓજસ્વી અને પ્રમાણયુક્ત વ્યાખ્યાન શૈલીના પ્રભાવે મુંબઈ અને ગુજરાત જેવા સુધારાના કેન્દ્રસ્થાનમાં પણ આપ તન, મન અને ધનથી કટિબદ્ધ થઇ શ્રી સનાતન ધર્મનો પ્રચાર હૃદયપૂર્વક સતત કરી રહ્યા છો. શ્રી અખિલ ભારત વર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની ઉત્પત્તિમાં ભાગ લઇ તેની વૃદ્ધિને અર્થે પણ આપ અહર્નિશ અથાગ પરિશ્રમ કરી રહ્યા છો, જેથી સંઘની મહત્તા પણ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થવા પામી છે. આપે ગુરુવાયૂરના મંદિરમાં અન્ત્યજ પ્રવેશની ઐતિહાસિક ધર્મ-વિઘાતક ચળવળના સમયમાં પણ વાત રોગથી પીડિત છતાં પણ આપશ્રી સ્વયં સઘળે ઘુમી ઘુમીને અર્થસંચય તથા ધર્મ સંકટટાળક પરિશ્રમ કરી વિજયપતાકા ફરકાવી વિજય પ્રાપ્ત કર્યો તેને માટે આપશ્રીને અનેકશઃ ધન્યવાદ ઘટે છે. આપ સાચા ક્ષત્રિય વીરરત્ન, સનાતની વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ હોવાથી આવા ધર્મ ગ્લાનિના સમયમાં—આધુનિક ભારતવર્ષના પાશ્ચાત્ય કેળવણીના છંદે ચડેલા યુવકોને તેમજ ધર્મહીન મનુષ્યોને

સન્માર્ગે દોરવા કટિબદ્ધ થઇ, સતત પ્રયાસ આદરી પોતાનું યથાર્થ કર્તવ્ય "धर्ममंगला" મહાકાલાવિ પત્રો તેમજ અન્ય પુસ્તકો લેખો અને વાણીદ્વારા બજાવી આ ભારતવર્ષની ધર્મપ્રાણ પ્રજાને સતત અતુલ લાભ આપી રહ્યા છો. આપશ્રી બાલ્યાવસ્થાથી જ આ કર્તવ્યોમાં કટિબદ્ધ થઇ નીતિ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે—

शास्त्रं प्रज्ञा धृतिर्दाक्ष्यं प्रागल्भ्यं धारयिष्णुता ।
उत्साहो वाग्मिता दार्ढ्यमापत्क्लेशसहिष्णुता ॥
प्रभावः शुचिता मैत्री त्यागः सत्यं कृतज्ञता ।
कुलं शीलं दमश्चेति गुणाः सम्पत्तिहेतवः ॥१॥

ઉપર્યુક્ત આત્મગુણોને ઉલ્લાસ આપવામાં સતત શ્રમ વહન કરી રહ્યા છો. તેથી આપની દૂરદર્શિતા માટે અનેકશઃ ધન્યવાદ ઘટે છે. તેનું વર્ણન અમો શબ્દો કે વાણીદ્વારા કોઈ-પણ વિશેષ કરી શકીએ તેમ નથી. આપશ્રીએ ચાલુ શ્રી સનાતન ધર્મ વ્યાખ્યાન સપ્તાહના શુભ પ્રસંગે-તન, મન, અને ધન સર્વથી અથાગ પરિશ્રમ વેઠી કાર્યની સફળતા માટે પરમ પુરુષાર્થ કર્યો છે. તેને માટે આપને અનેકશઃ ધન્યવાદ ઘટે છે. અમો સર્વે છેવટે અંતઃકરણ પૂર્વક શ્રીસર્વાન્તર્યામી પરમાત્મા પાસે સતત પ્રાર્થના કરીએ છીએ કે ભગવાન આપને દીર્ઘાયુષ્ય કરે, અને આપશ્રીનાં ધર્મસંરક્ષક ધ્યેયની સિદ્ધિ પરિપૂર્ણ કરે, જેથી ભારતનું કલ્યાણ નિરંતર થયા કરે, એવી યાચના કરી વિરમીએ છીએ.

મિતિ સંવત ૧૯૯૫ના ચૈત્ર શુદ ૧૧, તા. ૩૧-૩-૩૯ અમદાવાદ. અમો છીએ આપના ઋણીઃ—શ્રી ઔદિચ્ય સહસ્ર બ્રહ્મણ જ્ઞાતિ હિતવર્ધક સભા તરફથી યોજાયેલા સનાતન વ્યાખ્યાન સપ્તાહની કાર્યવાહી સભાના સભ્યોઃ—

શ્રી અગ્નિહોત્રી શ્રીધર અપ્પાજી માણિકભૂષણ, શ્રી બદ્રેશ્વરભાઇ બાલાશંકર પૌરાણિક, શ્રી મણિશંકર મગનલાલ શાસ્ત્રી સંસ્કૃતમણિ, શ્રી કેદારનાથ ઓઝા ન્યાય વ્યાકરણાચાર્ય, શ્રી બાલકૃષ્ણ પુરુષોત્તમ વિદ્યાભૂષણ સાહિત્યાર્ણવ, નાગરદાસ કાશીરામ બાંભણીયા, એમ.

## પરિશિષ્ટ ખ્ સંપાદકઃ શ્રી રતિલાલ ઉપર આવેલા પત્રો

વિશેષ આપના તરફથી સ્વ. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી સ્મારક ટ્રસ્ટ તરફથી સ્મારક ગ્રન્થ કાઢવાનો પત્ર મળ્યો અને જે પુસ્તક પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે. તે હર્ષની વાત છે.

સ્વ. શ્રી સંઘવીજી સનાતન ધર્મના સ્તંભરૂપ હતા. દરેક ધાર્મિક કાર્યોમાં રસ લેતા અને સાથ આપતા. તેમનું જીવન ધ્યેય ધર્મની ઉન્નતી અંગે પ્રવૃત રહેવાનું હતું. તેઓ સનાતન ધર્મની પ્રવૃત્તિઓમાં રસ લેતા કાર્યકરો માટે ઉદાહરણ રૂપ હતા. તેમના જવાથી ધાર્મિક પ્રવૃત્તિમાં ખોટ પડી છે. તેમના પવિત્ર આત્માને શ્રી સ્વામિનારાયણ ભગવાન શાન્તિ અર્પે તેવા મારા આશીર્વાદ છે.

તા. ૨૩–૮–૫૩ આજ્ઞાથી

રાવજીભાઈ દેશાઈભાઈ પટેલ, હજુર કોઠારી,
આચાર્ય મહારાજ શ્રી દેવેન્દ્રપ્રસાદજી
સ્વામિનારાયણ મંદિર સંસ્થાન, અમદાવાદ.

---

એ. એલ. એસ. બી, શ્રી રામભજી પ્રાગ તિવારી સદ્ધર્મમાર્તંડ, શ્રી સતીન્દ્રચંદ્ર ભટ્ટાચાર્ય ન્યાયાચાર્ય અને વેદાન્ત શાસ્ત્રી, શ્રી શંકરપ્રસાદ મિશ્ર વ્યાખ્યાનવાચસ્પતિ, શ્રી દુર્ગાનાથજી ન્યાયશાસ્ત્રી, શ્રી પુરુષોત્તમભાઇ મણિલાલ રાવળ કેસરે-હિંદ, શ્રી સત્યદેવ મિશ્ર વ્યાકરણાચાર્ય, શ્રી જ્વાલાપ્રસાદ શિવપ્રસાદ પાણ્ડેય સદ્ધર્મભાસ્કર, ધર્મવીર, શ્રી જેઠારામ છગનરામ, શ્રી માર્કંડરાય ચુનીલાલ રાવળ સનાતનધર્મભૂષણ, મહંત તુલસીદાસજી મહારાજ, શ્રી માધવલાલ હસસુખરામ કોઠારી સત્સંગશિરોમણિ, શ્રી લલ્લુભાઇ જીવણરામ ભટ્ટ. બી. એ. એલએલ. બી. એડવોકેટ, શ્રી વિષ્ણુદત્તજી મિશ્ર સનાતન ધર્મોપદેશક, શ્રી દામોદરભાઇ જાદવજી શાસ્ત્રી, શેઠ શ્રી ભોગીલાલ છગુભાઇ, શ્રી સાંકળચંદ ડાહ્યાભાઇ અહીણના મજમુદાર, શ્રી ભગુભાઇ ગોવિંદલાલ બી. એ. એલ. એલ. બી. શ્રી અમૃતલાલ મગનલાલ વ્યાસ, શ્રી માણેકલાલ બાલગોવિંદ દવે, શ્રી રતિલાલ મનસુખરામ પટેલ વ્યવસ્થાપક "શ્રી ધર્મ-મંગલ" શ્રી મણિલાલ મહાદેવ, શ્રી ચીમનલાલ હરજીવનભાઇ પુરોહિત.



सुरतगिरी बंगला, कनखल-हरिद्वार, ता. ३-१-५३

श्री स्व. संघवीजीका चरित्र प्रकाशित कर रहे है, जान कर बडी प्रसन्नता हुई। आपने कुछ संस्मरण लिखने के लिए प्रेरणा की। परन्तु श्री संघवीजी का केवल एक बार श्री महामण्डलेश्वर ब्रह्मलीन श्री जयेन्द्रपुरीजी महाराज के समीप ही दर्शन हुआ था। न कभी संभाषण हुआ, न कोई बातचीत। हाँ अन्यलोगो के मुखसे तथा धर्ममंगलामें यदा कदा कुछ पढकर उनका गौरव सुननेमें आयाथा। वे अच्छे साक्षर थे। धर्मप्रिय महात्माओंके अनुयायी थे। परोपकारमय उनका जीवन था, अच्छे-भले थे. तभी लोग उनकी खुब प्रशंशा करते थे। आपका प्रयत्न सफल बने, एसी भगवान् से प्रार्थना करता हूँ।

आपका शुभचिन्तक
महेश्वरानन्द

તા. ૯ મી જાનેવારી ૧૯૫૩. ગીરગામ, મુંબઈ ૪.

સ્વ. નગીનદાસભાઈનું જીવન ચરિત્ર પ્રસિદ્ધ કરવાનો વિચાર કરો છો તે જાણી રાજી થયો છું. સનાતન ધર્મ સંબંધે એમના મંતવ્યને અમલમાં મૂકવા એમણે જે નિઃસ્વાર્થ પ્રયાસો કરેલા, તે એમના જમાનાના એમના સમવયસ્ક બધાને સારી રીતે જાણીતા છે. એમના વિરોધીઓ પણ ઘણા હતા. મ્હારો ને એમનો સંપર્ક સ્વલ્પ હતો. કોઈ કોઈ વખત પોતે મુંબઈ આવે ત્યારે ટૂંક મુલાકાત થાય. તે વખત પણ સનાતનધર્મના પ્રચાર સંબંધે એમની ધગશ જેવી ને તેવી જોરદાર. વિરોધ પક્ષ તરફથી હાંસી થતી તોપણ ડરતા નહિ. જુના રીતરિવાજો વગેરેના વિરોધી સમાજ સુધારાના હિમાયતી સ્વઃ સર રમણભાઈ નીલકંઠ મારા મિત્ર હતા. તેમ સ્વઃ મણીલાલ નભુભાઈ દ્વિવેદીનાં મંતવ્યો વિરૂદ્ધ એઓ જાહેરમાં લખતા. એઓ એમને ન. પુ. સંજ્ઞા એ નામ આપી એમના કાર્ય સંબંધી ચર્ચા કરતા. અને "ભદ્રંભદ્ર"નું પાત્ર એમના જેવા જુના મતવાદી–

એને લક્ષમાં રાખી ઘડાયું છે એમ એ પુસ્તક બહાર પડ્યું ત્યારે એમના મિત્રો માનતા. એ હકીકત તમારી જાણ બહાર નહિ હોય.

એમની સાહિત્ય સેવા, ધર્મસેવા, અને સમાજસેવા, એમને ઓળખનારા સૌને જાણીતી છે, એ વિશે મ્હારે કાંઈ કહેવાનું હોય નહિ.

લી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ઘટીત.

તા. ૧૬-૧-૫૩, ગોંડળ

શ્રી મંધરીજીના સંસ્મરણ રૂપ જીવન ચરિત્ર એમના સ્મારક તરીકે તેમના ટ્રસ્ટ તરફથી બહાર પાડવાનું છે એ જાણીને ખુશી થયો છું. એમના સ્વર્ગવાસ પછી ઘણા વર્ષે ટ્રસ્ટે આ વિચાર કર્યો તે સારું કર્યું છે.

શ્રી સંધરીજી સાથે અમારે ઘણો પત્ર વહેવાર ચાલતો અને અમે પણ તેમને પત્રો લખતા. તેમના સનાતન ધર્મી સામયિકો અહીં આવતા એ પત્રવ્યવહાર હાલ હાથ આવી શકે એમ નથી. તેઓ સનાતન ધર્મ માટે જીવ્યા અને યાવજ્જીવન સનાતન ધર્મની જ સેવા કરી છે. સનાતન ધર્મના રક્ષણ પ્રચાર માટે તથા તેના પર થતા આઘાત પ્રત્યાઘાતો વખતે તેમણે જે ભોગ આપ્યા છે તે અપૂર્વ અનુકરણીય અને એક શૂર યોદ્ધાને છાજે તેવા હતા. અવસ્થા પાકી જવા છતાં છેલ્લી ઘડી સુધી તેઓ અડગ રીતે ધર્મ રક્ષક વીર તરીકે અનેક આક્રમણો સામે લડતા રહ્યા હતા.

પૂર્વકાળમાં ધર્મ રક્ષા માટે ક્ષત્રિયો શસ્ત્રથી લડી દેહનો ભોગ આપતા હાલના કલમના જમાનામાં સંધરીજી જીવ્યા ત્યાં સુધી કોઇ ન લખી શકે, કોઈ ન કરી શકે, એવા પ્રહારો પોતાના સામયિક પત્રોમાં સનાતન ધર્મવિરોધીઓ સામે નિર્ભય રીતે કરતા તેથી તેમને ઘણું સહન કરવું પડયું છે અને ઘણી વખતે ભયમાં મુકાવું જવા છતાં એમનું અડગ ધૈર્ય અને વાણીનું શૌર્ય જરા પણ ઘટયું નહતું અને ધર્મ વિરોધીઓને તેઓ એક ભય સમાન લાગતા. એમના જેવા પુરુષો આજે મળવા મુશ્કેલ છે. આજે સનાતન ધર્મ, ધર્મસ્થાનો, શાસ્ત્રો ઉપર જે પ્રહારો થઇ આક્રમણો થઇ રહ્યાં છે,

તે વખતે એમના જેવા પરાક્રમી લેખક નિર્ભય પુરુષની જરૂર છે. એ ખામી આજે દેખાય છે. તેઓ સંબંધી કાંઇ લેખ લખી મોકલવા આપે લખ્યું. પણ મને અવકાશ નથી તેમ એમના વર્ષોના લેખોને ગ્રન્થ રૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવે તો એક મહાન ગ્રંથ થાય અને એ લેખો જ એમનું સાચું સ્વરૂપ રજુ કરી શકશે. પછી એમના સ્મરણ ગ્રંથને બીજાના લેખની જરૂર રહેશે નહીં. પ્રયાસમાં સફળતા મેળવવા આશીર્વાદ દઉં છું.

શુ. શ્રીનરણતીર્થઃ
તા. ૧૪-૧-૫૩, સિદ્ધપુર

સ્વ. નગીનદાસ સંઘવી. અપ્રમત્ત તેઓ સુરત સનાતની હતા. અને બ્ર. પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય મહારાજશ્રીની કૃપાર તેઓ કહેતા કે "હુ સનાતન ધર્મનો સિપાઇ છું"–બાકી તેમની વિદ્વત્તા તથા શીઘ્ર કવિ તરીકે અભિમાન લેવા જેવું છે. તેઓ સારા વકતા હોઇ સનાતન ધર્મ પર ઉત્તમ પ્રકારનાં ભાષણો આપતા હતા. ખરેખર સનાતની પ્રજાને તો તેમની ખોટ જ પડી છે, જે કોઇ પણ રીતે પુરાય તેમ નથી જ.

સં. ૨૦૦૯, કાર્તિક વદ ૫, પાવર હાઉસ, ભાવનગર.

સનાતન ધર્મભૂષણ શ્રીમાન નગીનદાસભાઇના જીવનચરિતની જે પ્રવૃત્તિ થાય છે તે ખરેખર ઇષ્ટ છે, તેઓ સનાતન ધર્મની રક્ષા માટે અપૂર્વ લાગણી ધરાવનારા પુરુષ હતા.

તેમણે પોતાના સદ્‌ગુરુ શ્રી પૂજ્યચરણ શ્રી નૃસિંહાચાર્યજીની સ્તુતિના શ્લોકો લખ્યા હતા તે વાંચી મને ઘણો આનંદ થયો હતો. એમનામાં કોઇ નવીન પ્રકારનું કવિત્વ હતું. તેમની એ શુભ પ્રવૃત્તિથી મને શ્રી ગુરુસ્તુતિ માટે નવો વેગ મળ્યો હતો.

હું તેઓશ્રીને માત્ર બે વાર જ મળ્યો હતો. એમની સનાતન ધર્મ માટેની ધગશની શી વાત કરવી! કેટલાક વર્ષો ઉપર શ્રી અમદાવાદના આનંદાશ્રમમાં અમારા પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્ નથુરામ શર્મા આચાર્યજીનો જયંતિ મહોત્સવ ઉજવાયો હતો તે વેળા તેઓશ્રી પધાર્યા હતા, અને પોતાના વ્યાખ્યાન વડે અમને ઘણો આનંદ આપ્યો હતો. તેઓ કૃપાસિંધુ ગુરુદેવની સ્તુતિ કરતાં બોલ્યા હતા કે

એમણે તો અકર્મીને કર્મી બનાવ્યા છે. આ તેમનું દિવ્યશ્રી કાવ્યરૂપ વચન હું અદ્યાપિ ભૂલ્યો નથી. પ્રસંગે તેમણે પોતાના વ્યાખ્યાનો વડે સનાતન ધર્મની સેવા કરવામાં કચાશ રાખી નથી.

અત્યારે મારું શરીર ઘણું અશક્ત થઇ ગયું છે, ને મને વિશેષ યાદ નથી. વિનયાનત

માણેકલાલ નાનજી ચંદારાણાના

સપ્રેમ પરમાત્મા સ્મરણ

તા. ૧૧–૨–૫૩ મુંબઈ

વિ. શ્રીયુત નગીનદાસ સંઘવીજીની સાથે મ્હારો ભાવ તથા સ્નેહ હતાં. તેમજ તેઓશ્રીનો મ્હારા ઉપર પણ ભાવ તથા પ્રેમ હતાં. પરમાર્થવાદ એ છે કે શ્રી શંકરાચાર્યજીની સભાઓમાં તથા સનાતન પરિષદોમાં એક બીજાને મળવા સિવાય તેઓશ્રીનાં આંતરીક વૃતાંતથી હું સર્વથા અજ્ઞાત છું.

"ધર્મ મંગલા" છાપાં દ્વારા તેઓશ્રીની ધર્મ તરફની પ્રવૃત્તિ હતી અને તેથી જ મારે અને તેઓશ્રીને સંબંધ થયો હતો. તેઓશ્રીના લેખો ઉપરથી સનાતન ધર્મ ઉપર અતીવ દૃઢ પ્રેમ હતો. અને તે માટે પ્રયત્ન તથા વાદવિવાદ પણ કરતા હતા, એ સમક્ષમાં જોએલુ છે. તેઓશ્રીને કોટી અભિનંદન પૂરઃસર સપ્રેમ શ્રદ્ધાંજલી આપું છું.

લી. શિવશંકર બાવાભાઈના જય મહાદેવ.

તા. ૨૫–૯–૫૩ વાઘેશ્વરની પોળ, અમદાવાદ

સ્વ. સંઘવીજીની પ્રવૃત્તિ જોઇ હતી. પોતે સાચા સનાતની અને ચુસ્ત ધર્મ નિષ્ઠાવાળા હતા. નીડરતા અને જાતમહેનતથી જાહેર ધાર્મિક ઉત્સવમાં ભાગ લેતા અને સફર કરતા. વકતૃત્વ પણ ઉત્તમ. સુધારકોના વિચારોની વિરૂદ્ધ ખંડનરૂપે એમણે એક પુસ્તક લખ્યું હતું એમ માનું છું. ટુંકામાં સનાતની સિદ્ધાંત કે નિયમોનું ખંડન કરનારા વિરોધીના સખ્ત પ્રતિસ્પર્ધી હતા. હિંદુ ધર્મની રક્ષા માટે અને રીતારવાજના પાલન અર્થે પોતે અથાગ શ્રમ લીધો છે. આ મારો અભિપ્રાય છે. લેખ ન લખવા બદલ લાચાર છું, તમારા પ્રયાસની સફળતા ઇચ્છું છું. લિ. જનુભાઈના યથાયોગ્ય

★

# પરિશિષ્ટ ગ પત્રકારોની અંજલિ

## "ગુજરાતી" તા. ૨૭-મી ડીસેંબર ૧૯૪૨

## ધર્મવીર શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીનું અવસાન

ગુજરાત અને બૃહદ્-ગુજરાતની સનાતન હિંદુ ધર્મપ્રેમી પ્રજા જાણીને દિલગીર થશે અને ધન્ય માનશે કે વ્યાખ્યાનમાર્તંડ, અમદાવાદના એક સુપ્રસિદ્ધ નાગરિક અને સાક્ષર શ્રી નગીનદાસ પુ. સંઘવી તા. ૧૭-૧૨-૧૯૪૨ ને ગુરૂવારે ૭૯ વર્ષની ઉમ્મરે પાખંડી અને અર્ધદગ્ધ સુધારકોની સામે ઝઝુમતા ધર્મવીરની શાસ્ત્રોક્ત વરસરી ગતિને પામ્યા છે. દિલગીરી એટલા માટે કે આપણી સાથેનો સ્વાર્થી સંબંધ છુટી ગયો છે, પણ ધન્ય એટલા માટે કે તેઓ પોતાનો *બ્રાહ્મણ દેહ ન હોવા છતાં, ધર્મ માટે એક બ્રાહ્મણ કરતાં વિશેષ* આગ્રહ રાખી આખું જીવન સનાતન ધર્મને સમર્પી સ્વર્ગલોકે સીધાવ્યા છે. મરહુમનો જન્મ સં. ૧૯૨૦ના ચૈત્ર વદ ત્રીજને દિવસે યાત્રાર્થ સંઘ કાઢવા માટે પ્રસિદ્ધ થયેલા લેઉઆ જ્ઞાતિના પટેલ ચતુરદાસ સંઘવીના વંશમાં અને અમદાવાદના શુચિ શ્રીમંત પુરુષોત્તમદાસને ત્યાં થયો હતો. ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યા પ્રમાણે તેઓ સાક્ષાત્ કોઇ યોગભ્રષ્ટ જીવાત્મા છે એમ સર્વને લાગ્યું હતું.

તેઓએ કોઇ આધુનિક શિક્ષણની પદવી નહોતી મેળવી, છતાં લક્ષ્મી અને સરસ્વતીના કૃપાપાત્ર હતા. સંસ્કૃત, ગુજરાતી, હિંદી અને અંગ્રેજી સિવાય પણ બીજી ૩ ભાષાઓમાં શીઘ્રતાથી ચમત્કૃતિ ભરેલું પ્રાસાદિક કાવ્ય રચી શકતા. તેઓશ્રીએ આ પ્રસાદી વડોદરાના શ્રીમન્નૃસિંહાચાર્ય મહારાજ પાસેથી પ્રાપ્ત કરી હતી એમ દંતકથા અમે સાંભળેલી છે. તેઓ બાપજીશ્રી નૃસિંહાચાર્યજીના અનન્ય ભક્ત હતા. શ્રી શ્રેયસાધક અધિકારી વર્ગ દ્વારા ચાલતી સદુપદેશશ્રેણી મહાકાવ્ય વગેરે પત્રોમાં તેમની અદ્ભુત શક્તિનો પ્રસાદ જે ધર્મપ્રેમીઓએ ચાખ્યો છે તેઓ હજી પણ તેમને યાદ

કરે છે. જેમ બાણુ ભટ્ટે કાદંબરી લખી સંસ્કૃત સાહિત્ય જગતમાં વિદ્વાનોને ચકિત કરી દીધા હતા તેમ તેમણે "દિવ્યાંબરા" નામની એક કાદંબરી ગુજરાતી ભાષામાં લખવા માંડી હતી; અને તેમની શકિત અને શબ્દો પરની પ્રભુતા જોઇને તે સમયના ગુજરાતના વિદ્વાનો ચકિત થયા હતા.

સંસ્કૃતમય શૈલીમાં લખનારા સ્વ. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી વગેરે અને શ્રેયસ્સાધક અધિકારી વર્ગના લેખકોની અને સનાતન ધર્મ પ્રેમીઓની નિંદા કરવા અને કરાવવા માટે સ્વ. રમણુભાઇએ 'ભદ્રંભદ્ર'ની કટાક્ષમય કથા લખીને ઉકત વર્ગવાળાઓની મશ્કરી કરી હતી. તેના જવાબરૂપે એક આખા નવલકથા દ્વિઅર્થી વ્યંગ્યાત્મક અને શ્લેષાત્મક ઉત્તમ ગુજરાતી ગદ્ય ભાષામાં શ્રી નગીનદાસે લખીને સુધારાવાળાઓનો પોલ ઉઘાડી પાડી હતી, અને તેઓ કેટલા અને કેવા ચારિત્રહીન છે તે દર્શાવી આપ્યું હતું. સુધારકો પાસે બોલવાના દાંત અને ચાવવાના દાંત જુદા જુદા હોય છે, તે બતાવી આપ્યું હતું. આ વાર્તાનું નામ 'શ્રમણચન્દ્ર અથવા આધળાનો ગોળીબાર' છે. એમાંનું "સંતરાએ શંકા ટાળી અને બટુકબોયો સાધુ" એ પ્રકરણ તો કદાચ હજી પણ ઘણાને યાદ હશે. આ બે વાર્તાઓ સંબંધમાં આ "ગુજરાતી" પત્રમાં ખુબ ઝુંબેશપૂર્વક ચર્ચા ચાલી હતી. સુધારાવાળાઓ તરફથી શ્રી સંઘવીજી ઉપર બદનક્ષીની ફરિયાદ માંડવા માટે ઘણા ધૂવાપૂંવા કરવામાં આવ્યાં હતાં, પણ તેઓને કાયદાની સલાહ મળી કે ફરિયાદ માંડવાથી કાંઇ ઘોઇને કાદવ નીકળશે અને સામી ફજેતી થશે તે નફામાં. કોર્ટમાં ગયા વગર છાપાં છાપી કરીને હૈયાં વરાળ કાઢ્યા કરો અને લોકોને કૌતુક પેદા કર્યા કરો. તેથી તેઓએ સામસામી નિન્દાત્મક ચોપડીઓ લખી સંતોષ માન્યો હતો. આ પ્રકરણ અર્વાચીન ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં જાણીતું છે.

તેજ પ્રમાણે જ્યારે જાણીતા સુધારક દયારામ ગીદુમલનાં ગોટાળાનાં ભોપાળાં બહાર પડયાં ત્યારે "તપસી પડયા લપસી" નામની કટાક્ષમય વ્યંગ્યાત્મક કથા લખવા માંડી હતી, પણ તે પૂર્ણ

થઇ શકી નહોતી. તેમના લેખો અને વ્યાખ્યાનોનો અને કાવ્યોનો થોડો ભાગ સગ્રહરૂપે છપાયો છે. એક નાના પુસ્તક દ્વારા શ્રી ગણેશનુ આધ્યાત્મિક, આધિદૈવિક, આધિભૌતિક સ્વરૂપ સમજાવી અને ૐ સાથેની તેની એકતા સિદ્ધ કરી બતાવી હતી. છેલ્ના તેમણે કેટલાક વર્ષો સુધી સાધ્વી ધર્મ પત્ની મંગળાબેનના સ્મારક તરીકે 'ધર્મમગના' નામનુ સાપ્તાહિક નિભાવ્યું હતુ, અને મહા કાળના નવાસ્વરૂપમા શ્રી નૃસિહાચાર્યજી મહારાજનુ ચરિત્ર આપવા માડ્યુ હતુ, પણ તે અપૂર્ણ રહ્યુ છે.

યુવાનીના સમયમા શ્રી સઘવીજીએ ઇડર સંસ્થાનમા એક બહાદુર પોલિસ કમિશનર અને મહેસુલી અમલદાર તરીકે ઉત્તમ રીતે કામ બજાવ્યુ હતુ. તેથી ફોજદારી તેમજ દિવાની કાયદાના તેઓ સારી રીતે માહિતગાર બન્યા હતા, અને લો ઓફ લાયબલ (બદનક્ષીનો કાયદો) સારી રીતે સમજેના તેથી વિરોધી પક્ષો ઉપર સખત પ્રહાર કરતા અને તીખી તમતમતી ટીકા કરતા છતા કોઇ પણ તેમને કાયદાની ચૂંગાલમા પકડી શકયા નહોતા, એટલી માહેશથી તેમણે પ્રાપ્ત કરી હતી.

ઇડર રાજ્યની નોકરી છોડયા પછી તેમણે સનાતન ધર્મના વ્યાખ્યાતા તરીકે અને સનાતન ધર્મની રક્ષા માટે આખી જીંદગી કામ કર્યું છે, અને તે માટે ગુજરાત બહાર તેઓ ઘણા જાણીતા થયા હતા તેમણે ધર્મ માટે તન, મન, ધન ઓવારી નાખ્યા હતા એમ કહેવામા સંકોચનુ કારણ નથી. આ "ગુજરાતી" પત્ર પ્રત્યે અને તેમના તત્રીઓ પ્રત્યે તેમણે સારો સંબંધ રાખ્યો છે.

તેઓ દઢતા પૂર્વક માનતા કે મ૦ ગાધીજીનો ઉપદેશ એ હિંદને કોઇ દિવસ હિતકર્તા થવાનો નથી, પણ લોક માન્ય તિલક, સુરેન્દ્રનાથ બેનરજીએ આકેના માર્ગે રાજદ્વારી ગાડી લઇ જવામાજ લાભ છે. તેઓ પ્રસિદ્ધ લાલ બાલ પાલના અનુયાયી થયા હતા અને રાજકીય ઉદ્દામ વિચારો જાહેર કરવા માટે અમદાવાદની પોલીસે તેમની ઉપર ઘણા વરસો સુધી નિયેખાની રાખી હતી.

તેઓ એકવાર "જહાલ" મનાતા હતા. લો. મા. તિલકની નીતિએ ચાલવાથી રાજકીય લાભ વિશેષ છે એમ કહેતા; સરકાર તરફથી જે લાભ મળે તેટલો તો લઇ લેવો અને વિશેષ માટે માંગણી કરતા રહી લડતા રહેવું, એ તેમનો સિદ્ધાંત હતો. કોંગ્રેસવાદીઓએ રાજકારભાર છોડી દેવો એ તેમને અમાન્ય હતું. તેઓ વિઠ્ઠલભાઇ પટેલની નીતિને ઘણે અંશે પસંદ કરતા, પણ રીસાવાની રીતને વખોડતા; મતલબ કે અસહકારની નીતિ પસંદ નહોતા કરતા.

શ્રી સંઘાણીજી પ્રાચીન સંસ્કૃતિના ચુસ્ત હિમાયતી હોવા છતાં છેક જ બદંબદ જેવા નહોતા, પણ આધુનિક રાજકારણનાં દરેક અંગો સમજતા હતા. વર્ણાશ્રમ સ્વરાજ સંઘમાં તેમણે ઘણું વર્ષ કામ કર્યું છે અને શારદાપીઠના હાલના લોકમાન્ય શંકરાચાર્ય શ્રી ગજરાજેશ્વરાશ્રમ સ્વામીને ઘણી સહાયતા આપી છે. અમદાવાદના સ્થાનિક સનાતન ધર્મ સભાના તેઓ મંત્રી હતા. તેમની બ્રાહ્મણોપ્રતિ અને સનાતન ધર્મપ્રતિ અચળ શ્રદ્ધા હતી. પોલીસ કમીશનરનું કામ જુવાનીમાં કરેલું હોવાથી શરીરે સશક્ત હતા, અને તેમની સાથેનો થોડા સમયનો વાર્તાલાપ પણ બોધપ્રદ અને વ્યંગાત્મક સચોટ શુદ્ધ ગુજરાતી ભાષાનો ખ્યાલ સારો આપતો. એક વ્યાખ્યાનકાર તરીકે તેમણે સારી કીર્તિ સંપાદન કરી હતી, અને સભાઓ ગજાવતા હોવાથી વ્યાખ્યાન માર્તંડની વગેરે ઘણી પદવીઓ તેમણે પ્રાપ્ત કરી હતી. તેઓ માનતા કે સ્વદેશી, સ્વભાષા, સ્વબળ એટલા સ્વરાજ પ્રાપ્તિ માટે પર્યાપ્ત છે. રાજકારણ એ મેલી અને દાવપેચવાળી ખટપટી રમત છે. એમાં સાચા બોલા કે કેવળ અહિંસાવાદીઓ ફાવે નહિ. એમાં સામ, દામ, ભેદ અને દંડ એ ચારેય ચાણક્યનાં નીતિ સૂત્રોનું કામ છે.

તેમના દેહ ત્યાગથી એકલા અમદાવાદને નહિ પણ સમસ્ત સનાતની હિંદુ પ્રજાને ન પૂરાય તેવી ખોટ થઇ છે. પરમાત્મા તેમના આત્માને સદા લીન રાખો એ પ્રાર્થના છે.

" સાંજ વર્તમાન " તા. ૨૨-૧૨-૪૨

## સનાતની કેસરીનું અવસાન.

સનાતની " કેસરી " શીઘ્ર કવી અને નીડર વકતા તરીકે પ્રસિદ્ધિ પામેલા ગુજરાતના જાણીતા વિદ્વાન્ શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનાં ૭૫ વર્ષની વયે ગયા અઠવાડીયામાં નીપજેલા અવસાનથી સનાતની પ્રજાએ ખરેખર પોતાનો એક ભડવીર નર ગુમાવ્યો છે. જ્યારે જ્યારે હિંદુઓનાં ધર્મશાસ્ત્રો કે સનાતન ધર્મના સિદ્ધાંતો અથવા તો શ્રી શંકરાચાર્ય કે ધર્માચાર્યો સામે સુધારકોના કોઇ પણ જાતના હુમલાઓ થતા કે સ્વર્ગસ્થ સંઘવીજી સિંહની માફક ગર્જના કરી ઉઠતા હતા. વર્ણાશ્રમ સ્વરાજ સંઘ સ્થાપન કરવામાં તેઓનો મુખ્ય હાથ હતો. સ્વદેશી ચળવળમાં તેઓ ખુબ રસ લેતા હતા. અને રાજકીય ક્ષેત્રમાં તેઓ લોકમાન્ય તિલક મહારાજને પગલે ચાલતા એક શૂરા લડવૈયા હતા. ઈશ્વર તેઓના આત્માને શાંતિ અર્પો.

" મુમ્બઇ સમાચાર " તા. ૨૨-૧૨-૪૨

## સનાતની નેતા શ્રી નગીનદાસ સંઘવીનો સ્વર્ગવાસ

ગુજરાતના સુપ્રસિદ્ધ સનાતની નેતા, નીડર વકતા અને ઇડર રાજ્યના માજી અમલદાર શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનું ગયા ગુરૂવારે અમદાવાદ ખાતે ૭૫ વર્ષની વયેઅવસાન નીપજ્યુ છે તેની નોંધ લેતા ખેદ ઉપજે છે.

તેઓ ચુસ્ત સનાતની અને ધર્મપરાયણ હતા. તેમજ સાક્ષર તથા શીઘ્ર કવિ હતા. તેઓ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની કારોબારીના સભ્ય હતા. સ્થાનિક સનાતન સમસ્ત હિંદુ ધર્મસભાના મંત્રી હતા, તથા જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય સાથે નિકટ સંબંધ ધરાવતા હતા.

જાહેર જીવનમા તેઓ પ્રખર વ્યાખ્યાન કર્તા હતા. તેમજ કટાક્ષો લખવામાં પણ પ્રવીણ હતા. રાજકીય ક્ષેત્રમાં તેઓ લોકમાન્ય તિલકના અનુયાયી હતા. સ્વદેશી ચળવળમા તેઓ ખુબ ભાગ લેતા હતા

જન્મથી તેઓ ગર્ભ શ્રીમંત હતા. અને ઇડર રાજ્યમા તેઓ માજીસ્ટ્રેટ અને રેવન્યુ કમીશ્નરનો હોદ્દો ભોગવ્યા બાદ તેમણે બાકીનું જીવન સાહિત્ય અને સનાતન ધર્મના સેવામા ગુજાર્યું હતું.

જીવનના અંત સુધી તેમનું આરોગ્ય સુદૃઢ હતું. અને મરણ સમયે તેમની ઉમર ૭૫ વરસની હતી.

" સંદેશ " તા. ૧૯-૧૨-૪૨

**અમદાવાદના નાગરીક શ્રી નગીનદાસ સંઘવીનું અવસાન**

અમદાવાદના એક જાણીતા મહાન નાગરિક અને સાક્ષર, વ્યાખ્યાન માર્તંડ શ્રી. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીનું આશરે ૭૫ વર્ષની ઉમ્મરે ગુરૂવાર તા. ૧૭-૧૨-૪૨ ના રોજ સવારે અવસાન થયું છે તેની નોંધ લેતા અમને ભારે ખેદ થાય છે. શ્રી નગીનદાસ સંઘવી એ પ્રાચીન સંસ્કૃતિના પ્રતીક સમાન હતા. તેઓ ચુસ્ત સનાતની અને ધર્મપરાયણ હતા તેમજ સાક્ષર અને શીઘ્ર કવિ તરીકે પણ તેમની મહાગુજરાતમાં ખુબ પ્રતિષ્ઠા પ્રસરી હતી.

શ્રી. નગીનદાસ સંઘવી એટલે આસ્તિકતા અને ધાર્મિકતાની મૂર્તિ. તેઓએ લગભગ આખું જીવન સનાતન ધર્મની સેવામાં જ ગુજાર્યું હતું. વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના તેઓ પ્રતિનિધિ હતા. સ્થાનિક સનાતન સમસ્ત હિંદુ ધર્મ સભાના તેઓ મંત્રી હતા, શ્રી શંકરાચાર્ય અને ધર્માચાર્યો સાથે તેઓ નિકટ સંપર્ક ધરાવતા હતા. દારકા મઠના શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમને તેમણે ખુબ સહાયતા કરેલી. જીવનની છેલ્લી ઘડી સુધી તેમની ધર્મ પ્રત્યેની શ્રદ્ધા અવિચળ ટકી રહી હતી અને તે એટલે સુધી કે આટલી વૃદ્ધ ઉમ્મરે પણ તેઓ દરેક દરેક ધાર્મિક પ્રવચનોમાં અને સમારંભોમાં ભાગ લેતા હતા. આટલી ઉમ્મરે પણ તેઓ રોજ ચાર પાંચ માઇલ પગે ચાલી શકતા હતા. વડોદરાના શ્રીમન્નૃસિંહાચાર્યજી સ્થાપિત શ્રી શ્રેય સાધક અધિકારી વર્ગના તેઓ એક પટ્ટ શિષ્ય હતા, અને છેલ્લા છેલ્લા તો તેમણે એ વર્ગની ખુબ જ સેવા કરવા માંડી હતી. જીવનના અંત સુધી તેમનું આરોગ્ય સુદૃઢ રહ્યું હતું.

જાહેરજીવનમાં શ્રી સંઘવી પ્રખર વ્યાખ્યાનકર્તા હતા. તેમના ભાષણોની ભવ્ય છટા અને તેજસ્વિતાને પરિણામે તેમને "વ્યાખ્યાન માર્તંડ"ની પદવી પ્રાપ્ત થઇ હતી. આ ઉપરાંત " ભારતભૂષણ "

અને "ધર્મવીર"ની પદવીઓ કાશી પંડિત સભા અને શારદાપીઠ તરફથી તેમને પ્રાપ્ત થઇ હતી. સાહિત્યકાર તરીકે પણ તેમણે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે, તેઓ શીઘ્ર કવિતા કરવામાં પણ ખુબ નિપુણ હતા. આ ઉપરાંત "ધર્મમંગળા" "મહાકાળ" વગેરે પત્રો તેઓ પ્રગટ કરતા હતા અને કટાક્ષો લખવામાં ખુબ પ્રવીણ હતા. 'કર ટકોરા દંગ' એ મથાળા નીચેના કટાક્ષો બહુ લોકપ્રીય થઇ પડયા હતા.

રાજકીય ક્ષેત્રમાં શ્રી નગીનદાસ સંઘવી લોકમાન્ય તિલકના અનુયાયી હતા, અને મુંબઈ ધારાસભામાં તેમણે ઉમેદવારી પણ કરી હતી. બંગભંગના વખતમાં પણ તેઓ રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેતા હતા.

સ્વદેશી ચળવળમાં પણ તેઓ ખુબ ભાગ લેતા હતા અને ગુજરાતમાં જે વખતે રાજકીય જીવનનો પુરો વિકાસ થયો ન હતો તે વખતે પણ તેઓ એક રાજકીય ઉદ્દામ મતવાદી તરીકે ગણાતા હતા. સ્વદેશીની ચળવળને આગળ ધપાવવામાં ખુબ જ સક્રિય ભાગ લીધો હતો.

તેઓ જન્મથી જ ગર્ભશ્રીમંત હતા. જીવનની શરુઆતમાં તેમણે ધ્રાંગધ્રા રાજ્યમાં ઓધ્ધો ભોગવેલો, પરંતુ કેટલાક વર્ષો નોકરી કર્યા પછી તેમણે બાકીનું જીવન સનાતન ધર્મ અને સાહિત્ય સેવામાં ગુજાર્યું હતું. અસ્પૃશ્યતાના પ્રશ્નમાં મહાત્માજી સાથે તેમને ભારે મતભેદ હતો. તેઓ પુરાણી પ્રણાલિકાઓ અને રૂઢીઓના ખાસ હિમાયતી હતા.

તેમના અવસાનથી ફક્ત અમદાવાદને જ નહિ પણ ગુજરાત–મહાગુજરાતને એક પ્રખર વિચારક સાહિત્યકાર અને ધાર્મિક પુરુષની ખોટ પડી છે. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને શાન્તિ આપો એજ પ્રાર્થના.

–"ગુજરાતી પંચ" તા. ૨૦–૧૨–૪૨

**વ્યાખ્યાનમાર્તંડ શ્રી. નગીનદાસ સંઘવીનું અવસાન**

અમદાવાદના જાણીતા વર્ણાશ્રમ ધર્મપ્રેમી નાગરિક અને સાક્ષર, વ્યાખ્યાન માર્તંડ શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીનું આશરે

૭૯ વર્ષની ઉમ્મરે ગુરૂવાર તા ૧૭-૧૨-૪૨ના રોજ સવારે અવસાન થયુ છે, તેની નોંધ લેતા અમને ઘણો ખેદ થાય છે. શ્રી નગીનદાસ સઘવી પ્રાચીન સસ્કૃતિના પ્રતિક સમાન હતા. તેઓ ચુસ્ત સનાતની અને ધર્મ પરાયણ તરીકે સુવિખ્યાત હતા સાક્ષર અને શીઘ્ર કવિ તરિકે પણ તેમની મહાગુજરાતમા ખૂબ પ્રતિષ્ઠા હતી.

જાહેર જીવનમા શ્રી સઘવીજી પ્રખર વ્યાખ્યાનકર્તા હતા. તેમના ભાષણોની ભવ્ય છટા અને તેજસ્વિતાને પરિણામે તેમને "વ્યાખ્યાનમાર્તંડ"ની પદવી પ્રાપ્ત થઇ હતી. આ ઉપરાત "ભારતભૂષણ" અને "ધર્મવીર"ની પદ્વિઓ કાશી પડિત સભા અને શારદાપીઠ તરફથી તેમને પ્રાપ્ત થઇ હતી. સાહિત્યકાર તરીકે પણ તેમણે પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે, તેઓ શીઘ્ર કવિતા કરવામા પણ ખુબ નિપુણ હતા, આ ઉપરાત "ધર્મ મગળ" "મહાકાલ" વગેરે પત્રો તેઓ પ્રગટ કરતા હતા અને કટાક્ષો લખવામા તેઓ ખૂબ પ્રવીણ હતા 'કર ટકોરા દગ' એ મથાળા નીચેના કટાક્ષો બહુજ લોકપ્રિય થઇ પડયા હતા રાજકીય ક્ષેત્રમા શ્રી નગીનદાસ સઘવી લોકમાન્ય તિલકના અનુયાયી હતા અને મુબઇ ધારાસભામા તેમણે ઉમેદવારી પણ કરી હતી. ભગભગના વખતમા પણ તેઓ રાજકીય પ્રવૃત્તિમા ભાગ લેતા હતા

"ગુજરાત સમાચાર" તા ૧૯-૧૨-૪૨

### જીવન પરિચય

અત્રેના જાણીતા નાગરિક શ્રી નગીનદાસ સઘવી જેમનુ ગુરુ વાર તા ૧૭મીના રોજ આશરે ૭૯ વર્ષની ઉમ્મરે અવસાન નીપજ્યુ છે. તેઓ ચુસ્ત સનાતની અને ધર્મપરાયણ હતા. તેમજ સાક્ષર તથા શીઘ્ર કવિ હતા તેઓ વર્ણાશ્રમ સ્વરાજ્ય સઘની કારોબારીના સભ્ય હતા. સ્થાનિક સનાતન સમસ્ત હિંદુ ધર્મ સભાના મત્રી હતા, તથા જગદ્‌ગુરુ શ્રી શકરાચાર્ય સાથે નિકટ સબધ ધરાવતા હતા,

જાહેર જીવનમા તેમણે પ્રખર વ્યાખ્યાન કર્યાં હતા તેમજ કટાક્ષો લખવામા પણ પ્રવીણ હતા. રાજકીય ક્ષેત્રમા તેઓ લોકમાન્ય તિલકના અનુયાયી હતા. સ્વદેશી ચળવળમા તેઓ ખુબ ભાગ લેતા હતા.

જન્મથી તેઓ ગર્ભ શ્રીમંત હતા અને ઇડર રાજ્યમાં મેજીસ્ટ્રેટ અને રેવન્યુ કમીશ્નરનો હોદ્દો ભોગવ્યા બાદ તેમણે બાકીનું જીવન સાહિત્ય અને સનાતન ધર્મ સેવામાં ગુજાર્યું હતું.

જીવનના અંત સુધી તેમનું આરોગ્ય સુદ્રઢ રહ્યું હતું અને મરણ સમયે તેમની ઉમ્મર ૭૫ વર્ષની હતી. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો.

"પ્રજાબંધુ" તા. ૨૦-૧૨-૪૨

### શ્રી નગીનદાસ સંઘવીનું અવસાન

અત્રેના જાણીતા નાગરીક શ્રી નગીનદાસ સંઘવીનું ગુરુવાર તા. ૧૭મીના રોજ આશરે ૭૫ વર્ષની ઉમ્મરે અવસાન થયું છે. તેઓ ચુસ્ત સનાતની અને ધર્મપરાયણ હતા. તેમજ શીઘ્ર કવિ હતા. તેઓ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની કારોબારીના સભ્ય હતા. સ્થાનિક સનાતન સમસ્ત હિંદુ ધર્મ સભાના મંત્રી હતા. તથા જગદ્ગુરુ શ્રી. શંકરાચાર્ય સાથે નિકટ સંબંધ ધરાવતા હતા. જાહેર જીવનમાં તેઓ પ્રખર વ્યાખ્યાન કર્તા હતા તેમજ કટાક્ષો લખવામાં પણ પ્રવીણ હતા. રાજકીય ક્ષેત્રમાં તેઓ લોકમાન્ય તિલકના અનુયાયી હતા. સ્વદેશી ચળવળમાં તેઓ ખૂબ ભાગ લેતા હતા. જન્મથી તેઓ ગર્ભ શ્રીમંત હતા અને ઇડર રાજ્યમાં તેઓ મેજીસ્ટ્રેટ અને રેવન્યુ કમીશ્નરનો હોદ્દો ભોગવ્યા બાદ તેમને બાકીનું જીવન સાહિત્ય અને સનાતન ધર્મના સેવામાં ગુજાર્યું હતું.

"પ્રભાત" તા. ૧૯-૧૨-૪૨

### જાણીતા સનાતની નેતા સ્વ. નગીનદાસ સંઘવી

સાંકડીશેરીમાં લાલાવસાનીપોળમાં રહેતા. શ્રી નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવી ૮૦ વરસની વયે ગઈ કાલે ગુરુવારે સવારના હૃદય બંધ પડી જવાથી સ્વર્ગવાસ પામ્યા હતા. મર્હુમ ચુસ્ત સનાતની હતા, તેમણે પોતાનું જીવન શ્રેયઃસાધક મંડળને અર્પણ કરેલું હતું. મર્હુમ રાજકીય બાબતોમાં, પણ ધાર્મિક સવાલ આવતો હોય તો તે સામે જબરી ઝુંબેશ ઉઠાવતા હતા. મર્હુમે ધારાસભામાં જવા માટે પણ ઉમેદવારી કરી હતી. તેઓ સનાતન ધર્મનું 'ધર્મ મંગલ' નામનું પત્ર પણ કાઢતા હતા.

# પરિશિષ્ટ ઘ

## જાહેર સભાઓ અને સંસ્થાઓની અંજલિ

અમદાવાદના હિન્દુ નાગરિકોની એક શોકસભા શ્રીમાન નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીના અવસાન બદલ શહેરીઓની લાગણી વ્યક્ત કરવા પ્રેમાભાઈ હોલમાં તા. ૧૦-૧-૪૩ ને રવિવારે પાંચ વાગે મળી હતી. જ્યારે જાણીતા મીલમાલિકો, વકીલો, પંડિતો, શાસ્ત્રીઓ અને કેળવણીકારો તેમજ ધર્મપ્રેમી સજ્જનોની સારી સંખ્યામાં હાજરી હતી.

શેઠશ્રી હરિદાસ અચરતલાલે પંડિત શ્રી શંકરપ્રસાદ મિશ્રના પ્રસ્તાવ અને શેઠશ્રી ત્રીભોવનદાસના અનુમોદનથી સભાનું અધ્યક્ષસ્થાન લીધા બાદ પંડિતજી શંકરપ્રસાદે સભાના પ્રમુખ શ્રી ઉપર શારદાપીઠાધીશ્વર શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી મહારાજનો હાર્દિક લાગણી વ્યક્ત કરતો પત્ર વાંચ્યા પછી કાશીથી અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સંઘના ઉપપ્રમુખ પંડિત રાજેશ્વર શાસ્ત્રી, માજી મંત્રી પંડિત દેવનાયકાચાર્ય, વર્ણાશ્રમ સંઘના પ્રધાન મંત્રી, શ્રી પરાડે, મદુરાવાળા માજી સંઘના પ્રમુખ રાવસાહેબ એન નટેશ આયર, એડવોકેટ, મદ્રાસથી મદુરા રાકેન સંઘના જોઇન્ટ સેક્રેટરી અને પ્રમુખ. એન. આર. કૃષ્ણાસ્વામી આયંગર એડવોકેટ, આનંદ આશ્રમ બીલખાવાળા શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા વગેરેના શ્રી સંઘવીજીના દેહોત્સર્ગ પ્રત્યે શોક પ્રદર્શિત કરતા અને તેમના અવસાનથી ન પુરાય તેવી ખોટ જણાવનારા પત્રો વાંચી બતાવ્યા હતા. સંઘના કોશાધ્યક્ષ શ્રી લચ્છીરામ ચુડીવાળા તો ખાસ મુંબઇથી આવ્યા હતા.

### ઠરાવ ૧ લો

અમદાવાદના હિન્દુ નાગરિકોની આ સભા સ્વ. ભારતભૂષણ સદ્ધર્મભાસ્કર અને વ્યાખ્યાન માર્તંડ શ્રીમાન નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીએ આજીવન સનાતની હિન્દુ જનતાની તન મન અને

ધનથી જે કિંમતી સેવા કરી છે, તેથી તેમના તા. ૧૭–૧૨–૧૯૪૨ના રોજ થયેલ અવસાનથી અમદાવાદ અને ગુજરાતને જ નહિ પરંતુ અખિલ હિન્દની હિન્દુ સમાજને નહિ પુરાય તેવી ભારે ખોટ પડી છે એમ માને છે. અને પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપે એમ પ્રાર્થના કરે છે.

સદરહુ ઠરાવને રજુ કરતાં વકીલ મો. વામનરાવ ધોલકીયાએ સ્વ.ના નિડરપણાની તેમજ શેઠ રમણલાલ લલ્લુભાઇ તથા શેઠ પોપટલાલ નગરીએ સ્વર્ગસ્થના જાહેર જીવનની યોગ્ય શબ્દોમાં પ્રશંસા કરી હતી. શ્રી કૌશિકરામભાઈ તથા પંડિત સતીન્દ્રચન્દ્ર ભટ્ટાચાર્યે સ્વ. સંઘવીજીની પ્રશંસાના સંસ્કૃતમાં શ્લોકો સંભળાવી વિવેચન કરી સ્વર્ગસ્થને અંજલી આપી હતી.

ઠરાવ ૨ જો

સ્વ. શ્રીમાન નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીએ પોતાની મોટા ભાગની સંપત્તિ શ્રી સંઘવી સનાતન આચાર્ય કુળની સ્થાપનાર્થે ધર્માદા કર્યા બદલ ઉપકારની લાગણી વ્યકત કરે છે અને યોગ્ય સમયે સ્મારક થાય તેવી આશા રાખે છે. એવો ઠરાવ કરવામાં આવ્યો છે.

સદરહુ ઠરાવ રજુ કરતા શ્રી જોશી ગિરિજાશંકરે સ્વર્ગસ્થ સંઘવીજીએ ધનની મદદ કરી હતી. તેમના આ દાનથી તેઓ ધર્મવીર તેમજ દાનવીર હોવાનું જણાવ્યું હતું. આ ઉપરાંત પ્રમુખશ્રી તથા બીજા સંખ્યાબંધ વકતાઓએ સ્વર્ગસ્થને અંજલી આપી હતી.

## શ્રી મહાગુજરાત પંડિત સભા–અમદાવાદ

તા. ૨૩–૧૨–૪૨ ના રોજ રામબલી હોલમાં સ્વર્ગસ્થ નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીના સ્વર્ગવાસ નિમિત્તે શ્રી મહાગુજરાત પંડિત સભા તરફથી સ્મરણાંજલી અર્પણ કરવાને પંડિતજી શ્રી શંકરપ્રસાદ મિશ્રના અધ્યક્ષપદે જાહેર સભા બોલાવવામાં આવી હતી. તેમાં શહેરના અગ્રગણ્ય વિદ્વાનો, સનાતન ધર્મપ્રેમી સજ્જનો તથા સદ્‌ગતના સ્નેહીજનો અને બહારગામથી આવેલા ધર્મપ્રેમી સજ્જનોની સારી

સંખ્યામાં ઉપસ્થિત હતી. આ પ્રસંગે જુદા જુદા વક્તાઓએ ભાષણો આપ્યા પછી સભામાં નીચેનો ઠરાવ પસાર કરાયો હતો.

આજની આ સભા તા. ૧૭-૧૨-૪૨ના રોજ થએલ ભારત વર્ષની સનાતની જનતાના અદ્વિતીય નેતા સદ્ધર્મમાર્તંડ, વ્યાખ્યાન માર્તંડ ઇત્યાદિ અનેક પદાવલિ વિભૂષિત શ્રીમાન નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીના સ્વર્ગવાસથી, હાર્દિક વેદના પૂર્વક વ્યક્ત કરે છે કે સદ્‌ગતના અવસાનથી ભારત વર્ષની પ્રજાને ન પૂરાય તેવી ખોટ પડી છે. પરમાત્મા એમના પવિત્ર આત્માને શાંતિ અર્પો. અને એમના અંગત સ્નેહીઓને આ તીવ્ર વેદના સહન કરવા શક્તિ આપે એમ પ્રાર્થના કરે છે. આ ઠરાવ એમના કુટુંબીજનો પ્રત્યે મોકલી આપવા અધ્યક્ષને સત્તા આપે છે.

प्रमुख- पंडित शंकरप्रसाद

## શ્રેયઃસાધક અધિકારી વર્ગની સભા

અમદાવાદમાં શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ શાખા અમદાવાદ તરફથી દોલતખાનામાં વિઠોબાના મંદિરના મેડા ઉપર શ્રેયઃ સાધક અગ્રણી સ્વ. શ્રી નગીનદાસ સંઘવીને અંજલી આપવા એક સભા ગયા રવિવારે મળી હતી. શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા વગેરેએ સ્વ. સંઘવીજીના જીવનનો પરિચય કરાવ્યો હતો.

## કાશીમાં ધર્મવીર સંઘવી માટે સભા

કાશી પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તરફથી શ્રીમાન પં. પદ્મપ્રસાદજી ન્યાયાચાર્યના પ્રમુખપદે સંઘવીજી માટે શોક પ્રદર્શિત કરવા પ્રભાવશાળી વિરાટ શોક સભા થઇ. જેમાં પંડિત રાજેશ્વર શાસ્ત્રી, પં. દેવનાયકાચાર્ય, પં. કલ્પનાથ શર્મા વિગેરેએ અંજલી આપતાં નીચેનો પ્રસ્તાવ પાસ કર્યો હતો.

કાશી પ્રાંતીય વર્ણાશ્રમ સંઘની આ સભા સંઘના નેતા ધર્મવીર ધર્મભૂષણ શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીના દેહાવસાન પર હાર્દિક શોક પ્રકટ કરે છે, તેઓ સંઘના આજીવન સંરક્ષક અને સંઘના કાર્યોમાં તન મન ધનથી મદદ કરતા હતા. તેમના

અવસાનથી સનાતની સમાજ ઘોર દુઃખ તેમજ હાનિનો અનુભવ કરી રહ્યો છે, તેથી આ સભા સદ્દગતના આત્માની શાન્તિ માટે પરમાત્માને પ્રાર્થના કરવા સાથે તેમના કુટુંબી સાથે હાર્દિક સમવેદના પ્રકટ કરે છે.

## મુંબઈમાં ધર્મવીર નગીનદાસ સંઘવીને અંજલિ

મુંબઇ પ્રાંતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના આશ્રય નીચે તા. ૧૦-૧-૪૩ ની સાંજે મુંબઈમાં માધવ બાગમાં સનાતન ધર્મ કેસરી શ્રી નગીનદાસ પુ. સંઘવીજીના અવસાન બદલ શોક દર્શાવવા રા. બ. શિવરામદાસ કેડીયાજી જે. પી. ના પ્રમુખપદે મુંબઇના શહેરીઓની એક જાહેર શોક સભા મળી હતી. શ્રી નારાયણ પુ. સાંગાણી. શ્રી. રેવાશંકર મેઘજી શાસ્ત્રી, રા. મનુભાઇ સોલીસીટર, વૈદ્યરાજ જેઠાલાલ દવે, વૈદ્યરાજ ઐનાપુરે, રા. બ. મગનલાલ દ. ખખ્ખર. જે. પી. શ્રી મોહનલાલ હ. દવે, શ્રી રમણિકલાલ અ. મહેતા વગેરે સજ્જનોએ શ્રી સંઘવીજીની અનેકવિધ સેવાઓનો ઉલ્લેખ કરી શોક પ્રદર્શિત કરતા ઠરાવો પસાર કરી ઉભા થઈ સદ્દગતના આત્માને શાંતિ મળે એવી ઇશ્વરપ્રતિ પ્રાર્થના કરવામાં આવી હતી.

જુદા જુદા વકતાઓએ સ્વ. નગીનદાસભાઇના સંબંધમાં તેમણે (૧) શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગમાં કરેલી કામગીરી, (૨) ગુજરાતી સાહિત્યની અનેક રીતે સેવા, (૩) શારદાપીઠના શંકરાચાર્ય સંબંધમાં ચલાવેલી લડત, (૪) શ્રી ગુરુવાયૂર મંદિર ભ્રષ્ટ કરનારાઓનો વિરોધ, (૫) વર્ણાશ્રમ સ્વરાજ સંઘદ્વારા સનાતન ધર્મની લડત, (૬) લો. મા. તિલકના પક્ષે રહીને સ્વદેશી, સ્વરાજ, સ્વભાષા, અને સ્વસંસ્કૃતિની રાજકીય લડત વગેરે વિષયો ઉપર ભાર મુકી સદ્દગતનું એકાદ સ્મારક થાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી.

છેવટે પ્રમુખના ભાષણ અને આભાર પછી સભા વિસર્જન થઇ હતી.

## મુંબઇમાં-બીજી સભા

તા. ૩૧-૧૨-૪૨ ને ગુરૂવારના રોજ મુંબઇ ગુલાલ વાડીમાં આવેલી દેવીદાસ લાલુભાઇ સંસ્કૃત પાઠશાળાના હોલમાં રા. બ.

મગનલાલ દલપતરામ ખખ્ખર જે. પી. ના પ્રમુખપદે મળી હતી. આ પ્રસંગે શાસ્ત્રી રેવાશંકર મેઘજી, રમણિક અ. મહેતા, મોહનલાલ ક. દવે. વિમલશંકર શાસ્ત્રી, રા. ભોગીલાલ ઓઝા, પૂ સન્યાસીઓ વગેરેએ ભાષણો કર્યા હતા. અને શોકદર્શક ઠરાવ સર્વાનુમતે પાસ કરવામા આવ્યો હતો. સદ્‌ગતના મૃત્યુથી સનાતની જનતા અને ખાસ કરીને મુંબઈની સનાતની પ્રજાને ન પૂરાય તેવી ખોટ પડી છે. દયાળુ પરમાત્મા એમના અમર પુણ્યાત્માને ચિર શાંતિ આપે અને તેમનાં કુટુંબી અને સ્નેહીજનોને તેમના વિયોગનુ દુખ સહન કરવાની શકિત સમર્પે એવી પ્રાર્થના કરે છે.

## રાજકોટમાં શોકસભા

રાજકોટમાં શ્રીપંચનાથ મહાદેવમાં શ્રીસદ્ધર્મસારકર રા. બ. ત્રીભોવનરાય દુલેરાય રાણા સાહેમના અધ્યક્ષપદે સનાતન ધર્માનુયાયીઓની સ્વર્ગસ્થ ધર્મવીર નગીનદાસ સંઘવી માટે શોક પ્રદર્શિન કરવાને સભા મળી હતી. તેમા પ્રમુખશ્રી તથા ડો. કાળીદાસ મોતીરામ વૈદરાજ, ચંદ્રકાંત મલ્લભાઇ, શ્રી ગુનામરાય કલ્યાણરાય હાથી શાસ્ત્રી, શ્રી હરજીવન ગો. જોષી વિગેરેએ અંજલી આપી હતી. અને નીચે પ્રમાણેનો શોક પ્રદર્શિત કરતો ઠરાવ તેમના કુટુમ્બીઓને મોકલવાનો કરવામા આવ્યો.

રાજકોટના સનાતન ધર્માનુયાયીઓ, તથા સ્નેહીઓ અને મિત્રો તરફતી સદ્‌ગત શ્રીમાન નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીના વૈકુંઠવાસ થવાથી સનાતન ધર્માનુયાયી પ્રજાને અસાધારણ ખોટ પડી છે. તે માટે આ સભા શોક દર્શાવે છે, અને સદ્‌ગતના કુટુમ્બીઓને આશ્વાસન આપે છે, અને સદ્‌ગતના આત્માને શાશ્વતી શાન્તિ મળે એમ પરમાત્મા પાસે પ્રાર્થના કરે છે.

સદ્‌ગતના ધર્મ રક્ષાના મહાકાર્યોની આ સભા નોંધ લે છે અને ઇચ્છે છે કે આવા ગર્ભશ્રીમાન ધર્મધુરંધર મહાપુરુષની સ્મરણાત્મક કાંઈ પણ યોજના કરવામા આવે તો સદ્‌ગતના મહાગુણો અને કીમતી સેવા મુર્તિમાન સ્વરૂપે રહી શકશે.

આ સભા ઠરાવે છે કે આ ઠરાવની ખરી નકલ જાણ થવા સદ્દગતના કુટુંબી રા. રા. રતીલાલ મનસુખરામ પટેલને પ્રમુખ સાહેબની સહીથી મોકલવી.

ત્રિભોવનરાય ફુલેરાય રાણા

## ડાકોરમાં સભા

શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીજીના ખેદજનક અવસાન નિમિત્તે ડાકોરના નાગરીકોની એક સભા તા. ૨૪-૧૨-૪૨ ના રોજ શ્રીયુત બાલકૃષ્ણ શર્માના પ્રમુખસ્થાને મળી હતી. તેમાં સદ્દગતના ધર્મપ્રેમ તથા સેવા બાબતો ઉપર વિવેચનો થયા બાદ ધર્મવીર શ્રી સંઘવીજીના અચાનક અવસાનથી સખેદ નોંધ લેતાં, સદ્દગતના સ્વર્ગવાસથી ગુજરાતને 'એક ધર્મ' ધુરંધર અને વ્યાખ્યાન માર્તંડની મોટી ખોટ પડી છે, એવું જાહેર કરતો અને પરમાત્મા સદ્દગતના આત્માને શાન્તિ આપો અને તેમના અવસાનથી આવી પડેલી આફત સહન કરવા તેમના કુટુંબીજનો તેમજ સ્નેહીવર્ગને શક્તિ આપે તેવી પ્રાર્થના કરતો ઠરાવ થયો હતો.

**સ્વા. સુ. બ્રહ્મચર્યાશ્રમ-ચકલાશી, તા. ૧૯-૧૨-૧૯૪૨**

શુભાશીર્વાદ શ્રી ભારતભૂષણ "વ્યાખ્યાન માર્તંડ" શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ કૈલાસવાસ કર્યાના સમાચાર જાણ્યા છે. અચાનક વીજળી તૂટિ પડે તેમ શ્રી શારદાપીઠ અને શ્રી સનાતન ધર્મ પર આફત આવી પડી છે. શ્રી ગુરુસ્થાન ઉપર તો આફત આવી જ છે. તે ખોટ કોઇ પુરી કરી શકે તેમ નથી, શ્રી ગુરુસ્થાનના પટ્ટાભિષેક વખતે શ્રી શારદાપીઠના સેનાધ્યક્ષ તરીકે તેમની વરણી કરેલી ત્યાર પછી સેનાધ્યક્ષ કરતાં વધારે કામ કર્યું છે. કૈલાસવાસીનું મનોબળ અને વિદ્વત્તા અપાર હતી. પણ ઈશ્વર ઇચ્છા આગળ કોઇનું કંઇ ચાલતું નથી. શ્રીયુત સંઘવીજીનો વિયોગ હાલના કટોકટીના વખતમાં અચાનક થાય તેમ શ્રી ગુરુસ્થાન ધારતા ન હતા. કૈલાસવાસીને પરલોકમાં પરમ શાંતિ મળે તેમ શ્રી ગુરુસ્થાન તરફથી શુભાશીર્વાદ આપવામાં આવે છે. ઇતિ શિવમ્

શ્રીની આજ્ઞાથી કરુણાશંકર વેણીરામ પંડયા
તા. ૨૪-૧૨-૧૯૪૨ રાજકોટ

આજ તા. ૨૪-૧૨-૪૨ના રોજ શ્રી રાજકોટ હિન્દુ સનાતન ધર્મ સભાની મળેલી બેઠકમા પ્રસિદ્ધ વક્તા સદ્દગત શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના કૈલાસવાસ નિમિત્તે નીચેનો પ્રસ્તાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યો હતો.

આ સભા ઠરાવ કરે છે કે સદ્દગત શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી સનાતન ધર્મના કટ્ટર અનુયાયી હતા. અને સારા લેખક તેમજ વક્તા હતા. તેમજ પોતાના માસિક પત્ર અને સાપ્તાહિક પત્ર દ્વારા સનાતન ધર્મની અસાધારણ સેવા બજાવી રહ્યા હતા. તેમના અચાનક સ્વર્ગવાસથી સનાતની પ્રજાને મોટી ખોટ પડી છે. સદ્દગતનું ભવ્ય સ્મારક કરી દરેક ગુજરાતી જનતા પોતાની ફરજ અદા કરી સદ્દગતને શોકાંજલિ અર્પે.

**શ્રી हिंदु सनातन धर्म सभा**

પ્રમુખશ્રી—ગૌરીશંકર વિશ્વનાથ ઓઝા

મંત્રીઓ—જ્યો. રતિલાલ ગિરિજાશંકર શર્મા

હેમશંકર હરિશંકર ત્રિવેદી.

તા. ૨૧-૧૨-૪૨ રાયખડ, અમદાવાદ.

શ્રી નગીનદાસ સંઘવીજીના અવસાનના સમાચાર સાભળી આ સંસ્થાના પંડિતો તેમ વિદ્યાર્થીઓને ઘણો ખેદ થયો છે. તેઓ વર્ણાશ્રમ ધર્મ અને સંસ્કૃત વિદ્યાના જબ્બર આગ્રહી અને ઉત્સાહી પ્રચારક હતા; એટલે સમગ્ર ધર્મપ્રેમી અને સંસ્કૃતપ્રેમીને તેમની ખોટ પડી છે. આ સંસ્થા સાથે તો તેઓ નિકટ સમ્બન્ધ ધરાવતા. આ સંસ્થાની પૂર્વાવસ્થામા દેખરેખ તેઓ જ રાખતા; અને વિચાર પૂર્વક આ સંસ્થાના ફંડની વ્યવસ્થા કરી, સારૂં ફંડ એકઠું કર્યું, એટલે આ સંસ્થાનો પાયો નખાયો તેમના માનમાં આ સંસ્થાએ એક શોકસભા ભરી તેમાં તેમના પુણ્ય આત્માને પરમાત્મા અનન્ત શાન્તિનું દાન કરે એ માટે પ્રાર્થના કરી હતી. તેમની અવસ્થા

પુષ્ત હતી, તેમના માનમાં એક દિવસ આ સંસ્થા બંધ પણ રાખવામાં આવી હતી એજ. લિ. ભવદીય

નાગરદાસ બાંભણિયા પ્રિન્સિપાલ

દેવી ઉપાસક મંડળ–અમદાવાદ ના. ૪–૧–૪૩

સદગત શ્રી નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવીજી તા. ૧૭-૧૨-૪૨ ના રોજ પંચત્વ પામ્યા છે તેને માટે અમારા દેવી ઉપાસક મંડળના સભાસદોએ નીચે પ્રમાણેનો શોક પ્રદર્શિત કરતો ઠરાવ પસાર કર્યો છે.

અમદાવાદના સુપ્રસિદ્ધ નાગરિક અને ચુસ્ત સનાતની, ધર્મ-પરાયણ, સાક્ષર શીઘ્ર કવિ, આસ્તિકતા અને ધાર્મિકતાની મૂર્તિ, સ્વદેશાભિમાની, નિડર વકતા, ભારતભૂષણ, ધર્મવીર શ્રાયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીજીના તા. ૧૭–૧૨–૧૯૪૨ ના રોજ થયેલા દુઃખદ સ્વર્ગવાસ માટે આ સભા હાર્દિક શોક જાહેર કરે છે. અને અમદાવાદ તેમજ સારા ગુજરાતને તેમની એક ના પુરી શકાય એવી ખોટ પડી છે. તેમ આ સભા જાહેર કરે છે.

ભગુભાઇ ગોવિંદલાલ, ઓઝા મણીલાલ મહાદેવ
ઑન. સેક્રેટરીઝ–શ્રી દેવી ઉપાસક મંડળ.

Madura–Jan. 1953

Dear Sir,

The sad news of the passing away of your uncle was received here with deep sorrow by me and the members of the Sangh. In him the Great cause of Varnashrama Dharma has lost an enthusiastic devotee and an ardent worker. May His soul Rest in peace at the Feet of lord Shri Krishna and his spirit guide us to

emulate him to pursue and accomplish all the lines of right action he has shown us.

N. R. Krishnaswami
Madura, 4-1-1953.

Joint secretary A. I. V. S. S. and President Madura Town sangh.

Madura-4th January, 1953

Sir,

I learnt from our President Elect that your uncle Shri Nagindasji Sanghvi was called by the Almighty to Himself on 17-12-1942. Our friends here and myself pray that He will give you at the same time sufficient strength to bear the separation and to continue, to its full fruition the self-less noble work which he had been doing while in life to our Sangh and mankind.

Rao Saheb N. Natesa Aiyer Advocate.
President Shri Sanatan Dharm Vidyalaya.

Calcutta, 9th January 1953

"The Bengal Varnashram Swarajya Sangha" Calcutta learnt with regret the demise of Nagindas Sangavi and do consider that the Varnashrami Hindu of India has Lost a sincere and staunch worker in their cause, and they do convey their heartfelt condolence and sympathy with his surviving family members."

Besides the above *resolution*, I am personllx much the poorer at the loss of a valued and devoted friend. I hope his tradition will be maintained and the cause dear to his heart will get new supporters.

**Narendranath Set.**

**ગુજરાત વેર્નાક્યુલર સોસાઈટી અમદાવાદ, તા. ૯--૧-૪૩**

તા. ૯-૧-૧૯૪૩ ની બ્રહ્મચારીની વાડી સમિતિમા નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે.

"ઠરાવ કે શ્રી. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી, જેઓ બ્રહ્મચારીની વાડીના ઘણાં વર્ષો સુધી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ નીમેલા ટ્રસ્ટી તરીકે કામ કરતા હતા તેમના તા. ૧૭-૧૨-૧૯૪૨ના રોજ થયેલા અવસાનનો આ સમિતિ સખેદ નોંધ લે છે અને તેમના કુટુમ્બીઓ પ્રતિ પોતાનો દિલસોજી જાહેર કરે છે."

પ્રમુખ : Bhaskarrao M. Medh

તા. ૧૩-૧-૧૯૪૩ શાહીબાગ-અમદાવાદ.

## શ્રી મગ્નાનંદ ઋષિકુલ પાઠશાળા

શ્રીમાન ધર્મપરાયણ નગીનદાસના અવસાનના સમાચારથી આશ્રમીય મંડળ શોકમગ્ન થયું છે. તેઓશ્રી અમારા એક સહાયદાતા હતા. આજે તેઓની પરોપકારી વૃત્તિ અને દયાળુ સ્વભાવ યાદ આવે છે. પરમ કૃપાળુ પરમાત્મા ગત આત્માને શાંતિ અર્પે અને નિજ સ્વરૂપમાં સ્થિત કરે એવી અમારી ઈશ્વર પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

**શિવકુમાર શાસ્ત્રી, શ્રી મગ્નાનંદ, સંસ્થાપિત ઋષિકુલ પાઠશાળા**

**તા. ૯-૧-૪૩ શ્રી કડીઆરા બ્રહ્મકર્મોદયી વૈદિક પાઠશાળા**

જત "શ્રી હરિમંગલા ટ્રસ્ટ"ના ટ્રસ્ટી શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીના અકાળ દેવલોક થયાના સમાચાર જાણી અમો ટ્રસ્ટીઓને ભારે આઘાત થયો છે. મર્હુમ શ્રી એક ધર્માત્મા, પુણ્યશાલી,

ને વિદ્વાન્ આત્મા હતા. અમદાવાદની જનતાને તો શું પણ આમ સર્વ જનતાને તેમની ભારે ખોટ પડી છે. સનાતન ધર્મને સાચવી રાખવા માટે તેમના પ્રયત્નો અગાધ હતા.

છોટાલાલ પાવનલાલ ઠાકર મેનેજીંગ ટ્રસ્ટી.

**શ્રીઆનંદાશ્રમ, બીલખા,** સં. ૧૯૯૯, માગશર વદિ ૩

સુરબ્બી શ્રી નગીનદાસભાઇનું દેહાવસાન થયાના દુઃખદ સમાચાર જાણી અંતઃકરણમાં ખેદ થયો. ભગવદિચ્છા બળવાન છે.

તેમની સનાતન ધર્મના ઉદ્ધાર ને વિકાસની અપૂર્વ લાગણી હતી. તેમના અવસાનથી એક તીવ્ર લાગણીવાળા ધર્મસેવકની સનાતન ધર્મને ખોટ પડી છે. પરમ દયાળુ પરમાત્મા તેમના અંતરાત્માને શાશ્વતી શાંતિ આપવા કૃપા કરો, એમ અમારી શ્રીઆનંદાશ્રમ મંડળની તેઓશ્રી પ્રત્યે પ્રાર્થના છે.

**લિ. માણેકલાલ નાનજી ચંદારાણાના પરમાત્મા સ્મરણ**

વર્ધા તા. ૯-૧-૪૩

વરાડ મધ્યપ્રાંતની વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના પ્રતિનિધી મંડળની સભા તા. ૮-૧-૧૯૪૩ ના રોજ નાગપુરમાં રાવ બહાદુર શ્રી દાદા સાહેબ શિવરામ માધવ પરાંજે મુકામે તેમના અધ્યક્ષપદે મળી હતી. તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે "શ્રીમાન કૈ. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી અમદાવાદના અવસાનથી સનાતન ધર્મીઓને ન પુરાય તેવી ખોટ પડી છે તેથી અત્યંત શોક પ્રદર્શિત કરે છે.

ત્ર્યંબક કૃષ્ણરાવ દેશપાંડે-પ્રધાનમંત્રી, વરાડ, વ. સ્વ. સંઘ.



## પરિશિષ્ટ ङ

### સંઘવીજીએ લખેલા પત્રો

અખંડ ભૂમંડલાચાર્ય શ્રીવૈશ્વાનરાવતાર શ્રીમદ્ વલ્લભાચાર્ય-વંશવિભાકર પરમપૂજ્યપાદ શ્રીમદ્ વ્રજરત્નલાલજી મહારાજ ચરણકમળેષુ પ્રણતિતતિપુરસ્સરં પ્રાર્થ્યતે યદ્

આપશ્રી ચરણો સમીપ આવી શ્રીઅખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના પ્રધાન મંત્રી મહોદય રાવ બહાદુર શ્રી સદાશિવ માધવ પરાંડેજીએ વિનંતી કર્યાથી આપશ્રીએ, કૃપા કરી મુંબાઇ નગર બાદ ગુજરાત કાઠિઆવાડ કચ્છ સિંધાદિ પ્રદેશનો એકપ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ સ્થાપવાને પ્રોવિન્શ્યલ કમિટિ કરવાની, તેના પ્રમુખપદનો સ્વીકાર કરેલો. તે કમિટિ અત્રે શ્રી પરાંડેજીની સૂચના પ્રમાણે બધાઇ, તેમાં વૈષ્ણવાગ્રણી શેઠજી શ્રી હરિદાસ અચરતલાલજી, શેઠજી શ્રી બાલાભાઇ ગિરધરલાલ, શેઠજી શ્રી ગોવિંદલાલ માણેકલાલ વગેરે શેઠીઆઓ સભ્ય બન્યા છે. હવે આપશ્રી દઢ અને ધૈર્યવાન બે ત્રણ સુરતના શ્રીમંતોમાંથી નામ સૂચવવા કૃપા કરશો. એટલે એ કમિટિની પ્રથમ મિટિંગ બોલાવીને કામ શરૂ કરી દેવાય. આપશ્રીનું શ્રીવ્રજપરિક્રમણમાં પધારવું થાય તે પહેલાં કામ શરૂ કરી દેવું જોઇએ. તો સુરત તથા ભરૂચમાંથી દઢ ધર્મનિષ્ઠ હિંમતવાળા શેઠીઆઓનાં ત્રણ ચાર નામો સૂચવવા કૃપા થાય, તેમ કાંઇ વિશેષ સૂચના પણ યોગ્ય લાગે તે આપવા કૃપા દૃષ્ટિ શીઘ્ર થાય. એ જ પ્રાર્થના.

વૃદ્ધત્વ અને અશક્તિના કારણથી આ પત્ર દ્વારા પ્રાર્થના કરી છે. પંડે સેવામાં હાજર થઇ શકયો નથી, તો સેવકને ક્ષમા કરશો.

ધર્મને માટે વિકટતા થતી જાય છે, હવે વિલંબ અને પ્રમાદ કરવો એ બહુ ભયંકર જોખમ ભરેલું છે—એ આપશ્રીને સુવિજ્ઞાત છે. સંવત્ ૧૯૯૩ ના આષાઢ વદ ૧૧ ને વાર સોમ. મુ૦ અમદાવાદમાં, સાંકડીશેરીમાં. લાલાવસાની પોળમાં.

## ધર્મરક્ષાપરાયણ શ્રીમાન શેઠજી ખીમજી કુંવરજી જે. પી
### મન્ત્રી મહોદય–શ્રી સનાતન ધર્મ મહાસંમેલન–મુંબાઇ.

શ્રી સનાતન સમસ્ત હિન્દુ ધર્મ સભા–અમદાવાદના મંત્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીની સપ્રેમ શ્રી હરિ સ્મરણ પૂર્વક વિજ્ઞપ્તિ કે–શ્રીમાન ગાયકવાડ સરકારે જ્ઞાતિઓના રીત રીવાજમાં દરતદાજી કરનારો એક કાયદાનો ખરડો તેમની આજ્ઞા પત્રિકામાં છપાવ્યો છે તેની સવિસ્તાર નોંધ અત્રેના પ્રસિદ્ધ પત્ર "ગુજરાતી"એ લેઇ તેના વિષે યોગ્ય પ્રતિષેધ પૂર્વક આપણને સઉ હિંદુઓને સાવધ કર્યા છે.

રાજનીતિ અને ધર્મનીતિ પ્રમાણે આવો કાયદો એ આ ભારત વર્ષના પ્રભુત્વનો અને ધર્મનો નાશ કરનાર થઇ પડે તેવો પાકો સંભવ છે. તો તેના સામે અમારી સભા તરફથી ઘટિત હીલચાલ કરવા હું અત્રે આવેલો છું. તો આપને મારી ખાસ નમ્ર વિનતિ છે કે આપના મહાસંમેલન તરફથી અથવા પ્રાન્તિક સંમેલનની કમિટી તરફથી બનતી ઉતાવળે જેમ બને તેમ જલદી એક જાહેર સભા મેળવીને કાયદાના ખરડા સામે કાયદેસર સુલેહ ભરેલી રીતે પ્રતિષેધના ઠરાવો કરવાની વ્યવસ્થા કરવા કૃપા કરી પરિશ્રમ લેશો. તે ઉપરાંત જે લાહોર ખાતે અખિલ ભારત વર્ષીય સનાતન ધર્મ મહા સંમેલન" મળવાનું છે તેને પણ આ વિષે યોગ્ય પ્રતિષેધ કરવાને માટે આપની મોભાદાર સંસ્થા તરફથી તાર કરશો. એજ પ્રાર્થના

પરમ પ્રિય ભાઈ રતિલાલ — તા ૨૩–૧૨–૩૨ ગુરુવાયૂર
અમદાવાદ — પોસ્ટ ઓફીસ ચૌઘાટ

બે દિવસથી અમે ગુરુવાયૂરમાં આવ્યા છીએ અહીં વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની સ્પેશીઅલ કોન્ફરન્સ તા ૨૭–૨૮–૨૯ને રોજ થવાની છે તે પછી પ્રચાર કરતા કરતા મુબાઇ આવીશું, એવો સંભવ છે. હરિવદનને ઠીક થઇ ગયું હશે. મુકામો બદલાતા જવાથી

ચિ. હરિચંદનના સંબંધી સમાચાર મળી શકતા નથી તેથી મનમાં ચિંતા થાય છે. અહીં ચાર દિવસે ટપાલ આવે છે. કામને લીધે લખવાનો વખત મળતો નથી. કાલથી લખવા ધારૂં છું. કોનફરન્સ બહુ જ ફતેહમંદ થવાનાં શુભ ચિન્હ જણાય છે. કામ બહુ જોર અને ઉત્સાહથી ચાલે છે. હિન્દી, મરાઠી, ગુજરાતી, પેપરો પરથી સનાતની આર્યોના લેખોનાં ભાષાન્તર અને ઉતારા પરથી ધર્મમંગલા–રાહ ન જોતાં કાઢયા કરજો. બીજુ વકીલ ભાઇશ્રી લલ્લુભાઈને ખબર આપશો કે મારાથી ત્યાં આવી પહોંચાય નહિ તો બ્રહ્મચારી વાડીના કેસની મુદત પડાવવાની યોજના કાળજી પૂર્વક કરે.

ઈડરગઢ તા. ૧૦–૩–૧૯૦૧

પ્રા. સ્વ. પ્રિ હ. હી. પ્રતિ ઈડરથી સૌ. શો. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીના આશીર્વાદ સહ જય ગુરુ. વિશેષ તમારો લખેલો તા. ૮–૩–૦૧નો પત્ર કાર્ડ મળ્યો. તેથી સમાચાર જાણ્યા અને આનંદ થયો. એ પ્રમાણે પત્ર લખતા રહેશો અને ઇષ્ટ સ્મરણ કરી અંતઃકરણને આનંદમાં રાખશો. મને હવે ઉધરસ તદ્દન મટી ગઈ છે શરીર સારૂં છે. ગમે તેમ થાય તો પણ તમારે સદા આનંદમાં રહેવું. પરમાત્મા સદ્‌ગુરુનું સ્મરણ કરવું. તથા અભ્યાસ અને યોગ કરવો; બીજું બધું ચિન્તા કરવાનું કામ આપણું નથી. શરીર ઘડાયુ ત્યારથી તે વિષે પરમેશ્વરને ચિન્તા છે. આપણે શરીર ધાર્યાનું સાર્થક્ય શ્રી ઇષ્ટ સદ્‌ગુરુના સ્મરણ ભજનથી જ કરવાનું છે. ઘણું હોય તો ઘણું ખાવાનું અને થોડું હોય તો થોડું ખાવાનું. પણ ખરૂં કર્ત્તવ્ય તો શ્રી ઇષ્ટનું ધ્યાન યોગ દ્વારા કરી મુક્ત થવામાં જ રહેલું છે. તે તો તે પ્રભુ યોગ્ય લાગશે તે રીત્યે કરશે. પોતાના ભક્તનું હિત થાય તે રીત્યે પ્રભુ સુખ દુઃખ આપીને કર્મનો ભોગ પુરો કરાવે છે. એવી દૃઢ સમજણ સાથે જેઓ શ્રી ઇષ્ટનું સ્મરણ કરે છે અને ઇષ્ટનું શરણ પકડે છે તેજ મનુષ્ય અભયપદ પામીને કૃતકૃત્ય થાય છે. બીજા સર્વ સંસારમાં મિથ્યા પ્રયાસ કરે છે. શરીર અને મન પ્રસન્ન રાખી રહેજો.

ता. २४-१२-१९२४

श्री इन्डियन नेशनल कोन्ग्रेसके बेलगाम नशीन अधिवेशनके श्री सभापति महोदय—

कोन्ग्रेस-अधिवेशन-मंडळ, बेलगाम.

आप श्रीमान् महोदयसे और आपके सभापतित्वसे सुहागिनी श्री इन्डियन नेशनल कोन्ग्रेस याने अखिल भारत वर्षीय राष्ट्रिय महासभासे निश्चल बन्धुभाव समेत हम लोगोके श्री विश्वेश्वर स्मरण विदित हो।

अपरं च सविनय निवेदनीय यह है -कि अगर इन्डियन नेशनल कोन्ग्रेस और तद्वाचक पर्यायरूप बिरूदका आपलोगोका हार्दिक सदभिमान हो, तो स्पृश्यास्पृश्यादि मर्यादा विषयक हमारे धार्मिक विषयोमें आप लोग दस्तन्दाजी करनेका कृपा करके छोड दे। जैसा शाहनशाही या नौकरशाहीकों भी हमारे धार्मिक आचार विचारमें दखल करना भयंकर अन्यायरूप है वैसे हि नायकशाही या लोकशाहीको भी अधिकतर खौफनाक व गैरइन्साफी समझना चाहिये ॥ सबब-हरकोई शाही संस्था चाहे राजसत्ताक हो या प्रजासत्ताक हो, तो भी वो अपनी सत्ता नीचेका छोटामें छोटा जनसमुदायकी धार्मिक आचार विचार विषयक मान्यताओको रंचमात्र भी अवहेलन नहि पहुंचा सकती है। आपलोक जो हर साल राष्ट्रिय महासभा और हिन्दु महासभा वगेरे कोन्ग्रेस कोन्फरन्स वगेरे परिषद वगेरे नामोसें विविध स्थानोमें जलसा करते हो उनलोगोंको संख्यामें हि हम सारे भारतवासी सनातनी हिन्दु महादलका समास नहि हो सकता है, बल्कि आपलोग जो हम हिन्दु महादलका सुधारका स्वयं अभिमान सिरपर उठाते फिरते हो वे आप सबका कुल समुदाय हमारा महादलमें चूनका गंजमें लूनकी चिपटी मात्र है। ईस्लामी, जरथोस्ती, खीस्ती वगेरेमें भी जो अपने अपने कदीम मजहबी फिरकेदार है वे सभी हमारी मिसाल आपलोगोकी नय-कुतूहली मंडली सें दूर हि है। आप

लोगका व्यक्ति स्वातंत्र्यकी बीचमें आनेका हमे लेश भी इरादा नहि। मगर मातृभूमि या राष्ट्रहितकी दुहाई के नीचे हम सनातनीओकी धर्ममर्यादाको आपलोग नष्ट करनेकी चेष्टा कर रहे हो इसके सामने हमलोगोंको सर्वस्वाहुति देके सामना करना पडेगा। क्योंकि कोई भी जाति धर्म शैथिल्य करके अपनी ख्याति नहि निभा सकती। मर्मज्ञ सनातनी सब समझ गये हैं कि आपलोग स्वराज्य के बदल श्वराज्य उत्पन्न करके हमारी समग्र हिन्दु जातिको और प्रजामें प्रलीन करके "लेने गई पूत और रोाके आई खसम" इस हालतको पैदा करोगें, और श्रद्धाशील दलका अन्तरात्मा भी वही पुकार रहा है कि आपलोग पगडी कमानेकी लालच देते हो लेकिन सर कटवानेका अंजाम खडा करोगे। आपलोगोंकी ख्यालातमें आप वंचित हैं ऐसा समझनेकी दूर दृष्टि परमात्मा आपको दे। इतना हि निवेदन करके हमलोग शान्त होते हैं। हमलोग अतःपर प्रतारणाके वश न होंगे इति॥

भवदीय मंत्री, श्री सनातन समस्त हिन्दुधर्म सभा, अमदावाद
बंबई ता. १९-२-१९

मान्यवर पं. श्री अक्षयराज व्यास-मिरजापुर निवासी
मु. बंबई

सविनय प्रार्थना है कि ता. १८-२-२९ की चिट्ठी मुझे उसी ही रोज सामको मिलीं उसपहिले मुझको दुपहरको दूसरे द्वारसे खबर मिल गईथी, कि आप महोदयने मुझको आपकी तर्फसे, आप और श्रीमान् अनन्ताचार्यजी महाराजके बीचमें होनेवाला शास्त्रार्थ संबंधमें नियम वगेरे तय करनेको निर्वाचित किया है। मेरा आपका परिचय न होने पर भी आपने मुझे इतना विश्वसनीय समझा इस लिये मैं आपका उपकृत हूं। परन्तु इस बारे में दोनो तर्फसे निकली हुइ नोटीसों को पढकर मैं यह समझता हूं कि आपकी तरफसे मैं और आपके प्रतिपक्षकी तरफसे श्रीमान् शेठको

खेमराजजी निर्वाचित किये गये है, सो केवल शास्त्रार्थके नियम निश्चय करनेकेलिये नियत किये गये है। मध्यस्थकी तोरसे हमारा निर्वाचन नहि है। इस विषयमें मेरी विज्ञप्ति यह है कि नियम करनेवाले दुसरे होना योग्य नहि है। आप दोनों पक्ष एक या जादे मध्यस्थ बना लिजिये। वो मध्यस्थ हि विवादानुकूल नियम भी कर लेगा और शास्त्रार्थ का निर्णय भी कर देगा।

दोनों पक्षकी तर्फसे इस विषय का पूर्णतया निर्णय की अपेक्षा रहती है यह निर्णय होने बाद जो हमको कर्तव्य जचेगा उसमें हम प्रवृत्ति करेंगे।

वि. भवदीय
नगीनदास पुरुषोत्तमदास संघवी का नमस्कार
તા. ૨૧-૧૦-૧૯૪૫ મંગળવાર

સંઘવીભુવન, લાલાવસાની પોળ– અમદાવાદ.

પ્રિય પૂજ્ય શાસ્ત્રીજી શ્રી મનસુખરામભાઈ,

ઉપમંત્રી–શુ. પ્રા. વ. સ્વ. સંઘ–સૂરત

આપના કાર્ડ એ પ્રયાગરાજ કુંભના મેળા પ્રસંગે અખિલ ભા. વ. સ્વ. સંઘના મહાધિવેશનના પ્રમુખપદ માટે ત્રણ નામ પસંદ કરી મોકલવા સમિતિની મીટિંગમાં હાજર રહેવાની સૂચનાનાં આવ્યાં. તે સંબન્ધી નીચે પ્રમાણે મારી વિનંતી છે :—

(૧) મારાથી વૃદ્ધાવસ્થાને લીધે સૂરત આવી શકાશે નહિ. તો ક્ષમા કરશોજી.

(૨) પ્રમુખપદ માટે મને ત્રણ નામ યોગ્ય લાગે છે. તે નીચે પ્રમાણેઃ—

(૧) રા.બ.શ્રી નટેશ ઐયર, (૨) આપણા પૂજ્ય આચાર્યચરણ શ્રી વજરત્નાચાર્યજી મહારાજ, (૩) પંડિતરાજ રાજેશ્વર શાસ્ત્રી દ્રાવિડ.

ઉપર પ્રમાણે મહારાજશ્રીને મારા નમસ્કાર સાથે નિવેદન કરશો. કાર્યસેવા ફરમાવશોજી.

મંત્રી–શુ. પ્રા. સંઘ અમદાવાદ
નગીનદાસ પુ. સંઘવીના પ્રણામ



# પરિશિષ્ટ ચ

## સંઘવીજી ઉપર આવેલા પત્રો

શ્રીસનાતનધર્મો વિજયતેતરામ્

-ઉજ્જૈન, વૈશાખ સુદી બીજ, બુધવાર

**માનનીય ધર્મપ્રેમી ભક્તરાજ શ્રીયુત નગીનદાસ સંઘવીજી**

વિશેષમાં અહીં કુંભ પ્રસંગે સનાતન ધર્મ વિરુદ્ધ ઉભી થએલી કેટલીક વિકટ સમસ્યાઓના ઉકેલ માટે તથા જનસમુદાયમાં ઉભી થએલી મુંઝવણ દૂર કરવા શ્રી સનાતન ધર્મ સંરક્ષક મહામંડળ તરફથી કેટલીક સભાઓ તથા વ્યાખ્યાનના પ્રસંગો રાખવામાં આવ્યા છે. આ કાર્ય માટે કાશીજીથી પણ કેટલાક અગ્રગણ્ય વિદ્વાનોને નિમંત્રિત કરવામાં આવેલા છે. તો ગુજરાત 'અમદાવાદ તરફથી આપ પણ અત્રે વેળાસર પધારી આપની અમૂલ્ય સેવાનો લાભ મંડળ તથા પ્રજાને આપી ઉપકૃત કરશો. એજ.

પૂ. સ્વામીશ્રી જયેન્દ્રપુરીજી મહારાજની આજ્ઞાથી લિ. સેવક વૈદ્ય આશાભાઈ પટેલના સવિનય પ્રણામસહ હરિ સ્મરણ.

**મૂળજી માધવજીની ધર્મશાળા, મુંબઈ તા. ૩૧-૧૨-૨૯**

**ભા-ભૂ-વ્યા-મા-રા. રા. સંઘવીજીને શુભાશીર્વાદ.**

ગયે કાલે બપોરે સ. ભૂ. રા. રા. હીરાલાલભાઇ સોલીસીટર આવ્યા હતા. વાતચીત કરતાં કહ્યું કે સંઘવીજી અહીં આવવાના છે? આવે તો કામ છે મેં કહ્યું કે હું પત્ર લખીને બોલાવું. ત્યારે બોલાવવાનું કહી ગયા છે. અહીં એક સનાતન ધર્મ પરિષદ મોટા પાયા ઉપર બોલાવવાનો રા. હીરાલાલભાઈનો વિચાર પૂરો છે. તે માટે તેઓ ખરા અંતઃકરણથી મહેનત કરી રહ્યા છે. બીજું ગુજરાતી પેપરને માટે શું કરવું તેનો પણ વિચાર કરી રહ્યા છે. તે સર્વે બાબતમાં મદદગાર થવા માટે આપની જરૂર છે. આ વખતમાં સનાતન ધર્મ માટે તન મન અને કિંચિત્ ધનથી પણ કાળજી પૂર્વક કામ કરી રહ્યા છે. માટે આપના આવવાથી હીરાલાલભાઇનું મન પ્રસન્ન થાય એમ છે—એજ આશીર્વાદ. ઇતિ શિવમ્

**શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામી.**

काशी, भाद्रपद कृष्ण १३ बुधवार १९८५

श्रीयुत धार्मिकवर नगीनदास संघवी महाशयको अनेक आशीर्वाद-पूर्वक निवेदन।

महोदय। आपका पत्र मिला समाचार मालूम हुआ. आपके लिखने के अनुसार प्रवेशपत्र वगैरे भेज देंगे। आपसे प्रार्थना है कि आपसे जितना हो सके उतना ब्राह्मणसम्मेलनका प्रचार करें। श्रीमज्जगद्गुरु शंकराचार्य श्रीराज-राजेश्वराश्रम स्वामिमहाराजके पास मुंबई के पत्ते से प्रार्थना पत्र मैंने भेजा है वह पहुंचा ही होगा परन्तु आप भी हमारे तरफसे प्रार्थना करके सम्मेलनमें पधारने के लिये अनुरोध करें तो बहुत उपकार हो. और भी जो जो लोग योग्य होंगे सभी को हमारे तरफ से प्रार्थना कर सम्मेलनमें पधारने के लिये अनुरोध करियेगा. कारण हमारे प्रतिनिधि आप ही हैं। हम तो सभीका नाम जानते नही इसलिये आपही के ऊपर यह भार है। सभाध्यक्ष श्रीमान महाराज दर्भङ्गा नरेश हुए हैं। श्रीशङ्कराचार्य संकेश्वरमठ धर्मनिर्णयकी घोषणा करेंगे। अतएव मुख्याधिष्ठाता शब्द से उनका निर्देश किया जाय ऐसा निर्णय किया है। जल्दी ही इसको प्रकाशित करेंगे. धर्माचार्य लोग जितने अधिक संख्यामें आवेंगे उतना ही उपकार होगा ईसलिये हमने सभीको निमन्त्रण दिया है आपभी इसके लिये अनुरोध करें यह निवेदन है। काशीमें यह सम्मेलन हो रहा है इसलिये सूर्यग्रहण पर्वकालका लाभ होकर लोगोंका बडा पुण्य सञ्चय होगा साथ२ धर्मकी रक्षा होगी ऐसा सोच कर सभी सज्जन सनातन धर्मीओंको अवश्य पधारना चाहिये। किमधिकं विशेषज्ञेषु. आपका

श्रीलक्ष्मण शास्त्री द्राविड.

नागपुर, ता. २५-१-३५

श्रीमान् शेठ नगोनदासजी संघवी, मान्यवर महोदय.

ता. १४-२ को आपको सेवामें चिठ्ठी क्रमांक २७ भेजीथो उसका उत्तर आनेकी राह देख रहे हैं कृपा करके शीघ्र उत्तर भेजीये संघने आपके स्वाधीन जो कार्य किया है वह इतने महत्वका है कि संघ का पराक्रम ही केवल नहीं पर जीवितभी उसी आधार पर है आप उपेक्षा करेंगे बडी कार्यहानि होगी. अर्थ मंत्री तथा कोषाध्यक्ष आपकी सहायता विना मिले कुछ नहि कर सकते. कार्य कुछ कर अवश्य रहे होंगे पर उसका हाल हमें मालुम होता जाय तो कार्य करने में हमारा भी उत्साह बढेगा. और हमें धैर्य आवेगा. पत्रका उत्तर शीघ्र भेजनेकी कृपा करें. इति शम्

भवदीय मंत्री. व. स्व. संघ स माः पराण्डे

मु. पनिचा जि. बलिआ ता. २५-१-४३

स्व. श्री. संघवीजी के स्वर्गवास का श्रवणसे मुझे जो व. स्व. संघकी रक्षा के निमित्त चिन्ता हुई है वह स्व. सर मनमोहनदास रामजी और स्व. हीरालाल डाह्याभाई सोलीसीटर के स्वर्गवास से इस लिए अधिक है कि ये दोनो सज्जन श्री संघवीजी के संपर्क से संघके श्रद्धालु बने थे। मेरी राय है कि आप संघवी के स्मारक में एक धर्म शास्त्र की परीक्षा स्थापित कीजीए.

पंडित रमापति मिश्र

આન્ટેરીઓ, મુંબઈ ૭, તા. ૧૪-૧૦-૧૯૩૧

પૂજ્ય શ્રી સંઘવીજી,

"કવિ શ્રી ખબરદાર અને હેમની કવિતા" એ તમ્હારો લેખ અત્યારની ટપાલમાં આવ્યો અને આવતાં જ તે વાંચી ગયો. ઘણો ગમ્યો. ખબરદારને મુબારકબાદી આપનારને હું મુબારકબાદી આપું તો પ્રાગલ્ભ્ય તો નહિ ગણાય ને? કમીમાં કમી, 'પ્રાગલ્ભ્ય'

ગણાય તો પણ, હૃદય શુદ્ધિ અપાવી શકશે. અક્ષર આવા સુરેખ રાખી શકયા છો એ જેવું તેવું અભિનન્દનીય નથી. વિચારો ઉન્નત, પ્રમાણપુષ્ટ, હિતાવહ છે; વ્યવસ્થા સુઘટિત છે; વિષયનિરૂપણનો ક્રમ સ્વાભાવિક છે; ભાષા અખંડ વાગ્ધારા છે **"જાતીય સ્વત્વના સંરક્ષણ સહિત પશ્ચિમનાં શુભતત્ત્વોનો વિવેક સહિત સ્વીકાર" એ જ કવિની કાવ્યસૃષ્ટિનું ધોરણ સમજવામાં તમ્હે** સાચા છો. અન્ધ અનુકરણ કરે એવા વિવેકહીન અને ગુલામી માનસવાળા તો કવિશ્રી નથી જ. ત્હમે જેનું અવતરણ આપ્યુ છે તે અગ્નિપુરાણનો શ્લોક તો એમના કવિત્વને આબાદ લાગુ પડે છે. એકંદરે તમારી કદર ખગે છે.

**किं बहुना?** આપે શ્રમ લીધો તે માટે મ્હારા પોતના તરફથી તેમ જ સમિતિ તરફથી આપનો આપના વિચારપૂર્ણ લેખ માટે અન્તઃકરણ પૂર્વક આભાર માનવાની રજા લઉં છું. આવેના લેખોમા આપનો એક સારામા સારો લેખ મ્હને મ્હારી નજરે લાગ્યો છે

એક કહું? આપ શીઘ્ર કવિ છો તો એક આશીર્વાદ કવિશ્રીને કાવ્યરૂપે ન મોકલી શો? આપનો

ચંદ્રશંકર પંડ્યા.

આકાશેઠના કુવાની પોળ, **અમદાવાદ,** તા. ૨૧-૮-૩૯

**શીઘ્રકવિરાજ, સાક્ષરવર્ય, શ્રીમાન્ નગીનદાસ પુ. સંઘવીજી,**

આપના **પદ્યસંઘ**ની નવીન આવૃત્તિની નકલ મ્હને મોકલવા આપે કૃપા કરી, તે માટે હું આપનો આભારી છુ.

આપની રસભરી, બોધપ્રદ કાવ્ય (અને સાહિત્ય) કૃતિઓનો હું મૂકથી પ્રશસક છુ. આપના પદ્યસઘ (પ્રથમ યાત્રા)નું રસપૂર્વક વાચન તો ઘણા વર્ષો ઉપર મ્હે કર્યું હતુ; અને વ્યાપારના કાઇક કડુ અનુભવ પછી, આપે રચેલ "સરસ્વતીની ક્ષમા યાચના"નુ હૃદયદ્રાવક કાવ્ય અમારા મિત્રમંડળમા વચાવ્યુ હતુ. (એ કાવ્ય હું ભૂલ ન કરતો હોઉં તો **વાર્તા વારિધિના** પ્હેલા જ અંકમા

પ્રકટ થયું હતું; પણ આપના આ સંગ્રહમાં આવ્યું જણાતું નથી.) આ શિવાય, આપણી ભાષાના શિષ્ટ ગદ્યપદ્યના ઉત્તમ ફકરાઓનો અમે એક સંગ્રહ કર્યો હતો. (જે પાછળથી ગેરવલ્લે પડ્યો!) હેમાં પણ મ્હેં આપના 'સરસ્વતી રાસ' તથા 'શ્રૃંગાર શતક' અને 'રેલિમેક્સ' આદિમાંથી સુન્દર ઉતારા લીધાનું મ્હને સ્મરણમાં છે.

આપની–હિન્દુ રાષ્ટ્રની, અને આર્ય ધર્મની સેવાઓના જેટલીજ ગૂજરાતી સાહિત્યની સેવા પણ ઉજ્જ્વલ, યશસ્વી છે; એમ હું ઘણા સમયથી માનતો આવ્યો છું. સાઠેક વર્ષ ઉપરાંતનું સતત સેવામય જીવન ગાળનાર આદર્શ વ્યક્તિનો, દંભને સત્ય માનનારા અત્યારના પક્ષવાદી માનસભર્યા, જાહેર ખબરીયા જમાનામાં, યોગ્ય સત્કાર કદાચ ઓછો થાય, એ સંભવિત છેઃ તથાપિ મ્હને પૂર્ણ શ્રદ્ધા છે કે આપના જીવન અને કવનમાં સાચું સુવર્ણ છે, હેનું સુમૂલ્ય તો ભવિષ્યના પ્રામાણિક ઇતિહાસમાં જરૂર થશે.

શ્રી ઇષ્ટ કૃપાથી આપને સ્વદેશની–સ્વધર્મની–માતૃભાષાની સેવાઓ દીર્ઘ કાળ સુધી ચાલુ રાખવાનું આરોગ્ય પ્રાપ્ત રહો, એ નમ્ર પ્રાર્થના છે.

લિ. રામમોહનરાય જશવંતરાયના "જયભારત"
સુરત, તા. ૨૮મી માર્ચ સને ૧૯૩૮

શ્રીમાન્ મંત્રીજી,

જત, અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની ગુજરાત પ્રાંતીય સમિતિની એક બેઠક ચૈત્ર સુદ ૫ મંગળવાર તા. ૫–૪–૩૮ને દિને સાંજે ચાર વાગે શ્રી શેઠ બાલાભાઈ ગિરધરલાલની પેઢીમાં સંઘના કાર્યાલયમાં રાખવા પૂ. પા. શ્રી ભિક્ષુરત્ન લાલજી મહારાજની આજ્ઞા થઇ છે. અ. ભા. વ. સ્વ. સંઘની ગુ. પ્રાંતીય સમિતિના અમદાવાદમાંના સભ્ય મહાશયોને, આપ યુક્ત મંત્રી હોવાથી, આપની સહીથી ખબર આપવા મહારાજશ્રીની આજ્ઞા

થઇ છે તે પ્રમાણે વ્યવસ્થા કરશોજી. મહારાજશ્રી એક બે દિવસમાં અમદાવાદ આવનાર છે. પત્ર મળ્યાનો ઉત્તર લખવા કૃપા કરશોજી. અત્રે સુરતના સભ્યોને હું ખબર આપીશ. એજ વિનંતિ.

મનુશંકર કૃષ્ણશંકર દવેના યથા ઘટિત

મુંબઈ તા. ૧૫મી ઓકટોબર ૧૯૩૨

પ્રિય ભાઈ નગીનભાઈ,

આ પત્ર લાવનાર મહોપદેશક પં. કલ્પનાથજી શર્માને મુંબઇ પ્રાન્તીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ તરફથી ઉપદેશક નીમ્યા છે.

અમદાવાદમાં જૂદે જૂદે સ્થળે એમની કથા પ્રવચન ભાષણ વગેરે થાય એવી ગોઠવણ કરશો.

કડીની સનાતન ધર્મ સભાના મંત્રીનો પત્ર હતો; તેમણે પણ ત્યાં પ્રચારકની જરૂરીઆત દર્શાવી છે. તો તમે ત્યાં પણ પ્રચાર કાર્ય સારી રીતે થાય તેવી આ પંડિતજીને ગોઠવણ કરી આપશો.

સી. હીરાલાલ ડા. નાણાવટીના સપ્રેમ જયગુરુ

ભાવનગર તા. ૨૧-૧-૧૯૨૦

સાક્ષરરત્ન પ્રાણાત્મસ્વરૂપ બંધુ શ્રીયુત નગીનભાઈ

શ્રી ઇષ્ટ ગુરુ કૃપાથી અત્ર કુશલ છે: આપ સર્વ સુપ્રસન્ન હશો.

આ પત્ર લખી આપને વિજ્ઞપ્તિ કરવાની કે તા. ૩૦-૩૧ જાન્યુઆરી તથા ૧ ફેબ્રુ૦ એમ ત્રણ દિવસ અહિં આર્યસમાજનું અધિવેશન નક્કી થયેલું છે. એ પ્રસંગે મહાસમર્થ પ્રતિવક્તા રૂપે આપની અમને પૂરી જરૂર છે. પહેલાં આપ આવી શકયા નહતા, પરંતુ આ સમયે છટકી જવાશે નહિં. ત્રણે દિવસ આપ અહિં રહો તો તો અતિ ઉત્તમ; તેમ ન જ બને તો બે દિવસ, અને તેમ પણ ન બને તો છેવટ એક દિવસ માટે પણ પધારશો. આ પત્રને અહિંના સનાતન ધર્મપ્રવર્તક મંડળના રીતસર આમંત્રણરૂપે ગણવા કૃપા કરશો. એ મંડળ તરફથી જ આપે અહીં

પધારવાનું છે, આશા છે કે આપને અને આ નગરીની આસ્તિક પ્રજાને આપ નિરાશ કરશો નહિ.

કૌશિકરામના સપ્રેમ જયગુરુસહ નમસ્કાર

લી. ભવદીય મંગલાકાંક્ષી, ધર્મબંધુ,

ચુનીલાલ છોટમલાલ બોહરાના જયશ્રીસાંબ

વિઠ્ઠલકીડાભવન બરોડા તા. ૧૦-૫-૧૯૪૧

સાક્ષરશ્રી પરમ સ્નેહી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી સપ્રેમ નમસ્કાર વિ. વિ.

આપનો કૃપા કાર્ડ આવ્યો તે સમયે આપે મેં મારૂં જીંદગીનું ધ્યેય બનાવી જે કામ સ્વીકાર્યું છે તે જ કામ મને સોંપ્યું તે બદલ હું આપનો આભાર માનું છું. આપે મગાવ્યા પ્રમાણે હિંદી કવાયતનું પુસ્તક ગઈ કાલે જ બુક પોષ્ટથી આપને ભેટ તરીકે મોકલ્યું છે તે મળ્યુ હશે જ.

અમદાવાદ જેવા શહેરમાં ગલ્લી ગલ્લીએ વ્યાયામ મંદિરો સ્થપાવવા જોઈએ અને તેના માટે અમદાવાદમાં ઘણા મીલ માલિકો છે તેઓ જો એક એક વિદ્યાર્થીને સ્કોલર શિપ આપે તો ૫૦-૬૦ ઉત્સાહી વિદ્યાર્થીઓ અત્રે શિક્ષણ લેવા માટે આવે તે અત્રેના કોઇ વિદ્યાર્થી ત્યાં આવી કામ કરે તેના કરતાં ઘણું જ થશે. કારણ કે તે વિદ્યાર્થીઓ અત્રેથી ત્યાં જઇ ગલ્લી ગલ્લીએ વ્યાયામ મંદિરો ચલાવશે. આશા છે કે આપ એ કામ હાથ પર લઇ ૫૦-૬૦ની ટોળી આવે તો ઘણું જ સારૂં. નહિ તો નાની સરખી ટોળી મોકલો તો અમો તેમને બરાબર તૈયાર કરી આપીશું. એજ કામ સેવા ફરમાવશો.

આપનો માણિકરાવ

રાજકોટ તા. ૨૨-૬-૧૯૩૬

સનાતન ધર્મવીર શ્રીમાન્ નગીનદાસભાઇ સંઘવી સાહેબ, અમદાવાદ

આપની તબીયત આનંદમાં ચાહું છું. હાલમાં મુંબાઇની લેજીસ્લેટીવ કાઉન્સીલ અને વડી ધારાસભામાં ધર્મધ્વંસીઓ તરફથી કયાં કયાં બીલો રજુ થયાં છે તે લખવા મહેરબાની કરશો જેથી

અખિલ હિંદ ઔદિચ્ય બ્રહ્મ સમાજના પ્રમુખના દરજ્જાથી હું એ સંબંધમાં ઘટતે સ્થળે પ્રોટેસ્ટ મોકલીશ.

આપના પેપરના ગયા અંકમાં એ વિષે લખાણ આવ્યું હતું પણ અંક ગુમ થયેલ છે, આપને ધન્ય છે કે આપે ધર્મ માટે આટલો બધો શ્રમ લીધો છે. અત્યારે આખા ભરતખંડમાં સનાતન ધર્મ માટે અને તેના હિત હીમતથી લઢત ચલાવનાર આપની કોટિના વીર નર થોડા છે કામકાજ ફરમાવશો.

શુભેચ્છક-ડોકટર કાલિદાસ મોતીરામના જયનારાયણ વાચશો.

Sir, Bombay, 2nd Novr. 1938

Sheth Nagindas Purshottamdas Sanghavi

At the meeting held at Madhav Bag on 1st Novr. 1938 for establishing the **Vadic Rastrashashan sang**, You have been appointed as **one of the Vice President** of the said **sang.** I, as the Honarary Secretary of that sang, have the honour to request you to accept the office and kindly acknowledge.

Hon. Secretary,

**Vadic Rastrashashan Sang.**

નાગરવાડો, પાટણ, તા. ૨૩-૧૦-૧૯૩૫

**શ્રીયુત સનાતન ધર્મ પરાયણ સુરબ્બી સંઘવીજી,**

પાટણમા "સનાતન ધર્મ પ્રવર્તક મડળ" સ્થપાયુ છે. તેના મત્રી તરીકે મને સેવા કરવાની મળી છે.

આપ તે સબંધમા યોગ્ય સુચનાઓ વખતો વખત આપતા રહેશો. અને બે ચાર દિવસ માટે આપ પાટણ પધારવાની અનુકુળતા કરો તો ઘણો જ ઉપકાર થશે. મડળના પ્રમુખશ્રી નરભેરામભાઈએ આપને જય સચ્ચિદાનંદ કહ્યા છે.

**રામશંકર મણિશંકર આચાર્યના યથાયોગ્ય.**



| અ. નં. | તારીખ | વક્તાનું નામ | વિષય |
|---|---|---|---|
| ૨૬ | ૧૯—૪—૧૯૨૬ | શ્રી કૌશિકરામ વિઘ્નહરરાય મહેતા શ્રી શંકરપ્રસાદ મિશ્ર, પંડિત શ્રી કાશીનાથ વ્યાસ, નગીનદાસ પુ. સંઘવી | શ્રી રામ જયન્તી મહોત્સવ |
| ૨૭ | ૧૮—૫—૨૬ | પં શંકરપ્રસાદ મિશ્ર, કૌશિકરામ વિ મહેતા શ્રી સંઘવીજી, પ્રમુખ ભાસ્કર ગણેશ જોશી, | શ્રી શંકરાચાર્ય જયન્તી મહોત્સવ |
| ૨૮ | ૩—૬—૨૬ | શ્રી લક્ષ્મીશંકર નરોત્તમભાઇ, પં. શંકરપ્રસાદ મિશ્ર, કૌશિકરામ મહેતા, શ્રી સંઘવીજી | મનુષ્યધર્મ |
| ૨૯ | ૨૭—૬—૨૬ | શ્રી અનંતાચાર્યજી તથા પ્રો. સ્વામિનારાયણ | અશક્ત જાનવર |
| ૩૦ | ૪—૨—૧૯૨૭ | પંડિતજી શ્રી કાશીનાથ વ્યાસ, શ્રી સંઘવી | સનાતન ધર્મ |
| ૩૧ | ૭—૮—૨૭ | પંડિતજી પદ્મનાભ શાસ્ત્રી | વર્ણાશ્રમ ધર્મ |
| ૩૨ | ૨૭-૧૨—૨૭ | શંકરાચાર્યશ્રી શ્રી રાજરાજેશ્વરાશ્રમ | શ્રી મણીલાલ ઈચ્છારામ દેસાઇને સુવર્ણપદક આપવાનો સમારંભ |
| ૩૩ | ૨૩—૪—૧૯૨૮ | શ્રી નગીનદાસ પુ. સંઘવી | સનાતન ધર્મ અને શંકરાચાર્ય ચરિત્ર |
| ૩૪ | ૨—૫—૧૯૨૯ | શ્રી બોધાશ્રમ મહારાજ, શ્રી રામાશ્રમ મહારાજ | સનાતન હિન્દુ ધર્મ |
| ૩૫ | ૧૩—૫—૨૯ | પ્રમુખ શ્રી ભાસ્કર ગણેશ જોશી, શ્રી સંઘવીજી, પં. શંકરપ્રસાદ મિશ્ર, કૌશિકરામ મહેતા, શ્રી જયેન્દ્રરાવ દુર્કાળ, શ્રી. નર્મદાશંકર ગણુપતરામ ઠાકર | શ્રી મહેશ્વરાવતાર જગદ્દગુરુ શ્રી આદ્ય શંકરાચાર્ય ભગવાનનો જયન્તી મહોત્સવ |

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ૮—૭—૨૯ | શ્રી કાલુરામ શાસ્રી શાસ્ત્રાર્થ મહારથી | વર્ણાશ્રમ વ્યવસ્થા<br>શ્રી સનાતન ધર્મ |
| ૩૭ | ૧૦—૭—૨૯ | " " | શ્રી હરિકથા |
| ૩૮ | ૨૭—૧—૧૯૩૦ | પંડિત શ્રી દુર્ગાશંકર બાજપેયી | જ્ઞાતિ બંધારણ અને વર્ણાશ્રમવ્યવસ્થા |
| ૩૯ | ૭-૧૧—૧૯૩૨ | શ્રી નવીનદાસ સંઘવી | કીર્તન અને ઉપદેશ અને હિન્દુત્વની રક્ષા |
| ૪૦ | ૨૬-૧૧—૩૨ | શ્રી કલ્પનાથ શર્મા | સનાતન હિન્દુ ધર્મનું ગૌરવ |
| ૪૧ | ૩-૧૨—૩૨ | શ્રી કલ્પનાથ શર્મા | સનાતન ધર્મગ્રંથ માનનીય તથા વર્ણાશ્રમ |
| ૪૨ | ૧૧—૧—૧૯૩૩ | ધાર્મિક સંસ્થાઓના અગ્રેસર વક્તાઓ તથા અન્ય વક્તાઓ | વ્યવસ્થા, મંદિરોની વ્યવસ્થા સંબંધી |
| ૪૩ | ૩—૨—૩૩ | " " " | શ્રી. રંગા આયરના બીલ સંબંધી સનાતનીઓનું કર્તવ્ય: વર્ણાશ્રમ ધર્મની રક્ષા |
| ૪૪ | ૫—૨—૩૩ | મંડલેશ્વર સ્વામીશ્રી જયેન્દ્રપુરીજી મહારાજ | સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક |
| ૪૫ | ૧—૩—૩૩ | પ્રમુખ તૃતીયપીઠાધીશ્વર પૂજ્યપાદ ગોસ્વામી શ્રી વ્રજરત્નલાલજી મહારાજ કાંકરોલીવાળા | સનાતન ધર્મ |
| ૪૬ | ૧૪—૫—૩૩ | પં. શ્રી બચ્ચા ઝા ના પુત્ર પંડિત શ્રી જગદીશ ઝા તથા લક્ષ્મીનાથ ઝા. | ભગવાન શંકરાચાર્ય અને બૌદ્ધમત |
| ૪૭ | ૧૫—૬—૩૩ | પં. પદ્મનાભ શાસ્રીજી | ઉપદેશ સહસ્રી |
| ૪૮ | ૨૨—૬—૩૩ | પંડિત વિદ્યાધર શાસ્રીજી | સનાતન ધર્મ અને વિશ્વશાન્તિ |
| ૪૯ | ૨૬—૭—૩૩ | શ્રી રઘુવીરદાસજી, પદ્મનાભ શાસ્રી, અનુપરામ શાસ્રી, પં. શંકરપ્રસાદ મિશ્ર વિગેરે | મનુષ્ય કર્તવ્ય અને સનાતન ધર્મની આવશ્યકતા |
| ૫૦ | ૫—૯—૩૩ | | મ્યુ. ઇલેક્શનમાં મદદગિરનાર ઉમેદવાર માટે |

| અ. નં. | તારીખ | વક્તાનું નામ | વિષય |
|---|---|---|---|
| ૨૬ | ૧૯—૪—૧૯૨૬ | શ્રી કૌશિકરામ વિ'નહરરાય મહેતા<br>શ્રી શંકરપ્રસાદ મિશ્ર, પંડિત શ્રી કાશીનાથ વ્યાસ, નગીનદાસ પુ. સંઘવી | શ્રી રામ જયંતી મહોત્સવ |
| ૨૭ | ૧૮—૫—૨૬ | પં શંકરપ્રસાદ મિશ્ર, કૌશિકરામ વિ મહેતા<br>શ્રી સંઘવીજી, પ્રમુખ ભાસ્કર ગણેશ જોશી, | શ્રી શંકરાચાર્ય જયન્તી મહોત્સવ |
| ૨૮ | ૩—૬—૨૬ | શ્રી લક્ષ્મીશંકર નરોત્તમભાઇ, પં. શંકરપ્રસાદ મિશ્ર, કૌશિકરામ મહેતા, શ્રી સંઘવીજી | મનુષ્યધર્મ |
| ૨૯ | ૨૭—૯—૨૬ | શ્રી અનંતાચાર્યજી તથા પ્રો. સ્વામિનારાયણ | અશક્ત જાનવર |
| ૩૦ | ૪—૨—૧૯૨૭ | પંડિતજી શ્રી કાશીનાથ વ્યાસ, શ્રી સંઘવી | સનાતન ધર્મ |
| ૩૧ | ૭—૮—૨૭ | પંડિતજી પદ્મનાભ શાસ્ત્રી | વર્ણાશ્રમ ધર્મ |
| ૩૨ | ૨૭-૧૨—૨૭ | શંકરાચાર્યશ્રી શ્રી રાજરાજેશ્વરાશ્રમ | શ્રી મણીલાલ ઇચ્છારામ દેસાઇને સુવર્ણપદક આપવાનો સમારંભ |
| ૩૩ | ૨૩—૪—૧૯૨૮ | શ્રી નગીનદાસ પુ. સંઘવી | સનાતન ધર્મ અને શંકરાચાર્ય ચરિત્ર |
| ૩૪ | ૨—૫—૧૯૨૯ | શ્રી ભાધાશ્રમ મહારાજ, શ્રી રામાશ્રમ મહારાજ | સનાતન હિન્દુ ધર્મ |
| ૩૫ | ૧૩—૫—૨૯ | પ્રમુખ શ્રી ભાસ્કર ગણેશ જોશી, શ્રી સંઘવીજી, પં. શંકરપ્રસાદ મિશ્ર, કૌશિકરામ મહેતા, શ્રી જયેન્દ્રરાવ દુર્કાળ, શ્રી. નર્મદાશંકર ગણપતરામ ઠાકર | શ્રી મહેશ્વરાવતાર જગદ્ગુરુ શ્રી આદ્ય શંકરાચાર્ય ભગવાનની જયન્તી મહોત્સવ |

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ૮—૭—૨૯ | શ્રી કાલુરામ શાસ્ત્રી શાસ્ત્રાર્થ મહારથી | વર્ણાશ્રમ વ્યવસ્થા |
| ૩૭ | ૧૦—૭—૨૯ | ” ” | શ્રી સનાતન ધર્મ |
| ૩૮ | ૨૭—૧—૧૯૩૦ | પંડિત શ્રી દુર્ગાશંકર બાજપેયી | શ્રી હરિકથા |
| ૩૯ | ૭-૧૧—૧૯૩૨ | શ્રી નગીનદાસ સંઘવી | જ્ઞાતિ બંધારણ અને વર્ણાશ્રમવ્યવસ્થા |
| ૪૦ | ૨૬-૧૧—૩૨ | શ્રી કલ્પનાથ શર્મા | કીર્તન અને ઉપદેશ અને હિન્દુત્વની રક્ષા |
| ૪૧ | ૩-૧૨—૩૨ | શ્રી કલ્પનાથ શર્મા | સનાતન હિન્દુ ધર્મનું ગૌરવ |
| ૪૨ | ૨૧—૧—૧૯૩૩ | ધાર્મિક સંસ્થાઓના અગ્રેસર વક્તાઓ તથા અન્ય વક્તાઓ | સનાતન ધર્મગ્રંથ માનનીય તથા વર્ણાશ્રમ વ્યવસ્થા, મંદિરોની વ્યવસ્થા સંબંધી |
| ૪૩ | ૩—૨—૩૩ | ” ” ” | મી. રંગા આયરના બીલ સંબંધી સનાતનીઓનું કર્તવ્ય: વર્ણાશ્રમ ધર્મની રક્ષા |
| ૪૪ | ૫—૨—૩૩ | મંડલેશ્વર સ્વામીશ્રી જયેન્દ્રપુરીજી મહારાજ | સ્પૃશ્યાસ્પૃશ્ય વિવેક |
| ૪૫ | ૧—૩—૩૩ | પ્રમુખ તૃતીયપીઠાધીશ્વર પૂજ્યપાદ ગોસ્વામી શ્રી વ્રજરત્નલાલજી મહારાજ કાંકરોલીવાળા | સનાતન ધર્મ |
| ૪૬ | ૧૪—૫—૩૩ | પં. શ્રી અચ્યુત ઝા ના પુત્ર પંડિત શ્રી જગદીશ ઝા તથા લક્ષ્મીનાથ ઝા. | ભગવાન શંકરાચાર્ય અને બૌદ્ધમત |
| ૪૭ | ૧૫—૬—૩૩ | પં. પદ્મનાભ શાસ્ત્રીજી | ઉપદેશ સંબંધી |
| ૪૮ | ૨૨—૬—૩૩ | પંડિત વિદ્યાધર શાસ્ત્રીજી | સનાતન ધર્મ અને વિશ્વશાન્તિ |
| ૪૯ | ૨૬—૭—૩૩ | શ્રી રઘુવીરદાસજી, પદ્મનાભ શાસ્ત્રી, અનુપરામ શાસ્ત્રી, પં. શંકરપ્રસાદ મિશ્ર વિગેરે | મનુષ્ય કર્તવ્ય અને સનાતન ધર્મની આવશ્યકતા |
| ૫૦ | ૫—૯—૩૩ | | મ્યુ. ઇલેકશનમાં મદદ કરનાર ઉમેદવાર માટે |

# પરિશિષ્ટ ૭૪ સ્વ. નગીનદાસ સંઘવીના
## પ્રસિદ્ધ થયેલા પુસ્તકો

| | | કિંમત | સંવત |
|---|---|---|---|
| ૧ | ઉદ્યોગથી થતા લાભ તથા આલસ્યથી થતી હાનિ | ૦-૬-૦ | ૧૯૪૨ |
| ૨ | ટેલિમેક્સ (ગુજરાતીમાં ભાષાંતર) | ૫-૦-૦ | ૧૯૫૪ |
| ૩ | શિશુપાલ-મદ-મર્દન અથવા [રુક્મિણી હરણ] | ૦-૬-૦ | ૧૯૫૬ |
| ૪ | શ્રી સરલ સદ્‌બોધ | ૦-૪-૦ | ૧૯૫૮ |
| ૫ | ઓનરેબલ શેઠશ્રી મોરારજી ગોકુળદાસ, સી. આઇ. ઈ. નું જીવનચરિત્ર | ... | ૧૯૬૪ |
| ૬ | ધર્મ [શ્રી નૃસિંહનાદ પરંપરા]* | ૦-૧-૦ | ૧૯૬૭ |
| ૭ | ચારુચિત્રા [આધ્યાત્મિક રસમય વાર્તા] | ૧-૦-૦ | ૧૯૬૯ |
| ૮ | ચિન્તામણિ [બીજી આવૃત્તિ] | ૦-૮-૦ | ૧૯૭૧ |
| ૯ | શ્રી સનાતન હિન્દુ ધર્મ પાઠમાળા | ૦-૨-૦ | ૧૯૭૪ |
| ૧૦ | શ્રી ગણેશ રહસ્યમા-ધર્મસંકેત* | ૦-૪-૦ | ૧૯૭૪ |
| ૧૧ | સામતશાળા શિક્ષણ* [પ્રથમ આવૃત્તિ] [બીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૧૯] | ૦-૪-૦ | ૧૯૫૭-૫૮ |
| ૧૨ | નવરાત્રના ગરબા* | ૦-૨-૦ | ૧૯૭૬ |
| ૧૩ | ભટ્ટજી શ્રી વલ્લભ ભટ્ટજીની લોકવત્સલા વાણી કળિયુગનો ગરબો | શ્રદ્ધાભક્તિ | ... |
| ૧૪ | શ્રી વલ્લભ ભટ્ટજીનો પરચો વૈલોચન આખ્યાન | ૦-૨-૦ | ૧૯૮૪ |
| ૧૫ | બારડોલીનું પૃથક્કરણ અથવા બારડોલીનો બોધપાઠ | ૦-૧-૦ | ૧૯૮૪ |
| ૧૬ | સાર્વમેદિક સંધ્યા | --- | ૧૯૮૪ |
| ૧૭ | શ્રી સદ્‌ગુરોર્મહિમ્નઃ સ્તોત્રમ્* | ૦-૪-૦ | ૧૯૮૭ |
| ૧૮ | બારડોલી અથવા વિજયસિંહ વિજય* | ૦-૨-૦ | ૧૯૯૦ |
| ૧૯ | પધસંઘ [પ્રથમ યાત્રા અને દ્વિતીય યાત્રા]* | ૨-૦-૦ | ૧૯૯૩ |

* આ ચિન્હવાળા ઉપર જણાવેલા પુસ્તકો મળી શકે છે.

